# ઐતિહાસિક કથામંજરી

## (કથામંજરી: ભાગ ૪થો)

લેખક

અંબેલાલ નારણજી જોશી, બી. એ.

પ્રસ્તાવ લેખક

દિ. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી,
એમ. એ., એલ્એલ્. બી.



પ્રકાશક

જીવનલાલ અમરશી મહેતા,
સંપાદક—"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા"; અમદાવાદ.



મૂલ્ય રૂ.૨-૮-૦

# ઐતિહાસિક કથામંજરી

## ( કથામંજરી : ભાગ ૪થો )

લેખક

અંબેલાલ નારણજી જોશી, બી. એ.

પ્રસ્તાવ લેખક

દિ. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી,
એમ. એ., એલ્‌એલ્. બી.



પ્રકાશક

જીવનલાલ અમરશી મહેતા,
સંપાદક—"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા"; અમદાવાદ.



મૂલ્ય રૂ૦ ૨-૮-૦

# અર્પણપત્રિકા.

" રૂડી રીતથી ગણતા રાજી રાજી,
ભલા, કેમ આભાર ભૂલું પિતાજી ! "

દ૦ દ૦ ડા૦

— મ્હારા પૂજ્ય પિતાજીને —

અંબેલાલ

## શ્રી. અંબેલાલ જોશી બી. એ. નાં પુસ્તકો.

| | | |
|---|---|---|
| ૧ સ્વ. કવિશ્રી બોટાદકરને પુષ્પાંજલિ. | ( પ્રશસ્તિકાવ્ય ) | ૦–૮–૦ |
| ૨ વીર શાહુ | (નાટક) | ૦–૬–૦ |
| ૩ અટંકી વીર દુર્ગાદાસ | (નવલિકા) | ૦–૪–૦ |
| ૪ માનિનીદેવી | (નવલિકા) | ૦–૪–૦ |
| ૫ પંડિત જવાહરલાલ નેહરૂ | (કાવ્ય) | ૦–૪–૦ |
| ૬ સીતાહરણ | (એક ખંડકાવ્ય ) | ૦–૪–૦ |
| ૭ 'સ્વરાજ્યમાં સ્ત્રીઓનું સ્થાન' | ( ભાષણ ) | ૦–૨–૦ |

પ્રગટ થવાનાં—

૧ બોટાદકરનું જીવન અને કવન.

૨. ઈંગ્લંડનો ઇતિહાસ

૩ ઐતિહાસિક કથામંજરી–[ રક્ત ધારા ] : ભાગ ૨ જો.

૪ જોશીનાં ભાષણો.

મળવાનું સ્થળ:—

ચંદ્રકાન્ત એન્ડ બ્રધર્સ

બુકસેલર્સ અને પબ્લીશર્સ–

૧૨૮, પ્રિન્સેસસ્ટ્રીટ, મુંબઈ–૨

# પ્રસ્તાવ

આપણાં એટલે ભારતવાસીઓનાં જીવન પ્રથમ દરજ્જે રામાયણ અને મહાભારતનાં વીર પુરૂષો અને સ્ત્રીઓએ ખેડેલાં સાહસ, તેમણે દાખવેલાં શૌર્ય અને પ્રેમ, તેમના સત્ય અને સદ્‌ગુણ ભરેલા આચાર, કર્ત્તવ્યનિષ્ઠ વિચાર, એ સઘળાથી સેંકડો બલ્કે હજારો વર્ષથી તરબોળ થઇ ગયાં છે. કથા, વાર્ત્તા, પ્રવચન વગેરે અનેક પ્રસંગો ન્હાનપણમાં માના દુધ જોડે પીધેલાં એ જ્ઞાનને ઉત્તરોત્તર દૃઢ કરતા જાય છે. એજ દિશામાં, પણ એનાથી નહિ જેવો ઉતરતો દરજ્જો પૌરાણિક આખ્યાનો ભોગવે છે. એટલે બળિરાજા અને હરિશ્ચંદ્ર, ધ્રુવકુમાર અને પ્રહ્‌લાદ કુમાર, એમનાં આખ્યાનો પણ ન્હાની ઉમરથીજ આપણે સાંભળતા આવીએ છીએ; અને એ જ્ઞાનને લીધે જે છાપ આપણા મન પર પડે છે, એ જ્ઞાનને અંગે જે સંસ્કારો ઉદ્‌ભવે છે, તે જીવનભર ચાલે છે, બલ્કે પેઢી દર પેઢી ઉતરે છે. પરંતુ જેને આપણે ઐતિહાસિક ઘટનાઓ કહીએ છીએ, તવારીખી બનાવો તરીકે ઓળખીએ છીએ,

તેનું એવું ઉંડું અને વિસ્તારવાળું જ્ઞાન મેળવવાની એવી સુલભતા ન હોવાથી તે જ્ઞાન સંપાદન કરવામાં કાંઇ ઉણપતા રહી જાય છે. ભારત-વર્ષનો ઇતિહાસ નિશાળોમાં બાળકોને શીખવવામાં આવે છે; પરંતુ શિક્ષણ આપવાની પદ્ધતિ ખામીભરેલી હોવાથી, વળી દરેક દરેક ઘટનાને વિસ્તારપૂર્વક અને જુદા જુદા દૃષ્ટિબિંદુથી શીખવવા જેટલા વખતનો પણ અભાવ હોવાથી, રાજા ને મહારાજા, સુલતાન ને બાદશાહ એવા એવા હાકેમોની નામાવલિ, યુદ્ધ અને તહનામાની સાલવારી, એવા લગભગ બિનઉપયોગી તત્ત્વોથી બાળકોનું મગજ ભરી દેવામાં આવે છે. આપણા ઇતિહાસમાં, આપણાં રાજસ્થાનોની તવારીખમાં, આપણા દેશમાં જૂના વખતમાં રાજ કરી ગએલાં કુટુંબો અને ત્યારબાદ પણ રાજ્યગાદી ભોગવી ગએલાં રાજારાણીઓની કારકિર્દીમાં યશસ્વી પરાક્રમો, સદ્‌ગુણપ્રચુર કાર્યો, અને શૌર્યાંકિત પ્રસંગોનો ટોટો નથી. પરંતુ વસ્તુ-સ્થિતિ આગળ જણાવ્યા મુજબની હોવાથી એ પરાક્રમો, એ કાર્યો, અને એ પ્રસંગોનું ચિત્ર જેવી મજબૂત રીતે તેમના મન પર છપાવું જોઈએ તેવી રીતે છપાતું નથી. અલબત્ત, મ્હોટા થતાં તેમને બધી માહિતી મેળવવાની સગવડતા મળે છે, પરંતુ ન્હાનપણમાં જે સંસ્કાર, જે છાપ પડ્યાં હોય તેની અસર અને મ્હોટપણે જે સંસ્કાર ને છાપ પડે તેની અસર વચ્ચે ઘણું અંતર રહે છે. છતાં જેટલું ન્હાયા તેટલું પુણ્ય, એટલે મ્હોટી ઉમરે પણ એ માહિતી મળે, અને તેનો આપણા જીવનમાં, આપણી જિંદગીના આદર્શો કેળવવાની કોશેશોમાં, આપણી કારકિર્દી, આપણું ચારિત્ર ઘડવા, ઘડાવવામાં જેટલો ઉપયોગ કરી શકીએ તેટલો સ્તુત્ય જ ગણાવો જોઇએ. ભારતમાં પ્રચલિત એક એક દેશી ભાષામાં એ પરાક્રમો, સાદી, સરળ પણ ઉર્મી ભરેલી શૈલિમાં ઢગલાબંધ લખાવાં જોઇએ, અને ઘણીખરી ભાષામાં તે લખાયાં છે જ. ગુજરાતીમાં પણ તેવાં પુસ્તકો છેલ્લાં ચાળીશ પચાસ વર્ષમાં જુજ સંખ્યામાં લખાતાં આવ્યાં છે. પરંતુ એવાં પુસ્તકો લખવા માટે લેખકને – જો પુસ્તક કિંમતી અને ઉપયોગી જ બનાવવું હોય તો—

ઘણો અભ્યાસ કરવો પડતો હોવાથી તેમ જ શ્રમ ઉઠાવવો પડતો હોવાથી, મુકાબલે ઘણા થોડા લેખકો એ બાજુ મન દોડાવવા લલચાયા છે. ઐતિહાસિક ટૂંક વાર્તાઓ આંગળીને વેઢે ગણાય એટલા લેખકોએ લખી છે. એવા લેખકોની હારમાં સ્થાન લેવાનું મન ભાઇ અંબેલાલને થઇ આવેલું હોવાથી તેઓ પણ કમર કસી એ કામ પર મંડયા અને તેને પરિણામે તેઓ આ 'કથાસંજરી' રૂપી ફુલનો ઝુમખો આપણા હાથમાં મૂકે છે. રા. અડાલજાની રાજપૂત વીરરસની વાતો જેમણે વાંચી હશે, અથવા તો રા. ધૂમકેતુના "તણખા"ના સ્પર્શથી જેઓ ગરમ થઇ ઉઠયા હશે, તેઓ આ ઝુમખામાંથી કાંઇક જુદીજ જાતનું સૌરભ, કાંઇક જુદીજ જાતનો પ્રકાશ અનુભવશે. આ "મંજરી" નાં વીસ ફુલોનો ગેરખો બનાવવા માટે ભારતના સમગ્ર ઇતિહાસને અભ્યાસવામાં આવ્યો છે, એટલે એ ગેરખો વ્યાપક બન્યો છે. એમણે એકલા રાજપૂત શૌર્યને જ તેમાં સ્થાન આપ્યું છે એમ નથી, કે એકલા ગુજરાત કાઠીઆવાડની ઘટનાઓને સ્થાન આપ્યું છે એમ પણ નથી. મોગલ, રાજપૂત, મરાઠા, વગેરે જે જે કોમે વીરતા ને શૌર્ય ભારતમાં જ્યાં જ્યાં દાખવ્યાં છે, તે તે કોમની અને તે તે કાળની શૌર્યની કહાણીઓ એમણે કહી છે. અને વાચકને સહજ જણાઈ આવશે કે લેખકે ટૉડ (Tod), ચંદરાસો, જેવાં ભારતની કીર્તિ ગાતાં પુસ્તકોનો છૂટથી ઉપયોગ કર્યો છે. બંગાળી નાટકોના રસનું પણ પાન કર્યું છે, અને પોતાના એ અભ્યાસની વસ્તુનું દોહન એવી રૂડી રીતે કરી આ નાનકડા પુસ્તકમાં મૂકવામાં આવ્યું છે કે આપણને અમુક વાર્તાનો પ્રસંગ કયા લેખકની કૃતિમાંથી અથવા તો કયે સ્થળેથી લેવામાં આવ્યો છે, તે શોધી કાઢવું મુશ્કેલ થઇ પડે છે. વાર્તાઓની સંખ્યા વીસની છે–ઝુમખામાં વીસ ફુલો છે–પરંતુ તે ઝુમખાને બાંધ્યો છે એકજ સૂત્રે એટલે કે આખો ગજરો એકજ દોરે બંધાએલો છે.

સાધારણ રીતે આવી વાર્તાઓ પ્રેમ કે સ્નેહને પંથે પડી જાય છે, એટલે કે પ્રેમને પ્રાધાન્ય આપવામાં આવે છે. આ

વાર્તાઓમાં તેમ કરવામાં આવ્યું નથી એટલે દરજ્જે વખતે કેટલાકને તે હાથમાં લેવી પણ નહિ ગમે. પરંતુ રાજપૂતી શૌર્ય અને નિર્દોષ પ્રેમ એ બેને એક બીજાથી છૂટાં પડાય એ અસંભવિત હોવાથી એવી શૌર્યપૂર્ણ વાર્તાઓમાં પ્રેમના પ્રસંગ સહજ આવી ગયા છે, છતાં તેમાં વિશેષ પડતું કાંઈ લાગતું નથી. ભાઇ અંબેલાલ ઉગતા લેખક છે એટલે બીનઅનુભવીપણાને લીધે કે બીજાં કોઇ કારણોને લીધે તેમની કૃતિમાં અપૂર્ણતાઓ દેખાશે, પરંતુ ઐતિહાસિક ઘટનાઓને સાદા પણ આકર્ષક રૂપમાં મૂકી તેને બહુજ લોકપ્રિય બનાવી ગુજરાતના વાચક વર્ગને તેમાં ઓતપ્રોત બનાવી, તેના પર સંસ્કારિતાની છાપ પાડવાનો એમનો ઉત્સાહ વિપુલ અને સ્તુત્ય હોવાથી કલમ કસાતાં તેઓ વધારે સારૂં કામ જરૂર કરી શકશે, એવી ઉમેદ રાખવામાં કશું અયોગ્ય થતું નથી, એવા મારા અભિપ્રાય જોડે વાચક જરૂર સંમત થશે એમ ધારૂં છું.

મુંબઈ<br>તા. ૨૮ મી જાન્યુઆરી<br>સને ૧૯૩૨.

**કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી.**

# લેખકના બે બોલ

'હિંદનો ઇતિહાસ જ્વલંત અને તેજસ્વી છે, પણ હિંદમાં ઇતિહાસકારો નથી' એ કથન મ્હેં મ્હારા વડીલ પૂજ્ય બન્ધુ પ્રો. ગુલાબભાઈ ને મ્હોંએથી ઘણીયે વાર સાંભળ્યું છે, અને એ કથને મ્હારા મગજ ઉપર ઘણી ઉંડી અસર કરી છે. આપણી પ્રાચીન સંસ્કૃતિ, આપણું પ્રાચીન સાહિત્ય, આપણા પ્રાચીન રાજાઓની નામાવલિ, તેમના દિગ્વિજયની કહાણીઓ, તેમનાં અશ્વમેધયજ્ઞનાં વર્ણનો, તેમની નારિપ્રતિષ્ઠાની ઉચ્ચ ભાવનાઓ, તેમજ આદર્શ અને તેજસ્વી જીવનનો ઇતિહાસ લખવા બેસીએ તો પાનાંનાં પાનાં ભરાય; પણ દેશના દુર્ભાગ્યે પ્રાચીન સંસ્કૃતિ પ્રત્યેનું આપણું માન કેટલેક અંશે ઓછું થતું ગયું છે. છતાં છેલ્લા દસકામાં વિચારોનું વ્હેણ બદલાતું દેખાય છે, એ સદ્‌ભાગ્યની નિશાની છે.

જે દેશમાં રામચંદ્ર, કૃષ્ણચંદ્ર, બુદ્ધ, મહાવીર અને મહાત્મા ગાંધી જેવા અવતારો થાય, જે દેશે જગતના સાહિત્યને રામાયણ, મહાભારત, ભગવદ્‌ગીતા અને શાકુંતલ જેવા ગ્રન્થો અર્પ્યા, જે દેશે પ્રત્યેક દિશામાં સર્વદેશીય પ્રગતિ કરી હતી, જે દેશમાં નારિપ્રતિષ્ઠાની ભાવના ઉન્નત હતી, તે જ ગૌરવવન્તો દેશ હજારો વર્ષો થયાં ગુલામી ભોગવે છે એ જ ખરેખર આશ્ચર્યજનક છે. આપણે પાશ્ચાત્ય પ્રજાના સંસર્ગમાં આવ્યા પછી આપણું પોતાપણું ગુમાવી બેઠા છીએ. પાશ્ચાત્ય અને પૌર્વાત્ય સંસ્કૃતિની અથડાઅથડીમાં આપણે આપણું ગૌરવ ગુમાવ્યું છે, એટલુંજ નહિં પણ આપણે આપણા પૂર્વજોની વિભૂતિપૂજામાં પણ બેદરકાર થયા છીએ. આજે આપણે પારકી આંખે જોતા થયા છીએ. આજે હિંદના શિક્ષિત સમાજને નેપોલિયન અને એલેકઝાંડર સાંભરે છે, તેને મહારાણા પ્રતાપ કે શિવાજી સાંભરતા નથી; આજે હિંદનાં યુવક–યુવતિઓને જૉન ઑફ આર્કનાં પરાક્રમો યાદ આવે છે, પણ વીરાંગના લક્ષ્મીબાઈ સાંભરતી નથી. આજે હિંદવાસીઓની આંખ આલ્પ્સ અને નાઈલ તરફ વળે છે, તેમને હિમાલય કે ગંગા જમના પ્રેરણા આપી શકતી નથી. આજે હિંદના કલાકારો પ્રેરણા મેળવવા માટે યુરોપ જવાનું પસંદ કરે છે, તેમને તાજમહાલ કે અજંટાની ચિત્રકળા પ્રેરણા આપી શકતી નથી. આજે હિંદીઓ ફ્રેંચ સાહિત્યમાં રસ લે છે, જ્યારે તેમને સંસ્કૃત સાહિત્યમાં રસ પડતો નથી. આજે હિંદીઓ સ્વિટ્ઝર્લેન્ડ અને નેપલ્સ જવાનું પસંદ કરે છે, પણ કાશ્મીર, ઊટી, મસુરી અને દાર્જીલીંગ તેમને પસંદ પડતાં નથી. અંતમાં એટલું જ કહેવાનું કે પાશ્ચાત્ય પ્રજાની નાંખેલી વિલક્ષણ મોહિનીમાં હિંદીઓ મુગ્ધ થયા છે, અંજાઈ ગયા છે, અને પોતાનું ખરૂં ગૌરવ ગુમાવી બેઠા છે.

ઈ. સ. ની અગીઆરમી સદી સુધીનો હિંદનો ઇતિહાસ તેજસ્વી હતો. હિંદમાં ચક્રવર્તિ હિંદુ રાજાઓનું રાજ્ય ચાલુ હતું. પણ ઈ. સ. ની અગીઆરમી સદીથી તુર્કો, પઠાણો, અફઘાનો, ગુલામો અને

મોગલોના આક્રમણથી ભારતવર્ષ પદદલિત થયો, અને હસ્તિનાપુરનું રાજ્ય પરદેશીઓને હાથ ગયું. વળી, વધારે નીચું જોવડાવનારૂં તો એ હતું કે હસ્તિનાપુરની પવિત્ર ગાદીએ ગુલામવંશના રાજાઓએ રાજ્ય કર્યું, અને હિંદની પ્રજા આ ગુલામોની સત્તા સ્વીકારી જીવી રહી! પૃથુરાજ ચૌહાણ ભારતવર્ષનો છેલ્લો હિન્દુ ચક્રવર્તી સમ્રાટ્ હતો. જે દિવસે તે રણમાં રોળાયો તે જ દિવસથી ભારતવર્ષની અધોગતિનાં મંડાણ મંડાયાં. પૃથુરાજના મૃત્યુ પછી કોઈ પણ હિન્દુ રાજા હસ્તિનાપુરની રાજ્યગાદીએ બેસવાને ભાગ્યશાળી થયો નથી. એક હજાર વર્ષો વીત્યાં છે પણ હિન્દુઓ પોતાની ઇચ્છા પાર પાડી શકયા નથી. હસ્તિનાપુરની ગાદી માટે રાણા સંગ્રામસિંહે, રાણા પ્રતાપે, રાણા રાજસિંહે, શિવાજી મહારાજે, ભાઉસાહેબ પેશ્વાએ તેમજ વીરાઙ્ગના લક્ષ્મીબાઇએ ભગીરથ પ્રયત્નો આદર્યા હતા, પણ હિંદીઓના દુર્ભાગ્યે તેમની આ મહત્વાકાંક્ષાઓ પરિપૂર્ણ થઇ ન્હોતી. આ એક હજાર વર્ષોમાં હિંદુઓએ ન કલ્પેલું, ન દીઠેલું તેમજ ન સાંભળેલું એવું કૈક કૈક મુંગે મ્હોંએ સહન કર્યું છે. આ હજાર વર્ષોની પરાધીનતાએ હિંદીઓને સત્વહીન બનાવી દીધા છે. આ પરાધીનતાએ આપણા ગૌરવને, આપણી સંસ્કૃતિને તેમજ આપણા સ્વાભિમાનને મારી નાંખ્યાં છે. એણે આપણા જીવનને શુષ્ક તેમજ નિરસ કરી નાખ્યું છે. એણે આપણાં સ્ત્રીજીવનને નીચોવી નાંખ્યું છે. એણે આપણા આદર્શોને ધૂળમાં રગદોળ્યા છે. આ હજાર વર્ષોમાં આપણે હડધૂત થયા છીએ. આપણને ન સહી શકાય એવું અપમાન મળ્યું છે, આપણાં પવિત્ર દેવમંદિરો અને દેવાલયો જમીનદોસ્ત થયાં છે, તેમજ આપણા પર અનેક અત્યાચારો ગુજર્યા છે. ઇ.સ. ની પહેલી સદીથી ઇ.સ.ની અગીઆરમી સદી સુધીનો હિંદનો ઇતિહાસ જેટલો ગૌરવવન્તો છે તેટલો જ ઇ. સ.ની અગીઆરમી સદીથી ઇ. સ. ની વીસમી સદી સુધીનો ઇતિહાસ હિંદના સપુતોને નીચું જોવડાવનારો છે. આ વર્ષોમાં હિંદીઓએ પોતાની સ્વતંત્રતા પુનઃ મેળવવા ઘણાયે પ્રયત્નો

કર્યા હતા, પણ રાજ્યલક્ષ્મી તેમના પર અપ્રસન્ન હોવાથી તેમની સ્વપ્નાં ઉડી ગયાં હતાં.

આ ઐતિહાસિક હકિકતો ધ્યાનમાં રાખીને, હિંદીઓને પોતાનાં પ્રાચીન ગૌરવ, સંસ્કૃતિ, જાહોજલાલી અને ઇતિહાસનો ખ્યાલ આવે અને તે પ્રત્યે સન્માનવૃત્તિ પેદા થાય એ દષ્ટિબિંદુથી મ્હેં આ કથાઓ યોજી છે. આ 'કથામંજરી' માં કુલ્લે વીસ કથાઓ છે. આમાં વેદકાળ, મહાકાવ્યોનો કાળ અને પૌરાણિક કાળની વાર્તાઓને સ્થાન આપ્યું નથી, પણ રાજપૂતોના સમયથી જ કથાઓ શરૂ કરી છે. ઇ.સ.ની અગીઆરમી સદીથી તે વીરાંગના લક્ષ્મીબાઈના મૃત્યુ સુધીનો હિંદનો છુટો છુટો ઇતિહાસ આ કથાઓમાં આલેખવાનો પ્રયાસ કર્યો છે. આ કથાઓમાં રાજપૂતો, મોગલો તેમજ મરાઠા સમયના ઇતિહાસને સરખું સ્થાન આપ્યું છે. આ ત્રણે રાજકર્તા જાતિના ઇતિહાસમાંથી જ્વલંત અને તેજસ્વી પાત્રો લઇ તેમના અનેકવિધ જીવનના વિવિધ પ્રસંગોમાંથી એક એક પ્રસંગ લઇ ટુંકી કથાઓ દ્વારા ગુંથી તે ગુજરાતની ભાવિક જનતા આગળ મૂકવાનો મ્હેં પ્રયત્ન કર્યો છે. આજે આખા દેશમાં સર્વ વર્ગના લોકોને સ્વતંત્રતાની એક સરખી તમન્ના લાગી છે, ત્યાં આપણા પ્રાચીન તેમજ મધ્યકાલીન સમયનાં રાજારાણી-ઓનાં આદર્શો અને જ્વલંત કૃત્યોને કથાઓ રૂપે કલાત્મક રીતે ગુંથી જનતા સમક્ષ ભવ્ય ભાવનાઓ રજુ કરવાનો મ્હારો ઇરાદો છે. આથી આપણા પૂર્વજો પ્રત્યેની વિભૂતિપૂજામાં વધારો થશે, આપણું પ્રાચીન ગૌરવ પ્રત્યેનું માન વધશે અને આપણને આપણા પૂર્વના મહાપુરૂષો તેમજ સ્ત્રીઓના જીવનમાંથી અનેક પ્રકારની પ્રેરણા મળશે. આમાંની બધી કથાના પ્રસંગો ઐતિહાસિક છે, એટલું જ નહિં પણ જાણીતા છે, એટલે તે સંબંધે વધુ કહેવાની જરૂર નથી. પણ આ પ્રસંગોને કલાત્મક રીતે રજુ કરવામાં તેમજ ભાષાશૈલિમાં મ્હેં આજના જમાનાને અનુકૂળ ઘટતા ફેરફારો કર્યા છે, તે વાચકોને વધુ પ્રિય થાય એમ હું ઇચ્છું છું.

હિંદનો ઇતિહાસ ઘણો તેજસ્વી છે. હિંદમાં ઘણાયે નૃપતિઓ, મુત્સદ્દીઓ, યોદ્ધાઓ અને સાહિત્યકારો થઇ ગયા છે. એ સર્વે મહાપુરૂષોના જીવનમાંથી આપણને કૈં કૈં પ્રેરણા મળે એમ છે. આથી હિંદના ઇતિહાસને આવી કથાઓ દ્વારા સજીવન કરવાનો મ્હારો ખાસ વિચાર છે. ગુજરાતની રસિક જનતા આગળ આવી 'કથામંજરી' ના દશેક ભાગો ધરવાની મ્હારી ઇચ્છા છે. મ્હારા હર્ષ અને સંતોષની વચ્ચે આ પ્રથમ ભાગ બહાર પડે છે, અને બીજા બે ભાગ તૈયાર છે તે પણ હવે પછી થોડા સમયમાં બહાર પાડવાની હું ઉમેદ રાખું છું. જો ભવિષ્યમાં સંજોગો સાનુકૂળ હશે તો ગુજરાત સમક્ષ 'કથામંજરી'ના દશે ભાગો હું ધરીશ અને ગુજરાતી વાઙ્મયની બનતી સેવા કરીશ. મ્હને આશા તેમજ વિશ્વાસ છે કે ગુજરાતની ઇતિહાસપ્રિય પ્રજામાં આ રોમાંચક તેમજ શૌર્ય અને વીરરસથી ઉભરાતી ઐતિહાસિક કથાઓ હોંશે હોંશે વંચાશે.

આ કથાઓ લખવામાં ઘણાં પુસ્તકોમાંથી પ્રેરણા તથા વસ્તુ મને મળ્યાં છે, તે માટે એ સર્વે પુસ્તકોના લેખકો અને પ્રકાશકોનો આભાર માનું છું. વળી આ પુસ્તકના 'પ્રસ્તાવ'ના વિદ્વાન્ લખનાર મુ. શ્રી. કૃષ્ણલાલ કાકાનો પણ હું અત્રે ઉપકાર માનું છું, અને ઇચ્છું છું કે એઓ મુરબ્બીશ્રી આજ સુધી મ્હારા સાહિત્યજીવનમાં જે રસ લઇ રહ્યા છે તેવો જ રસ લાંબો કાળ લેવા દીર્ઘાયુષી થાય !

આ પુસ્તકને સર્વાઙ્ગસુંદર બનાવી પ્રસિદ્ધ કરનાર મ્હારા મિત્ર ભાઇશ્રી જી. અ. મ્હેતાની મદદની પણ હું અત્રે નોંધ લઉં છું, અને આ કથાઓ લખવામાં મ્હને એમના તરફથી જે પ્રેરણા, પ્રોત્સાહન અને કિંમતી સૂચનાઓ મળી છે, તેનો પણ હું આનંદપૂર્વક ઉલ્લેખ કરૂં છું. શ્રી. જીવનલાલભાઇની સહાનુભૂતિ અને તેમના અનુભવની સંસ્કારી સૂચનાઓ જો મ્હને ન મળી હોત તો આ કથાઓ આવા સ્વરૂપમાં અને આટલી આકર્ષક થાત કે કેમ તે પણ એક પ્રશ્ન છે !

મ્હાત્રે બીલ્ડિંગ, ચોપાટીઃ મુંબઇ-૭
તા. ૩૦-૧-૩૨.

**અંબેલાલ જોશી.**

# કથાઓનો અનુક્રમ.

# સંપાદકનું નિવેદન.

ભાઈશ્રી અંબેલાલ જોશીની આ "ઐતિહાસિક કથામંજરી"ને "શ્રી. કલાપીની મંત્રધારા" સાથે જ "જ્ઞાનવર્ધક પુસ્તકમાળા"-ના ગ્રાહકોના હાથમાં મૂકતાં મને હર્ષ થાય છે, એ એટલા માટે કે આ બન્ને પુસ્તકો મૌલિક હોઈ ગુજરાતી સાહિત્યમાં ઉંચું સ્થાન પામવા લાયક છે.

પુસ્તક પ્રકાશક તરીકેના મારા જીવનની શરૂઆત ગુજરાતના મહાકવિ શ્રી. ન્હાનાલાલ દ. કવિના "કેટલાક કાવ્યો"થી એટલે ઇ.સં. ૧૯૦૨-૩ થી થઈ હતી; અને આ પુસ્તકમાળાની શરૂઆત મારી પ્રત્યે સદ્‌ભાવ ધરાવનાર સ્વ. સર રમણભાઈ તથા લેડી વિદ્યાબહેનના "હાસ્યમંદિર"થી થઈ હતી. આ યોગ કુદરતી જ હતો.

"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા"માં સાહિત્યની વિવિધ દીશાઓનાં પુસ્તકો પસંદ કરવાનું ધોરણ શરૂઆતથી રાખેલું છે. તેમજ લેખકો માટે પણ કોઈની "મૉનોપૉલી" જેવું ન રાખતાં બનતાં સુધી ઉગતા-ઉછરતા-આશાભર્યા લેખકોને ઉત્તેજન અને પ્રોત્સાહન મળે, એ દૃષ્ટિબિન્દુ ખાસ રાખેલું છે. આ માળામાં સર રમણભાઈ, શ્રી. છગનલાલભાઈ પંડયા, આચાર્યશ્રી દુરકાળ, શ્રી. અનંતપ્રસાદજી, શ્રી. કલાપી જેવા સિદ્ધ સાક્ષરોનાં પુસ્તકો આપવા ઉપરાંત શ્રી. ન્હાનાલાલ ના. શાહ, શ્રી. રતિપતિરામ ઉ. પંડયા, શ્રી. રેવાશંકર સોમપુરા, શ્રી. મૂળચંદ રતનજી ઈંજીનિયર, શ્રી. ભોગીન્દ્રરાવ દીવેટીઆ, શ્રી. ધનસુખલાલ કે. મહેતા, શ્રી. સીતારામ જે. શર્મા, શ્રી. ધનશંકર ત્રિપાઠી, શ્રી. ચૂનીલાલ સૂ. ત્રિપાઠી. શ્રી. મનુભાઈ જોધાણી, શ્રી. રમણલાલ શાહ, શ્રી. દલપતરામ રાવળ, શ્રી. ડાહ્યાભાઈ રાવત વગેરે વગેરે લેખકોનાં પુસ્તકો આપવામાં આવ્યાં છે. મને નિવેદન કરતાં આનંદ થાય છે કે આમાંના કેટલાક ભાઇને આ માળાના સંબંધ પછી સારો લાભ અને ગુજરાતી સાહિત્યમાં યોગ્ય સ્થાન મળ્યું છે. આ રીતે ઉછરતા લેખક બન્ધુઓને આ માળાદ્વારા લાભ અને પ્રસિદ્ધિનો સુયોગ સાધવામાં હું થોડેક અંશે પણ સાધનભુત થયો હોઉં તો તે માટે મને ભાગ્યશાળી સમજું છું. તે સાથે જે જે લેખક બન્ધુઓએ મને આ કાર્યમાં મદદ કરી છે તે સર્વેનો હું આ પ્રસંગે આભાર પ્રદર્શિત કરૂં છું.

"શ્રી કલાપીની પત્રધારા"ના પ્રકાશન માટે છેલ્લાં સાત આઠ વર્ષ થયાં હું પ્રયાસ કરતો હતો, અને તેનાં સાધનો એકઠાં કરી રહ્યો હતો. ઇ. સ. ૧૯૨૮ના નવેંબર માસમાં સ્નેહી બન્ધુ શ્રી. સાગર મારફતે શ્રી. કલાપીના કુમાર સાહેબશ્રી જોરૂભા (જોરાવરસિંહજી) સાથે મેળાપ થયો. એ કાર્ય પૂર્ણ કરવા માટે હાર્દિક લાગણી સાથે સહાયતા આપવાનું સ્વીકારી, એ કાર્યના સંપાદક તરીકેનો ભાર તેમણે ઉપાડી લીધો. તેમના જ અથાગ પરિશ્રમના પરિણામે ૫૩૫ પત્રોનો એક મૂલ્યવાન અને અપૂર્વ ગ્રન્થ ગુજરાતી સાહિત્યને પ્રાપ્ત થયો છે. આ પ્રકાશન માટે શ્રી. સાગર મહારાજે જે પરિશ્રમ લીધો છે અને પવિત્ર ગુરૂસેવાની ભાવનાથી જે કાંઈ કર્યું છે, એ માટે હું તેમનો જાહેર આભાર પ્રદર્શિત કરૂં છું.

ભાઈ અંબેલાલ જોશી ગુજરાતના એક આશાભર્યા ઉછરતા લેખક છે. એમનું વ્યક્તિત્વ આ કથાઓમાં વાંચકોને નજરે પડશે જ. હિંદના ઇતિહાસના એમના ઉંડા અભ્યાસનું આ ફળ છે. તેમની કલ્પનાઓ ગગનવિહારી અને અભિલાષાઓ વિશાળ છે, આશાઓ ઉન્નત છે, એ એમના 'બે બોલ'માંથી સ્પષ્ટ થાય છે.

નવીન વર્ષ માટેનાં પુસ્તકોની તૈયારી થઇ રહી છે. ઈશ્વરેચ્છા તો નવા વર્ષમાં સિદ્ધ સાક્ષર કનૈયાલાલ મુનશી તથા સૌ. બહેન લીલાવતી મુનશીનું એકેક પુસ્તક આપવાની ઇચ્છા છે. આપણા સાહિત્ય માટે હાલનો સમય ઘણો વિકટ અને કસોટીનો છે. શિષ્ઠ પુસ્તકોની ખપતનું પ્રમાણ બહુ ઓછું થયું છે, અને તુર્તમાં ભવિષ્ય સુધરે તેવી રેખાનાં દર્શન ક્ષિતિજમાં થતાં નથી. આથી આવતા વર્ષમાં માળાના ગ્રાહકોને બોજારૂપ ન થાય અને ભરવાની રકમ ઓછી થાય માટે હલકી કીંમતનાં ચાર પાંચ પુસ્તકો જ આપવાનું ઉચિત ધાર્યું છે.

મુંબઈ : વસંતપંચમી.
સં. ૧૯૮૮.

જીવનલાલ અમરશી મહેતા
સંપાદક.

---

# ઇચ્છનકુમારી અને ભોળો ભીમ

ઇ. સ. ની અગીઆરમી સદી ચાલતી હતી. હિંદુ રાજાઓ સ્વાભિમાની, જાતિ અભિમાની, દ્વેષી તેમજ ઇર્ષાખોર હોઇ માંહોમાંહ્ય લડ્યા કરતા હતા. તેઓએ માત્ર એકબીજાથી શ્રેષ્ઠ કહેવડાવવા કુસંપનાં બીજ વાવ્યાં હતાં.

દેશ ન્હાનાં ન્હાનાં રાજ્યોમાં વ્હેંચાઇ ગયો હતો. મુસલમાનોએ હિંદનાં બારણાં તોડવાનો આરંભ કરી દીધો હતો. ઇરાન અને તુર્કસ્તાનમાં પેદા થયેલા ઇસ્લામી ઝંઝાવાતનો ભયંકર ધ્વનિ સંભળાયો હતો. દેશમાં પરાધીનતા ધીમે ધીમે દાખલ થતી જતી હતી.

લોકસ્થિતિ સુખી અને સંસ્કારી ન હતી. અજ્ઞાનતાનું પ્રમાણ વધી ગયું હતું, અને દેશમાં વિદ્યા ન હોવાથી રાજપૂતોનાં પ્રખર પરાક્રમોને નીતિ માર્ગે દોરનાર કોઇ રહ્યું નહિં. પરિણામે ઉત્તર હિંદ અને ગુજરાતના રાજાઓ વચ્ચે આંતરિક કલહો ઉભા થયા હતા.

હિંદુસ્થાનની આ સ્થિતિથી પરદેશીઓનું મન આકર્ષાયું. હજુ સુધી હિંદમાં પરદેશીઓની રાજ્યગાદી સ્થપાઇ ન હતી, પણ રાજપૂતોના આ કુસંપના પરિણામે મુસલમાનોનો માર્ગ સુગમ થયો, અને ધીમે ધીમે તેઓ મ્હોટી જીત મેળવી દિલ્હી શહેરમાં મુસલમાની રાજ્યની સ્થાપના કરી શક્યા.

આ સમયે જૈન સાધુઓએ બ્રાહ્મણોની સાથે લઢીને તથા રાજ્ય-ખટપટોમાં પડીને જ્ઞાનને છેલ્લો ફટકો માર્યો હતો. રાજસ્થાનમાં તો બ્રાહ્મણોની સંખ્યા બહુ જ થોડી હતી. રાજાઓ કીર્તિ અને કન્યાને

માટે મિથ્યા મોટાઇની લડાઇઓ કરવામાં પોતાના જીવનનું સાફલ્ય માનતા. હિન્દના બધા રાજાઓમાં એકતાનું નામનિશાન પણ ન હતું.

આ સમયે મુસલમાનો સ્હામે એકત્ર થઇ હિન્દને પરાધીનતામાંથી બચાવી શકે એવાં ચાર રાજ્યો હતાં. જેવાં કે ચૌહાણોનું દિલ્હી અને અજમેર, રાઠોડોનું કનોજ, ચંદેલોનું ચંદેલ અને ચાલુક્યોનું ગુજરાત. પણ આ ચારે રાજ્યોમાં પરસ્પર દ્વેષભાવ ચાલ્યા કરતો હતો. વળી ધર્મની બાબતમાં પણ તેઓમાં મતભેદ હતો. આથી તેઓ પરસ્પર મિત્રતા તેમજ સ્નેહભાવ સાધી શક્યા નહિં. આને પરિણામે આ ગૌરવપૂર્ણ હિંદુસ્થાન, અને તેમાંયે વળી મહાભારતના સમયથી હિંદનું પાટનગર બની રહેલું હસ્તિનાપુર સદાને માટે હિંદુઓના હાથમાંથી ગયું અને મુસલમાનોનું પાટનગર બન્યું. હિંદની જાહોજલાલી, સંસ્કૃતિ અને ગૌરવનો અંત આવ્યો. હિંદમાં જે જે પવિત્ર હતું તે અપવિત્ર થયું. દેશના સ્થાપત્ય અને શિલ્પકળાને :સખત ફટકો લાગ્યો. દેશમાં પર સંસ્કૃતિ, પર ધર્મ, અને પર ભાષાનો પગપેસારો થયો.

હિન્દની આ પરાધીનતા માટે તે સમયના રાજપૂતો જ જવાબદાર છે. આપસ આપસના કુસંપથી જ આ પવિત્ર આર્યાવર્ત મુસલમાનોના હાથમાં ગયો, અને તેની સાથે જ હિન્દ નિર્ધન, નિર્વીર્ય, નિસ્તેજ, નિર્માલ્ય તેમજ નિરક્ષર થયું. અજ્ઞાનતા અને અભિમાને આમાં વધારો કર્યો. આ કાળ હિંદના ભાવિનિર્ણયનો કાળ હતો; પણ ઐક્યના અભાવે હિંદની સ્વતંત્રતા અને સાર્વભૌમ્યતા નષ્ટ થઇ.

આ સમયે અજમેરમાં સોમેશ્વર ચૌહાણ રાજ્યગાદીએ બિરાજ્યા હતા. એમનાં લગ્ન દિલ્હીના તુંવર રાજા અનંગપાળની પુત્રી કમળાદેવી સાથે થયાં હતાં. આ રાજા રાણી વચ્ચે દાંપત્યપ્રેમની મજબુત ગાંઠ બંધાઇ હતી. સોમેશ્વરને કમળાદેવીથી એક પુત્રરત્ન સાંપડયો હતો. આ પુત્ર તે જ ભારતનો ભાગ્યવિધાતાઃ એનું નામ પૃથુરાજ ચૌહાણ.

જ્યારે પૃથુરાજ બાર વર્ષનો થયો ત્યારે સોમેશ્વરે તેને યુવરાજ-પદ ઉપર અભિષેક કરવાનો નિશ્ચય કર્યો. અજમેરમાં મ્હોટો સમારંભ

થયો અને યુવરાજપદ અભિષેકની ક્રિયા શરૂ થઇ. રાજસ્થાનમાં રાજાના કુંવરને યુવરાજપદના અભિષેક સમયેજ વેવિશાળનો ચાલ્લો થવો જોઇએ; એવી પરાપૂર્વની ચાલુ રીતિ હોવાથી તત્ક્ષણ ચંદ્રાવતીના જેતસી પરમારના પ્રધાને કુંવરી ઇચ્છનકુમારીનું શ્રીફળ આપ્યું. આથી ઇચ્છન-કુમારી પટરાણીપદને પામી.

ગુજરાતમાં આ સમયે ભોળો ભીમદેવ રાજ્ય કરતો હતો. તે અણહિલપુરનો શીરોમણી હતો. અગાધ સમુદ્ર જેવો બળવાન્ હતો. તેની પાસે ચતુરંગી સેના હતી. ગુજરાતના લોકો એને નારાયણનો અવતાર કહેતા. એણે ગુજરાત પર ચઢી આવતા શાહબુદ્દીન ઘોરીને હરાવી પાછો કાઢી મ્હોટી નામના મેળવી હતી. દિલ્હી, ચિતોડ, કનોજ અને ચંદ્રાવતીનાં રાજ્યોમાં તેની હાક વાગતી. મ્હોટા મ્હોટા અસંખ્ય સામંતો તેમજ કિલ્લાઓ તેના તાબામાં હતા. ઘણાએ દુર્ગપતિઓ એની સેવામાં હતા. ધારા ધરતીમાં એનાં આયુધિક સ્થાન હતાં.

એનામાં આવો વૈભવ, આટલી જાહોજલાલી, આટઆટલું પરાક્રમ હતું છતાં પણ તે ભોળો હતો. તેના મનમાં જે વાત આવતી તે કદી પણ કર્યા વગર એ રહેતો નહિં. તેનામાં ઘણા સારા ગુણો હતા, છતાં પણ તે તરંગી હતો. તેનામાં ઉચ્ચ પ્રકારની નૈસર્ગિક ગંભીરતા તેમજ બુદ્ધિમત્તા ન હતી. આથી તે માનસિક સમતોલપણું સાચવી ન શકતો.

તે સમયનાં રાજપૂત રાજ્યોમાં તેનાં શૌર્ય અને કીર્તિનાં ભારે ગુણગાન થતાં. પણ આ પ્રશંસા અને ગુણગાનથી એ ભારે અભિમાની અને અવિવેકી બન્યો; અને આ અભિમાનથી બાહુબળના પ્રદેશની યથાર્થતાનો એને વિવેક રહ્યો નહિં.

આબુ ઉપર ચંદ્રાવતીમાં આ સમયે જેતસી પરમાર રાજ્ય કરતો હતો. તેને સલખ નામે એક પુત્ર હતો અને ઇચ્છનકુમારી નામે એક પરમ રૂપ લાવણ્યવતી પુત્રી હતી. સુવર્ણમાં જેમ સુગંધ હોય તેમ રૂપ ગુણની ખાણ, લક્ષ્મીના અવતારસમી ઇચ્છનકુમારીના

સૌન્દર્યની, લાલિત્યની અને લાવણ્યની પ્રશંસા સાંભળી ભોળા ભીમે એના ઉપર મોહિત થઈ લગ્ન માટે માગું કર્યું.

આ પરમારકન્યા વિષે જે કોઈ કાંઈ કહેતું તે ભીમદેવ આનંદ અને કુતૂહલતાથી સાંભળતો. ખાતાં પીતાં, બેસતાં ઉઠતાં અને સ્વપ્નમાં પણ એને આ સૌન્દર્યની મૂર્તિનીજ ઝંખના થતી. દિવસે દિવસે એની એ લાલસા વધતી ગઇ. એની સહનશીલતા રાખી રહી નહિં. એણે અમરસિંહ નામે એક જૈન સાધુ એના દરબારમાં હતો તેને ઇચ્છનનું માગું કરવા આબુ મોકલ્યો.

કુમારપાળના રાજ્ય પછી ગુજરાતમાં જૈનધર્મીઓનું જોર ઉત્તરોત્તર વધતું ગયું. રાજદરબારમાં તેઓની લાગવગ ભારે હતી. આ જૈનોની સલાહ આગળ બીજા દરબારીઓનું કાંઈ ચાલતું નહિં. ધર્મ, વ્યવહાર અને રાજકાર્યમાં તેઓ પોતાનો કક્કો ખરો કરાવતા, અને યતિઓ જેટલું પાણી પાય તેટલું રાજા પીતા.

અમરસિંહ ચંદ્રાવતી જઇ જેતસી અને તેના પુત્રને મળ્યો, અને ભીમદેવે કહેલો સંદેશો સંભળાવ્યો. જેતસી પરમારે તે સંદેશો સાંભળી, વિચાર કરી ઉત્તર આપ્યો:—

"વીર અમરસિંહ! ગુજરાતના રાજા ભીમદેવનાં હમોએ ઘણાં વખાણ સાંભળ્યાં છે. તેની શુરવીરતા અને સાહસિકતા આજે રાજસ્થાનમાં ઘેર ઘેર પ્રખ્યાત છે. આવા રાજાને હમારી કન્યા આપવામાં હમારૂં ગૌરવ વધે એમ છે, પણ હમારે ઘણા દુઃખ સાથે કહેવું પડે છે કે હમારી પુત્રીનું વાગ્દાન સોમેશ્વરના પુત્ર પૃથુરાજ ચોહાણ સાથે કયારનુંયે થઈ ગયું છે, એટલે ગમે તેટલી ઇચ્છા છતાંયે હમો લાચાર છીએ!"

જેતસી પરમારનો આ ઉત્તર સાંભળી આ જૈન સાધુ જે કાવાદાવા, છળકપટ અને વહેમો તેમજ પ્રપંચોથી ભરપુર હતો, તેણે પોતાનું પોત પ્રકાશ્યું. તે ક્રોધથી લાલચોળ થઇ ગયો અને મુખમુદ્રા ગંભીર કરી કહેવા લાગ્યો:—

" અહો પર્વતપતિ! ગુજરાતના ચાલુક્યને તમારી પુત્રી ઇચ્છનને પરણી પટ્ટરાણી કરવાની તાલાવેલી લાગી છે. રાજા એના વગર ગાંડો-ઘેલો થઇ ફર્યા કરે છે. રાજ્યકારભારમાં એનું મન બીલકુલ ચોંટતું નથી, અને હવે તમે જો એની ઇચ્છા વિરૂદ્ધ ઇચ્છનને ચૌહાણેશ્વર વેરે પરણાવશો તો અવશ્ય એ ગુર્જરેશ્વર આ આબુગઢના કિલ્લા ઉપરથી તમોને ગબડાવી નાંખશે. તમારા ચંદ્રાવતીના રાજ્યને રસાતળ કરશે. તમારા રાજ્યની લીલી કુંજસમી હરિયાળી ભૂમિને અસ્તવ્યસ્ત કરશે; તમ્હારા દેખતાં તમ્હારા સૈનિકોનો, પુત્રોનો, તેમજ સગાંવ્હાલાંઓનો કચ્ચરઘાણ કાઢશે; તમ્હારી નિર્દોષ પ્રજાને રીબાવી રીબાવીને મારશે; તમ્હોને વીલે મુખે ચંદ્રાવતી છોડી દેશવટો લેવો પડશે, અને બળાત્કારે પણ આ ચાલુક્યનાથ તમ્હારી પુત્રી ઇચ્છનને અહિંઆથી લઇ જઇ ગુજરાતમાં અણહિલપુર પાટણની પટ્ટરાણીપદે સ્થાપશે. તમ્હોને ગુજરાતની જાહોજલાલી તેમજ ગુજરાતના રાજ્યની સીમા વિષે કાંઇ ખ્યાલ છે ખરો કે? ગુજરાતનો વૈભવ, તેમજ ગુજરાતની સમૃદ્ધિ ખરેખર અલૌકિક તેમજ અદ્વિતીય છે. તમ્હારા જેવા રાજાને જ્યારે આ ગુર્જરેશ્વર આટઆટલું માન આપે છે ત્યારે શું તમો તેનો આવો જવાબ વાળો છો? પરમારરાજ! હજુ પણ વિચાર બદલો અને તમ્હારૂં, તમ્હારી પુત્રીનું તેમજ તમ્હારી પ્રજાનું ભવિષ્યનું હિત સાધો!"

અમરસિંહનાં આ વાકયો ઇચ્છનના ભાઈ સલખથી સંખાયાં નહિં. તે તરત જ બોલી ઉઠયો:

" જો તમ્હારા રાજાએ અમારૂં રાજ્ય માગ્યું હોત તો હમો તે આપવાને તૈયાર થાત, પણ જ્યાં પરમારોની પ્રતિષ્ઠા અને પ્રતિજ્ઞાનું માગું આવ્યું ત્યાં હમો લાચાર છીએ. તમ્હારો રાજા તો જૈનધર્મી થઈ ગયો છે. તેનું પરાક્રમ હમો જાણીએ છીએ. તે દગાફટકાથી ભરેલો છે; સ્ત્રીઓને વશીકરણ કરે છે, અને મંત્રતંત્રથી લોકોને

ભુરકી નાખી ભરમાવે છે. આટલી જાહોજલાલી, સેના, સંપત્તિ અને રાજ્યસીમા તેણે એ સાધનોથી જ સ્વાધીન કરી છે. તે ઉત્તર તરફના શત્રુને ઓળખતો નથી. જ્યારે હમો તો શુદ્ધ રજપૂતપુત્રો છીએ. માતા અંબા ભવાનીના પૂજક છીએ. ગોબ્રાહ્મણનું પ્રતિપાલન કરતાં શુદ્ધ સનાતન-ધર્મને અનુસરીએ છીએ! તમ્હારો રાજા હમોને ગુજરાતના રાજાઓ જેવા નિર્માલ્ય ધારતો હશે, પણ અચળગઢના પરમારો તમ્હારા રાજાથી કોઇ પણ રીતે ઉતરે એમ નથી તેની સંભાળ રાખજો. તમ્હારા ગુર્જરેશ્વરને કહેજો કે 'આ મરૂ ભૂમિમાં નેવું લાખ યોદ્ધા પડેલા છે. આ આબુગઢને તાબે અઢાર રાજગાદિયો છે. જો પ્રસંગ આવશે તો સાંભરપતિ સોમેશ્વર પણ ધર્મ અને રાજ્યસંકટ વખતે હમારી ઓથે આવશે. અને આમાંથી કોઈ પણ જો હમારૂં રક્ષણ નહિં કરશે તો જેણે પરિક્ષીતને તેની માના ઉદરમાં રાખ્યા, બળતા જંગમાંથી જેણે છોકરાને ઉગાર્યો, જેણે પોતાના માતા પિતાનું રક્ષણ કરી મામાનો વધ કર્યો, જેણે ગોવર્ધન તોળીને વ્રજનું રેલથી રક્ષણ કર્યું, જેણે પાંડવોને ઓથ આપી કૌરવોનો નાશ કર્યો, અને તેટલાથીજ સંતોષ ન પામતાં જેણે મહાભારતના યુદ્ધ સમયે સમસ્ત રાજપૂતોને રાજપૂત તેમજ યુદ્ધ ધર્મ શીખવી કૃતાર્થ કર્યા, તેવા પરમાત્મા હમારૂં રક્ષણ કરશે. પછી ભલે હમારૂં ગમે તે થાઓ તેની હમોને પરવા નથી."

પુત્રના આ મર્મછેદી શબ્દોથી અમરસિંહને ખોટું લાગશે એમ ધારી જેતસી પરમારે શાંતસ્વભાવે અમરસિંહને કહ્યું:

"અમરસિંહ! તમ્હો સલખના શબ્દો સાંભળી ક્રોધ કરશો નહિં. રજપૂતપુત્રો પોતાના સ્વદેશાભિમાન તેમજ જાતિઅભિમાનના રક્ષણ ખાતર દેવોનો પણ તિરસ્કાર કરે છે. આથી તમ્હો જરાપણ દિલગીર થશો નહિં. તમ્હો ગુજરાત જઇ તમ્હારા રાજાજીને કહેજો કે વિવાહિત થયેલી કન્યાનો વિવાહ તૂટી શકે નહિં. એક વખત વાગ્દાન થયું હોય તેનો કેમ ભંગ થઇ શકે? તમ્હારા રાજા શુરવીર

છે, સાહસિક છે અને રાજપૂત કુલભૂષણ છે: આથી તેઓ વસ્તુ-સ્થિતિ તરત જ સમજી જશે; અને આમ છતાં જો તેમનો દુરાગ્રહ તેમજ હઠ કાયમ રહેશે તો પછી અચળગઢના પરમારોને પોતાની પ્રતિષ્ઠા જાળવતાં અને પ્રતિજ્ઞા પાળતાં આવડે છે એમ પણ કહેજો. ભાઈ! તમ્હારા જેવા જૈનોના સહવાસથી એ એની થોડી ઘણી બુદ્ધિ પણ ગુમાવી બેઠો છે, નહિં તો ચૌહાણકુળમાં અપાઇ ગયેલી કન્યાનું આમ ફરીથી માગું જ ન કરે. ”

અમરસિંહ આ પિતાપુત્રનાં વાક્યો સાંભળી હતાશ થયો. તેના સઘળા મનોરથ નષ્ટ થયા. તે ક્રોધથી સળગી ઊઠ્યો, અને જરા પણ વિનય તેમજ વિવેક દર્શાવ્યા વિના ગુજરાતને માર્ગે ચાલી નીકળ્યો.

અમરસિંહના ગયા પછી પરમાર રાજાએ યુદ્ધની તૈયારી કરવા માંડી. તેઓ ભીમદેવની ચતુરંગી સેનાનું પરાક્રમ સારી રીતે જાણતા હતા, આથી ભીમદેવે કરેલું અપમાન તેમણે ચૌહાણપતિ સોમેશ્વરને જણાવવાનો નિશ્ચય કરી પુત્ર સલખને અજમેર મોકલ્યો.

સલખ અજમેર જઇ ચૌહાણેશ્વરને નમન કરી કહેવા લાગ્યો:-

“ મહારાજ ! ગુજરાતના રાજા ભોળાભીમે મ્હારી બ્હેન ઇચ્છિનનું માગું કરી તમ્હારૂં તેમજ હમારૂં અપમાન કર્યું છે. તે હમારી મિલ્કત લુંટે છે, હમારાં પ્રાણિયોને ત્રાસ આપે છે, અને હમારી પ્રજાને હેરાનગતિ પહોંચાડે છે. ત્યારે શું મહારાજ ! શિયાળ સિંહનો ભોગ લેશે ? તે જ્યારે તેની અસંખ્ય સેના લઇ હમારા ઉપર ચઢી આવશે ત્યારે તેની સ્હામે એકલા ઉભા રહી ટક્કર ઝીલવાની શક્તિ હમારામાં નથી, માટે તમ્હો પણ તમ્હારી પ્રતિષ્ઠા જાળવવા માટે પુરતી તૈયારી કરજો, અને ઇચ્છનનાં લગ્ન નિર્વિઘ્ને પાર પડે તેની સંભાળ રાખજો. ગુજરાતનો રાજા અભિમાન તેમજ મદથી મત્ત થયેલો . તેના વણિક સલાહકારો તેને અવળે માર્ગે દોરી રહ્યા છે. તેને આ અપમાનનો યોગ્ય બદલો આપવો જ જોઈએ. ”

ગુજરાતમાં જઈ જ્યારે અમરસિંહે ચંદ્રાવતીમાં થયેલી ઘટના ભીમદેવને વિગતવાર કહી સંભળાવી ત્યારે તે ક્રોધથી લાલચોળ થઇ ગયો. જાણે હમણાંજ કોઇએ તેના મુખ ઉપર ઘા કર્યો હોયની એમ તેને લાગ્યું. તેણે સિંહ સમાન ગર્જના કરી સુભટો અને સેનાનીઓને બોલાવી લડાઇની તૈયાર કરવા આજ્ઞા આપી, નોબત વગડાવી અને કહ્યું :

"જે ઉંઘતા સિંહ ઉપર પડે છે, જે પૃથિવી ધારણ કરનાર મણિધરને માથેથી મણિ લેવા માગે છે, જે યમદૂતના પેટમાં પોતાનો હાથ ખોસે છે તેજ ચાલુક્યનાં બ્હારવટિયાનું રક્ષણ કરવાને ઇચ્છે છે." આમ કહી તેણે કચ્છ અને સોરઠ આદિ સર્વ ઠેકાણે આજ્ઞાપત્ર મોકલાવ્યાં અને પોતાની ચતુરંગી સેનાને સજ્જ કરવાનો હુકમ આપ્યો.

ભીમદેવની આજ્ઞા થતાં ચારે બાજુએથી મ્હોટી સેના અણહિલપુર પાટણમાં આવેલા સહસ્ત્રલિંગ તળાવ ઉપર ભેગી થઇ. ધૂળના ગોટેગોટા ઉડવા લાગ્યા. આ ધૂળના વાદળથી આકાશ છવાઈ ગયું. ભીમદેવે સર્વે રાજાઓને ધન્યવાદ આપ્યો અને શુભ મુહૂર્તે આબુની પાસે આવેલી પરમાર રાજાની રાજધાની ચંદ્રાવતીપર આક્રમણ કર્યું.

અહિં અજમેરમાં સોમેશ્વર જેતસી પરમારની કુમકે ચંદ્રાવતી જવાનો વિચાર કરી રહ્યો હતો, એટલામાં એને બે બાજુના સમાચાર મળ્યા. એક ભીમદેવની ચન્દ્રાવતીપરની ચઢાઇના અને બીજા શાહબુદ્દીન ઘોરીની હિંદની ચઢાઇના. આ બે સંદેશાઓ સાંભળી ચૌહાણેશ્વર મહાન્ ચિન્તામાં પડયા. આમાં શું કરવું તે તેમને સુજ્યું નહિ.

એક તરફ કુલની મર્યાદાનું રક્ષણ કરવાનું હતું જ્યારે બીજી તરફ દેશની સ્વતંત્રતાનું રક્ષણ કરવાનું હતું. એક તરફ એક પુત્રવધુને અન્ય હિંદુ રાજાના હાથમાં જતી અટકાવવાની હતી, જ્યારે બીજી તરફ પ્રાણથી પણ વ્હાલી એવી માતૃભૂમિનું યવનોના આક્રમણ સામે રક્ષણ કરવાનું હતું. એક ક્ષણિક હતું જ્યારે બીજાનું સદાનું હતું.

વસ્તુસ્થિતિ આમ હતી, પણ જાતિ અભિમાન અને કુળકીર્તિએ સોમેશ્વરને પ્રથમ માર્ગ સુઝાડયો, અને પોતે તૈયાર કરેલી પ્રચંડ સેનામાંથી થોડી શાહબુદ્દીનની સ્હામે થવાને અજમેરમાં રાખી તે જેતસી પરમારની વ્હારે ચઢયો.

વળી, ભીમદેવ પણ ઘોરીને એકવાર હરાવ્યાથી વિજય અને વખાણના ભારથી મદોન્મત્ત થયો હતો. શાહબુદ્દીન આ સમયે હિંદુ રાજાઓના માથે ઘૂમી રહ્યો હતો. અને જ્યારે ભીમદેવને આ આંતરિક કલહ ત્યજી દઈ મુસલમાનો સ્હામે યુદ્ધ કરવાની સૂચના થઈ ત્યારે તેણે તેના સામંતોને કહ્યું:

"મ્હારા બહાદુર સુભટો અને સેનાનીઓ! ગમે તેમ થાય પણ આ આંતરિક કલહ હું કદાપિ પણ ત્યજીશ નહિં! હું યુદ્ધ કરવાનો નિશ્ચય કરી બેઠો છું. 'જો કોઇ રાજપૂત એકવાર અપમાન સહન કરે તો પછી ભવિષ્યમાં તે દરેક સમયે ઠપકાને પાત્ર થાય છે. એક હજાર પાપનો દોષ એને માથે બેસે અને તે નરકમાં પડે છે. ત્યાં તેનું કોઈ તારણહાર હોતું નથી. વળી રાજપૂતોના ભાગ્યમાં તો જન્મમરણનો ફેરો પોતાની તલવારથી ટાળવાનું લખ્યું છે. આજે હિન્દુઓમાં ચૌહાણ અને પરમાર બે મ્હોટા યોદ્ધા ગણાય છે, માટે જ્યારે ચૌહાણ પાસેથી તેનો સઘળો કબજો છોડાવીશ તેમજ પરમારની પુત્રીને પરણી તેના રાજ્યના હાલહવાલ કરીશ ત્યારે જ હું ઘોરી સ્હામે ચઢીશ. તે પહેલાં તો નહિં તે નહિં જ!"

ભીમદેવ ચતુરંગી સેના લઇને આવે તે પહેલાં જ જેતશી પરમારે પોતાની વ્હાલસોયી પુત્રી ઇચ્છનને અર્બુદ પર્વત ઉપર આવેલા અજય્ય અને અભેદ્ય એવા અચળગઢના દુર્ગમાં વિશ્વાસુ સૈનિકો તેમજ દાસીઓ સાથે મોકલાવી દીધી હતી.

પૃથુરાજ આ સમયે દિલ્હીમાં હતો. ત્યાં અચળગઢથી ઇચ્છનકુમારીનો સંદેશો લઇ પુરોહિત આવી પહોંચ્યો અને પત્ર પૃથુરાજના

હાથમાં આપી નમન કરી ઉભો રહ્યો. પત્રમાં ઇચ્છને નીચે પ્રમાણે લખ્યું હતું:

"સ્વામિનાથ ! વાગ્દાન તેમજ હૃદયદાન થઇ ચુક્યું છે. તમ્હો મ્હારા થશો કે કેમ તે હું જાણતી નથી, પણ હું તો તમ્હારી થઇ ચુકી છું. તમ્હારાજ નામનું આખો દિવસ રટણ કર્યા કરૂં છું. તમ્હારા વિના એક ક્ષણ પણ દિવસ જેવી લાગે છે. તમ્હારી ગેરહાજરીમાં ચાંદનીની શીતળતા પણ ઉષ્ણુતાની માફક બાફે છે. સ્વામિજી ! શું કહું ! મ્હારે માથે દુઃખના ડુંગરો પડયા છે ! ગુજરાતનો ભીમદેવ બળાત્કારે મ્હારી સાથે લગ્ન કરવા આવે છે, અને ચન્દ્રાવતીનો નાશ કરવા માગે છે. મ્હારા સૌન્દર્યપર તે મુગ્ધ થયો છે, અને ના કહેવડાવ્યા છતાં પણ તે પરાણે આવે છે. તે પ્રજાને મારતો, ગરીબોના ઘરમાં લુંટફાટ ચલાવતો, અને વિજયની આશા રાખતો સાગરના પુરની માફક ચંદ્રાવતી તરફ ધસી આવે છે. આથી પિતાજીએ મ્હને અચળગઢમાં મોકલી દીધી છે. અહિંયાં મ્હારી સ્થિતિ કેવી હશે તે આપ કલ્પી શકશો. જો સોમેશ્વર પિતાજી મ્હારી કુમકે નહિં આવશે તેમજ ભીમદેવના આવ્યા પહેલાં જો તેઓ ચંદ્રાવતી નહિં પહોંચશે તો પછી નિશ્ચે માનજો કે આ ઇચ્છનકુમારીનાં દર્શન તમોને આ જન્મમાં દુર્લભ થઇ પડશે. હું વધારે લખી શકતી નથી. લખવાની તાકાત નથી, ઉત્સાહ નથી, પ્રેરણા નથી; માટે જેમ બને તેમ સત્વર અચળગઢ આવી તમ્હારી આ પ્રાણેશ્વરીને ધર્મસંકટમાંથી ઉગારી સુખી કરશો."

પત્ર વાંચી સ્વાભિમાની પૃથુરાજનું અભિમાન ઉછળી આવ્યું. તે તત્ક્ષણ પોતાની પ્રાણેશ્વરીને માટે ભોગ આપવા સજ્જ થયો, અને પોતાના માણસોને બોલાવીને કહ્યું:

"ભાઇઓ ! હું અચળગઢ ઇચ્છિનકુમારીની સહિસલામતી સ્થાપવા જાઉં છું. તમ્હે સર્વે અહિંઆથી અજમેર જાઓ, અને

ઘોરી સ્હામે યુદ્ધ કરવાની તૈયારી કરો. અચળગઢથી ઇચ્છનકુમારીને લઇ આવી હું ઘોરી સ્હામે તુરત જ જવા ધારૂં છું.”

પૃથુરાજ અચળગઢની દિશામાં ચાલી નીકળ્યો.

અચળગઢમાં ઇચ્છનકુમારી વિરહવ્યથાથી, દુશ્મનના આક્રમણના ભયથી, વળી એક ભવમાં બે ભવ થાય તેની ભીતિથી, તેમજ પૂર યૌવનના સુખનો રસાસ્વાદ ન મળવાથી, એવા અનેકાનેક કાલ્પનિક તેમજ વાસ્તવિક વિચારો સેવતી અચળગઢમાં આવેલા એક મ્હેલની ઉંચી અટારીએ બેસી નિસાસા નાખી રહી હતી. તેની દાસીઓ તેની આ સ્થિતિ જોઇ હસતી તેમજ આશ્વાસન પણ આપતી.

ઇચ્છનકુમારીને ખાત્રી હતી કે “પૃથુરાજ એક શુદ્ધ અને વીર રાજપુત છે. વળી તેનો અને પૃથુરાજનો સંબંધ પણ થઈ ચુકેલો હોવાથી તેઓ એકમેકનાં કહેવાયાં છે. વળી પૃથુરાજ વીર, વિવેકી અને વિચારવંત છે. આથી પોતાની પ્રાણેશ્વરીના હિતને ખાતર તેમજ પોતાની પ્રતિષ્ઠાની ખાતર પણ આવશે જ. અને તેમ નહિં આવે તો એક રાજપૂતના ધર્મને સંભારીને પણ આવશે જ અને પોતાને ઉગારશે.”

સૂર્યાસ્ત થવાને થોડો સમય બાકી હતો. ઇચ્છનકુમારીના હૃદયમાં શાન્તિ લેશમાત્ર પણ નહતી. જોત જોતામાં સૂર્ય અસ્ત થયો અને ચાંદનીનો પ્રકાશ ધીમે ધીમે પડવા લાગ્યો. ઇચ્છનકુમારી ચાંદનીની શોભા જોઇ રહી હતી એટલામાં તેણીએ કોઇ ઘોડેસ્વારને અચળગઢના દુર્ગમાં દાખલ થઇ પોતાના મહેલ તરફ આવતો જોયો.

આ ઘોડેસ્વાર તરૂણ હતો. શરીરે કદાવર હતો. સાહસિકતા એનાં અંગોઅંગમાં ચમકી રહી હતી. શસ્ત્રોથી તે સુસજ્જીત હતો. તેની મુખમુદ્રાપર ગંભીરતા, વીરતા તેમજ પ્રસન્નતા છવાઇ રહી હતી.

આ તરૂણ તે બીજો કોઇ નહિં પણ યુવરાજ પૃથુરાજ જ હતો. તે ચાંદનીની શીતલતા અનુભવતો, ઘોડાને પંપાળતો, મુછપર હાથ નાંખી

ગર્વભર્યા ચહેરે અચળગઢમાં આવેલા રાજમહેલના ચોગાનમાં આવી ઘોડાપરથી ઉતર્યો.

ઇચ્છનકુમારીને પૃથુરાજ આવ્યાના સમાચાર તુરત જ મળી ગયા. પૃથુરાજના નામનું અહર્નિશ જપ કરનાર, પૃથુરાજના બાહુપિંજરમાં પુરાઈ જવાની તીવ્ર ઇચ્છા રાખનાર, પૃથુરાજ સાથે યૌવનસુખના મનમાન્યા લ્હાવા લેવાની હોંશ ધરાવનાર આ રાજપૂત રમણી જ્યારે પોતાના પ્રાણેશ્વર પાસે આવ્યા ત્યારે વ્યગ્ર થઇ ગઇ. રાજપૂત વીરાંગનાને સહજ એવી કુલમર્યાદા અને લજ્જાએ તેણીને જડ બનાવી દીધી.

આજ સુધી જે આખો દિવસ ' પૃથુ ' ' પૃથુ ' એમ બોલ્યા કરતી અને દાસીઓના હાસ્યને પણ ન ગણકારતી તે હવે પૃથુપતિની સ્હામે જોતાં પણ લજ્જાની મારી અટકી પડી. લજ્જામણીની વેલી સમી આ ઇચ્છન લજ્જાને ભારે નીચું જોઇ રહી.

કુળવાન અને શીલવતી કન્યાઓ ખરેખર આવી જ હોય છે. તેઓનાં હૃદય હમેશાં લજ્જાના આવરણથી આચ્છાદિત હોય છે. ઇચ્છનકુમારીની સ્થિતિ પણ ખરે તેવી જ થઇ.

પૃથુરાજનો યોગ્ય આદરસત્કાર કરવામાં આવ્યો. તે અંતઃપુરમાં જ્યાં ઇચ્છનકુમારી બેઠી હતી ત્યાં આદરપૂર્વક દાખલ થયો. તત્ક્ષણ દાસી ત્યાંથી ચાલી ગઇ.

યુવરાજ દાખલ થતાંની વારમાં જ ઇચ્છનકુમારીના મુખ ઉપર શરમના શેરડા પડયા. તેનાથી નીચેથી ઉંચું ન જ જોવાયું ! ઘણાયે પ્રયત્નો કર્યા છતાં, ઘણીયે હિંમત આણ્યા છતાં, પણ તેની નસર્ગિક લજ્જાએ તેને નીચું જ જોવડાવી રાખ્યું.

પૃથુરાજ પોતાની પ્રાણેશ્વરીનો સૌભાગ્ય–ચંદ્રમા જોઇ પ્રસન્ન થયો, અને પત્નીની લજ્જા તેમજ વિનયશીલ સ્વભાવનાં મનમાંજ વખાણ કરવા લાગ્યો. લજ્જાશીલ અને કુળવાન કન્યાઓ હમેશાં પ્રથમ

ભીલને આવી જ વર્તણુક રાખે છે અને તે યોગ્ય છે એમ ધારી ગર્વ લેવા લાગ્યો.

અંતઃપુરમાં થોડી વાર શાંતિ પ્રસરી રહી. આખરે પૃથુરાજની સહનશીલતા રાખી રહી નહિં. પોતાની પ્રાણેશ્વરીની સાથે બોલી તેના મીઠા અમૃત જેવા શબ્દો સાંભળવા તે આતુર બન્યો.

તે એક ડગલું આગળ વધ્યો અને જ્યાં પ્રિયા ઉભી હતી ત્યાં આવી ઉભો. તેણે હેતથી પ્રિયાના ખભા પર હાથ મુકી બીજા હાથે ઇચ્છનકુમારીનું શીર ધરી તેના લાલિત્યભર્યા ઓષ્ઠ ઉપર એક મીઠું ચુંબન કર્યું. અને તે ધીમેથી કહેવા લાગ્યોઃ

"પ્રાણેશ્વરી ! આજ કેટલોયે શ્રમ વેઠી જ્યારે હું તમારી રક્ષા કરવા આવ્યો છું, ત્યારે શું તમો આમ રિસાઇ બેસશો ? મ્હારી સાથે જરાપણ વાર્તાલાપ ન કરતાં આમ રૂસણાં લેશો ? દેવિ ! તમે શા માટે ગભરાવ છો ? આમ કેમ લજવાઓ છો ? હવે તમોને શી ચિંતા છે ? જ્યાં સમસ્ત પૃથિવીનો પતિ તમારી સમક્ષ ઉભો છે ત્યાં હવે ભયને સ્થાન કેવું ? તમો તમારી લજ્જા તજો અને હવે કાંઇ સ્નેહભીની વાતો કરો ! તમો કેમ બોલતાં નથી ?" આમ કહી તેણે ફરીથી એક મધુર ચુંબન કર્યું.

પૃથુરાજના હસ્તનો સ્પર્શ થતાં તેમજ તેના આલિંગન પછી ઇચ્છનકુમારીનાં અંગેઅંગમાં મદનની ગરમી વ્યાપી ગઈ. આજ સુધી ન સાંભળેલું, ન દીઠેલું, ન અનુભવેલું એવું એવું કાંઇક તેને થઇ આવ્યું. તેનો કંઠ સુકાઇ ગયો, દેહ થરથર ધ્રુજવા લાગ્યો, આંખ લાલચોળ થઇ, જાણે બેશુદ્ધ થઈ ગઈ હોય તેમ દેખાવા લાગી, અને પૃથુરાજના શરીરપર પોતાનું શરીર ટેકવી રાખી તે બોલીઃ–

"સ્વામીનાથ ! બોલવા જાઉં છું પણ બોલાતું નથી. હૃદય ખુલ્લું કરવા પ્રયત્ન કરૂં છું પણ ખુલ્લું થતું નથી. અંતરમાં ભરેલો સ્નેહનો દિવ્ય

ઝરો તમારી સમક્ષ ઠાલવવા મથું છું પણ ઠલવાતો નથી. તમારીજ થઇ રહેવા માગું છું, પણ લજ્જા મને શરમાવે છે. હું શું બોલું? હવે બોલવાનો સમય નથી. આજે કેટલાયે દિવસોના સંતાપ, શોક અને પરિતાપને અંતે આજે સોનાનો સૂરજ ઉગ્યો છે, છતાં પણ મ્હને શાન્તિ નથી. તમારી સાથે સ્નેહભીની વાતો કરતાં હું આજે લજવાઉં છું. પણ હું શું કરૂં? મ્હરા સંજોગો. એમાં તમારો નહિ પણ મ્હારા કરમનો વાંક છે. ચૌહાણેશ્વર! હું ખરેખર દુઃખી છું!" આમ કહી ઇચ્છનકુમારીથી રોવાઇ જવાયું, અને પુનઃ ડુસકાં ભરતી ભરતી રોવા લાગી.

પૃથુરાજની આંખમાં પણ ઝળઝળીયાં ભરાઇ આવ્યાં, છતાં પણ તેણે મહા પ્રયત્ને ઇચ્છનકુમારીને પોતાના વક્ષસ્થલ ઉપર ટેકવી રાખી, તેમજ મુખમુદ્રા પ્રસન્ન કરી ગાઢ આલિંગન આપ્યું. અન્તે આમ પ્રેમના ઉભરાએ બન્નેનાં હૃદય શાંત થયાં.

પૃથુરાજે તે જ ક્ષણે પરાપૂર્વથી ચાલી આવેલી રીતિને માન આપી ઇચ્છનકુમારી સાથે ગાંધર્વ વિવાહથી તેજ સ્થળે લગ્ન કર્યું.

લજ્જાનો લોપ થયો, અંતઃપુરના દરવાજા બંધ થયા. અંતઃપુરમાં બળતો દીપક આપમેળે જ હોલવાઇ ગયો, અને આ બન્નેનાં શરીર, હૃદય અને આત્મા એક થયાં. બન્નેએ હૃદય ખોલી આખી રાત વાતો કરી. પ્રેમના ઉભરામાં ઉભરાઇ જતાં બન્નેએ રતિકેલિમાં આખી રાત પસાર કરી.

પ્રાતઃકાળ થયો. ઇચ્છનકુમારી અને પૃથુરાજના ગાંધર્વ વિવાહ થયાની વાત આખા અર્બુદ પર્વતપર ફેલાઇ ગઇ. અચળગઢમાં આનંદની છોળ ઉછળી રહી. જેને માટે ભોળો ભીમદેવ ચતુરંગી સેના લઇ ચંદ્રાવતી આવ્યો હતો તે ઇચ્છિનકુમારી મેળવવાની આશા હવે વ્યર્થ ગઇ.

પૃથુરાજ ધામધૂમથી વાજતે ગાજતે ઇચ્છનકુમારી અને તેની કેટલીક દાસીઓને લઇ અજમેરની દિશા તરફ ચાલી નીકળ્યો.

માર્ગમાં પૃથુરાજને સોમેશ્વર ચંદ્રાવતી પહોંચ્યાના સમાચાર મળ્યા.

ચંદ્રાવતીમાં જેતસી પરમાર સલખ અને ચૌહાણેશ્વર વ્યૂહરચના વિષે વાટાઘાટ કરી રહ્યા હતા. ચૌહાણેશ્વરને ભીમદેવ કંટકની સમાન ખટાકયા કરતો હતો, અને ગમે તે પ્રકારે તેનો અંત આણવા તેણે નિશ્ચય કર્યો હતો.

આ બાજુ ભીમદેવે પણ પોતાના સામંતોને ખૂબ પાણી ચઢાવ્યું. તે કહેવા લાગ્યો કે, “ હવે હું શત્રુને કચરી નાંખીશ અને તેનું રાજ્ય લઈ લઇશ, અને ગુજરાતના નીચે તેનું સર્વ રાજ્ય એકદમ આણી મુકીશ. ” આમ કહી પોતાની સેનાને વિદાય કરી.

ક્ષિતિજમાંથી જેમ વાદળ ચઢી આવે તેમ ભીમદેવની સેના ચારે બાજુએથી આગળ ને આગળ વધવા લાગી. તેના હાથીઓની અને તેજી ઘોડાઓની હાર ચાલી. તેના સૈન્યનો દબદબો અદ્‌ભુત દીસવા લાગ્યો.

બન્ને સેના સ્હામસ્હામે આવી. ભીમદેવ મ્હોટા હાથી ઉપર બેસી સન્યને મોખરે આવ્યો. આ બાજુ સલખકુમાર પણ સૈન્યને મોખરે આવી ઉભો.

મુડદાંઓના ઢગલા થવા માંડયા, રૂધિરની નદીઓ વહેવા લાગી; ઢાલોની સ્હામે તલવારો ચકચકવા લાગી. તલવારોનો ખડખડાટ થવા લાગ્યો. ભયંકર મારામારી અને કાપાકાપી શરૂ થઇ. બાણો અને શસ્ત્રોનો વરસાદ વર્ષી રહ્યો.

પરમારસેનામાં કન્હે અદ્‌ભુત વીરતા બતાવી અને ભીમની સેનાને આછી કરી નાંખી. ગુર્જર સન્ય મરણિયું થઇ લડયું, પણ કાંઇ વળ્યું નહિં. ભીમદેવનો હાથી મરાયો, પોતે પગપાળો થઇ રહ્યો, છતાં પણ એ એકલાએ ભારે જંગ મચાવ્યો, અને પરમાર સેનામાં ભારે ત્રાસ ફેલાવ્યો.

બીજો દિવસ થયો. ભીમદેવના ક્રોધનો પાર રહ્યો નહિ. તેણે પોતાના સામંતોને ઘણા ઉશ્કેર્યા. યુદ્ધ ફરી શરૂ થયું. સોનેરી છત્રવાળા હાથી

ઉપર બેઠેલો ભીમદેવ સોમેશ્વરના કાળ સમાન સેનાના મુખ્ય ભાગમાં દેખાવા લાગ્યો. આ તરફ ચૌહાણોએ કન્હને આગળ કર્યો. તેણે ગુજરાતની સેનાને છિન્નભિન્ન કરી નાંખી. પણ એટલામાં તે ઘાયલ થયો અને તેની જગ્યા સોમેશ્વરે લીધી.

સોમેશ્વર ઘોડે ચઢયો, અને જોતજોતામાં યુદ્ધને મોખરે આવ્યો. પૃથિવી ડોલવા લાગી, શેષનાગ ગભરાવા લાગ્યો અને સોમનું પરાક્રમ જોઇ ગુર્જરોનાં હૃદય લુલાં તેમજ પોચાં થઇ ગયાં.

સોમ યુદ્ધપ્રિય હતો અને ભીમદેવ કદાપિ યુદ્ધમાં પાછો હઠયો જ નહતો. બન્ને એક બીજાની સ્હામસ્હામા આવ્યા. બન્નેએ ભયંકર યુદ્ધ મચાવ્યું. પૃથિવી ઉપર ત્રાસ વર્તી રહ્યો.

બ્રહસ્પતિ અને શુક્રની લડાઇમાં મંત્ર ઉછળતા હોય તેમ અહીં બન્ને રાજાઓની વચ્ચે બાણ ઉડવા લાગ્યાં. બન્ન દેશના રક્ષક હતા, બન્ને ચક્રવર્તી હતા, બન્ને શસ્ત્રથી સુસજ્જીત હતા, બન્નેના મુખ આગળ રાજડંકા વાગતા હતા, બન્ન કુળવાન્ તેમજ પદવાન્ હતા, બન્ને હિન્દુઓની સીમા હતા, અને બન્ને ક્ષત્રિયો હોઇ બન્નેના અંગેઅંગમાં શુદ્ધ ક્ષાત્રવટ અને પ્રતાપ ઝળકી રહ્યાં હતાં.

આ બન્નેનું યુદ્ધ અદ્‌ભુત હતું. દેવો, યક્ષો, ગાંધર્વો અને અપ્સરાઓ પણ અંતરીક્ષમાંથી આ યુદ્ધ જોઈ રહ્યાં. નારદમુનિને પણ આ યુદ્ધ જોઇ આનંદ થયો.

આ જોઇ સર્વેને લાગ્યું કે જગત્‌નો પ્રલય થવાની વેળા હવે નજીક આવી રહી છે. પણ આજ અરસામાં આ ચૌહાણકુળભૂષણ, શુરવીર તેમજ પરાક્રમી હોવા છતાં પણ પડતા ભાગ્યને પરિણામે લોહીલુહાણ થયો અને ભૂમિ પર તરફડી પડયો, અને પરમાત્માની પરમ જ્યોતિમાં મળી ગયો. તેની સાથે ઘણા વીરો પડયા, અને ભીમદેવે ગાજતે વાજતે ચંદ્રાવતીમાં પ્રવેશ કર્યો, અને આખું ચંદ્રાવતી લુંટી રાજ્યમાં અરાજકતા વધારી મુકી. આખા રાજ્યમાં હાહાકાર વર્તી રહ્યો.

જેતસી પરમાર અને સલખકુમાર રણમાંથી ન્હાસી છુટયા.

ભીમદેવે ઇચ્છનકુમારીની શોધ કરવા માંડી, પણ જ્યારે પૃથુરાજ સાથે ગ ધર્વલગ્ન કરી એ તો અજમેર ચાલી ગઇ છે એમ તેને કહેવામાં આવ્યું ત્યારે તેનો ક્રોધ ભભુકી ઉઠયો. તે હતાશ થયો, અને ભગ્ન હૃદયે ગુજરાત તરફ વળ્યો.

આ યુદ્ધના સમાચાર જાણી પૃથુરાજ શોકસાગરમાં ડુબી ગયો. તેને પિતાનું મૃત્યુ ભારે થઇ પડયું. બાર દિવસ અને રાત તે ભોંય ઉપર સુઇ રહ્યો. તેણે પિતાનું શ્રાદ્ધ કર્યું, બ્રાહ્મણોને દક્ષિણા આપી ગાયોનું દાન કર્યું, અને સ્ત્રીના સંસર્ગથી દૂર રહેવા લાગ્યો.

વળી, પોતાના પિતાનું વેર લીધા વિના માથે પાઘડી બાંધવી નહિં એવો તેણે નિશ્ચય કર્યો. તે વારંવાર ક્રોધથી લાલચોળ થઈ જતો અને બોલતો કે: "ચાલુક્ય ભીમને મારીને એનાં આંતરડાં-માંથી મ્હારા પિતાને હું કાઢી લઇશ! જે પુત્ર પોતાના પિતાનું વેર વાળતો નથી તેને ધિક્કાર છે!"

તેણે વિદ્વાન્ બ્રાહ્મણોને બોલાવ્યા, અને પોતાના સ્વર્ગવાસી પિતાશ્રી સોમેશ્વરદેવ માટે સારી રીતે ધાર્મિક ક્રિયા કરવાની અને બલિ આપવાની ભભકભરી ક્રિયાઓ શરૂ કરાવી, અને બ્રાહ્મણોને તેમજ ભાટ બારોટોને દક્ષિણા આપી રાજી કર્યા.

આ ક્રિયા પૂર્ણ થતાં જ પૃથુરાજનો હસ્તિનાપુરમાં રાજ્યાભિષેક થયો. પૃથુરાજ અને ઇચ્છનકુમારીએ બન્ને ભાનુ અને ચંદ્રકલા જેવાં શોભવા લાગ્યાં. પૃથુરાજને અને ઇચ્છનકુમારીને પ્રજાએ ઘણું માન આપ્યું અને સર્વત્ર આનંદ આનંદ વર્તી રહ્યો.

પૃથુરાજને ભીમદેવ કંટક સમાન ખટકવા લાગ્યો. પિતાના ઘાતકના મૃત્યુ વિના તેનો ક્રોધાગ્નિ શાંત થયો નહિં. રાજ્યાભિષેક થયો, ઉત્સવ ઉજવાયો, વસ્ત્રો ગંઠાયાં, મંગળગીતો ગવાયાં, બ્રહ્મભોજનો થયાં, રાણીઓ સાથે સ્નેહભીની વાતો થઈ, છતાં પણ પૃથુરાજના હૃદયને શાન્તિ વળી નહિં.

તે વારંવાર સુતાં ઉઠતાં કહ્યા કરતો: "ભીમે મ્હારા પિતા સોમેશ્વરને માર્યા! હત! હત્! હવે તેનું વેર હું કયારે લઈશ!"

તેના મિત્રો તેને બહુ સમજાવતા, પણ પૃથુરાજ એકનો બે થતો નહિં. તે કહેતો કે:

"સ્નાન કરીને મ્હેં પિંડદાન દેતી વેળાએ સોગન ખાધા છે કે મ્હારે મ્હારા પિતાનું વેર લેવું. હું ભીમને કેદ કરીશ ત્યારે એની પાસે સોમેશ્વર માગીશ. હું યોગિણી, વીર અને વૈતાલને આનંદ પામવા સરખુ કરીશ. હું મ્હારા પિતાના ઘાતકનાં આંતરડાંમાંથી લોહી કાઢી કાલિકા માતાના ચરણે ધરીશ." આમ તે વારંવાર કહેતો.

દિવસો વીતતા ગયા. એક દિવસે શુભ મુહૂર્ત જોઈ પૃથુરાજે દરબાર ભરાવ્યો, અને સામંતોને સંબોધી એ કહેવા લાગ્યો:

"મ્હારા વીર સામંતો! મ્હારે મ્હારા પિતાનું વેર લેવું છે, અને એ માટે આપણે ગુજરાત તરફ કુચ કરવાની છે. સોમેશ્વરનો અંત આણી ભીમે પોતાનું મૃત્યુ માગી લીધું છે. એના દિવસો હવે ગણાઈ રહ્યા છે. ભાઈઓ! જ્યારે ચાલુકયની સ્ત્રીઓના ગર્ભમાંથી પણ શોધી શોધીને હું ચાલુક્ય વંશનો નાશ કરીશ ત્યારે જ મ્હારો આ વૈરાગ્નિ શાંત થશે." આમ કહી તેણે યુદ્ધ માટે તૈયારી કરવાની સામંતોને આજ્ઞા કરી.

આ તરફ ગુજરાતમાં પણ ભીમદેવ યુદ્ધની તૈયારી કરી રહ્યો હતો. કારણ કે તેના શત્રુરૂપ થઈ રહેલા ભત્રીજાઓ જે પૃથુરાજને મળી ગયા હતા તેઓનો પૃથુરાજના રાજદરબારમાં પૃથુરાજના કાકા કન્હ ચૌહાણે અંત આણ્યો હતો.

જ્યારે આ સમાચાર ભીમદેવને મળ્યા ત્યારે શત્રુરૂપ થઈ રહેલા છતાં પણ પોતાના ભત્રીજાઓ માટે વેર લેવાનું તેને મન થયું. આથી તેણે અજમેર પર સૈન્ય મોકલી તારાગઢ તોડયો.

જ્યારે પૃથુરાજને તારાગઢ તોડયાના સમાચાર મળ્યા ત્યારે તેણે

સેના એકઠી કરી, અને પોતાની ચતુરંગી સેના લઈ ગુજરાતની દિશા તરફ ચાલી નીકળ્યો.

ચોસઠ હજાર યોદ્ધાઓ લઇ યુદ્ધશીલ ચૌહાણેશ્વર ગુજરાતનો નાશ કરવા તેમજ પિતાનું વેર વાળવા યુદ્ધે ચઢ્યો.

ભીમને પૃથુરાજ ચડી આવ્યાના સમાચાર મળ્યા એટલે તે ક્રોધથી ભભકી ઉઠ્યો. તેનું શરીર વીરતાથી ધ્રુજવા લાગ્યું, અને પુનઃ એકવાર યુદ્ધ કરવાની તક મળવાથી તેને આનંદ થયો. તેણે પોતાના માણસોને બોલાવી સાભ્રમતિના પવિત્ર કિનારે છાવણી નાંખી, અને જોતજોતામાં ત્યાં ગુજરાતની અગણિત સેના એકઠી થઇ ગઇ.

પૃથુરાજના આક્રમણથી આખા ગુજરાતમાં ભય વ્યાપી ગયો. લોકો ચૌહાણેશ્વરના ત્રાસે ત્રસ્ત થઇ આમતેમ ન્હાસવા લાગ્યા. તલવારો અને બરછીઓ સૂર્યના પ્રકાશમાં ચમકવા લાગી અને નદીના પૂરની પેઠે ચૌહાણસેના આગળ ને આગળ વધવા લાગી.

આ સમયે વેર વાળવાનો બદલો લેવા સારૂ પૃથુરાજે ચંદ બારોટને ભીમના દરબારમાં મોકલ્યો.

ચંદ બારોટ પોતાની સાથે જાળ, નીસરણી, કોદાળી, દીવો, અંકુશ અને ત્રિશૂળ લઈને ગુજરાતની રાજધાની અણહિલપૂર જઇ પહોંચ્યો.

ભીમદેવે તેની સારી આગતાસ્વાગતા કરી અને સન્માનથી રાજદરબારમાં બોલાવ્યો. ચંદે ગુર્જરેશ્વરને આશીર્વાદ દીધો અને રાજાએ તેને શિરપાવ આપ્યો.

રાજદરબારમાં લોકો ચમત્કાર જોવા એકઠા થયા. ચંદે ભીમદેવને કહ્યું કે, “દિલ્હીનો રાજા પૃથુરાજ એક જંગી ફોજ લઈ ગુજરાત ઉપર ચઢી આવે છે.”

ત્યારબાદ ચંદનો ઠાઠ જોઇ ભીમદેવે તેને પૂછ્યું:

“વીર બારોટ ચંદ! ક્ષત્રિયોની માફક તમો તલવાર તો બાંધો છો ત્યારે આ જાળ, નીસરણી વિગેરે શા સારૂ લાવ્યા છો?”

ચંદે ગંભીરતાથી ઉત્તર આપ્યો :

"હે ગુર્જરેશ્વર! દિલ્હીનો ધણી તમ્હારી સાથે યુદ્ધ કરવા માગે છે, માટે તમે પાણીમાં પેસશો તો આ જાળવતે તમને ઝાલીશું, આકાશમાં જશો તો આ નીસરણીથી, પાતાળમાં જશો તો આ કોદાળીથી, અંધારામાં પેસી જશો તો આ દિવાથી શોધી કાઢીશું. આ અંકુશથી તમને વશ કરીશું, અને આ ત્રિશૂળથી તમને પુરા કરીશું! જે જે દેશમાં સૂર્ય ઉગતો હશે તે તે દેશમાં તમો જશો તો પૃથુરાજ તમ્હારી પછવાડે પડશે અને તમ્હારો અંત આણશે।"

ચંદનાં આવાં ગર્વીષ્ઠ વચન સાંભળી ભીમદેવ બોલ્યો :

"વીર પુરોહિત। સોમેશ્વર જયારે ચંદ્રાવતીની સરહદ પર લોહીલુહાણ થઈ પડયો ત્યારે આ જાળ, આ નીસરણી, આ કોદાળી વિગેરે કયાં ગયાં હતાં? ત્હારા દિલ્હીપતિને તે દિવસ સાંભરે છે કે ભૂલી ગયા છે? ભીમસેન જેવા મહાકાયી મ્હને બીવરાવે તો તેના પણ ભુકેભુકા કરી નાંખું તેવા મ્હને તું જાળથી અને નીસરણીથી પકડનાર કોણ? પુરોહિત! આવું ચડયું ચડયું બોલીશ નહિં। તું વિચાર કર કે આ બધું તું કોની આગળ બોલે છે? એક ગુર્જરેશ્વર કે જેની આગળ યુદ્ધમાં સર્વે માણસો ડરી ન્હાસી જાય છે અને જે શત્રુઓને 'ત્રાહિ' 'ત્રાહિ' પોકરાવે છે તેને તું આવી બાળકની રમતના શબ્દો સંભળાવતાં શું લાજતો નથી? ત્હારા દિલ્હીપતિને કહે કે ભીમદેવ ત્હારો બીવરાવ્યો બ્હી જાય એમ નથી!"

આ સાંભળી ચંદે કહ્યું :

"ગુર્જરેશ્વર! તે દિવસ હમોને સાંભરે છે અને તેથીજ હમો યુદ્ધ કરવા આવ્યા છીએ. ઉંદર કદાપિ કોઇવાર દૈવ્યયોગે બીલાડીને કરડીને ન્હાસી જાય, ગીધ પક્ષી કદાપિ પવિત્ર હંસના માથા ઉપર થનથનાટ કરી જાય, હરણ કદાચ સિંહ સાથે લડાઇમાં બરાબરી કરી શકે, સાપની સાથે યુદ્ધ કરતાં દેડકું કદાચ એક વખત જય પામે; પણ એવું સદા જ બને એમ ધારી ન બેસવું।"

ચંદનાં આ સગર્વ વચનો સાંભળી ભીમદેવ કહેવા લાગ્યો :

"વીર બારોટ! તમ્હારી જીભ આગળ પાછળનો વિચાર કર્યા વિના વધુ બકબંકાટ કરે છે! ભાટના છોકરાઓ શબ્દો વડે લડે, દૈત્યો ગાળો વડે લડે, ભાઇઓ વારસાનો હક્ક વ્હેંચી લેતાં મુક્કિયોથી લડે; પણ તમ્હારા રાજાજીને કહેજો કે સોમેશ્વરવાળો આ કજીઓ તો આપણે મરણ સાથે લડવાનો છે! તમ્હારા રાજાને કહેજો કે ભીમદેવ તો લોઢાનો બનેલો છે, અને યુદ્ધમાં પાવરધો છે. વળી તમ્હારો રાજા યુદ્ધમાં ઉતરતાં પહેલાં ઇશ્વિર ભજન કરી લે એમ પણ કહેશો. કારણકે સોમેશ્વર સ્વર્ગમાં પણ પુત્રમુખ જોવા તેમજ તેને ભેટવા તલપાપડ થઇ રહ્યો છે."

ભીમદેવનાં આવાં વાકયો સાંભળી ચંદને નખથી શિખ ઝાળ ઉઠી. તેની આંખો ક્રોધથી લાલચોળ થઈ ગઈ. તત્ક્ષણ તે દરબાર છોડી પૃથુરાજ પાસે ગયો અને સઘળી હકીકત કહી સંભળાવી, અને પૃથુ- રાજના કાનમાં ઝેર રેડી તેને યુદ્ધને માટે ઉશ્કેર્યો.

બન્ને સેના રણમાં ઉતરી, અને તુમુલ યુદ્ધ શરૂ થયું.

ચૌહાણોના ઘણા યોદ્ધા મરાયા. ગુર્જર સેનાનું પણ તેમજ થયું. પણ ધીમે ધીમે ચાલુકયની સેનાની હાર તુટવા લાગી અને ચૌહાણોની હાર બલિષ્ઠ થવા લાગી. ઘણાયે યોદ્ધા મરાયા પણ ચૌહાણસેના ધ્રુવના તારાની પેઠે અચળ થઇ રહી.

પૃથુરાજે પોતાના પિતાનું વેર વાળ્યું. દૈવે હાથમાં પ્યાલો લઈને મંત્ર ભણ્યા; હિંસ્ર પ્રાણીયોએ પોતાની ક્ષુધા તૃપ્ત કરી. યોદ્ધાઓનાં શરીર લાલચોળ કેસુડાનાં પુષ્પવાન ઝાડના જેવાં દેખાવા લાગ્યાં.

પૃથુરાજે ઘોડાને એડી મારી. તેની ખરીના પડઘાથી ગુર્જર ધરતી ધ્રુજવા લાગી, અને નિરૂપાય થઈ ચાલુકયની સેના ભયભ્રાંત થતાં સ્વર્ગમાં જવાનો માર્ગ છોડી જીવ લઇ રણાંગણમાંથી નાઠી.

પોતાની સેનાનું પરાક્રમ જોઇ પૃથુરાજ કહેવા લાગ્યો :

"આજે હું મ્હારી ઇચ્છા પરિપૂર્ણ કરીશ. આજે હું ભીમદેવનાં

આંતરડાંમાંથી સોમેશ્વર કાઢીશ. આજે હું ગુજરાતનું સૌભાગ્ય નષ્ઠ કરીશ. આજે હું આ ગુર્જરસુંદરીને વિધવા બનાવીશ. આજે ગુજરાત રાજા વિનાની થશે! આજે આ ગુજરાતમાં ચૌહાણેશ્વરની વિજયપતાકા ફરફરશે! આજે આ ગુજરાતની પ્રજા પોતાના રાજાએ કરેલા કાર્ય માટે પશ્ચાત્તાપ કરશે! હવે આ ભીમદેવ એક ક્ષણ પણ બચવાનો નથી. સ્વર્ગમાં જ્યાં સોમેશ્વર બેઠો છે ત્યાં હું એને આજે સહિસલામત મોકલી આપીશ." આમ કહેતાં તેણે મુછ પર હાથ નાંખ્યો.

કન્હે પોતાના ભત્રીજાને હિમત આપી, અને તત્ક્ષણ પૃથુરાજે ભીમદેવના શરીર પર ઘા કર્યો. જ્યાં પુનર્જન્મનું બંધન હતું તેના પર તલવાર ફરી. પણ ભીમસેન નજર ચુકાવી કાયરની માફક પ્રાણ બચાવવા રણાંગણમાંથી ન્હાસી છુટયો. પૃથુરાજે આમ પિતાનું વેર લીધું અને ભીમદેવ પરાજીત થઇ કાયરની પેઠે રણ છોડી નાસી ગયો.

તેના ન્હાસી જવાથી આખી ગુર્જર સેના છિન્નભિન્ન થઇ ગઇ. ચૌહાણ સેના વિજયનાદ કરતી અણહિલપુર પાટણમાં દાખલ થઇ. અપ્સરાઓ પુષ્પવૃષ્ટિ કરી રહી, અને પૃથુરાજે રણક્ષેત્રમાં વિજયસ્તંભ ઉભો કરાવ્યો.

વિજયી પૃથુરાજે પાટણમાં પ્રવેશ કર્યો. ત્યાંની શોભા તેમજ જાહોજલાલી જોઇ દિલ્હી તરફ ચાલ્યો, અને પોતાની મનમાનીતી ઇચ્છન સાથે મનમાન્યા લ્હાવા લેવા લાગ્યો. ઇચ્છન પણ પૃથુરાજની જરૂરીઆતો સારી રીતે જાણતી હોવાથી કોઇ પણ રીતે તેના પ્રેમમાં ન્યૂનતા ન આવે તેની ખાસ સંભાળ રાખતી.

પૃથુરાજ વીર હતો, સાહસિક હતો તેમજ અદ્ભુત હતો; પણ સાથે અસાધારણ શૃંગારી પણ હતો. દિનપ્રતિદિન ઇચ્છનકુમારીના પ્રેમમાં એ એટલો બધો મુગ્ધ થઇ ગયો કે એને પોતાની જાતનું, તેમજ પોતાના રાજ્યનું પણ કોઇ કોઇ વાર ભાન રહેતું નહિં. વિજયના મદમાં આવી પૃથુરાજ દિનપ્રતિદિન ઇચ્છન સાથે શૃંગારરસનો લ્હાવો લેવા લાગ્યો અને પિતાનું વેર વાળવા માટે પોતાને ધન્યવાદ આપવા લાગ્યો.



હિંદના પાટનગર હસ્તિનાપુરમાં જ્યાં પહેલાં કૌરવ પાંડવો બિરાજતા હતા ત્યાં હવે યવન બાદશાહ તખ્તનશીન થયો. હિંદના રાજાઓમાં જો આવો આંતરિક કલહ ન હોત તો હિંદની સ્વતંત્રતાનો ઇતિહાસ કાંઇક જુદોજ લખાત; અને આ પવિત્ર આર્યાવર્ત મ્લેચ્છોનાં અપવિત્રતાના વાતાવરણ તેમજ છક્કાપંઝામાંથી જરૂર બચી જાત. પણ ભાવિનું નિર્માણ કાંઇ ફેરવી શકાય એમ છે ? એટલે બનવા કાળ હતું તેમ બન્યું, અને હિંદુ રાજાઓનાં સોનેરી સ્વપ્નો કાળચક્રને પરિણામે અસ્તવ્યસ્ત થયાં.

ઇ. સ. ની બારમી સદી ચાલતી હતી. આ સમયે દિલ્હીમાં પૃથુરાજ ચૌહાણ રાજ્યગાદીએ બિરાજ્યા હતા. પૃથુરાજનું શૌર્ય તેમજ તેની સાહસિકતા અસાધારણ હતાં. તેણે ગુજરાતના ભીમદેવને હરાવ્યો હતો તેથી અભિમાની થઇ તેણે ચક્રવર્તી પદ ધારણ કર્યું હતું. આમ કરવાથી તેણે કનોજનો રાજા જયચંદ્ર જે ચક્રવર્તી પદ ધારણ કરી રહ્યો હતો તેનું પણ અપમાન કર્યું હતું.

કનોજનો રાજા જયચંદ્ર ઉદાર હતો; પણ તે સાથે તે મહા બળવાન, મહા અભિમાની અને મહા ઇર્ષાખોર હતો. એંશી હજાર સૈનિકો એની ધ્વજા તળે આવી ઉભા રહેતા. પૃથુરાજ અને જયચંદ્ર બન્ને મસિઆઇ ભાઇ થતા હતા.

જ્યારે આ વાત જયચંદ્રને કાને ગઇ ત્યારે તેની ઇર્ષ્યાની આગ સળગી ઉઠી. તેના ઇર્ષ્યાખોર હૃદયમાં દ્રૂપ તથા અભિમાન ઉત્પન્ન થયાં, અને પૃથુરાજના માનનું મર્દન કરવા તેણે પ્રાચીન પ્રણાલિકાને માન આપી એક રાજસૂય યજ્ઞ કરવાનો નિશ્ચય કર્યો.

જયચંદ્રનો આ યજ્ઞનો નિશ્ચય સાંભળી તેના અનુભવી અમાત્યે શીખામણ આપતાં કહ્યું :

" મહારાજ ! આ હડહડતા કળીયુગમાં રાજસૂય યજ્ઞ કરવાની આપણા ધર્મશાસ્ત્રની મનાઇ છે. કળિયુગમાં આવો યજ્ઞ કરવાથી સારાં

કાકા કન્હ ચૌહાણે વીરહાક વગાડી, અને બાલુકયરાયની છાતી પર બરછી ચલાવી. બાલુકયરાય સાહસિક તેમજ શુરવીર હતો. છતાં પણ અનેક યુદ્ધોમાં અનુભવ પામેલા એવા કન્હ ચૌહાણનો વજ્ર જેવો ઘા તેને ભારે થઈ પડયો, અને જુવાનીના જોરમાં ઉછળતો, લોહીથી ભરેલો, રાજપૂતાણીના ધાવણે ધાવેલો, આ રાજપૂત વીર પોતાના ભાઈને આપેલું વચન પાળવાની મિથ્યા કોશીશ કરતો બરછીના ઘાએ ઘવાતાં અંબાડીમાં જ ઢળી પડયો અને તત્ક્ષણ વીરગતિને પામ્યો. પૃથુરાજ ગાજતે વાજતે દિલ્હી પાછો ફર્યો.

પોતાના ન્હાના ભાઇના અકાળ મૃત્યુથી જયચંદ્રને ઘણું દુઃખ થયું. તે કલ્પાંત કરવા લાગ્યો અને યજ્ઞ આપોઆપ બંધ થયો. તેને ભાઈની ઉત્તરક્રિયામાં પડવું પડયું.

યજ્ઞને પ્રસંગે દેશદેશથી આવેલા રાજાઓ અને બ્રાહ્મણોનું હવે કેમ કરવું તે વિષે તેણે પ્રધાનની સલાહ લીધી. પ્રધાને જણાવ્યું:

“ મહારાજ ! આ રાજાઓની હાજરીનો લાભ લઈ આપની રૂપગુણ સંપન્ન તેમજ યૌવનમાં આવેલી લાડકવાયી સંયોગિતાનો સ્વયંવર કરી એકઠાં કરેલાં સાધનોનું સાર્થક કરો ! ”

જયચંદ્રને પ્રધાનની આ સલાહ પસંદ પડી. આખા કનોજમાં સ્વયંવરને માટે ધામધૂમો થવા માંડી. દેશ પરદેશ લગ્નપત્રિકાઓ લખવામાં આવી, અને પોતાની પ્રાણથી પણ વધારે વ્હાલી પુત્રીના સ્વયંવર પ્રસંગને ઉજવવા જયચંદ્રે ભારે તૈયારી કરી.

સંયોગિતા જેવું કન્યારત્ન જયચંદ્રને જીન્હાઇ રાણીથી સાંપડયું હતું. તેનું મોસાળ સિંહલદ્વીપમાં હોવાથી તેનામાં માતાનું સૌન્દર્ય વિશેષ કરીને આવ્યું હતું. સંયોગિતા રૂપરૂપનો અંબાર હતી. તેમાં તેનો વિનયશીલ સ્વભાવ, ડહાપણ, વિદ્યા અને વિવેકબુદ્ધિ આદિ સદ્‌ગુણોએ વધારો કર્યો હતો.

આ સમયે તે યૌવનના પૂરબહારમાં હતી. તે દેવાઙ્ગનાને પણ ફિક્કી પાડે એટલી સૌન્દર્યવતી અને લાવણ્યવતી હતી. તેના

ક્રોધાગ્નિ વધારે ભડકી ઉઠયો, અને અલાઉદ્દીનને આ અપમાન માટે ગમે તે પ્રકારે યોગ્ય શિક્ષા કરવાનો નિશ્ચય કર્યો.

આ વાત જ્યારે રાણી પદ્મિનીના સાંભળવામાં આવી ત્યારે તે વિચાર કરવા લાગી:

"એક પ્રતિષ્ઠા, માન અને સતીત્વની કલ્પના માત્ર માટે હજારો નિર્દોષ રાજપૂતોનું લોહી રેડાવવું, હજારો રાજપુતાણીઓને વિધવા બનાવવી, તેમજ હજારો ઘરોને અનાથ અને નિસ્સહાય કરવાં તેના કરતાં ભલે યવન બાદશાહ દૂરથી દર્પણમાં મ્હારૂં છાયાચિત્ર જોઇ ચાલ્યો જતો હોય તો તેમાં શું ખોટું છે!" રાણીનું કોમળ તેમજ દયાર્દ્ર હૃદય આટઆટલા રાજપૂતોના પ્રાણાર્પણના વિચારથી દ્રવી ગયું. તે ઘણી જ શોકાતુર તેમજ ચિન્તાતુર થઈ, અને રાણા ભીમસિંહને મળી કહેવા લાગી:

"પ્રાણેશ્વર! જો વિનય અને વિવેકથી અલાઉદ્દીન દૂરથી દર્પણમાં મ્હારી છાયા જોઇ ચિતોડનો ઘેરો ઉઠાવી દિલ્હી ચાલ્યો જતો હોય તો મ્હને તેમાં કોઇપણ જાતનો વાંધો નથી. એક કલ્પના માત્રથી તેમજ એક છાયાના દર્શન માત્રથી જ સતીનું સતીત્વ નષ્ટ થતું નથી. આપણે રાજપૂતો ઘણા જ આદર્શવાદી તેમજ કલ્પનાવાદી છીએ. આપણે કેટલીક વખત સાચી વસ્તુસ્થિતિને ભૂલી જઇએ છીએ; અને એથી જ અદ્દ્ભુત સાહસિકતા, અનુપમ આત્મત્યાગ તેમ જ અસાધારણ પરાક્રમો કર્યા છતાં પણ આપણી ખરાબી થાય છે. માટે સંજોગો વિચારીને જ કાર્ય કરવામાં સાર છે. આપણા શુરા સિસોદીયાઓને મ્હારી દૃષ્ટિ આગળ મરતા જોઇ હું કંપું છું. મ્હારી બ્હેનોનાં વૈધવ્યની કલ્પનાથી મ્હને કંપારી છુટે છે; માટે જો આ યુદ્ધનો અંત આટલાથી જ આવતો હોય તો ભલે અલાઉદ્દીનની સૂચના સ્વીકારો અને આ અમૂલ્ય જીવોને બચાવો!"

પદ્મિનીનાં આ વાક્યો સાંભળી, તેમજ પોતાની વફાદાર તેમજ શુરવીર પ્રજાનું હિત વિચારી રાણા ભીમસિંહે રાણીની વાત માન્ય રાખી, અને અલાઉદ્દીનની સૂચનાનો સ્વીકાર કર્યો.

પ્રતિજ્ઞાપાલન અને શરણાગતવત્સલતા એ રાજપૂતોનો કુળધર્મ છે. રાજપૂતો કદાપિ પણ વિશ્વાસઘાતી તેમજ અસત્યવાદી થતા નથી. તેઓ એક વખત વચનથી બંધાયા પછી ગમે તેવા દુશ્મનને પણ દગો કરતા નથી. રાજપૂતોના આ ગુણો અલાઉદ્દીન સારી રીતે જાણતો હતો. પોતે વિશ્વાસઘાતી તેમજ છળકપટ અને પ્રપંચથી ભરપૂર હોવા છતાં પણ તેને રાજપૂતોના વચનમાં પૂર્ણ વિશ્વાસ હતો. આથી જ્યારે ભીમસિંહે તેને ચિતોડમાં આવવાનું આમંત્રણ આપ્યું ત્યારે તે પોતાના થોડાક જ વિશ્વાસુ માણસોને લઇ નિર્ભય રીતે ચિતોડ-દુર્ગમાં દાખલ થયો; અને ઘણી સહિસલામતિથી રાજ્યમહેલમાં જઇ રાણી પદ્મિનીના સૌભાગ્યચંદ્રમાનું દર્શન દર્પણમાં કર્યું.

ઉદાર હૃદયી રાજપૂતોએ અલાઉદ્દીનનો યોગ્ય આદર સત્કાર કર્યો, અને એટલેથી જ સંતોષ ન પામતાં રાણા ભીમસિંહ રાજપૂતોની રીત પ્રમાણે અલાઉદ્દીનને અને તેના માણસોને ચિતોડના પાદર સુધી વળાવવા ગયા.

માર્ગમાં આ કામાતુર તેમજ લંપટ અલાઉદ્દીન રાજપૂતોએ બત-લાવેલી ઉદારતા, આતિથ્યસત્કાર તેમજ લીધેલા શ્રમ માટે તેઓની માફી માંગવા લાગ્યો, અને પોતે કરેલાં અવિચારી કામો માટે ભીમસિંહની ક્ષમા માગવા લાગ્યો. તે મ્હોંએ બોલતો કાંઇક અને મનમાં વિચારતો કાંઇક. આમ માફી માંગતો, ધન્યવાદ આપતો તેમજ બીજી અહિંતહિંની આડીઅવળી વાતો કરતો કરતો તે ધીમે ધીમે રાણા ભીમસિંહને દૂર સુધી લઇ ગયો.

જ્યારે તેઓ ઘણા જ દૂર ગયા અને વાતો કરતા કરતા ગઢની નીચે ઉતર્યા ત્યારે અલાઉદ્દીનની આજ્ઞાનુસાર કેટલાક શસ્ત્રધારી મુસલમાનો આ ઉદાર રાણા ઉપર તુટી પડયા, અને તરત જ તેને બંદિવાન કરી મુસલમાન છાવણીમાં લઇ ગયા.

ભીમસિંહને કેદી થયેલો જોઇ અલાઉદ્દીનને આનંદ થયો, અને હવે પોતાની ઇચ્છા પરિપૂર્ણ થશે એમ જાણી મનમાં ને મનમાં જ એ મલકાવા લાગ્યો.

અલાઉદ્દીને ત્યારપછી તરત જ ચિતોડગઢમાં સંદેશો મોકલાવ્યો કે : "જો મ્હને પદ્મિની મળશે તો જ હું ભીમસિંહને છોડીશ, નહિં તો નહિં!"

જ્યારે અલાઉદ્દીનના આ વિશ્વાસઘાતના સમાચાર ચિતોડમાં પહોંચ્યા ત્યારે સર્વે રાજપૂતો દુઃખી થયા; અને ગમે તે પ્રકારે રાણા ભીમસિંહને છોડાવવાનો પ્રયત્ન કરવા લાગ્યા.

જ્યારે આ સમાચાર પદ્મિનીના જાણવામાં આવ્યા, ત્યારે તે દુઃખસાગરમાં ડુબી ગઇ. તેના હોશકોશ ઉડી ગયા. તેની આશા, ઉત્સાહ અને અસ્મિતાનો અંત આવ્યો. તેને જીવનની નિરસતા તેમજ નિરૂપયોગિતા લાગવા માંડી. તે કલ્પાંત કરવા લાગી. છતાં એ ક્ષત્રાણી હોવાથી આખરે હિંમત ન હારતાં ગમે તે ઉપાયે પોતાના પતિને છોડાવવાના ઉપાયો શોધવા લાગી. તેણે તરત જ તેના કાકા વીરવર ગોરાસિંહ અને તેના ભત્રીજા ભાઇ બાદલને બોલાવ્યા, અને ભીમસિંહને યવનો પાસેથી કેમ છોડાવવા તે વિશે સલાહ પૂછી

બુદ્ધિમાન ગોરાસિંહે એક યુક્તિ શોધી કાઢી. સર્વે રાજપૂતોને તે પસંદ પડી, અને સર્વેએ તેને અનુમોદન આપી અમલમાં મુકવાનો નિશ્ચય કર્યો.

ગોરાસિંહે અલાઉદ્દીનને કહાવ્યું કે :

"હમારા રાજ્યના રક્ષણહાર રાણા ભીમસિંહના છુટકારા માટે હમો પદ્મિની તમને આપવા રાજી છીએ; પણ રાણી પદ્મિનીની પ્રતિષ્ઠા સંપૂર્ણ જળવાય તે માટે તમારે બંદોબસ્ત કરવો. તેમ જ હમારા રાજપૂતોના પરાપૂર્વથી ચાલી આવેલા કેટલાક નિયમો અને રિવાજો હમારે પાળવા પડશે. પ્રથમ તો એ કે તમ્હો ચિતોડથી છાવણી ઉઠાવો ત્યારે જ હમો પદ્મિનીને તમ્હારે ત્યાં મોકલીએ. વળી, પદ્મિની ચિતોડની રાણી હોવાથી કેટલીક દાસીઓ એને છાવણી સુધી વળાવવા આવશે, અને કેટલીક એની ખાસ માનીતી દાસીઓ છે તે તો તેની સાથે જ દિલ્હી સુધી આવવાને ચાહે છે,

માટે તેમને સાથે આવવા દેવાની પરવાનગી મળવી જોઇએ. તેમજ તેમનો માનમરતબો અને પ્રતિષ્ઠા આખે રસ્તે સંપૂર્ણ રીતે સચવાવાં જોઇએ. વળી, હમારી રાજપૂત સ્ત્રીઓમાં એક ધારો એવો છે કે તેઓ પ્રાણના પણ ભોગે કોઇને મ્હોં બતાવે નહિં. તે પ્રમાણે તમ્હારે ત્યાં પણ થવું જોઇએ. પદ્મિનીના જેવી બીજી સૌન્દર્યવતી દાસીઓનાં મ્હોં જોવા તમ્હારા મુસલમાન સરદારો ઘણા આતુર થશે, પણ તેઓમાંથી કોઈનું પણ મ્હોં બતાવવામાં આવશે નહિં. આટલા માટે સર્વે રાજપૂત સ્ત્રીઓ બંધપડદે મ્યાનાઓમાં આવશે. ઉપલી શરતો જો તમ્હોને માન્ય હોય તો તે પ્રમાણે હમોને જણાવજો. અને તમ્હો જે દિવસે ચિતોડનો ઘેરો ઉઠાવો તે જ દિવસે હમો પદ્મિનીને તેની દાસીઓ સાથે આપને ત્યાં મોકલી આપીશું. ”

જ્યારે પદ્મિનીના આ નિશ્ચય તેમજ આ સંદેશાના સમાચાર મેવાડમાં ફેલાયા ત્યારે બધા આશ્ચર્યમાં ગરકાવ થયા. અને તે માંહેમાંહે કહેવા લાગ્યા :

“ શું પદ્મિની જેવી પવિત્ર રાણી પોતાનું પતિવ્રત તેમજ સતીત્વ સદાને માટે ત્યજી દેશે ? શું એક શુદ્ધ રાજપુતાણી મ્લેચ્છની સાથે વિવાહ કરશે ? શું બાપ્પા રાવળની પુત્રવધુ યવન બાદશાહની બેગમ થશે ? શું સિસોદીયાઓનું નાક કપાવશે ? શું મેવાડ રસાતળ જશે ? શું પદ્મિની એક ભવમાં બે ભવ કરશે ? શું પદ્મિની ભીમસિંહ મહારાજને ભૂલી જશે ? જે પદ્મિનીએ આટઆટલા દિવસો પોતાના સતીત્વની રક્ષા કરવા આટઆટલાં કષ્ટો સહન કર્યાં તે શું આમ વિનાપ્રયત્ને અલાઉદ્દીનના અંતઃપુરમાં જવા તૈયાર થશે ? ” આદિ અનેક તર્કવિતર્ક લોકો બાંધવા લાગ્યા.

પણ તરતજ તેઓની આ ચિન્તાનું સમાધાન થયું, અને જ્યારે ગોરાસિંહની આ અદ્ભુત યુક્તિમાં રહેલું રહસ્ય તેઓને જણાયું ત્યારે તેઓ ગોરાસિંહને તેમજ પદ્મિનીને તેમનાં બુદ્ધિચાતુર્ય, ધૈર્ય અને સાહસ માટે ધન્યવાદ આપવા લાગ્યા. આખા મેવાડમાં આનંદ

આનંદ ફેલાઇ રહ્યો, અને ગમે તે ઉપાયે રાણા ભીમસિંહને મુક્ત કરવા એ જ વિચાર તેઓ કરવા લાગ્યા.

અલાઉદ્દીને રાજપૂતોની આ બધી શરતો કબુલ રાખી. પદ્મિનીના દર્શન પછી તે ગાંડોઘેલો થઈ ગયો હતો, અને તેથી તે વિહ્વળ તેમજ આકુળવ્યાકુળ થઇ રહ્યો હતો. કામે તેની શુદ્ધબુદ્ધ નષ્ટ કરી હતી. તેની વિચારશક્તિનો લોપ થયો હતો. તે પદ્મિનીની પ્રતિમામાં જ મુઢ થઇ રહ્યો હતો.

કામદેવ ગમે તેવા બુદ્ધિમાન, વિદ્વાન અને ચતુર પુરૂષની પણ બુદ્ધિમતા, વિદ્વતા અને ચતુરાઇ નષ્ટ કરે છે. વિષયવાસના મનુષ્યને પાગલ બનાવે છે. ખરેખર કામદેવ ! ત્હારો પ્રભાવ અદ્‌ભુત છે! આથી જ જગતમાં આજકાલ ત્હારી પૂજા થઇ રહી છે!!

અલાઉદ્દીને શરતો ઉપર ખાસ ધ્યાન ન આપતાં તે સર્વે માન્ય રાખી. તેણે છાવણી ઉઠાવવાનો હુકમ કર્યો, એટલે એક પછી એક એમ સાતસે કરતાં વધારે મ્યાના ચિતોડગઢમાંથી નીકળ્યા. તે દરેકમાં એક એક બહાદુર લડવૈયો બેઠો હતો, ને તે મ્યાના ઉંચકનારા પણ બહાદુર ચિતોડીઓ મજુરના વેશમાં હથીઆરબંધ હતા. મ્યાના પર સખત પડદો જાળવવામાં આવ્યો હતો.

થોડા સમયમાં તો મ્યાનાઓ બાદશાહની છાવણી પાસે આવી પહોંચ્યા. બાદશાહને આ મ્યાના આવતા જોઈ આનંદ આનંદ થઇ રહ્યો. તેનું હૃદય પદ્મિનીને મળવાના ઉભરાથી ઉભરાવા લાગ્યું. તેની છાતી પહોળી થવા લાગી. આજ સુધી જેને માટે તે મરી પીટયો હતો, આજ સુધી જેને માટે તેણે અનેકાનેક કષ્ટો સહન કર્યાં હતાં તેમજ અનેક મુસલમાન સરદારો ધરાશાયી થયા હતા, તે આમ વિનાપ્રયત્ને પોતાની રાજીખુશીથી પોતાની પાસે ચાલી આવે છે એમ જાણી તેના હર્ષનો પાર રહ્યો નહિ. પોતાની યુક્તિમાં સફળ થયો જાણી એ પોતાની જાતને ધન્યવાદ આપવા લાગ્યો, અને પદ્મિનીનું મુખ સાક્ષાત્ જોવા અને તેને ભેટવા આકુળવ્યાકુળ થઈ ગયો.

અલાઉદ્દીન છાવણીને મોખરે રાણીનું સ્વાગત કરવા તૈયાર જ હતો. આથી રાણીવાળા મ્યાના પાસે આવવાની તે કોશીશ કરવા લાગ્યો. રાણી પદ્મિનીએ બનાવટી પ્રેમ બતાવી કહાવ્યું :

" દિલ્હીશ્વર! હવે તો હું આપની જ છું, પણ તમ્હારા અંતઃ-પુરમાં હું પ્રવેશું તે પહેલાં મ્હારે મ્હારા રાજપૂત કુલાંગનાના નિયમો પ્રમાણે મ્હારા ભરથાર રાણા ભીમસિંહની વિદાય લેવી જોઇએ. રાજપૂત રિવાજ પ્રમાણે મ્હારે આ વિધિ કરવી જ જોઇએ. ત્યાર પછી હું સુખેથી આપને મળીશ !"

અલાઉદ્દીન વિશ્વાસઘાતી તેમજ પ્રપંચી હતો, છતાં પણ રાજપૂતો-ની સત્યપ્રિયતા તેમજ ઉદારતા વિષે તેને સંપૂર્ણ વિશ્વાસ હતો. વળી આ સમયે તે કામાંધ હોઈ પાગલ બની ગયો હતો એટલે પછી પૂછવું જ શું! તેણે ખુશીથી હા કહેવડાવી અને કહ્યું :

" પ્યારી પદ્મિની! બહુ સારૂં. જો તમ્હારી ઇચ્છા ભીમસિંહને એકવાર મળવાની હોય તો ભલે મળી લ્યો! જેટલી વાતો કરવી હોય તેટલી કરી લ્યો! પણ ત્યાર પછી તેને સદાને માટે વિસારી મુકી મ્હારા અંતઃપુરમાં પધારી મ્હારાં જ થઇ રહો!"

આથી જ્યાં ભીમસિંહને બંદિવાન તરીકે રાખ્યો હતો તે દિશા તરફ મ્યાના વાળ્યા.

રાણો ભીમસિંહ પણ રાણીની આ વર્તણુકથી એકદમ વિસ્મય થયો. તે રાણીની આ ચાલચલગતનું રહસ્ય તરત ન સમજી શક્યો. પણ તરતજ ભીમસિંહને પદ્મિનીના તંબુમાં આણવામાં આવ્યો. અને એક જ ક્ષણમાં પદ્મિનીએ બધી વાત રાણાને કહી સંભળાવી. તરતજ તેઓએ મ્યાનાવાળાને સાવચેતીથી પોતાને છાવણી બહાર લઇ જવાની આજ્ઞા કરી.

મ્યાનો સહીસલામત છાવણી બહાર નીકળ્યો. ભીમસિંહ અને પદ્મિની તેમાંથી નીચે ઉતર્યાં. પહેલેથી જ ત્યાં બે પવનવેગી ઘોડા તૈયાર રાખવામાં આવ્યા હતા; એના ઉપર બન્ને સવાર થયાં અને ચિતોડની દિશામાં ઘોડા દોડાવી મુકયા. જોતજોતામાં તો રાણો અને રાણીજી સહિસલામત ચિતોડદુર્ગમાં દાખલ થઇ ગયાં.

આનંદ ફેલાઇ રહ્યો, અને ગમે તે ઉપાયે રાણા ભીમસિંહને મુક્ત કરવા એ જ વિચાર તેઓ કરવા લાગ્યા.

અલાઉદ્દીને રાજપૂતોની આ બધી શરતો કબુલ રાખી. પદ્મિનીના દર્શન પછી તે ગાંડોઘેલો થઈ ગયો હતો, અને તેથી તે વિહ્વળ તેમજ આકુળવ્યાકુળ થઇ રહ્યો હતો. કામે તેની શુદ્ધબુદ્ધ નષ્ટ કરી હતી. તેની વિચારશક્તિનો લોપ થયો હતો. તે પદ્મિનીની પ્રતિમામાં જ મુગ્ધ થઇ રહ્યો હતો.

કામદેવ ગમે તેવા બુદ્ધિમાન, વિદ્વાન અને ચતુર પુરૂષની પણ બુદ્ધિમતા, વિદ્વતા અને ચતુરાઇ નષ્ટ કરે છે. વિષયવાસના મનુષ્યને પાગલ બનાવે છે. ખરેખર કામદેવ! ત્હારો પ્રભાવ અદ્‌ભુત છે! આથી જ જગત્‌માં આજકાલ ત્હારી પૂજા થઇ રહી છે!!

અલાઉદ્દીને શરતો ઉપર ખાસ ધ્યાન ન આપતાં તે સર્વે માન્ય રાખી. તેણે છાવણી ઉઠાવવાનો હુકમ કર્યો, એટલે એક પછી એક એમ સાતસે કરતાં વધારે મ્યાના ચિતોડગઢમાંથી નીકળ્યા. તે દરેકમાં એક એક બહાદુર લડવૈયો બેઠો હતો, ને તે મ્યાના ઉંચકનારા પણ બહાદુર ચિતોડીઓ મજુરના વેશમાં હથીઆરબંધ હતા. મ્યાના પર સખત પડદો જાળવવામાં આવ્યો હતો.

થોડા સમયમાં તો મ્યાનાઓ બાદશાહની છાવણી પાસે આવી પહોંચ્યા. બાદશાહને આ મ્યાના આવતા જોઈ આનંદ આનંદ થઇ રહ્યો. તેનું હૃદય પદ્મિનીને મળવાના ઉભરાથી ઉભરાવા લાગ્યું. તેની છાતી પહોળી થવા લાગી. આજ સુધી જેને માટે તે મરી પીટયો હતો, આજ સુધી જેને માટે તેણે અનેકાનેક કષ્ટો સહન કર્યાં હતાં તેમજ અનેક મુસલમાન સરદારો ધરાશાયી થયા હતા, તે આમ વિનાપ્રયત્ને પોતાની રાજીખુશીથી પોતાની પાસે ચાલી આવે છે એમ જાણી તેના હર્ષનો પાર રહ્યો નહિ. પોતાની યુક્તિમાં સફળ થયો જાણી એ પોતાની જાતને ધન્યવાદ આપવા લાગ્યો, અને પદ્મિનીનું મુખ સાક્ષાત્ જોવા અને તેને ભેટવા આકુળવ્યાકુળ થઈ ગયો.

માનોમાં એટલો તો ત્રાસ વર્તાવ્યો કે અલાઉદ્દીનને પોતાની ઇચ્છા શી રીતે પાર પાડવી તે વિષે શંકા થઈ, અને થોડા વખત સુધી તો તેને પદ્મિનીને પોતાના હૃદયમાંથી દૂર કરવી પડી. આ યુદ્ધમાં ઘણા સિસોદીયાઓ મરાયા. ગોરાસિંહ વીરગતિને પામ્યા, અને બાદુલ ઘાયલ થયો.

આ સમયે વીર બાદુલની ઉમર કેવળ બાર જ વર્ષની હતી. બાદુલની અને ગોરાસિંહની વીરતા અને તલવાર ફેરવવાની કળા જોઇ મુસલમાનો આશ્ચર્યચકિત થયા અને તેમની મુકતકંઠે પ્રશંસા કરવા લાગ્યા. ગોરાસિંહ મરણ પામ્યો, પણ મરતાં મરતાં એણે અલાઉદ્દીનની સેનાને છિન્નભિન્ન કરી અલાઉદ્દીનની યશપતાકાને નષ્ટ કરી નાંખી.

વીર બાદુલ ઘાયલ થયેલો હોઇ પોતાનાં થોડાં માણસો સહિત ચિતોડ પાછો ફર્યો.

ગોરાસિંહની પત્નીએ પોતાના ભત્રીજાને આમ લોહીલુહાણ હાલતમાં એકલો આવતો જોઇ તેને પતિવિયોગ સાંભરી આવતાં ઘણું દુઃખ થયું. તે ઘણો શોક કરવા લાગી. પણ 'મ્હારા પતિ પોતાનું કર્તવ્ય પાલન કરીને કીર્તિ વધારી પ્રાણ વિસર્જન કરી સુખેથી સ્વર્ગમાં સિધાવ્યા છે; 'અને પુરૂષાર્થ સાધી શકયા છે ' એ વિચારે તેણે શાંતિ મેળવી.

ત્યાર પછી બાદુલની કાકીએ પોતાના ભત્રીજાને પાસે બોલાવીને પૂછ્યું: "ભાઇ ! હું ત્હને વિશેષ પુછવા નથી માંગતી; પણ ત્હારા કાકાએ કેવી રીતે યુદ્ધ કર્યું અને કેવી રીતે પ્રાણ તજ્યો તે મ્હને કહે કે જેથી મરતાં પહેલાં મ્હને શાંતિ વળે !"

બાદુલનું હૈયું આ પ્રશ્નથી ભરાઇ આવ્યું. તેની આંખમાં આંસુ આવ્યાં. તેની મુખમુદ્રા લાલચોળ થઇ ગઇ. પણ ધૈર્ય ધારીને એ કહેવા લાગ્યો :

" માતાજી, મ્હારા કાકાએ બેઉ હાથમાં તલવાર લઇ જેવું યુદ્ધ કર્યું છે અને ઘાસની કાપણી પેઠે શત્રુઓને કાપી નાંખ્યા છે તેવું વીરત્વ મ્હેં અન્ય વીરોમાં જોયું ન
દર્શાવ્યું છે તેનું વર્ણન કરવાની શક્તિ

તેમણે એકલાએજ ઘણા દુશ્મનોને પોતાની તલવારથી ધરાશાયી કર્યા. ખરૂં કહું તો મ્હારા કાકાએ રણક્ષેત્રરૂપી ખેતરની ખૂબ કાપણી કરીને આબરૂની શય્યામાં મડદાંનો ગલીચો બીછાવી એક તુર્ક રાજકુંવરનું ઉશિકું કરી દુશ્મનોની વચ્ચે શાંતિથી સુતા છે. હું તો કેવળ એમની પાછળ પાછળ જ ઘુમતો હતો. એઓ ઘણી વીરતાથી લડતાં વીરત્વ-ગતિને પામ્યા છે, અને એમની વીરતાથી જ સિસોદીયા કુળની પ્રતિષ્ઠા જળવાઇ છે. તેઓ જ મેવાડનું ગૌરવ અખંડ રાખી અમર-લોકમાં ગયા છે.”

આ સાંભળી ગોરાસિંહની સ્ત્રીનું હૃદય પતિભક્તિથી તેમજ પતિની બહાદુરીનાં વખાણથી ગજગજ ફુલવા લાગ્યું. તે ફરીથી બોલી :

“બેટા બાદુલ! મ્હારા પતિની વીરતાનું વર્ણન ફરીથી કર.”

“કાકી! મ્હારા કાકાની વીરતાનું વર્ણન મ્હારાથી થઇ શકવાનું નથી. એમણે એમનાથી બીહીવાને, એમની બહાદુરીનું વર્ણન કરવાને અને એમના ઘા વખાણવાને એક પણ દુશ્મન જીવતો રહેવા દીધો નથી. માતાજી! જો કોઇ નિષ્પક્ષપાત દુશ્મન રણભૂમિમાં જીવતો રહ્યો હોત તો તે જરૂર કાકાજીનો યશ ગાયા વગર રહેત નહિં.”

ગોરાસિંહની પત્ની ભત્રીજાનાં આવાં વીરોચિત વેણો સાંભળી આનંદ-ના આવેશમાં આવી ગઇ. તે સતી હતીઃ ક્ષત્રાણી હતી. આ વાક્યો સાંભળી તેને સત ચઢયું, અને સર્વેની વિદાય લેતી બોલી: “બસ! મ્હારે આટલું જ સાંભળવું હતું! મ્હારા આત્માને સંતોષ થયો છે! મ્હારા પતિ સદ્‌ગતિને પામ્યા છે! હવે જો મ્હને સ્વર્ગમાં જતાં મોડું થશે તો મ્હારા પ્રાણાધાર મ્હારાપર અપ્રસન્ન થશે!” એમ કહી ચિતામાં પ્રવેશી, અને જોતજોતામાં આ પવિત્ર રાજપુતાણી પરમાત્માની જ્યોતિમાં મળી ગઇ.

આવી શુરવીર સતિઓની પ્રશંસા જેટલી કરાય તેટલી ઓછી જ છે. આવી સતિઓનાં દૃષ્ટાંતો આપણને તે સમયની દાંપત્ય ભાવનાનો તેમજ તેમના દિવ્ય ને સાત્વિક પ્રેમનો સાક્ષાત્કાર કરાવે છે.

ખરેખર, તે સમયની રાજપૂતાણીઓ ગ્રીસની સ્પાર્ટન તેમજ કાર્થેજની ફિનિશ્ચિયન સ્ત્રીઓ કરતાં પણ ત્યાગમાં, સહનશીલતામાં, ઉદારતામાં, પવિત્રતામાં અને કર્તવ્યભાનમાં વિશેષ ચઢીયાતી હતી. ભારતીય લલનાઓ ! તમ્હારાં જેવાં નારિરત્નો સંસારમાં મેળવવાં મુશ્કેલ છે !

ચિતોડના દરવાજા આગળથી અલાઉદ્દીન હારીને પાછો ફર્યો. પણ તેના હૃદયમાંથી પદ્મિની ખસી નહિ. તેણે ફરીથી ચિતોડને ઘેરો ઘાલ્યો.

આ સમયે ચિતોડ વીરશૂન્ય થઇ ગયું હતું. એના શૂરવીર માણસો પહેલી લડાઇમાં જ ખપી ગયા હતા. વળી, જે ઘાયલ થયા હતા તેમના જખમો હજુ રૂઝાયા નહતા; તેમજ તેમનું વળતર વળવા જેટલો સમય પણ અલાઉદ્દીને તેમને આપ્યો ન હતો. છતાં પણ ચિતોડ એકાએક છીનવી લેવું એ કાંઇ રમત ન હતી. રાજપૂતો જેટલું થઇ શક્યું તેટલું બળ જમાવી મુસલમાનોને ભેટવા તૈયાર થયા.

બન્ને પક્ષો વચ્ચે યુદ્ધ શરૂ થયું. રાજપૂતો ઘણીજ બહાદુરીથી લડવા લાગ્યા. પણ આ સમયે રાણા ભીમસિંહના હૃદયમાં જુદી જ વ્યથા થઇ રહી હતી. તેને ખાત્રી હતી કે હવે ચિતોડની સાથે સઘળા સિસોદીઆનો પણ નાશ થવાનો છે. એને બાર પુત્રો હતા. આથી એને લાગ્યું કે આ બારમાંથી એકાદ જો બચવા પામે તો તે પિતાને પિણ્ડદાન આપી શકે અને ભવિષ્યમાં વૈર પણ વાળે. આથી તેણે પોતાના વ્હાલા દીકરા અજયસિંહને કેલવાડે મોકલાવી દીધો, અને તેના બીજા અગીઆર પુત્રો પિતા સાથે રણમાં મરવાને તૈયાર થયા.

ભીમસિંહના પુત્રો એક પછી એક રાજપૂતોની આગેવાની લઇ મુસલમાનો પર તુટી પડવા લાગ્યા. તેમાં તેઓ બધા કામ આવ્યા. મુસલમાનો ઘણા મરાયા, પણ તેની સાથે ઘેરાયેલા રાજપૂતોની સંખ્યા એટલી ઘટી ગઇ કે છેવટે તેમને તેમની આબરૂ સાચવવાને કેસરીયાં કર્યા સિવાય બીજો ઉપાય રહ્યો નહિ.

આવું સાહસ કરતાં પહેલાં રાજપૂતોને પોતાની પત્નીઓનું શું કરવું તે વિચાર પ્રથમ કરવાનો રહ્યો. જેમનાં શિયળ અને સતીત્વના

રાજપૂતોએ કેસરીઆં વસ્ત્રો ધારણ કર્યાં, અને હાથમાં નાગી તલવાર લઈ, સિંહગર્જનાથી 'જય એકલિંગ ભગવાનકી જય' ના ગગનભેદી અવાજ કરતા, ચિતોડના દરવાજા ખુલ્લા મુકી શત્રુઓ ઉપર તુટી પડયા; અને તેમનામાંનો એકેએક મરાયો ત્યાં સુધી જંપ્યા નહિં.

રાણા ભીમસિંહ પણ પોતાનું અદ્‌ભુત પરાક્રમ દર્શાવી, તેમજ દુશ્મનોને છિન્નભિન્ન કરી આખરે નિરૂપાયે મુસલમાનોના ઢગલા વચ્ચે પડયા.

ઘણા મુસલમાનો ધરાશાયી થયા; પણ આખરે આ સમુદ્રરૂપી યવનસેના આગળ આ ગણ્યાગાંઠયા રાજપૂતો ઘાસની માફક કપાઈ ગયા.

અલ્લાઉદ્દીને ડંકો વગડાવી વિજયમાળા કંઠે આરોપી જનશૂન્ય તેમજ અકલંકિત ચિતોડદુર્ગમાં પ્રવેશ કર્યો. તે પાગલ થઇ રાજમહેલ તરફ જ ધસ્યો, અને પદ્મિનીની શોધખોળ કરવા લાગ્યો. જેને માટે એનાં હજારો માણસો મરી ફીટયાં હતાં, તેમજ જેને માટે પોતે આટઆટલો દુ:ખી થયો હતો, તેને જ્યારે ભસ્મીભૂત થયેલી જોઇ ત્યારે આ યવન બાદશાહની નિરાશાની સીમા રહી નહિં. જેને માટે તેણે ચિતોડ પર ચઢાઈ કરી હતી તે સદાની તેના હાથમાંથી ગઈ, અને જ્યારે કોઇ પણ માણસ, તેમજ રાજપૂત સ્ત્રી તેના હાથમાં આવી નહિં ત્યારે તેનો ક્રોધ ભભુકી ઉઠયો. તેને પોતાની ખરાબીનું વેર લેવાને ચિતોડમાં એક પણ સજીવ માણસ મળ્યું નહિં. આથી તેણે નિર્જીવ વસ્તુઓ ઉપર પોતાનું વેર લીધું.

તેણે જોતજોતામાં ચિતોડના રાજમહેલો, ચિતોડનાં મંદિરો, ચિતોડમાં આવેલાં અસલી હિંદી કારીગરીના અદ્‌ભુત તેમજ વિસ્મય ઉપજાવે એવા નમુનાઓ, ભવ્ય ઇમારતો અને જુનાં પુરાણાં ખંડિયરોને તોડી પાડી જમીનદોસ્ત કરી નાખ્યાં. અને આમ આ નિર્જીવ વસ્તુને છુંદી તેમજ ચગદી નાંખ્યાં છતાંયે જ્યારે તેને શાન્તિ વળી નહિં ત્યારે એ પાપાત્મા માલદેવ નામના એક દેશદ્રોહી અને રાજપૂત કુળકલંક રાજપૂત સરદારને ભસ્મીભૂત થયેલા ચિતોડનું રાજ્ય સોંપી દીલ્હી પાછો ફર્યો.

# રાણો કુંભો અથવા અદ્ભુત ઉદારતા.

ઉદારતા પૂર્વક શત્રુને ક્ષમા કરવી એ પણ ઉચ્ચતમ વીરતા છે. વાસ્તવિક રીતે વીર પુરૂષો સર્વદા ધૈર્ય રાખી પોતાના પરમ પવિત્ર ધર્મની પણ સાથે સાથે રક્ષા કરે છે. મેવાડના રાજપૂતો આવાજ વીર હતા. જે ઉદારતા અને ક્ષમાશીલતા એમનામાં હતી તેનો અંશમાત્ર પણ દુર્દાન્ત પઠાણોમાં, વિજયની આશા રાખતા મોગલોમાં, તેમજ રાજ્યની અભિલાષા ધરનારા અંગ્રેજોમાં પણ ન હતો. કૃતજ્ઞતા, આત્મસન્માન અને વિશ્વાસ એ રાજપૂતોનો જીવનમંત્ર છે. જે પ્રમાણે વીર પુરૂષો સ્વાભિમાન તેમજ આત્મસન્માનને ચાહનારા છે તેવી જ રીતે તેઓ શત્રુઓની પણ આત્મસન્માનની રક્ષા કરવાનું જાણે છે અને એમાં જ એમના ચારિત્રની ઉચ્ચતા તેમજ પવિત્રતા રહેલી છે.

મેવાડાધિપતિ મહારાણા કુંભનું ચારિત્ર આવી પવિત્રતા, ઉદારતા તેમજ ક્ષમાશીલતાથી ભરપૂર છે. એમનું સાહસ, પરાક્રમ અને રાજ્યકારભાર ચલાવવાની કુશળતા આખા ભારતવર્ષમાં પ્રસિદ્ધ છે. એનામાં રાણા હમીરના જેવું ચાંચલ્ય હતું. લાખા રાણાના જેવી હુન્નર ઉદ્યોગને ઉત્તેજન આપવાની તેની હોંસ હતી. આથી તેઓ ઘણા જ ફતેહમંદ નીવડયા હતા, અને કગર નદીના કાંઠા ઉપર રાણા સમરસિંહ જે શાહબુદ્દીન ઘોરી સ્હામે બહાદુરીથી લડતાં મરાયો હતો ત્યાં આગળ એક વાર ફરીને કુંભારાણાએ મેવાડનો ધ્વજ ઉરાડયો.

જે સમયે મેવાડમાં રાણા કુંભ રાજ્ય કરતો હતો ત્યારે દિલ્હીમાં ખીલજી વંશના રાજાઓ રાજ્ય કરતા હતા. પણ એ ખીલજી રાજાઓના રાજ્યકાળમાં કેટલાંક મુસલમાની રાજ્યો દિલ્હીની અધીનતા ત્યાગી સ્વતંત્ર બની ગયાં હતાં. આમાં માળવા અને ગુજરાતનાં રાજ્યો

મુખ્ય હતાં. આ બન્ને રાજ્યો ધીમે ધીમે જોર પર આવ્યાં હતાં. તેઓએ આસપાસનાં રાજ્યો જીતીને તેમને ખંડીયાં બનાવ્યાં હતાં.

મેવાડનો રાણો કુંભ પણ એ જ રીતે પોતાનું રાજ્ય સ્થાયી પાયા પર લાવતો હતો. એણે મેવાડની આસપાસના પહાડી લોકોને વશ કર્યા; તેમજ રાજ્યનો સારો બંદોબસ્ત કર્યો, અને જ્યાં જ્યાં જરૂર પડી ત્યાં ત્યાં મ્હોટા મ્હોટા કિલ્લા બંધાવ્યા.

રાણા કુંભની શુરવીરતા તેમજ સાહસિકતા જોઇ આસપાસના ખંડિયા રાજાઓ મેવાડની ગાદીને અસલની માફક માન આપવા લાગ્યા, તેમજ ખંડણી ભરવા લાગ્યા.

આ વખતે દિલ્હીના ખિલજી વંશના રાજાઓ વિલાસી તેમજ એશઆરામી થયેલા હોઇ નબળા પડી ગયા હતા, તેથી રાણાને તેમના તરફથી કોઇ પણ જાતની ભીતિ તેમજ ચિન્તા ન હતી. પણ મેવાડની દક્ષિણ દિશાએ જોર પર આવેલાં મુસલમાની રાજ્યોનો તેને ભય હતો. આ રાજ્યો મેવાડની જાહોજલાલી, સહિસલામતિ તેમજ ઉન્નતિ અને શાન્તિ જોઇ શકયાં નહિ. તેઓ મેવાડના હિંદુ રાજ્યને ઉન્નત થતું જોઈ મનમાં ને મનમાં જ બળવા લાગ્યા. આથી માળવા અને ગુજરાતના મુસલમાન રાજ્યોએ એક થઇ ગમે તે પ્રકારે મેવાડ રાજ્યને તોડી તેને મુસલમાની રાજ્ય સાથે જોડી દેવાનો અને તેમ ન બને તો અંતે તેમનું ખંડિયું રાજ્ય બનાવવાનો નિશ્ચય કર્યો. આથી આ બન્ને રાજ્યોએ સંપ કરી જેમ બને તેમ પોતપોતાથી જેટલું સૈન્ય ભેગું થાય તેટલું ભેગું કીધું અને મેવાડના રાજ્યને ભસ્મીભૂત કરવા મેવાડની દિશા તરફ ચાલી નીકળ્યાં.

આ મુસલમાન રાજ્યોની તૈયારી કુંભા રાણાની ચંચળ દૃષ્ટિથી છુપી રહે તેમ ન હતી. કુંભો રાણો આ મુસલમાન રાજ્યોથી ડરી જાય એવો નહતો. તેણે આ મુસલમાન રાજાઓના સૈન્ય કરતાં પણ વધારે સૈન્ય એકઠું કરી ઘણી જ દક્ષતાથી યુદ્ધની તૈયારી કરવા માંડી. એટલું જ નહિ, પણ રાણા કુંભાના ખંડિયા અને તાબેદાર રાજાઓ પણ

મુસલમાનો પર વૈર લેવા અને મેવાડનું રક્ષણ કરવા એક પછી એક ઉત્સાહથી આવવા લાગ્યા. દિવસે દિવસે મેવાડીઓના સૈન્યમાં વધારો થતો ગયો. જ્યારે સઘળા ખંડિયા રાજાઓ રાણાને આવી મળ્યા ત્યારે રાણાએ દરબાર ભરી કહ્યું :

"મ્હારા વીર પટાવતો ! સામંતો અને સરદારો ! માળવા અને ગુજરાતના મુસ્લિમ રાજાઓ આપણા ઉપર કોઇપણ જાતના કારણ વિના ચઢી આવે છે. આપણે તેઓને કોઇપણ જાતનું કારણ આપ્યું નથી, છતાં પણ આપણી જાહોજલાલી તેમજ દિનપ્રતિદિન ઉત્તરોત્તર થતી જતી ઉન્નતિ તેમનાથી સહન ન થઇ શકવાથી તેઓએ આ અવિચારી પગલું ભર્યું છે. તેઓએ આમ વિના કારણે સુતેલા સિંહને જગાડયો છે, અને જાણી જોઈને મોત માગી લીધું છે. આથી તેઓ મેવાડ ઉપર ચઢી આવી ઓચિંતો હલ્લો કરી આપણને ભયભીત કરે તે પહેલાં જ આપણે ચેતીને ચાલવાનું છે. આપણે જ તેઓના ઉપર ચઢાઇ કરી તેમને અસ્તવ્યસ્ત કરવામાં જ સાર છે!"
આમ કહી રાણાજીએ તેઓનો વિચાર જાણવાનો પ્રયત્ન કર્યો.

જ્યારે સઘળાએ રાણાની ઇચ્છાને વધાવી લીધી ત્યારે બીજે દિવસે સર્વે ચિતોડના દરવાજા બહાર ભેગા મળવાનો નિશ્ચય કરી વિખેરાયા.

બીજે દિવસે સૂર્યોદય થતાં જ 'ચિતોડગઢના દરવાજા બહાર મેવાડી લશ્કર ખડું થયું. મહારાણા કુંભની સેના એક લાખ માણસની હતી. તેમાં ચૌદસે હાથીઓ હતા. આજ સુધી મેવાડના કોઇ રાણાએ આટલાબધા હાથીઓ લડાઇમાં દોર્યા નહતા, અને લાખ માણસની સેનામાં પણ મુખ્ય ભાગ ઘોડેસ્વારોનો જ હતો. પાયદળને રાજપૂતો પસંદ કરતા નહિં. આંથી જ હયદળ અને ગજદળનું પ્રમાણ વિશેષ હતું.

સૂર્યોદય થયાને થોડો સમય વીત્યો નહિં હોય એટલામાં રાણો કુંભો લશ્કરી પોષાકમાં ગાજતે વાજતે આવી પહોંચ્યો, અને આખી રાજપૂત સેનાએ મહારાણાને 'જયજયકાર 'ના વિજયધ્વનિથી વધાવ્યો. તરત જ રાણો તેમને નમન કરી આખા સન્યને સંબોધી કહેવા લાગ્યો :

" મ્હારા વ્હાલા ભાઈઓ ! યવનો આપણા રાજ્ય તેમજ ધર્મશત્રુ છે; અને તેથી એ આપણા હડહડતા દુશ્મનો છે. માટે આજે એમનો પરાજય કરી એમને કેદ પકડવામાં જ આપણું કર્તવ્ય સમાઇ જાય છે. તમ્હો તમ્હારી પ્રતિજ્ઞામાં, શૌર્યમાં, સાહસમાં તેમજ યુદ્ધ કરવાની કળામાં છેલ્લે સુધી સાવધ રહી, વીરોને યોગ્ય એવી શૂરતાથી લઢી મેવાડની પ્રતિષ્ઠા જાળવશો એમ હું ઇચ્છું છું. ગુજરાત અને માળવાનાં બે મુસલમાન રાજ્યો આજે એકત્ર થઈ આપણી સ્હામે આવ્યાં છે. આ મેવાડ અને ગુજરાત–માળવાનું યુદ્ધ નથી, પણ હિંદુ સંસ્કૃતિ અને યવન સંસ્કૃતિનું યુદ્ધ છેઃ હિંદુધર્મ અને યવનધર્મનું યુદ્ધ છે. તેટલું જ નહિ, પણ આ યુદ્ધના વિજય પર રાજપૂતાનામાં ભવિષ્યમાં હિંદુઓનો રાજ્ય રહેશે કે મુસલમાનોનું રાજ્ય થશે તે સર્વે આ યુદ્ધ બતાવી આપશે. તમ્હો મેવાડની પાછલી જાહોજલાલી સંભારી, મેવાડના આત્મબલિદાનને સંભારી, તમ્હારૂં ક્ષાત્રવટ અંત સુધી જાળવજો, અને રણાંગણમાંથી કોઈ પણ કાળે પુંઠ ફેરવી કાયરની પેઠે ન્હાસી ન છુટતાં પ્રાણથી પણ અધિક એવી આ મેવાડને ખાતર તમ્હારા પ્રાણ ત્યજશો. ભાઈઓ ! ક્ષત્રિયોના પુત્રોને વિશેષ કહેવાથી શો લાભ છે ! "

બીજે દિવસે રાણાજી પોતાના અસંખ્ય માણસો સાથે મેવાડની સીમા આગળ આવ્યા. આ સીમા ઓળંગતાં એક મ્હોટું વિશાળ મેદાન આવ્યું, અને તેની બન્ને બાજુએ ગાઢ જંગલો આવી રહ્યાં હતાં. આ જંગલોમાં હજારો માણસો સંતાઈ રહે તોપણ દુશ્મનોને ખબર ન પડે એમ હતું. અહિંઆથી મેવાડની હદમાં દાખલ થવાનો માર્ગ બે ડુંગરાની વચ્ચેની નીચી ખીણમાં હતો. રાણાજીએ આ જ સ્થાન લડાઇને માટે પસંદ કર્યું. કેટલાંક માણસોને જંગલમાં સંતાઈ રહેવાની સૂચના કરી, અને બાકીનાં માણસોને પર્વતના ઉંચાણ તેમજ નીચાણના ભાગમાં ભરાઈ રહેવા કહ્યું, અને થોડાં માણસોને મુસલમાનો કેટલે અને કયાં સુધી આવ્યા છે તેની ભાળ કાઢવા મોકલ્યા.

રાણાજીએ પોતે સેનાનું નેતૃત્વ સ્વીકાર્યું, અને યુદ્ધને મોખરે પોતાનો પડાવ નાંખી પડયા.

તરત જ થોડો યે સમય ન વીત્યો એટલામાં રાણાજીનાં માણસો આવી પહોંચ્યા, અને રાણાજીને કહ્યું કે મુસલમાન સૈન્ય ધસારાબંધ અસંખ્ય માણસો તેમજ હાથીઓને લઈ મેવાડની દિશા તરફ આવે છે.

થોડો જ સમય ન વીત્યો એટલામાં તો રાજપૂતો અને મુસલમાનો સ્હામસ્હામે આવી ઉભા. વ્યૂહરચનામાં મુસલમાનો પણ કાંઈ રાજપૂતોથી ઉતરે એવા નહોતા. વળી, અસંખ્ય મુસલમાન સૈન્ય સ્હામે રાજપૂતો મુઠ્ઠિભર જેવા જણાતા હતા છતાં પણ રાજપૂતો કાંઇ હિંમત હારે તેવા નહતા. તેઓ ધૈર્ય ધારી સઘળા મુસલમાનોને છિન્નભિન્ન કરી ન્હસાડી મુકવા તૈયાર જ હતા; કેવળ રાણાજીની આજ્ઞાની જ તેઓ રાહ જોઈ રહ્યા હતા.

તરત જ બન્ને પક્ષો વચ્ચે ઘોર તુમુલ યુદ્ધ થયું. રાજપૂતો અને મુસલમાનો જીવ મુકી લઢવા લાગ્યા. પણ રાજપૂતોની વ્યૂહરચના આગળ આ અસંખ્ય મુસ્લિમ સેના કાંઇ કામ આવી નહિં. જે રાજપૂતો ઝાડીમાં તેમજ ખીણોમાં તથા પર્વતની તળેટીઓમાં સંતાઇ રહ્યા હતા તેઓએ આ કટોકટીના સમયે બહાર નીકળી આવી મુસલમાનો-ને ચારે તરફથી ઘેરી લીધા. મુસલમાનોને બચવાનો કોઇ પણ ઉપાય રહ્યો નહિ. આખી મુસ્લિમ સેનામાં હાહાકાર તેમજ કાળો કેર વર્તી રહ્યો. તેઓ ગભરાઈને મૃત્યુના ભયથી પુંઠ ફેરવી આમતેમ ન્હાસવા લાગ્યા. તેઓથી આ શૂરા રાજપૂતો સ્હામે વધારે ટકાય એમ હતું જ નહિં. ગુજરાતનો બાદશાહ આ ઘોંઘાટ અને કોલાહલમાં પોતાનું સૈન્ય પડતું મુકી રણાંગણ છોડી ન્હાસી છુટયો, અને માળવાનો મહમદ-શાહ મુસલમાનોની કાપાકાપીને અટકાવવા પ્રયત્નો કરવા લાગ્યો. પણ તે સર્વ વ્યર્થ ગયું. મુસલમાનો ભયભીત થવાથી રણ છોડી ગમે તેમ નાસી જવા લાગ્યા. મહમદશાહની જીતની આશા હવે નષ્ટ થઇ. તે

હતાશ થયો, અને હવે કેમ કરવું તે વિશે વિચાર કરતો હતો એટલામાં રાણાજીનાં માણસોએ આવી તેને ઘેરી લઈ જીવતો કેદ કરી લીધો. મહમદશાહ કેદ થવાથી મુસલમાનો હિંમત ગુમાવી બેઠા અને રણ છોડી ન્હાસી છુટયા. આ ન્હાસી છુટેલા મુસલમાનોને પણ પહાડમાં સંતાયેલા રાજપૂતોએ કાપી નાંખ્યા. આમ મુસલમાનો પર સંપૂર્ણ જીત મેળવી રાણાજી ચિતોડગઢ આવી પહોંચ્યા. આમાં મેવાડી સૈન્યનો પણ ઘણો ઘાણ નીકળી ગયો હતો. મેવાડના મ્હોટા મ્હોટા સરદારો ધરાશાયી થયા હતા. પણ મુસલમાન બાદશાહ મહમદશાહ કેદ પકડાવાથી આ ખોટ રજપૂતો ભૂલી ગયા; અને આ બે બળવાન સેના ઉપર જીત મેળવી તેઓ આનંદના ઉમળકામાં આવી ગયા, અને ગાજતે વાજતે ચિતોડગઢમાં તેમણે પ્રવેશ કર્યો.

પણ આ સમયે રાણાજીએ પોતાની ઉદારતા અને ક્ષમાશીલતાનો જે સાક્ષાત્કાર કરાવ્યો તેવો જગતભરમાં કોઈપણ રાજાએ નહિં કરાવ્યો હોય!

કુંભો રાણો જો કે માળવાના મહમદશાહને કેદ કરી લાવ્યા હતા છતાં પણ તેના તરફ તેમણે નિર્દયતા તેમજ કઠોરતા જરા પણ ન બતલાવી. ઉલટું તે અને મિત્ર તરીકે ગણી માન આપ્યું. રાણાજી જાણતા હતા કે મહમદશાહ મુસલમાન છે, તેમજ હિંદુઓના ધર્મશત્રુ છે; છતાં પણ તે વીરપુરૂષ છે, અને વીરોને યોગ્ય એવી રીતે જ તેમણે યુદ્ધ કર્યું છે. તેમજ વિજયપ્રાપ્તિની આશાથી છેવટ સુધી પોતાનો ઉત્સાહ ચાલુ રાખી શક્યા છે. આમ ક્ષત્રીયઉચિત ઉદાર વિચારથી રાણાજીએ પોતે વિજય મેળવ્યા છતાં શત્રુની યોગ્ય કદર કરી તેને ઘણું માન આપ્યું. મહારાણા આત્મસન્માન એ શું ચીજ છે તે સારી પેઠે સમજતા અને પોતાના તેમજ દુશ્મનોના પણ આત્મસન્માનની રક્ષા કરતા.

વળી, શરણાગતને આશ્રય તેમજ અભયદાન આપવું એ તો રાજપૂતોનો પરાપૂર્વથી ચાલી આવેલો કુળધર્મ છે. શરણાગતોને અપમાન આપવું એને શુદ્ધ રાજપૂતો કાયરતા કહે છે. આથી રાણા

કુંભે મહમદશાહને કોઇપણ જાતનું દુઃખ તેમજ અસંતોષ થાય એવું કોઇ પણ કાર્ય કર્યું નહિં. તેમજ જો કે સઘળું માળવી મુસલમાની લશ્કર તેને ત્યાં કેદ થયું હતું, છતાં પણ રાણાજીએ તેમને પોતાના જ માણસો હોય એવી તેમની વ્યવસ્થા કરી.

રાણાજીની આ ઉદાર વર્તણુકથી મહમદશાહ અને તેના માણસો મહારાજાની ઉદારતા, આતિથ્યસત્કાર અને ક્ષમાશીલતાની મુક્તકંઠે પ્રશંસા કરવા લાગ્યા. અને જ્યારે દિલ્હીનો પાદશાહ મેવાડ ઉપર ચઢી આવે છે એમ તેઓને ખબર થઇ ત્યારે તેઓ પોતાના જાતિભાઇઓ સ્હામે યુદ્ધ કરવાને તૈયાર થયા.

થોડા જ દિવસમાં જુનજુનુ આગળ મેવાડી અને દિલ્હીનું સૈન્ય એકઠું થયું. બન્ને પક્ષો વચ્ચે ઘોર યુદ્ધ શરૂ થયું. મહમદશાહ પણ જીવની પરવા મુકીને મેવાડની બાજુમાં લડવા લાગ્યો.

મહમદશાહે પોતાના આતિથ્યસત્કારનો પુરેપુરો બદલો વાળી આપ્યો. તેણે રાજપૂતોનો મંદ થયેલો ઉત્સાહ ઉત્તેજીત કર્યો, તેમજ તેઓને પરાભવના અપમાનમાંથી ઉગારી મેવાડની વિજય-પતાકા દિગન્તમાં ઉડાવી ! ! પાદશાહ ભયનો માર્યો દિલ્હી તરફ ન્હાસી છુટયો, અને તેનું લશ્કર છિન્નભિન્ન થઇ આડુંઅવળું વિખરાઇ ગયું, અને રાણો કુંભો મહમદશાહ સાથે ચિતોડ પાછો ફર્યો.

મહમદશાહના આ કૃત્યથી રાણાજી ઘણા જ સંતોષ પામ્યા. એવા શુરવીર, એકવચની અને સાહસિક પુરૂષને હવે મેવાડમાં કેદી તરીકે રાખી મુકી તેની રાજ્યગાદી અન્યને આપવી એ રાણાને પોતાના અંતઃકરણ વિરૂદ્ધ લાગ્યું. આથી બીજે જ દિવસે રાણાજીએ દરબાર ભરી મહમદશાહની સાહસિકતા અને વીરતાનાં વખાણ કર્યાં, તેને ભારે શિરપાવ આપ્યો, અને પોતાના માણસો સહિત માળવા જવાની રજા આપી, અને માળવાની ગાદી મેળવવામાં જો તેને કાંઇપિણ અંતરાય આવે તો પોતાના માણસો પણ સાથે સાથે આપવા કહ્યું.

આમ પોતાની ઉદારતાનો ઉત્તમ પરિચય કરાવી રાણાજીએ મહમદશાહને ગાજતે વાજતે મેવાડમાંથી વિદાય કર્યો.

માળવાનો મહમદશાહ જો કે મુસલમાન હતો છતાં પણ એનામાં વીર પુરૂષોને અલંકાર રૂપ એવા અનેકાનેક ગુણો હતા, અને એથી તે રાણા કુંભની ક્ષમાશીલતા અને ઉદારતાને યોગ્ય જ હતો.

ભારતના ભૂપતિઓએ આવા પ્રકારની ઉદારતા ઘણીયે વાર પ્રદર્શિત કરી છે. હિન્દુસમ્રાટ્ પૃથ્વીરાજે શાહબુદ્દીન ઘોરીને બાર બાર વખત હરાવી જીવતો પકડી છોડી મુક્યો હતો. વળી મહારાણા હમીરે પણ અલાઉદ્દીન ખીલજીને છોડી મુકયો હતો. તે જ પ્રમાણે રાણા કુંભે પણ માલવનરેશ મહમદશાહને પણ છોડી મુકી પોતાની ઉદારતાનો સાક્ષાત્કાર કરાવ્યો હતો.



# ૪

## રાણા રાયમલ.

રાણા રાયમલના જેવી અલૌકિક ઉદારતા અને ક્ષમાશીલતાનું પ્રત્યક્ષ ઉદાહરણ જગતમાં બીજે કોઇ પણ સ્થળે જોવામાં આવતું નથી. એમણે પોતાના પુત્રના હત્યારા બેદનોરના રાવ સુરતનજીને જરા પણ હાનિ ન કરતાં તેને કર્તવ્યભાન તેમજ ન્યાયબુદ્ધિ માટે શતશઃ ધન્યવાદ આપ્યા. અને તેથીયે તેમને સંતોષ ન થયો ત્યારે બેદનોરની જાગીર પણ ઘણા માનસહિત તેને આપી તેનો ભારે આદરસત્કાર કર્યો હતો.

ચારસેં વર્ષો ઉપર રાજપૂતાનામાં બનાસ નદી ઉપર ટોડા નામે એક ન્હાનું સ્વતંત્ર રાજપૂત રાજ્ય હતું. આ સમયે ત્યાં સ્વતંત્રતાપ્રેમી રાવ સુરતનજી રાજ્ય કરતા હતા. તેના રાજ્યકાલમાં આ રાજ્ય ઉપર એક વિપત્તિનું વાદળ તુટી પડયું, અને તેના પરિણામે ટોડા યવનોને હાથ ગયું.

લીલા નામના એક દુર્દાન્ત પઠાણને આ રાજ્ય છીનવી લેવાની ઘણા લાંબા સમયથી ઉત્કંઠા હતી; પણ યોગ્ય અવસર ન મળવાથી તેણે આજ સુધી ધીરજ ધરી હતી. પણ જ્યારે એને યોગ્ય અવસર પ્રાપ્ત થયો કે તરત જ એણે ટોડા ઉપર ચઢાઈ કરી. રાવ સુરતનજી ઘણા ઉત્સાહથી લડયા; પણ એની પાસે થોડી સેના હોવાથી, તેમજ યુદ્ધ-સામગ્રીનું પ્રમાણ પણ ઘણું થોડું હોવાથી એનાં માણસો આ પઠાણો સ્હામે ફાવી શકયા નહિં. આથી હતાશ થઇ તે ટોડા છોડી મેવાડના બેદનોર પ્રાંતમાં આવી વસ્યો.

આ રાવ સુરતનજીને તારાબાઇ નામની એક પરમ રૂપ લાવણ્ય-વતી પુત્રી હતી. ત્હેનાં રૂપ, ગુણ અને શૌર્યની કીર્તિ આખા રાજ-

સ્થાનમાં ફેલાઇ હતી. તારાબાઇ હરહમેશ તેના પિતા સાથે પુરૂષવેષ સજી જંગલમાં મૃગયા રમવા જતી; આથી તે ભાલો ફેંકતાં, તલવાર ફેરવવતાં, તેમજ હાથી પર બેસી શીકાર ખેલતાં શીખી હતી; અને કોઇ કોઇ વખત તો યુદ્ધમાં પણ જતી. ત્હેના પિતાને તે ઘણી જ પ્રેરણા રૂપ હતી. તેના સિવાય સુરતનજીને એક ક્ષણ પણ ચેન પડતું નહિં. પોતાની પડતી દશામાં પણ રાવ સુરતનજી તેની પુત્રીનાં પરાક્રમ તેમજ સૌન્દર્ય જોઇ આનંદ પામતો; અને આવા કન્યારત્નના પિતા હોવા માટે પોતાની જાતને ધન્યવાદ આપતો.

એક દિવસ તારાબાઇ પુરૂષવેષમાં મૃગયા રમીને ઘર તરફ ચાલી આવતી હતી. ત્યાં તે અકસ્માત્ રાણા રાયમલના કનિષ્ઠ પુત્ર જયમલની નજરે પડી. એને જોતાંની વારમાં જ જયમલ મોહિત થયો. એણે ગમે તે પ્રકારે તારાબાઇ સાથે લગ્ન કરવાનો નિશ્ચય કર્યો. જ્યારે એના જાણવામાં આવ્યું કે તારાબાઈ અને તેનો બાપ એના પિતાની જ જાગીરમાં રહે છે, ત્યારે તેના આનંદમાં ઘણો વધારો થયો.

આથી જયમલે ઘેર આગળ જઇ પોતાનો વિચાર તેના વિશ્વાસુ માણસોને જણાવ્યો, અને જ્યારે સોએ સંમતિ આપી ત્યારે પોતાના પુરોહિતને રાવ સુરતાનજી પાસે મોકલી તારાબાઇની લગ્નની માંગણી કરી. પણ એની ઇચ્છા તુરત જ પરિપૂર્ણ થઇ નહિં.

બળ તેમજ શૌર્ય અને સાહસિકતાના પરિણામે લીલા પઠાણ પાસેથી ટોડાનું રાજ્ય જીતી આપે તેને જ મ્હારી પુત્રી તારાબાઇ આપવી. માટે તમ્હો જો તારાબાઇનાં રૂપ, ગુણ તેમજ શૌર્ય ઉપર મુગ્ધ થયા હો તો મ્હારી આ પ્રતિજ્ઞા પૂર્ણ થાય તેમ કરો; અને તેમ થયે તારાબાઇ તમ્હારી જ છે એમ સમજજો.” આમ કહી પુરોહિતને વિદાય કર્યો.

તે સમયે રાજપૂત રાજાઓ પોતાની દેવીપ્રકૃતિ દીકરીઓને મ્હોટા કુળમાં તેમજ વિલાસી રાજાઓના વિલાસી પુત્રોને પૈસાના મોહથી તેમજ કીર્તિના લોભે એકદમ આપી દેતા નહતા. તેઓ તેમની સંપૂર્ણ પરીક્ષા કરતા. તેમના ચારિત્ર્યનું, બળનું, સાહસિકતાનું, કર્તવ્યપરાયણતાનું અને સત્યપરાયણતાનું માપ કાઢીનેજ પોતાની પુત્રીઓ તેમની વેરે પરણાવતા. આથી રાવ સુરતનજીએ પણ રાણા રાયમલના પુત્ર જયમલની પરીક્ષા કરવાનો નિશ્ચય કર્યો અને ઉપરનો સંદેશો કહી મોકલાવ્યો.

રાવ સુરતનજીની પ્રતિજ્ઞા વીરોને યોગ્ય જ હતી. જેઓ ‘**वीरभोग्या वसुंधरा**’ના સૂત્રમાં માનનારા છે તેઓને આ પ્રતિજ્ઞા ખરેખર શોભારૂપ હતી.

જયમલનું ચિત્ત તારાબાઇના સૌન્દર્યથી વિહ્વલ થયું હતું. આથી તેણે રાવ સુરતનજીની માગણી કબુલ રાખી, અને પઠાણ સાથે યુદ્ધ કરવાનો નિશ્ચય કર્યો.

બીજે જ દિવસે જયમલે ટોડાના પઠાણ ઉપર ચઢાઇ કરી. પઠાણો સાથે તુમુલ યુદ્ધ શરૂ થયું. પણ પઠાણો સ્હામે જયમલ વધુ સમય ટકી શકયો નહિં. આથી રાવ સુરતનજીની પ્રતિજ્ઞા નષ્ટ થઇ, અને જયમલ કાયરની માફક દુશ્મનોને પુંઠ બતાવી ન્હાસી છુટયો.

જયમલના હ્રદયમાં તારાબાઇની જ મૂર્તિ રમી રહી હતી, તેથી યુદ્ધમાં લડતી વખતે પણ એ ક્ષત્રિયોનું કર્તવ્યભાન ભૂલ્યો અને કર્તવ્યમાંથી ચુકી જ્યાં તારાબાઈ હતી ત્યાં પોતાનું કલંકિત મ્હોં લઇ જઇ પહોંચ્યો. એને આમ કરવામાં જરા પણ શરમ ન આવી

કે ન્હાનમ ન લાગી. એટલું જ નહિં પણ તારાબાઇને સંબોધી એ કહેવા લાગ્યો :

"દેવી ! ત્હારી ખાતર હું આજે રણ છોડી અહીં આવ્યો છું. આ યવનો મ્હારે મન કાંઈ જ વિસાતમાં નથી ! એને જીતતાં મ્હને કેટલી વાર ? પણ યુદ્ધ કરતી વેળા કેવળ ત્હારી પ્રેમમયી મૂર્તિ, ત્હારૂં હસતું મુખ, ત્હારી રમ્ય પ્રતિમા મ્હારી આંખ આગળ રમી રહી હતી, અને તેથી મ્હારો ઉત્સાહ મંદ થયો. મ્હારૂં હૈયું નબળું પડયું, અને મ્હારી પ્રેમભાગિનીનાં મ્હને ભવિષ્યમાં દર્શન થશે કે કેમ એવી આશંકા થવાથી હું અહિંઆ આવ્યો છું. તારાબાઇ ! તું પ્રેમથી મ્હારી સાથે એક જ વખત બોલ. તું સ્નેહથી મ્હને એકજ આલિંગન આપ. તું મ્હને એક ઘડી પણ સાત્વિક સ્નેહનો સાક્ષાત્કાર કરાવ. પછી તું જોજે કે આ સૂર્યવંશી જયમલ કેટલો પરાક્રમી છે ! મ્હને વધારે દુઃખી ન કર ! " આમ કહી તે તારાબાઇને ભેટવા જતો હતો, એટલામાં જ રાવ સુરતનજી ત્યાં આવી પહોંચ્યા.

રાવ સુરતનજી આ દૃશ્ય જોઇ આભો બની ગયો. તેને જયમલ ઉપર તિરસ્કાર આવ્યો. એક સૂર્યવંશી કુળમાં ઉત્પન્ન થયેલો રાજકુંવર આમ કાયરની પેઠે રણાંગણમાંથી પીઠ બતાવી ન્હાસી આવ્યો તે માટે તેને ધિક્કારવા લાગ્યો. એ પોતાની પ્રતિજ્ઞા પાળી ન શકયો, છતાંયે તારાબાઈ પાસે પ્રેમભિક્ષા માંગી રહેલો હોવાથી તેના ક્રોધનો પાર રહ્યો નાહં. તેની મુખમુદ્રા ગંભીર થઇ, અને ઘણી કડકતાથી જયમલને ધમકાવતાં કહેવા લાગ્યો:

"દુષ્ટ ! કુળાંગાર ! રણક્ષેત્રમાંથી ન્હાસી છુટયા છતાં તું શરમાતો નથી ? પોતાની પ્રતિજ્ઞાનું પાલન ન કરવા છતાં અહીં આવી પ્રેમની યાચના કરે છે એ શું ત્હને યોગ્ય છે ? ત્હારૂં મ્હોં જોવામાં હું પાપ માનું છું. તારા જેવા કાયર તેમજ ઘિક્કારાને જામાતૃ કરવા કરતાં ત્હારો અંત આણવો મ્હને શ્રેયસ્કર લાગે છે." એમ કહી તલવારના એક જ પ્રહારથી જયમલનો ત્યાંજ અંત આણ્યો અને પોતાના કુળની પ્રતિષ્ઠા જાળવી.

પોતાનું રાજ્ય ગયું હતું, પોતાનો વૈભવ ગયો હતો, પોતે નિરાધાર તેમજ નિસ્સહાય સ્થિતિમાં હતો, પોતા પાસે માણસો ન હતાં, પૈસા ન હતા, તેમજ રાણા રાયમલ જેવા સૂર્યવંશી રાણાને આશ્રયે આવી રહ્યો હતો, અને તેથી તેનો તાબેદાર હતો: આમ બધું હોવા છતાં પણ તેણે પોતાની પ્રાણથી પણ વ્હાલી એવી પ્રતિષ્ઠા ગુમાવી ન હતી, અને જ્યારે તેને લાગ્યું કે પોતાની પ્રતિષ્ઠા ભયમાં છે ત્યારે રાવ સુરતનજીએ રાણા રાયમલને પણ ન ગણકારતાં તેના નામર્દ પુત્ર જયમલનો તેની પુત્રી પાસે પ્રેમની માંગણી કરવા ખાતર વધ કરી નાંખ્યો. એ રાવ સુરતનજીને અને તે સમયના રાજપૂતોને પ્રતિષ્ઠા કેટલી વ્હાલી હતી તેનો પરિચય કરાવે છે.

જ્યારે જયમલનો વધ થયો ત્યારે ચારણોએ કવિતા જોડી કહ્યું:—

સોરઠો.

તારા ! તારા માટ, જો જેમલ મલ આવિયો;
તારા મળવા ઘાટ, કુંડળી તારો નાવિયો.

ધીમે ધીમે આ સમાચાર મેવાડમાં ફેલાઈ ગયા. સૌ ધારવા લાગ્યા કે રાવ સુરતનજીએ બાપ્પા રાવળના વંશજને મારી નાંખી ઘરબેઠા મોત માગ્યું છે.

રાણા રાયમલને ત્રણ પુત્રો હતા. એક બાબર સાથે લડનાર રાણો સંગ્રામસિંહ હતો, પણ એના ન્હાના ભાઈના ત્રાસથી તે મેવાડ છોડી ગયો હતો. બીજો પુત્ર પૃથુરાજ, એ ઘણો જ પરાક્રમી હતો, પણ સાથે સાથે તે ઘણોજ ઉત્પાતીયો હતો. આથી જ્યારે એના ઉત્પાતની તેમજ તોફાનની વાત રાણા રાયમલના સાંભળવામાં આવી ત્યારે એને દેશવટો દીધો અને કહ્યું કે 'જા ત્હારી બહાદુરી અને પરાક્રમ ઉપર ત્હારૂં ગુજરાન ચલાવી લે !' આમ પૃથુરાજને પણ રાયમલે કાઢી મુકેલો હોવાથી હવે રાજ્યનો ઉત્તરાધિકારી એનો ત્રીજો પુત્ર જયમલ હતો. આ જયમલ રાણાજીને ઘણો જ વ્હાલો હતો.

પણ જ્યારે આજે એજ એકનો એક પ્રિય પુત્ર પોતાના આશ્રિત થઇ રહેલા રાવ સુરતનજીના હાથે મરી ગયો એમ મહારાણા જાણશે ત્યારે તેઓ કોણજાણે શું શું કરશે, એમ સૌ મેવાડવાસીઓને દહેશત લાગવા માંડી. આ સ્થિતિમાં રાણાને ખરી વસ્તુસ્થિતિ કોણ સમજાવશે ? કોણ તેમના મનનું સમાધાન કરશે ? એક કન્યાની માગણી ખાતર પોતાના પુત્રનો વધ કરવા માટે રાણા રાયમલ સુરતનજીને દેહાંતદંડ જ કરશે એમ સૌ કોઈ ધારવા લાગ્યું.

આ વાત મહારાણાને જણાતાં તેની આંખોમાં ઝેર વ્યાપી ગયું; ત્હેના શરીરનાં રૂંવેરૂંવાં ઉભાં થયાં. ત્હેને પરસેવાના રેબેરેબ છુટવા માંડયા, અને છતાં પણ મુખમુદ્રા ગંભીર રાખી, ઘણો વિચાર કરી, ત્હેણે રાવ સુરતનજીને પોતાના દરબારમાં બોલાવ્યો, અને માન સહિત જગ્યા આપી, આ વિશે ખુલાસો પૂછયો.

રાવ સુરતનજીએ આવતાની વારમાં જ રાણાજીને પ્રણામ કર્યાં. અને ખરી સ્થિતિ સમજાવવાનો તેણે બનતો પ્રયત્ન કર્યો. તે શાંતિથી સાંભળીને રાણાજીએ ત્હેનો હાથ ધરી શાંત કરતાં કહ્યું :

" વીર સુરતનજી ! જે કુળકલંક પુત્ર પોતાના પિતાની પ્રતિષ્ઠાનો અંત આણવા તૈયાર થાય ત્હેને આવો જ દંડ મળવો જોઇએ. સુરતનજી ! ત્હમે એ કુલાંગારને દેહાંતદંડની શિક્ષા કરી ક્ષત્રિયોની કર્તવ્યતાનું પાલન કર્યું છે. તમ્હોએ તમ્હારી આ પડની દશામાં તમ્હારા પ્રાણથી પણ વ્હાલી પુત્રીનું શીયળ ભંગ કરનારને જે શિક્ષા આપી છે તે માટે-તમારી દઢતા માટે હું તમ્હોને ધન્યવાદ આપું છું. તમ્હારા કર્તવ્યભાનની પ્રશંસા કરૂં છું, અને ઘણી જ ખુશીથી મ્હારી બેદનોરની જાગીર તમ્હોને સ્વાધીન કરૂં છું. " આમ કહી સુરતનજીને ઘણા આદરસત્કારથી બેદનોરની જાગીર આપી રાણા રાયમલે પોતાની ઉદારતા, સ્વાર્થત્યાગ, ક્ષમાશીલતા, અને ન્યાયબુદ્ધિનો જગતને પરિચય કરાવ્યો.

સત્યજ છે કે વીરોનાં ચરિત્રો આવા ઉચ્ચ ભાવોથી ભરપૂર હોય છે. વાસ્તવિક રીતે વીર પુરૂષો આવા ઉદાર, સ્વાર્થત્યાગી તેમજ ન્યાયી હોય છે. આજના રાજામહારાજાઓ આ ઉદાહરણ ધ્યાનમાં રાખી ન્યાયપુરઃસર રાજ્ય ચલાવે તો પ્રજાને કેટલા ફાયદા થઈ શકે ?

# વીર ચંદ્રસિંહ અથવા મેવાડનો ભિષ્મપિતામહ.

મેવાડના રાજ્યસિંહાસન પર લાખારાણા બિરાજ્યા છે. મેવાડનું છત્ર તેમના માથે ધરવામાં આવેલું છે. રાણાની આસપાસ તેમના દરબારીઓ અદબસર બેઠા છે. કેટલાક બંદીજનો લાખારાણાના ગુણો ગાઈ રહ્યા છે, કેટલાક પોતપોતાનાં પરાક્રમોની તેમજ સાહસિકતાની મ્હોટી મ્હોટી વાતો કરી રહ્યા છે, કેટલાક રાણાજી સાથે મસલત ચલાવી રહ્યા છે.

ચિતોડની રાજસભા લાખારાણાથી શોભતી. લાખારાણાની રાજકાર્યકુશળતાથી આખા રાજ્યમાં સુલેહ શાન્તિ પ્રસરી રહી હતી. લોકો પૈસે ટકે સુખી હતા; મુસલમાનોનો ભય ઓછો થયો હતો.

લાખારાણાના દરબારમાં ભાટચારણો એની વીરતાનાં વખાણ કરી રહ્યા હતા. મંડોરના રાઠોડ રાજા રાવ રણમલે પોતાની પુત્રીનો ચંદ્રસિંહ સાથે વિવાહસંબંધ કરવા પુરોહિતને શ્રીફળ આપી લાખારાણાના દરબારમાં મોકલ્યો. પુરોહિતે દરબારમાં આવી મહારાણાને નમસ્કાર કરી આશિર્વાદ આપ્યા. એકમેકની કુશળતાના સમાચાર પુછાયા બાદ પુરોહિતને આવવાનું કારણ પૂછવામાં આવ્યું ત્યારે તેણે ઉત્તર આપ્યો :

"મહારાણા ! મંડોરના રાજા રાવ રણમલનો હું પુરોહિત છું, અને હું આપના જ્યેષ્ઠ પુત્ર ચંદ્રસિંહ સાથે મંડોરની રાજકુંવરીનો વિવાહસંબંધ કરવા શ્રીફળ લઇ આવ્યો છું."

આ સાંભળી લાખારાણાએ હસીને મુછપર હાથ ફેરવતાં કહ્યું:

"પુરોહિત ! આવી ધોળી દાઢીવાળા મ્હારા જેવા વૃદ્ધને માટે કાંઇ આ શ્રીફળ ન હોય ! મ્હારા કુંવર ચંદ્રસિંહ બહાર ફરવા ગયા

છે, તે હમણાં જ અહિં આવશે અને પોતાની સંમતિ પ્રકટ કરશે." આમ કહી પુરોહિતને બેસવાનું આસન આપ્યું, અને ચંદ્રસિંહને રાજદરબારમાં બોલાવવા માટે માણસ મોકલ્યું.

જે માણસ ચંદ્રસિંહને બોલાવવા ગયો તેણે રાણાજીએ પુરોહિતની સાથે મશ્કરીમાં કરેલી સઘળી વાત ચંદ્રસિંહને કહી સંભળાવી. આથી ચંદ્રસિંહના હૃદયને દુઃખ થયું. તેણે દરબારમાં આવી પિતાજીને નમસ્કાર કરી કહ્યું:

"પિતાજી! કેવળ મશ્કરીમાં પણ જે કન્યા સાથે લગ્ન કરવાનું તમ્હારૂં મન થયું તે કન્યાને હવે મ્હારાથી કેમ સ્વીકારાય? હું કદાપિ પણ ત્હેને પરણું નહિ. માટે આપ જ આ શ્રીફળ સ્વીકારી તેની સાથે લગ્ન કરો!"

રાણાજીએ ચંદ્રસિંહનો આ ઉત્તર જાણ્યો ત્યારે પોતે કરેલી મશ્કરી વિષે તેને બહુ પસ્તાવો થવા લાગ્યો. પોતે દરબારીઓને ખુશ કરવા માટે જ ઉપલા શબ્દો બોલ્યા હતા, પણ જ્યારે દૃઢપ્રતિજ્ઞ તેમજ સત્યવાદી ચંદ્રસિંહે તેનો ઉલટો અર્થ કીધો ત્યારે રાણાજીએ ચંદ્રસિંહને ઘણુંયે સમજાવ્યો, પણ ચંદ્રસિંહ એકનો બે થયો નહિં. ત્હેનો નિશ્ચય તેમજ દૃઢતા કાયમ રહી, અને આખરે દરબારીઓનું કહેવું પણ વ્યર્થ ગયું.

આથી રાણાએ નિરાશ થઇ એ રાજકુંવરી સાથે પોતે પરણવાનો નિશ્ચય કર્યો અને ચંદ્રસિંહને કહ્યું:

"બહુ સારૂં બેટા! તેને હું પરણું તો ખરો પણ મંડોરનો રાવ ત્હેની કુંવરીનાં લગ્ન મ્હારી સાથે કરતાં પહેલાં એક શરત રાખે છે, અને તે એ કે મ્હારા મરણ પછી તેની દીકરીનો દીકરો ચિતોડના રાજ્યસિંહાસન ઉપર બેસે. આ શરતથી તે મ્હને પોતાની કન્યા દે છે. માટે તું પ્રતિજ્ઞા કરે કે હવેથી તું મેવાડના રાજ્યસિંહાસન માટે દાવો ન કરે તેમજ ગાદીનો સઘળો હક્ક છોડી દે, અને એ રાણીથી મ્હને જે પુત્ર

થાય ત્હેના હાથ તળે ત્હારે પ્રથમ પંક્તિના એક સરદાર તરીકે રહેવું. જો આ ત્હને માન્ય હોય તો જ હું આ શ્રીફળ સ્વીકારી શકું તેમ છું."

કુમાર ચંદ્રસિંહની ઉદારતાની તેમજ આત્મત્યાગની આ મહાન્ કસોટી હતી. એક તરફ વિશાળ મેવાડની રાજગાદી હતી, અને બીજી તરફ પ્રતિજ્ઞાનું પાલન હતું. એક તરફ અસાધારણ વૈભવ, સુખવિલાસ અને માનમરતબો જાળવવાનો હતો અને બીજી તરફ દાસત્વ, પરાધીન જીવન અને જીવનની નિરૂપયોગિતા હતી. આવી વસ્તુસ્થિતિ હતી, તેમાંથી ચંદ્રસિંહ શું પસંદ કરે છે તે જાણવા દરબારીઓ આતુર થઈ રહ્યા હતા. પણ તેમની આ કુતુહલતા ઝાઝો સમય ટકી નહિં. કારણ કે મહારાણાનાં આ વાક્યો સાંભળી ચંદ્રસિંહની મુખમુદ્રા ઉપર જરા પણ શોક તેમજ નિરાશાની છાયા ન જણાઈ. તેની મુખમુદ્રા પહેલાંના જેવી જ પ્રસન્ન તેમજ આનંદી અને આશાવાદી થઈ રહી. ત્હેના ચિત્તમાં જરા પણ વિભ્રમ દેખાયો નહિં, અને તરત જ એક વીરને છાજે એવી રીતે તેણે ઉત્તર વાળ્યો:

"પિતાજી! હું ભગવાન્ એકલિંગજીનું નામ લઇ પ્રતિજ્ઞા લઉં છું અને કહું છું કે ભવિષ્યમાં હું કદી પણ ચિતોડના રાજ્યસિંહાસન માટે દાવો કરીશ નહિં! કદી પણ મ્હારા ન્હાના ભાઇને પજવીશ નહિં. મ્હારી સાવકી માતાને મ્હારી પોતાની સગી માતા કરતાં પણ અધિક ગણી માન આપીશ, અને તમો કહો છો તેમ જીંદગી પર્યન્ત મેવાડના રાજ્યમાં મ્હારા ભાઈના હાથતળે એકનિષ્ઠાથી પ્રથમ પંક્તિના સરદાર તરીકે રહી, મેવાડનું રક્ષણ કરતાં મરણ પામીશ!" આમ સ્થિર મન રાખી મેવાડના આ ભીષ્મપિતામહે પોતાની ઉદારતાનો અને પ્રતિજ્ઞાપાલનની દૃઢતાનો સાક્ષાત્કાર જગતને કરી બતાવ્યો.

* * *

લાખારાણાનાં લગ્ન ઘણી ધામધૂમથી મંડોરની કુંવરી સાથે થયાં. આ લગ્નથી તેઓને એક પુત્ર થયો. આ પુત્રનું નામ મોકલ રાખવામાં આવ્યું.

આ સમયે મુસલમાનો ગયાજીના પવિત્ર તીર્થસ્થળમાં ઘણો ઉપદ્રવ મચાવી રહ્યા હતા. જ્યારે આ સમાચાર રાણાજીને મળ્યા ત્યારે તેઓ ઘણા દુઃખી થયા, અને યવનોને દંડ દેવા આ યુદ્ધ-યાત્રાની તૈયારી કરવા લાગ્યા.

જોતજોતામાં મોકલ પાંચ વર્ષનો થયો, અને રાણાજી હવે મેવાડ છોડી ગયાજી જવાના હોવાથી તેમના મનમાં રાજ્યના ઉત્તરાધિકારીની નીમણુંક માટે ઘણી ઉથલપાથલ થઇ રહી. ચંદ્રસિંહે કરેલી પ્રતિજ્ઞા પોતાના ગયા પછી એ પાળશે કે કેમ તેની રાણાજીને ખાતરી ન હોવાથી તે બન્ને ભાઈ માંહોમાંહે લઢી મરી ચિતોડની ગાદીનો અંત આણે એવી રાણાજીને દહેશત લાગતી હતી. છતાં ચંદ્રસિંહ જેવા સુપુત્ર આગળ આ વાત કરવાની રાણાજીની હિમ્મત પણ ન હતી. વળી, આ સમયે રાણાજીની વૃદ્ધાવસ્થાને લીધે ચંદ્રસિંહ જ સઘળો રાજકારભાર ચલાવતો હતો, અને તે પોતાની કાર્યદક્ષતા, કર્તવ્યપરાયણતા, સદ્‌ગુણો, માયાળુ સ્વભાવ, પ્રતિજ્ઞાપાલન અને રાજ્યકારભાર ચલાવવાની કુનેહથી પ્રજામાં ઘણો પ્રિય થઈ પડ્યો હતો. માટે આવા ગાદીના ખરા હકદારને ગાદી ન આપતાં જો મોકલને ગાદી આપવામાં આવે તો લોકો વિરૂદ્ધ પડી જાય એવી પણ તેને ભીતિ હતી. માટે પોતાની ઇચ્છા એવી હતી કે તેના મરણ પછી રાઠોડાણીનો જ પુત્ર મેવાડપતિ થાય. પણ એ પ્રતિજ્ઞાનું પાલન કરવાનું કામ કાંઈ રાણાજી એકલાથી બની શકે તેમ ન હતું, આથી તેમણે ચંદ્રસિંહને બોલાવ્યો અને કહ્યું:

“ વીર ચંદ્રસિંહ, હું ગયાજીના પવિત્ર ધામમાંથી યવનોને હાંકી કાઢવા ત્યાં જાઉં છું, અને ત્યાર પછી તે પવિત્ર સ્થળમાં જ રહીને જીવનનો અવશેષ ભાગ વીતાડવાનો મ્હારો વિચાર છે; માટે મ્હારી એવી ઇચ્છા છે કે મ્હારા જતાં પહેલાં મ્હારે તને મેવાડની ગાદીએ બેસાડવો અને ત્હારા ન્હાના ભાઈ મોકલને તું કહે તે જાગીર કાઢી આપું!”

ચંદ્રસિંહે પિતાજીના આ શબ્દો સાંભળી તરત જ ઉત્તર આપ્યો: "ચિતોડનું સિંહાસન મ્હારા ન્હાના ભાઈ મોકલને આપો."

આ સ્પષ્ટ ઉત્તર સાંભળી રાણાજીનો સંદેહ નષ્ટ થયો, ત્હેની શંકાનું સમાધાન થયું, ત્હેના હૃદયની વ્યથા બંધ પડી, તેને સંતોષ થયો, અને પોતે કાંઇક બોલવા જતા હતા તેટલામાં જ ચંદ્રસિંહે કહ્યું:

"પિતાજી! આપના જતાં પહેલાં જ ભાઇ મોકલનો રાજ્યાભિષેક કરી નાંખો, અને મ્હને સલુમ્બરની જાગીર કાઢી આપો કે જેથી હું ત્યાં જઇને રહું." આ સાંભળી રાણાના હર્ષનો પાર રહ્યો નહિં. ભાવતું હતું ને વૈદ્યે કહ્યું તેવું રાણાજીના અંતરમાં થયું. તરત જ તેણે રાજદરબાર ભરાવ્યો, અને ઘણી ધામધૂમથી મોકલનો રાજ્યાભિષેક કરાવ્યો. વીર ચંદ્રસિંહે પોતાના ન્હાના ભાઈને પોતાના હાથે જ ઉંચકી રાજ્યસિંહાસન પર બેસાડયો, ત્હેના ભવ્ય ભાલ ઉપર રાજ્યતિલક કીધું અને એનાં ચરણોમાં પડી નમસ્કાર કર્યા.

ચંદ્રસિંહના કહેવાથી તેના પિતાએ તેને સલુંબરની જાગીર આપી, અને તેના આ આત્મોસર્ગ માટે પ્રસન્ન થઇ કહેવા લાગ્યા:

"ધન્ય છે ત્હારા જેવા સપુતને કે જે સમસ્ત વૈભવને તેમજ રાજગાદીને પણ લાત મારી પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરે છે! ધન્ય છે ત્હારા જેવા નરશાર્દૂલને! ધન્ય છે ત્હારી આત્મત્યાગની વૃત્તિને! ધન્ય છે ત્હારી ઉદારતા અને હૃદયના નિખાલસપણાને! ખરેખર, તું સિસોદીયા કુળનું એક અમૂલું રત્ન છે. આજે બાપ્પા રાવળની પેઢિ સાર્થક થઈ છે. આજે સિસોદીયા કુળમાં પુનઃ બીજો ભિષ્મપિતામહ પેદા થઈ પોતાની પ્રતિજ્ઞાની ખાતર સુખને, વૈભવને, અને વિલાસને પણ લાત મારવા તૈયાર થયો છે! ભાઇ! ત્હારાથી હું જેટલો ગર્વ લઉં તેટલો ઓછો જ છે!" આવું બોલી તેને જાગીરની સાથે રાજમંત્રિની ઉપાધિથી પણ નવાજવામાં આવ્યો; અને રાજ્યમાં તેમજ દરબારમાં ત્હેનાં ગુણગાન થઇ રહ્યાં.

ત્યાર પછી રાણા ગયાજી ગયા; અને મુસલમાનોને મારી હઠાવી, દેવસ્થાનો અને બ્રાહ્મણોની સહિસલામતી સ્થાપી, બ્રાહ્મણોના આશિર્વાદ લેતા લેતા તેમજ પરમાત્માનું સ્મરણ કરતા કૈલાસવાસી થયા.

અહિંઆ ચંદ્રસિંહ જે મોકલની વતી રાજ્યનો સઘળો કારભાર ચલાવતો હતો તેણે ઘણી બુદ્ધિમત્તાથી રાજ્યકારભાર ચલાવવા માંડયો. એણે રાજ્યમાંથી સઘળા શત્રુઓને હાંકી કાઢયા. હુન્નરકળાને અને વેપારરોજગારને ઉત્તેજન આપી રાજ્યની સંપત્તિ વધારી. રાજ્યમાં ઠેરઠેર ન્યાયાલયો સ્થાપી અન્યાય સદાને માટે દૂર કર્યો. ચોર લુંટારા તેમજ ધાડુપાડુનું નામનિશાન પણ રહ્યું નહિ. આથી આખા રાજ્યમાં શાન્તિ, સલામતિ તેમજ આબાદી પ્રસરી રહી હતી, અને સૌ કોઇ ચંદ્રસિંહને આશીર્વાદ દેતું.

આમ મેવાડમાં પિતાના મૃત્યુ પછી ચંદ્રસિંહની ખ્યાતિ દિન-પ્રતિ દિન વધતી જતી હતી. આ કીર્તિ, આ માન અને આ જાહોજલાલી મંડોરના રાઠોડો કે જેઓ પહેલેથી જ સાંકડા મનના, કુસંપી. લોભી; તેમજ દ્વેષી હતા તેમનાથી સહન ન થઈ. જયચંદ રાઠોડના વંશજો એટલે તો તેમાં વળી પૂછવું જ શું ! આ રાઠોડોમાં ચંદ્રસિંહનો કારભાર જોઈ મોકલના મામા રાણા જોધાને ઘણી અદેખાઇ આવી. તેનું રાજ્ય કાંઈ મોટું નહોતું. આથી ચિતોડનું રાજ્ય જે તે વખતે સમસ્ત રજપુતાનામાં ઘણું મોટું તેમજ મુખ્ય ગણાતું હતું તે તરફ તેની દૃષ્ટિ વળી, અને તેણે નિશ્ચય કર્યો કે ગમે તે પ્રકારે ચિતોડગઢ ઉપર રાઠોડોનો અધિકાર સ્થાપવો. અને આ યોગ્ય અવસર છે એમ જાણી તેણે એક એવું ષડ્‌યંત્ર રચ્યું કે જેના પરિણામે વીર ચંદ્રસિંહને ચિતોડ છોડી દેશવટો લેવો પડયો !

જોધાજી બાલ્યાવસ્થાથી જ પ્રપંચ, કાવાદાવા અને છળકપટથી ભરપૂર હતો; અને સમયના વ્હેણ સાથે આ સર્વેએ ઘણું ઉગ્ર સ્વરૂપ લીધું. તેણે ધાર્યું કે ચિતોડની ગાદીનો ખરો વારસ પોતાનો ભાણેજ છે, પણ રાજ્યનો સઘળો વ્યવહાર તેનો ભાઇ ચંદ્રસિંહ ચલાવે છે;

માટે ગમે તે પ્રકારે જો ચંદ્રસિંહને દેશવટો મળે તો જ પોતાના ભાણેજની બાલ્યાવસ્થામાં પોતે રાજકારભાર કરી શકે; અને પછીથી યોગ્ય અવસર પ્રાપ્ત થતાં પોતાના ભાણેજનો તેમજ જરૂર પડે તો બ્હેનનો પણ અંત આણી જાજવલ્યમાન ચિતોડની ગાદી પણ હસ્તગત કરી શકે. પણ ચંદ્રસિંહની હાજરી જ્યાં સુધી ચિતોડદુર્ગમાં હોય ત્યાં સુધી આ પ્રમાણે બની કેમ શકે ? જ્યાં સુધી એ હોય ત્યાં સુધી તો ખુદ દિલ્હીના બાદશાહથી પણ ચિતોડ સ્હામે ઉઠાય નહિં તો આ મુઠ્ઠિભર રાઠોડોનું શું ગજું ? આથી ગમે તે પ્રકારે તેની બ્હેનની મારફત ચંદ્રસિંહને દેશવટે કઢાવવાનો નિશ્ચય કરી તે ચિતોડ ગયો.

ચિતોડ ગયા પછી એક દિવસ સંધ્યાકાળે પોતાની બ્હેનને એકાંતમાં બેસાડી જોધો કહેવા લાગ્યો :

" બ્હેન ! વાસ્તવિક રીતે ચિતોડના રાજ્યસિંહાસન પર તો આપણા મોકલનો રાજ્યાભિષેક થયો છે, જ્યારે રાજ્યનો સઘળો વહિવટ તેનો ભાઈ ચંદ્રસિંહ ચલાવે છે, એ શું ? ચંદ્રસિંહ ઉત્તરોત્તર કોણ જાણે કેમ પણ પ્રજાપ્રિય થતો જાય છે. રસ્તામાં જતાં બારીએથી અને અટારીએથી ચિતોડની સ્ત્રીઓ એને જ કુમકુમ, અક્ષત અને પુષ્પોથી વધાવે છે. રાજ્યમાં એની પ્રતિષ્ઠા તેમજ કાબુ મકકમ થતો જાય છે; અને જ્યારે મોકલ રાજ્યકારભાર ચલાવવાને યોગ્ય ઉંમરનો થશે ત્યારે એ જરૂર એને મારી નાંખશે અને રાજગાદી પચાવી પડશે !"

આ સાંભળી રાણીએ કહ્યું :

" ભાઇ ! આવી શંકા કરવાનું કાંઈ કારણ નથી. જ્યાં સુધી મોકલ મ્હોટો થાય ત્યાં સુધી રાજ્યકારભાર ચલાવવાની એને એના પિતા તરફથી આજ્ઞા મળેલી છે, માટે જ એ રાજ્યકારભાર કરે છે; અને એના વહિવટમાં પ્રજાને સુખ અને શાન્તિ હોવાથી એ પ્રજાપ્રિય થઈ પડયો છે. રાજ્યમાં કોઈ પણ જાતનો ઉપદ્રવ નથી. આથી જ આખી મેવાડની પ્રજા એના ઉપર કુરબાન છે."

બ્હેનનાં વાક્યો સાંભળી જોધાએ કહ્યું:

"બ્હેન ! હું તમ્હારો ભાઇ છું, તમ્હો મ્હારાં બ્હેન છો. મોકલ મ્હારો ભાણેજ થાય છે, અને તેથી જ તમ્હારૂં સર્વેનું હિત ધ્યાનમાં રાખી હું કહું છું. રાજ્યખટપટની વાતમાં ત્હમે સ્ત્રીઓ થઈ શું સ્હમજી શકો? ચંદ્રસિંહ હમણાં પ્રજાપ્રિય થઈ પડયો છે, અને રૈયતની પ્રીતિ સંપાદન કરે છે, એ આજે તમ્હને સારૂં લાગે છે, પણ વખત આવે એ બધું ભારે થઈ પડશે. અત્યારે મોકલ માત્ર નામનો જ રાજા છે. વળી એનો રાજ્યાએ રાજ્યાભિષેક કર્યો છે છતાં પણ ગાદીનો ખરો હકકદાર તો ચંદ્રસિંહ જ છે! ચિતોડની પ્રજા આ સર્વે સારી પેઠે જાણે છે. આથી ભવિષ્યમાં જો એ તમ્હારી સ્હામો થાય તો ખરેખર ચિતોડની પ્રજા એની જ પડખે ઉભી રહે, એ તદ્દન સાચું છે. વળી, તમ્હો રાજમાતા કહેવાઓ, રાજ્ય મોકલના નામે ચાલે, પણ તમ્હારો રાજ્યમાં આજે શો ભાવ પૂછાય છે? તમ્હારી કોણ પૂછપરછ કરે છે? તમ્હોને કોણ માન આપે છે? ખાવાપીવાનું અને વર્ષાસન સિવાય તમ્હોને શું મળે છે? બ્હેન ! તમે નિશ્ચે માનજો કે જ્યારે મોકલ સમજુ થઈ રાજ્યની લગામ પોતાના હાથમાં લેવા માંગશે ત્યારે ચંદ્રસિંહ ચોકખી ના પાડશે, ત્હેને જાગીર આપી જુદો કાઢશે, તમ્હારા હાલહવાલ કરશે, રાઠોડોની કીર્તિને લાંછન લગાડશે, અને ઉલટું આ કાર્ય કરવા માટે ચિતોડની પ્રજા ચંદ્રસિંહને જ ધન્યવાદ આપશે ! તે વખતે તમ્હારી અને મોકલની સ્થિતિ કેવી થશે તેની તમ્હને કલ્પના પણ આવે છે કે? બ્હેન અને ભાણેજ રહ્યાં એટલે મ્હને તો લાગે ! બ્હેન! વસ્તુસ્થિતિ આમ છે માટે વિચાર કરીને જ પગલું ભરજો એવી મ્હારી સલાહ છે."

ભાઈની આ યુક્તિ અને પ્રપંચથી આ ભોળી રાઠોડાણી ભોળવાઈ. ત્હેને ભાઇની વાત અક્ષરે અક્ષર ખરી લાગી, અને ચંદ્રસિંહ વિષે શંકા ઉત્પન્ન થવા લાગી. ત્હેને ત્હેના ભાઇનું કહેવું જ વાસ્તવિક

લાગ્યું, અને પરિણામ જોધાએ ધાર્યું હતું તેમજ થયું. ત્હેને લાગ્યું કે ચન્દ્રસિંહ આમ પ્રજાપ્રિય થઈ મ્હારૂં તેમજ મ્હારા દીકરાનું રાજ્ય છીનવી લેવા માંગે છે. આથી તેણે ગમે તે પ્રકારે ચંદ્રસિંહને ચિતોડમાંથી દેશપાર કરવાનો નિશ્ચય કર્યો. પણ ચંદ્રસિંહ જેવા પ્રતાપીને એક શબ્દ સરખો પણ કહેવાની કોણ હિંમત કરી શકે, એમ ભય લાગવાથી તેણે પ્રશ્ન કર્યો:

"ભાઈ! એક વખત એવો સાધી હું ચંદ્રસિંહને એવું કહીશ કે તે સાંભળી એ જરૂર રાજ્ય છોડી ચાલ્યો જશે! પણ એના પછી ચિતોડના રાજ્યનું શું થશે તેનો પણ મ્હારે વિચાર કરવો રહ્યોને?"

આ પ્રશ્નનો ઉત્તર જોધા પાસે તૈયાર જ હતો એટલે તેણે જરા પણ વિલંબ વિના જણાવ્યું; "બ્હેન! જો ચંદ્રસિંહ ચાલ્યો જશે તો પછી રાઠોડો ક્યાં મરી ગયા છે? જ્યાં સુધી આ ત્હારા ભાઈ જોધાના શરીરમાં પ્રાણ છે ત્યાં સુધી ત્હારી આ શંકાને સ્થાન કેવું?"

આમ બ્હેન સાથે મસલત ચલાવી, પોતાનો સ્વાર્થ સાધી જોધો પોતાના રાજ્ય મંડોરમાં ગયો.

એક દિવસ યોગ્ય અવસર સાધી "ચંદ્રસિંહ પોતાની સલાહ લેતો નથી, તેમજ પોતાને રાણી તેમજ રાજમાતા તરીકે માન આપતો નથી, અને સ્વચ્છંદીરીતે રાજ્યનો તમામ વહિવટ પોતે જ ચલાવે છે. વળી, મોકલ રાજા છે પણ તે માત્ર નામનોજ છે. એ ખરો રાજા નથી પણ માત્ર શોભાનો જ ગાંઠીઓ છે!" એમ અનેક પ્રકારે રાઠોડાણી ચંદ્રસિંહની નિંદા કરવા લાગી.

ધીમે ધીમે આ વાત ચંદ્રસિંહને કાને પ્હોંચી. ચંદ્રસિંહ આથી ઘણો નારાજ થયો. ત્હેને પારાવાર દુઃખ થયું. પોતે પાક દિલથી બીનસ્વાર્થી મહેનત કરવા છતાં પણ રાણીજીને પોતાના કાર્ય ઉપર વ્હેમ આવ્યો, અને પોતાની નિન્દા કરી પોતાને વગોવ્યો, આથી ચંદ્રસિંહ જેવા સ્વાભિમાની પુરૂષનું હૃદય દુઃખ તેમજ પશ્ચાત્તાપના ભારથી ચગદાઈ ગયું. ત્હેના હૃદયના ચૂરેચૂરા થઈ જવા લાગ્યા. તે આજ

સુધી જે કરતો હતો તે શુદ્ધ દૃષ્ટિથી પોતાના ન્હાના ભાઈ તેમજ સાવકી માતા અને પોતાની માતૃભૂમિ ચિતોડના લાભાર્થે જ કરતો હતો; નહિં કે પોતાનો સ્વાર્થ સાધવા માટે. સ્વાર્થ સાધવાના એને ઘણાયે પ્રસંગો પ્રાપ્ત થયા હતા, પણ તે સર્વેને તેણે લાત મારી હતી. એ સર્વે હકિકત જાણતા છતાં પણ પોતાના પર રાણીને વ્હેમ આવ્યો જાણી તે વિચારવા લાગ્યો :

"સંસાર! તું ખરેખર કૃતઘ્ન છે. સંસાર! તું કદરદાન નથી! જે ચંદ્રસિંહ પોતાના પ્રાણનો પણ ભોગ આપી આટલી મહેનતે રાજ્યની ચાકરી ઉઠાવી રહ્યો છે, જે આટઆટલા શુદ્ધ તેમજ નિખાલસ દિલથી કાર્ય કરી રહ્યો છે તેને માટે શું આ બદલો?"

પછી તરત જ ચંદ્રસિંહ રાણી પાસે ગયો. રાણીની વર્તણુક ઉપરથી, વાર્તાલાપથી, તેમજ માન આપવાની રીતભાતથી ચંદ્રસિંહના દિલને ઘણું ખોટું લાગ્યું. પોતાનો મોભો તેમજ આબરૂ ભયમાં છે એમ ત્હેને લાગવા માંડ્યું. તે તરત ભગ્ન હૃદયે અંતઃપુર છોડી ગયો. તેનું દિલ ખાટું થયું અને ગમે તેવા ભોગે ચિતોડ છોડી તેણે પરદેશ જઈ રહેવાનો નિશ્ચય કર્યો. ત્યારબાદ સર્વે તૈયારીઓ કરી તે રાણીની વિદાય માંગવા ગયો અને કહ્યું :

"માતાજી! શુદ્ધ ચિત્તથી, એકનિષ્ઠાથી, તેમજ તદ્દન નિખાલસ હૃદયથી તમ્હારી સેવા કર્યા છતાં પણ જ્યારે તમ્હો મ્હારાપર આવાં આવાં અઘટિત આળો મૂકો છો તો હવેથી મ્હારે આ સ્થળે રહેવું હરામ છે! હું આજે જ આ સ્થળ છોડી અન્ય રાજ્યમાં ચાલ્યો જાઉં છું. આટઆટલા દિવસો સુધી તમ્હારા પવિત્ર હૃદયમાં મ્હારા માટે કાંઈ પણ શંકા ન થઈ અને હવે જ થઈ છે તેનું કારણ હું સમજું છું. આ બધું પરાક્રમ તમ્હારા ભાઈ જોધાનું છે, એ હું સારી પેઠે જાણું છું. તેણે તમોને તેના સ્વાર્થ સાધવા માટે આ પ્રપંચમાં ફસાવ્યાં છે, એનું તમને આજે ભાન નહિં થાય, પણ ભવિષ્યમાં મ્હારો બોલ જ્યારે તમોને યાદ આવશે ત્યારે તમ્હો જરૂર પસ્તાશો અને આ ચંદ્રસિંહને યાદ કરશો. બસ, માતાજી! હું વિશેષ કાંઈ કહેવા માંગતો નથી, પણ

તમ્હો મ્હારા ન્હાના ભાઈ મોકલની, મ્હારા સિસોદીયા કુળના અન્ય ભાઈઓની તેમજ મેવાડની પ્રજાની શાન્તિ, પ્રતિષ્ઠા તેમજ જાહોજલાલી જાળવી રાખશો એમ હું ઇચ્છું છું. વળી, તમ્હો મ્હારાં માતા છો, મોકલ મ્હારો ભાઈ છે, માટે જ્યારે પણ તમ્હારા ઉપર કાંઈપણ ધર્મસંકટ કે રાજ્યસંકટ આવે ત્યારે જરૂર આ ચંદ્રસિંહને ખબર આપશો. હું તનમન અને ધનના ભોગે પણ ગમે ત્યાં હોઇશ ત્યાંથી આવી આપની સેવામાં ઉપસ્થિત થઇશ." આમ કહી ચંદ્રસિંહ પોતાની સાવકી માતાને નમન કરી ઘોડાપર સવાર થઈ, હાથમાં તલવાર, ઢાલ અને ભાલો રાખી, પોતાના બસેં માણસોને લઈ માળવાના માંડુ રાજાના દરબાર તરફ ચાલી નીકળ્યો.

જ્યારે ચંદ્રસિંહ ચાલ્યો ગયો ત્યારે એની સાવકી માતાની આંખમાંથી આંસુનું એક પણ બિંદુ ટપક્યું નહિં; ઉલટું એના આનંદમાં વધારો થયો.

જ્યારે માંડુના રાજાના જાણવામાં આવ્યું કે ચંદ્રસિંહ તેના દરબારમાં આવે છે ત્યારે તે પોતાના માણસો લઈ તેને સ્હામે મળવા ગયો. આ વખતે ચંદ્રસિંહની કીર્તિ આખા રાજપૂતાનામાં સંપૂર્ણતાથી પ્રસરી હતી. આથી સૌ કોઇ તેની મિત્રાચારી માટે મરી ફિટતા. માંડુના રાજાએ તેનો યોગ્ય આદરસત્કાર કરીને પોતાની રાજધાનીમાં આણી સઘળી વાતથી માહિત થયા પછી તેને પોતાના દરબારમાં એક ઉમરાવ તરીકે રાખ્યો, અને માળવામાં આવેલી હાલર પ્રાંતની જાગીર આપી એનો દરજ્જો વધાર્યો.

ચંદ્રસિંહ ચિતોડ છોડી ગયાના સમાચાર જ્યારે રાઠોડોને પહોંચ્યા કે તરત જ જોધો તેમજ તેનો પિતા રાવ રણમલ મંડોરનો રાજ્યકારભાર ચાંપાને સોંપી ચિતોડ પહોંચી ગયા. ચિતોડમાં આવી સઘળો રાજ્યકારભાર જોધાએ હાથમાં લીધો. રાજ્યકારભારમાં તે પાવરધો હતો; આથી તેણે જોત જોતામાં આખું ચિતોડ મારવાડની મઉથી ભરી કાઢ્યું. કેટલાક રાજ્યમાં ન્હાની મ્હોટી નોકરી લેવા આવ્યા,

કેટલાક મેવાડના ફળદ્રૂપ પ્રદેશમાં ખેતી કરવા આવ્યા, કેટલાક સિપાઈગીરી કરવા આવ્યા, તેમજ કેટલાક જોધાના ખાસ આગ્રહથી રાજ્યની જવાબદાર જગ્યાઓ ઉપર આવ્યા. રાઠોડો જ આ સમયે મેવાડમાં પૂજાવા લાગ્યા. સિસોદીયાઓની સ્થિતિ બગડતી ગઈ, અને તેઓને લાગ્યું કે હવે મેવાડમાં રહેવું જોખમભરેલું છે.

રાવ રણમલને ઘણાંયે વર્ષો થયાં ચિતોડના રાજ્યસિંહાસન પર બેસવાનો મોહ હતો. આથી તે પોતાના દૌહિત્ર મોકલજીને ખોળામાં લઈ ચિતોડના રાજ્યસિંહાસન પર બેસતો. બાપ્પારાવળની ગાદીએ આમ રાઠોડો બેસવા લાગ્યા. વળી, મોકલ બાળક તેમજ અણસમજુ હોઈ ઘણીયે વખત રમતગમત માટે તેમજ એકજ જગ્યાએ બેસી રહેવાથી કંટાળી ઉઠીને બહાર ચાલ્યો જતો ત્યારે પણ મેવાડનું છત્ર, તેમજ ચંમર રાવ રણમલને માથે ધરાતું. આ જોઇ સિસોદીયાઓનો જીવ બળી જતો. પણ તેઓ બિચારા શું કરી શકે એમ હતા ?

આ બાજુ જોધાએ નિશ્ચય કર્યો કે જતે દહાડે મોકલ મ્હોટો થતાં રાજ્યકારભાર હાથમાં લેવા માંગશે માટે પહેલેથીજ ચિતોડને રાઠોડોથી ભરી દેવું અને ઠેકઠેકાણે પોતાનાં જ માણસો મુકી દેવાં, એમ વિચારી ધીમે ધીમે આખું ચિતોડ તેણે રાઠોડોથી ભરી કાઢયું, અને પ્રસંગ આવે મોકલનો પણ ઘાણ કાઢી ચિતોડના ધણી થઇ પડવું એમ ધાર્યું. આવો નિશ્ચય કરી તે પોતાની ઇચ્છાનુસાર રાજ્ય કરવા લાગ્યો. રાજ્યલોભ શું ન કરે ? ખરૂં જ કહ્યું છે કે,

मातरं पितरं चैव भ्रातरं वा सुहृत्तमम् ।
लोभाविष्टो नरोहन्ति स्वामिनं वा सहोदरम् ॥

લોભ શું ન કરે ? લોભથી ઘેરાયેલો માણુસ માતાને, પિતાને, ભાઇને, મિત્રને, સ્વામિને તથા સહોદરને પણ મારતાં અચકાતો નથી. જગતના ઇતિહાસમાં આવાં ઘણાંયે ઐતિહાસિક દૃષ્ટાંતો બનવા પામ્યાં છે. ખરેખર, લોભ અને તેમાંયે વળી રાજ્યલોભ એ એવી અજબ મોહિની છે કે એમાં માણુસ સ્વાર્થ સિવાય અન્ય કાંઈ જોઈ

શકતો જ નથી ! ત્યારે મોકલ તો માત્ર ભાણેજ હતો, એટલે જોધાએ ગમે તે પ્રકારે ચિતોડના રાજસિંહાસન પર તખ્તનશીન થવા મોકલનો અંત આણવાનો નિશ્ચય કર્યો.

મેવાડનું છત્ર રાઠોડને શિર ધરાય એ જોઇ સિસોદીયાઓનું લોહી ઉકળી આવતું. આ તેમને શિર કાપવા બરોબર લાગતું હતું. પણ તેઓ નિરૂપાય હતા. પરંતુ જ્યારે આ દૃશ્ય મોકલની ધાવ જે શુદ્ધ સિસોદીયા વંશની હતી અને જેનામાં શુદ્ધ ક્ષત્રિયાણીનું રક્ત વહી રહ્યું હતું, તેના જોવામાં આવ્યું ત્યારે તેને નખથી શિખ સુધી અગ્નિની જ્વાળા પ્રકટી ! બાપ્પારાવળની જ્વલંત કીર્તિનો અંત આવશે એમ જાણી તે લાગલી જ રાણી પાસે દોડી ગઈ અને કહેવા લાગી :

" રાણીજી ! મેવાડના રાજ્યસિંહાસને શું એક રાઠોરડો બેસશે ? બાપ્પારાવળ અને લાખારાણાની ગાદીને શું રાઠોડો કલંકિત કરશે ? તમે માનો કે ન માનો પણ મેવાડની ગાદી ભયમાં આવી પડી છે. મેવાડની જાહોજલાલીનો અસ્ત થવા આવ્યો છે ! બાપ્પારાવળની કીર્તિને લાંછન લાગવા માંડ્યું છે. મેવાડની જ્વલંત તેમજ જીવન્ત પ્રતિષ્ઠાને હાનિ પહોંચી છે. આપના પિતા તથા ભાઈ મેવાડનું રાજ્ય કબજે કરી લેવાના પ્રયત્નો કરી રહ્યા છે. સમસ્ત મેવાડમાં જ્યાં ત્યાં રાઠોડો જ નજરે પડે છે. વળી, ભાઈ મોકલ જીવતા છતાં તમારા બાપ દરરોજ ચિતોડની ગાદીએ બેસે છે. એના કરતાં વધારે શરમાવનારૂં બીજું શું હોઈ શકે ? રાણીજી ! હમણાં જ યોગ્ય સમય છે માટે ચેતો, કાંઇપણ ચાંપતા ઉપાયો લ્યો અને રાઠોડોને અહીંથી કાઢી મુકો. નહિં તો પછી ભવિષ્યમાં તમો પસ્તાશો અને ચિતોડની રાજ્યગાદી સદાને માટે ગુમાવશો ! " આમ કહી તે ધ્રુજવા લાગી.

ધાવની આ વાતથી રાજમાતાની આંખ ખુલી અને આ ભયમાંથી ઉગરવા માટે ઉપાયો શોધવા લાગી. આથી તેની દૃષ્ટિ ચંદ્રસિંહના ભાઈ રઘુદેવ જેની કેલવાડામાં જાગીર હતી અને જે ત્યાં જ રહેતો હતો તેના તરફ ગઈ. રઘુદેવ ચંદ્રસિંહના જેવો જ સાહસિક, બહાદુર

અને સદ્‌ગુણી હતો, તે પોતાના ગુણો અને પરાક્રમ વડે આખા ચિતોડના પ્રાણરૂપ થઇ પડયો હતો. આથી તે જોધાને કંટક સમાન લાગતો. જ્યારે જોધાએ ધાર્યું કે એને ફસાવવો જોઈએ ત્યારે તેણે એક યુક્તિ શોધી, અને રઘુદેવને એક સારા પ્રસંગે ચિતોડના દરબારમાં તેનો રાજ્યવંશી પોશાક લેવાને બહાને બોલાવ્યો. રઘુદેવ બહાદુર હતો, પણ તેનામાં ઉદારતા અને ભોળપણનું પ્રમાણ વિશેષ હતું. આથી તે આ કપટમાં સપડાયો, અને જ્યારે ચિતોડ આવ્યો ત્યારે જોધાએ દગો કરી તે ભર ઉંઘમાં હતો ત્યારે ત્હેના શરીરમાં કટાર ભોકી તેનો અંત આણ્યો. એના મરણથી આખા ચિતોડમાં હાહાકાર થઈ રહ્યો. સઘળા ચિતોડીઆઓ અશ્રુપાત કરવા લાગ્યા, અને રાઠોડોના આ અધમ કૃત્યને ધિક્કારવા લાગ્યા. આમ રઘુદેવ જેવા શુરવીર પુરૂષની સહાય્ય જવાથી રાણી નિરાશ થઇ, અને તેની ચિન્તા તેમજ શંકા દિનપ્રતિદિન વધતી ગઇ.

એક દિવસ રાણીએ પોતાની શંકા તેના પિતા આગળ રજુ કરી ત્યારે રાવ રણમલે જવાબ આપ્યો :

" હમારા કાર્યમાં માથું મારનાર તું કોણ ? હમો શું કરીએ છીએ અને કેમ કરીએ છીએ તેનું ત્હારે શું કામ છે ? રાજ્યનીતિમાં સ્ત્રીઓ તે વળી શું શમજી શકે એમ છે ? માટે વધારે ડહાપણ તેમજ બકબકાટ કરવાનું છોડી દે, નહિં તો નિરર્થક ત્હારો તેમજ મોકલનો જાન ગુમાવી બેસીશ."

રાણીને ધાવની શંકા ખરી પડી. પોતાના બાપ તેમ જ ભાઇનો પ્રપંચ હવે તેના સમજવામાં આવ્યો. વળી, જેના ઉપર રાજ્યનો આધાર હતો તેનો પણ આમ અકાળે અંત આવ્યો. તેણીનું હૈયું ભરાઇ આવ્યું, અને હવે મોકલનો તેમજ પોતાનો જીવ કેમ બચે તેનો જ વિચાર કરવા લાગી. આમ વિચાર કરતી હતી એટલામાં તેને સુલક્ષણો ચંદ્રસિંહ સાંભર્યો. પણ એક વખત અપમાન પામેલો, તુચ્છકારી કાઢેલો, હડધૂત તેમજ દુઃખી થયેલો ચંદ્રસિંહ પોતાની આજ્ઞા સ્વીકારી કુમકે ધાશે કે

કેમ તે વિષે રાણીને ઘણી ચિંતા થઇ. છતાં પણ હિંમત ન હારતાં તેણે પશ્ચાત્તાપ કરી પોતાનાં સર્વે કાર્યોની માફી માંગી ચંદ્રસિંહને આવા કટોકટીના પ્રસંગે પોતાના ન્હાની ભાઇની વ્હારે ધાવા બોલાવ્યો. તેણે જતી વખતે જે પ્રતિજ્ઞા કરી હતી તેની પણ સાથે સાથે યાદ દેવડાવી.

ચિતોડમાં દરરોજ શા શા બનાવો બનતા હતા તે સર્વેથી ચંદ્રસિંહ પ્રથમથી જ વાકેફગાર હતો. આથી રાણીની આજ્ઞા મળતાં જ તે આનંદમાં આવી ગયો અને ચિતોડ તરફ પ્રયાણ કરવાની તૈયારી કરવા લાગ્યો, અને રાણીજીને તેના માણસોદ્વારા કહેવડાવ્યું કે:

" માતાજી ! તમ્હારી આજ્ઞા મ્હને શિરસાવંદ્ય છે. ધર્મસંકટમાં તમ્હારી વ્હારે હું નહીં આવું તો બીજું કોણ આવે એમ છે ? છતાં પણ આ કાર્ય પાર પાડવા માટે નીચે પ્રમાણે યોજના કરજો. તમો દરરોજ ભાઇ મોકલને આસપાસનાં ગામડાંમાં લોકોને ઉજાણી આપવા ચિતોડ બહાર મોકલતાં રહેજો. દરરોજ થોડાં ગામ ફરવા જાય અને છેવટે દિવાળીને દિવસે એ ગસુંદા ગામમાં ઉજાણી આપવા આવે એમ બંદોબસ્ત કરવો. ત્યાં સંધ્યાકાળે હું મ્હારાં માણસો સહિત આવી આપની સેવામાં ઉપસ્થિત થઇશ. આ પ્રમાણેની વ્યવસ્થા કરવામાં કાંઇ પણ ઢીલ કે ગફલત કરશો નહિ." વળી તેણે પોતાની સાથેના કેટલાક ચુનંદા માણસોને ચિતોડ તરફ રવાના કર્યા; અને તેમને સૂચના કરી કે:

"તમો સઘળાએ ચિતોડમાં જઈ દ્વારપાલ, સિપાઈ તેમજ અન્ય લશ્કરી ખાતામાં છુટક છુટક દાખલ થઇ જવું ! દિવાળીને દિવસે સાયંકાળે જ્યારે હમો ચિતોડના દરવાજા આગળ આવીએ કે તરત જ તમારે ચિતોડના દરવાજા ખુલ્લા કરી દેવા, અને વિશેષ જરૂર પડે તો હમારો લડાઈનો પોકાર સાંભળી તમારાં અન્ય માણસોને લઈ હમારી કુમકે ધાવું. ભાઈઓ !. દિવાળીની રાત્રિએ તમો સાવધ થઈ હથિયારબંધ તૈયાર રહેજો. જો તક જશે તો પછી સદાને માટે મેવાડની સુવર્ણભૂમિ રાઠોડોની અપવિત્ર ચાલચલગતથી તેમજ નિન્દનીય નીતિથી સદાને માટે કલંકિત થશે !

માટે આ અવસર એળે ન જાય તેની ખૂબ સંભાળ રાખશો. આપણે કાયર નથી, પણ અત્યારે રાઠોડોના પ્રમાણમાં આપણું સૈન્યબળ ઓછું છે તેથી આ યુક્તિ અજમાવવાની ખાસ અગત્ય છે, માટે સાવધ રહેજો." આમ કહી ચંદ્રસિંહે પોતાના બસેં સરદારોમાંથી થોડાકને પાસે રાખી બાકીના બીજા બધા કે જેઓ પોતાનાં સગાં-સહોદર, ઘરબાર તેમજ કુટુંબકબીલાને ચિતોડમાં જ મુકી આવ્યા હતા તેઓને ચિતોડ તરફ વિદાય કર્યા.

આ સૈનિકોએ ચિતોડ આવી રાણીજીને સઘળી હકીકત કહી, અને ધીમે ધીમે તેઓ ચિતોડના દરેક દરવાજા ઉપર દ્વારપાળ તેમજ સૈનિક તરીકે દાખલ થયા.

આ સમાચાર સાંભળી રાણીના પ્રાણમાં પ્રાણ આવ્યા. ત્હેનો ઉત્સાહ વધ્યો, અને તે ઘણી જ સાવચેતીથી બધી તૈયારીઓ કરવા લાગી. દિવાળીના દિવસે રાણીજી મોકલને લઈ ગસુંદા પહોંચી, અને ચંદ્રસિંહની રાહ જોતી બેઠી.

આ બાજુ ચંદ્રસિંહે ઠરાવેલે વખતે ગસુંદા પહોંચવાને બનતી તૈયારીઓ કરી હતી. માંડુના રાજા પાસેથી બને તેટલાં માણસો મેળવી તે ગસુંદે આવવા નીકળ્યો. પણ રસ્તો ધાર્યા કરતાં વધુ લાંબો હોવાથી ત્યાં પહોંચતાં તેને વાર લાગી. આથી રાણી ગભરાવા લાગી, અને અંતે નિરાશ થઈ ગઈ. તેણે ધાર્યું કે ચંદ્રસિંહ હવે આવે એમ લાગતું નથી. રાત ઘણી વીતિ ગઈ એટલે ખિન્ન હૃદયે, નિરાશ તેમજ હતાશ થઈને રાણી, મોકલ તેમજ પુરોહિત સાથે ચિતોડ તરફ વળ્યાં. પણ ચિતોડના દરવાજાની પાસે તેઓ પહોંચે છે એટલામાં જ તેઓને ઘોડા દોડાવતા આવતા કેટલાક સ્વારો જણાયા. તરત જ રાણીએ ચંદ્રસિંહને ઓળખી કાઢયો, અને હર્ષથી પુત્રને એક આલિંગન આપ્યું. સઘળાં માણસો રાજી થયાં. વળી દરવાજા તો ખુલ્લા મુકેલા જ હતા એટલે તેઓ એકદમ અંદર દાખલ થયા, અને ધીમે ધીમે કિલ્લાના આંતર-ભાગમાં આવી પહોંચ્યા.

આ દૃશ્ય જોઈ કેટલાક રાઠોડોએ ચંદ્રસિંહને પ્રશ્ન કર્યો કે "તમે કોણ છો ?"

આનો ઉત્તર ચંદ્રસિંહે તરત જ વાળ્યો :

"હું ગસુંદાનો ગરાસીઓ છું, અને આજ ગસુંદામાં રાણી-સાહેબને ઉજાણી કરાવતાં વાર લાગી તેથી રાત્રિ પડતાં હું તેમને વળાવવા આવ્યો છું."

ચંદ્રસિંહ કાબેલ પુરૂષ હતો. તેણે પોતાનો વેષ બદલ્યો હતો, તેથી રાઠોડોમાંનો કોઇ પણ એને ઓળખી શકયો નહિં. પણ જ્યારે એની પાછળ એક મહાન્ ફોજ આવી પહોંચી ત્યારે સઘળો ભેદ આપોઆપ જ ખુલ્લો થઇ ગયો.

આથી રાઠોડો અને સિસોદીયાઓ વચ્ચે ન્હાનુંશુ યુદ્ધ જામ્યું. તલવારો ચમકવા લાગી; માથાં ઉડવા લાગ્યાં; અનેક ધરાશાયી થયા.

ચંદ્રસિંહ પાછો આવ્યો છે એમ જાણી સર્વે સિસોદીયાઓ તેમજ ચિતોડીઆઓ હથિયાર લઈ મેદાને પડયા. ઘેરઘેર, શેરીએ શેરીએ અને ચકલે ચકલે જ્યાં મળે ત્યાંથી રાઠોડોને વીણી વીણીને જમીનદોસ્ત કરવા લાગ્યા.

સિસોદીયા વંશની સ્ત્રીઓ પણ જાળીએથી, બારીએથી અને મહેલની અટારીએથી ઇંટ, પત્થર અને નળીઆં જે મળે તે રાઠોડો ઉપર ફેંકવા લાગી, અને ચંદ્રસિંહના અનુયાયીઓ ઘણા જુસ્સાથી આગળ ધસી રાઠોડો ઉપર વાઘની માફક તુટી પડયા. રાઠોડોની સ્થિતિ દયાજનક થઇ ગઇ. ઘણા કપાઇ મુઆ, અને જેઓ ન્હાસી છુટયા તેઓને દ્વારપાળોએ પકડી ઠાર કર્યાં, છતાં પણ ચંદ્રસિંહ આવ્યો એમ જાણી જોધો લડાઈ શરૂ થઈ તે પહેલાં જ કેટલાક રાઠોડોને લઈ ચિતોડના પાછલા દરવાજેથી ન્હાસી છુટયો હતો.

જ્યારે આ બાજુ આમ કતલ ચાલી રહી હતી, ત્યારે ચિતોડના રાજમહેલમાં એક વિચિત્ર બનાવ બની રહ્યો હતો. રાવ રણમલ મહેલની એક ખુબસુરત દાસી સાથે પ્રેમમાં પડયો હતો, અને આ સમયે મદિરાના નિશામાં મત્ત થઈ દાસીને ગળે હાથ નાંખી તે બેભાન અવસ્થામાં પડયો હતો. બહાર શું થાય છે તેનું તેને લગાર પણ ભાન નહતું. જ્યારે દાસીને માલુમ પડયું કે ચંદ્રસિંહ મહારાજા ચિતોડગઢમાં દાખલ થઇ રાઠોડોની કતલ કરી રહ્યા છે ત્યારે તરત જ તેણીએ પર્યંકમાંથી ઉઠી પોતાનું વસ્ત્ર સમારી પાસે પડેલી મારવાડી પાઘડી હાથમાં લઈ રાવ રણમલને પલંગમાં જ સુતેલો રાખી પાઘડીથી સખત બાંધી લીધો અને ત્યાંથી ગુપચુપ ચાલી ગઈ.

સૈન્યનો ખળભળાટ સંભળાયો એટલે રણમલ જાગૃત થયો, અને પોતાની આવી સ્થિતિ જોઇ તેને દાસી ઉપર ઘણો ક્રોધ આવ્યો. તે ઘરડો હતો છતાં પણ વીર હતો. જોરથી એક છલંગ મારી જુસ્સાથી એવો આંચકો માર્યો કે પાઘડીના ટુકડે ટુકડા કરી નાંખ્યા. તે ઉભો થઈ યુદ્ધ કરવા લાગ્યો, અને ઘણાયે ચિતોડીઓને ઘાયલ કર્યા.

પણ એટલામાં જ એક ગોળી એને માથામાં વાગી. તે ભૂમિ ઉપર પડયો અને ત્યાં જ મૃત્યુ પામ્યો.

જોધો ન્હાસી ગયાના સમાચાર ચંદ્રસિંહને મળ્યા કે તરત તેણે જોધાની પુંઠ પકડી. પણ ચંદ્રસિંહના ભયથી જોધો મંડોર ન જતાં મારવાડના રણ તરફ ન્હાસી છુટયો. આથી ચંદ્રસિંહે ઘણી સહેલાઇથી મંડોર જીતી લીધું, અને પોતાનું રાઠોડો ઉપરનું વેર લેવા મંડોરને બાર વર્ષ સુધી પોતાના કબજામાં રાખ્યું.

આમ આ વીર તેમજ આત્મત્યાગી પુરૂષે ચતોડની રાજ્યગાદીને નિર્ભય કરી, પોતાના ભાઇ મોકલને ગાદી ઉપર ધામધૂમથી બેસાડી, પોતે પહેલાંની માફક સરદાર તરીકે જ રહી ચિતોડનું રક્ષણ કરવા લાગ્યો.

ધન્ય છે આવા આત્મત્યાગી પુરૂષોને ! ધન્ય છે એમની પ્રતિજ્ઞા-પાલન તેમજ પ્રજાવત્સલતાને ! ધન્ય છે એમની રાજ્યનિષ્ઠા અને કર્તવ્યપરાયણતાને ! ધન્ય છે આવા નરશાર્દૂલને કે જેણે મશ્કરીમાં ઉચ્ચારેલા પિતાના વચનથી લગ્ન ન કર્યાં, તેમજ જેણે પોતાના કુળની મર્યાદાનું રક્ષણ કરવા રાજ્યગાદી ત્યજી, તેમજ જેને આખરે સાવકી માતાના અપમાનસૂચક શબ્દોથી ભગ્ન હૃદયે ચિતોડ ત્યજવું પડ્યું હતું. આમ છતાં પણ જેણે મનમાં જરા પણ દ્વેષ, ઇર્ષ્યા, તેમજ અભિમાનને સ્થાન ન આપતાં પોતાની માતાની વિનતીને માન આપી ચિતોડને રાઠોડોના ત્રાસમાંથી ઉગારી ચિતોડની તેમજ તેના ભાઇની સહિસલામતી સ્થાપી ! આવા પુરુષો આજે સંસારમાં કેટલા છે ? જ્યાં સુધી હિંદમાં આવાં બલિદાનો અપાશે નહિ ત્યાં સુધી આ ગુલામી હિંદનો સિતારો સિકંદર થશે કે કેમ તે એક ગંભીર પ્રશ્ન છે. સદ્‌ભાગ્યે આવાં શ્રેષ્ઠ બલિદાનો આપવાની વૃત્તિ હવે જાગૃત થઈ છે.

# ત્યાગમૂર્તિ પન્ના.

મેવાડના પ્રસિદ્ધ મહારાણાઓમાંના રાણા સંગ્રામસિંગ પણ એક છે. રાણા સંગ્રામસિંગ મેવાડની કીર્તિના શિખર ઉપર કળશ રૂપે હતા. એના સમયમાં મેવાડની જાહોજલાલી સંપૂર્ણ રીતે ખીલી હતી. એના મૃત્યુ પછીજ મેવાડની જાહોજલાલીનો સૂર્ય આથમવા લાગ્યો. અલબત્ત, એના પછી સમરવિજયી મહારાણા પ્રતાપસિંહ, રાણા અમરસિંહ, રાણા રાજસિંહ, આદિ મહાપ્રતાપી રાણાઓ થયા હતા. તેઓએ મેવાડની સ્વતંત્રતા કાયમ રાખવા માટે ભગીરથ પ્રયત્નો કરી મેવાડની પ્રતિષ્ઠાને હાનિ પહોંચવા દીધી ન હતી છતાં પણ આ જ્યોતિર્ધરોથી કાંઇ પણ સ્થાયી કાર્ય થયું નહિ.

રાણા સંગ્રામસિંગે દિલ્હીના મોગલસમ્રાટ્ શહેનશાહ બાબર સામે આર્ય પ્રજાને વિદેશીય પ્રજાના પંજાસાંથી મુક્ત કરવા, આખા ભારતવર્ષમાં હિન્દુ રાજ્ય સ્થાપવા, એક મહાન્ યુદ્ધ ફતેહપુર સિક્રિમાં કર્યું. પણ એ એના તેમજ સમસ્ત આર્યાવર્તના દુર્ભાગ્યે તુંવારરાજા સંગના લશ્કરની હરોલમાં હતો તે કટોકટીના સમયે ફુટયો અને બાબરને જઈ મળ્યો; આથી રાણા સંગને જીત મેળવવાની સંપૂર્ણ આશા છતાં પણ પાછા ફરવાની જરૂર પડી. આ સંગ્રામમાં એ સખત ઘાયલ થયો. એના સારામાં સારા સરદારો ખપી ગયા, અને આખરે નિરૂપાય થઇ સંગ મેવાડના ડુંગરો તરફ ન્હાસી ગયો. તેણે હવે પ્રતિજ્ઞા લીધી કે જીત મેળવ્યા સિવાય ચિતોડમાં પગ મુકવો નહિ. આ પ્રતિજ્ઞા પાળવાનું એની પાસે સામર્થ્ય હતું, પણ એના પરાજયનું વર્ષ

એજ એના મૃત્યુનું વર્ષ હતું. અને તરત જ એ મેવાડની હદ ઉપર આવેલા બસ્રવામાં મરણ પામ્યો.

સ્વદેશપ્રેમ અને સ્વાભિમાનથી છલાછલ ભરેલી રાણા સંગની પ્રતિજ્ઞા તેના અકાળ મૃત્યુથી પરિપૂર્ણ થઇ નહિ. તેના મૃત્યુથી રાજપુતોની આશા નષ્ટ થઇ. મેવાડની જાહોજલાલીની અધોગતિનો પાયો તેજ દિવસથી નખાયો. હિંદમાં હિંદુ સામ્રાજ્ય સ્થાપવાનાં સ્વપ્નો ઉડી ગયાં. હિંદુ સંગઠનની વાત કોરે મુકાઇ અને તેને સ્થાને હિંદના પાટનગરમાં મોગલોનું રાજ્ય થયું. આ મોગલોમાં એક પછી એક એવા રાજાઓ થયા કે જેમની કુનેહ, રાજ્યકાર્યકુશળતા તેમજ વિસ્તીર્ણ રાજ્ય સ્હામે હિંદુઓને લડવું ભારે થઇ પડયું. તેમની પ્રતિષ્ઠાને ધોકો પહોંચ્યો. હિંદુઓમાંના કેટલાક વટલી ગયા અને કેટલાકે મુસલમાનો સાથે સગપણનો સંબંધ બાંધ્યો. કેટલાકે પોતાની બેન દીકરી મોગલોને આપી. આવું અનેક રીતે બન્યું તેમાં એકલું ચિતોડ જ ઉંચું માથું રાખી શકયું. સર્વે રાજ્યોમાં ચિતોડ જ પોતાની પ્રતિષ્ઠા જાળવી શક્યું !

રાણા સંગ્રામસિંહે જીવનપર્યન્ત ક્ષત્રીયધર્મનું પાલન કરી પ્રતિષ્ઠા મેળવી હતી. તેમણે જુદે જુદે સ્થળે મુસલમાનો સ્હામે યુદ્ધ કરીને વિજય મેળવ્યો હતો. યુદ્ધમાં તેમની એક આંખ, એક હાથ અને એક પગ નાશ પામ્યાં હતાં. તેમના શરીર ઉપર શસ્ત્રના એંશી ઘા પડયા હતા. આમ સંગ્રામસિંહના મૃત્યુથી હિંદની શ્રેષ્ઠ આર્યજાતિ સદાને માટે વિદેશીય ધુસરી નીચે આવી દીનહીન બની ગઇ અને પરિણામે સમસ્ત ભારતવર્ષને જે નુકશાન થયું તે યુગો થયા છતાં હજુ સુધર્યું નથી.

રાણા સંગના મૃત્યુ પછી એનો જ્યેષ્ઠ પુત્ર રત્નસિંહ ગાદીએ આવ્યો. એ એના બાપના જેવો જ બહાદુર હતો. એણે ચિતોડગઢના દરવાજા બંધ કરવાની મના કરી હતી; અને રણક્ષેત્રને જ પોતાની

રાજધાની કરવાનો નિશ્ચય કર્યો હતો. પણ દુર્ભાગ્યે એ ફક્ત પાંચ જ વર્ષમાં મરણ પામ્યો. જો એ વધુ જીવ્યો હોત તો એણે એના બાપની પ્રતિજ્ઞાનું પાલન કર્યું હોત, તેમજ પોતાના ધર્મ તથા જાતિના માણસોને યવનો સ્હામે લડવાને એકત્રિત કરી શક્યો હોત, અને હિંદમાં કદાચ નામના પણ મેળવત !

રાણા રત્નસિંહના મૃત્યુ પછી એનો ભાઇ વિક્રમજીત ગાદીએ આવ્યો. વિક્રમજીત ક્રૂર અને અત્યાચારી હતો. રાજ્યગાદીએ આવતાંજ તેણે પોતાના સરદારોને અપમાન આપવાનું ચાલુ રાખ્યું. સરદારોની પ્રતિષ્ઠા તેમજ માનમરતબો જાળવવાનું કોરે મુક્યું. એના આવા વર્તનથી સઘળા ઉમરાવો તેની સામે થયા, અને તેને પદભ્રષ્ટ કર્યો.

હિન્દુઓમાં રાજા પૂજ્ય દેવતા સમાન ગણાય છે. જો તે બાળક હોય તોપણ રાજભક્ત હિન્દુઓ તેને સાલથી નમે છે. હિન્દુ ધર્મશાસ્ત્રનું આવું ફરમાન છે. હિન્દુઓ આ રાજભકિતને ધર્મ ગણે છે. પરંતુ રાજભક્તિની પણ હદ હોય છે. જ્યારે રાજા ક્રૂર, ધાતકી, અત્યાચારી તેમજ વ્યભિચારી હોય, જ્યારે તે અન્યાયી તેમજ દુરાચારી હોય, જ્યારે તેનાં કૃત્યથી રાજ્યને ફાયદો થવાને બદલે હાનિ થતી હોય, જ્યારે તે પ્રજાનું પુત્રની પેઠે પાલન કરતો ન હોય તથા પોતાનું તેમજ પ્રજાનું હિતાહિત સમજતો ન હોય, ત્યારે આ નિયમને વળગી રહેવું ન જોઈએ. અર્થાત્ પ્રજાએ આવા રાજાને નમન કરવાને બદલે પદભ્રષ્ટ કરવો જોઇએ. હિન્દના ઇતિહાસમાં આવા ગેરવર્તનથી પદભ્રષ્ટ થયેલા રાજાઓનાં ઘણાંએ દૃષ્ટાંતો છે.

મેવાડની પ્રજાએ પણ તેમજ કર્યું. વિક્રમજીતને પદભ્રષ્ટ કરી તેની જગ્યાએ સંગ્રામસિંગના બંધુ પૃથ્વીરાજની રખાત શીતલા નામની એક દાસીને પેટે જન્મેલા પુત્ર વનવીર કે જે રાણા સંગનો વિશ્વાસપાત્ર હતો તેને મેવાડની ગાદીએ બેસાડયો.

રાજ્યલોભ એ એક અદ્‌ભુત મોહિની છે. રાજ્યનો લોભ કોને નહિં લલચાવે ? રાજ્યગાદીએ આવતાની સાથે જ આ દુષ્ટ વનવીરે સંગ્રામસિંહના વંશનો નાશ કરી પોતે જ ચિતોડની રાજ્યગાદી પચાવી પાડવાનો નિશ્ચય કર્યો. આ રાજ્યલોભને પરિણામે તેણે નિષ્કંટક રાજ્ય કરવાનો વિચાર કર્યો. આ સમયે રાજ્યમાં એની સ્હામે રાજ-ગાદીનો દાવો કરી શકે એવો સંગ્રામસિંહનો છ વર્ષનો એક ન્હાનો પુત્ર જીવતો હતો. એનું નામ ઉદયસિંહ હતું. આ ઉદયસિંહને વિક્રમ-જીતના સમયમાંજ બુંદીથી ચિતોડમાં આણ્યો હતો. વનવીરે વિક્રમ-જીતનું ખુન કર્યું અને ત્યારપછી તરત જ ઉદયસિંહનું ખુન કરવાનો નિશ્ચય કરી જ્યાં ઉદયસિંહ સુતો હતો ત્યાં ગયો.

ઉદયસિંહની ધાવનું નામ પન્ના હતું. તે ખીચી નામના રાજપૂત જાતિની સ્વામિભક્ત ક્ષત્રાણી હતી.

એક દિવસ ઉદયસિંહ સુઇ ગયો હતો, અને પન્ના એની પાસે જ પલંગપર બેઠી હતી. આ સમયે એક નોકર જ્યાં રાજકુમાર સુતો હતો ત્યાં આવ્યો અને તેણે પન્નાને કહ્યું :

" બાઇજી ! ખરૂં કહું છું કે આપના ઉદયસિંહનો જાન જોખમ-માં છે. દુષ્ટ વનવીરે તેના ભાઇ વિક્રમજીતનો ઘણી ઘાતકી રીતે વધ કીધો છે, અને હવે તે રાજકુમાર ઉદયસિંહનો પણ વધ કરવા આ તરફ આવે છે."

નોકરના આ શબ્દો સાંભળી પન્નાનું હૃદય ભયથી કંપવા લાગ્યું. તેને લાગ્યું કે જે વનવીરે વિક્રમજીતનો વધ કર્યો તેને બાળક ઉદયસિંહ-નો વધ કરતાં કેટલી વાર ! કોઇપણ રીતે તે ઉદયસિંહને જીવતો નહિં જ રહેવા દે. હવે ઉદયસિંહને બચાવવાની મ્હારે કાંઇ પણ યુક્તિ શોધી કાઢવી જોઇએ. આમ વિચાર કરી પન્નાએ એક કરંડીઓ લઇ તેમાં બાળક ઉદયસિંહને સુવાડી, તે ઉપર પાતરાં વગેરે ઢાંકી તે કરંડીઓ વારીને આપ્યો અને કહ્યું, " જેમ બને તેમ જલદી આ લઇને

તું ચિતોડના કિલ્લાની બહાર ચાલ્યો જા. જ્યાં સુધી હું આવું નહિ ત્યાં સુધી કિલ્લા બહાર ત્હારે ઉભા રહેવું."

આ સાંભળી વારીએ કહ્યું: "બાઇ, તમો કહો છો તે બરાબર છે. પણ વનવીર હમણાજ અહિં દોડતો આવે છે. જો રાજકુમાર એના હાથમાં આવશે નહિં તો એ તમારૂં ખુન કરશે. રાજકુમારની શોધ માટે માણસો મોકલશે; આખા અંતઃપુરની જડતી લેશે; રાણીઓને નિરર્થક ત્રાસ આપશે; મ્હને અને કુમારને કેદ કરશે; અને આવી સ્થિતિમાં કુમારના પ્રાણ બચાવવા મુશ્કેલ થઇ પડશે."

વારીના આ શબ્દો સાંભળી પન્નાની મુખમુદ્રા ઉપર જરા પણ શોક કે સંતાપની છાયા જણાઈ નહિં. તે જરા પણ નાહિંમત દેખાઈ નહિં. તરત જ વિરાંગનાને છાજે તેવી રીતે જુસ્સાદાર શબ્દોમાં વારીને તેણે કહ્યું:

"એ વિષે ત્હારે જરાએ ચિંતા ન કરવી. હું હમણાંજ આ રાજપુત્રની જગાએ મ્હારા છ વર્ષના બાળકને સુવાડું છું! શું મેવાડની જાજ્વલ્યમાન, દેદીપ્યમાન તેમજ સૂર્યવંશી ગાદીના ઉત્તરાધિકારીને હું એક હત્યારા અને દાસીપુત્રના હાથે મરવા દઇશ? શું ચિતોડીઓના પ્રાણથી પણ અધિક એવા રાણા સંગ્રામસિંહના એકના એક પુત્રને, આખા મેવાડના પ્રેરણાના સ્થાનને–ચિતોડના ભાવિ રાજાને–હું અકાળમોતે મરવા દઇશ? કદાપિ નહિં. સૂર્યવંશી કુળના મહારાજા રામચંદ્રના સમયથી અત્યાર સુધીનો મેવાડનો જ્વલંત, જીવન્ત તેમજ દેદીપ્યમાન ભૂતકાળ મ્હારાં ચક્ષુ સમક્ષ ખડો થાય છે. જયારે જયારે રામચંદ્રજીનો રાજ્યત્યાગ, ભરતની ભ્રાતૃભાવના, બાપ્પારાવળની વિજયકહાણીયો, સમરસિંહનો આત્મત્યાગ, વીર ચંદ્રસિંહની ભીષ્મ પ્રતિજ્ઞા અને તેનું પાલન, રાણા હાથમલની ક્ષમાશીલતા, રાણા કુંભાનું શૌર્ય, અને અનેક જખમોથી ઘવાયેલો તેમજ હાથ, પગ અને નેત્ર ગુમાવેલ છતાં પણ રાણા સંગ્રામસિંગે દાખવેલું શૌર્ય–વગેરે આ જ્વલંત નામાવલિનો હું

જ્યારે વિચાર કરૂં છું ત્યારે તેની સમક્ષ મ્હારો આ આત્મત્યાગ, મ્હારા પુત્રનું બલિદાન—કાંઇ પણ લેખામાં નથી લાગતું. આ સૂર્યવંશી કુળના અનેક મહિમાભર્યાં તેમજ અતિ બલિદાનથી ઝળહળતાં બલિદાનો મ્હને સાંભરે છે. તો શું હું એ જ્વલંત પરંપરાઓને નષ્ટ થવા દઇશ? શું હું મેવાડની ગાદીનો અંત આવે તેવું થવા દઇશ? શું હું મેવાડની પૂર્વકાળની જાહોજલાલીનો, ગૌરવનો, પ્રતિષ્ઠાનો અને મેવાડની અદ્ભુત શક્તિનો આમ ધ્વંસ થવા દઇશ? મૃત્યુ પછી મનુષ્યને આ સંસારમાં કેવળ પોતાનાં કૃત્યો પ્રમાણે બે સામ્રાજ્યમાંથી એકનો જ અધિકાર હોય છે. આ બેમાં એક સ્વાર્થનું અને બીજું ત્યાગનું. એકનું સ્થાન નરક છે, જ્યારે બીજાનું સ્થાન સ્વર્ગ છે. એકનો અધિપતિ પિશાચ છે, જ્યારે બીજાનો અધિપતિ સાક્ષાત્ પરમાત્મા છે. જો મ્હારા પુત્રના ભોગથી તેમજ મ્હારા પોતાના બલિદાનથી પણ મેવાડનો ભવિષ્યનો રાજા, રાણા સંગના વંશનો આધાર અને બાપ્પારાવળની કીર્તિનો વધારનાર બચવા પામે તો બસ છે. હું શામાટે આ બીજું સ્થાન કે જ્યાં મહાત્મા બુદ્ધ આદિ ત્યાગી પુરૂષોએ પ્રયાણ કર્યું છે ત્યાં ન જાઉં? આ ત્યાગથી જે રાજ્ય મેળવે તે રાજ્યની રાજનીતિ આત્મત્યાગ, ભૂતદયા અને અનુકંપા છે. આત્મબલિદાન એ એનો મુખ્ય સિદ્ધાંત છે. આથી ગમે તે ભોગે પણ જો હું આ કાર્યમાં સફળ થઇશ તો હું મ્હને, મ્હારા પુત્રના બલિદાનને, તેમજ સમસ્ત મેવાડને ધન્યભાગી ગણીશ." આમ બોલતાં બોલતાં તે ઘણા આવેશમાં આવી ગઈ; અને ધીમેથી આ સ્વામિભક્ત, કર્તવ્યપરાયણ અને આત્મત્યાગી પન્નાએ પોતાના છ વર્ષના બાળક પુત્રને રાજકુમારની શય્યા ઉપર સુવાડયો.

આશ્ચર્યચકિત થઇ વારી પુનઃ બોલ્યો: "પન્ના! તું આ શું કરી રહી છે?"

પન્નાએ ઘણીજ ગંભીરતાથી ઉત્તર આપ્યો: "હું મ્હારો ધર્મ બજાવું છું, તું પણ ત્હારો ધર્મ બજાવ. આ કરંડીઓ લઇ સત્વર

કિલ્લા બહાર નીકળી જા, અને મ્હારા આવતા સુધી બહાર ઉભો રહે.” આ ઉત્તર સાંભળતાં જ નોકર મહેલ છોડી કિલ્લા બહાર ચાલ્યો ગયો.

નોકરને ગયાને થોડો જ સમય વીત્યો નહિં હશે એટલામાં આ કુલાંગાર વનવીર રાજ્યમહેલમાં દાખલ થયો, અને શયનમંદિરમાં જ્યાં કુમાર ઉદયસિંહ સુતો હતો ત્યાં આવી પહોંચ્યો. શયનમંદિરમાં પ્રવેશતાં જ તેણે પન્નાને પ્રશ્ન કર્યો :

“પન્ના ! રાજકુમાર ઉદયસિંહ ક્યાં છે? એને ઘણા દિવસથી મ્હેં જોયો નથી, માટે એની કુશળતાના સમાચાર જાણવા તેમજ એને જોવા હું અહિં આવ્યો છું. રાજકુમાર સહિસલામત તો છે ને?”

વનવીરના આ શબ્દો સાંભળી આ શુદ્ધ ક્ષત્રાણી પણ એકવાર સ્તબ્ધ થઇ ગઇ. તેનો કંઠ સુકાઇ ગયો. તેને આખે શરીરે પરસેવો થયો, કપાળે કરચલિયો વળી, આંખો લાલચોળ થઇ ગઇ, અને ઘણાયે પ્રયત્નો કર્યા છતાં પણ તેના મુખમાંથી એક શબ્દ પણ ન નીકળ્યો. આખરે નિરૂપાયે ધ્રૂજતાં ધ્રૂજતાં હસ્તથી સંકેત કરી જ્યાં પોતાનો પુત્ર સુતો હતો તે પર્યંક તેણે વનવીરને બતલાવ્યો. આ સૂચનાથી તેમજ હસ્ત નિર્દેશથી આ મેવાડના કુલાંગારે પન્નાના સુતેલા ૭ વર્ષના નિર્દોષ પુત્રના પેટમાં કટાર ઘોંચી દીધી. પુત્ર તે જ ક્ષણે મરણ પામ્યો, અને વનવીર શયનમંદિર છોડી હર્ષના આવેશમાં બહાર નીકળી ગયો.

જ્યારે ઉદયસિંહના મૃત્યુના સમાચાર અંતઃપુરમાં પહોંચ્યા ત્યારે આખા દરબારમાં, રાજ્યમાં તેમજ અંતઃપુરમાં રડારોળ, હાહાકાર, તેમજ ભારે કોલાહલ મચી રહ્યો. રાણીઓ શોકસાગરમાં ડુબી ગઇ. તેઓને પોતાના અસ્તિત્વ વિષે પણ ભીતિ ઉત્પન્ન થઇ, અને હવે શું કરવું તેજ વિચારે તેઓને વિહ્વલ બનાવ્યાં.

આ તરફ પન્ના તો ચુપચાપ પોતાના મરણ પામેલા પુત્રને ત્યાંને ત્યાં જ રાખી, મૃત્યુસંસ્કાર પણ કર્યા વિના, ગુપ્ત રીતે મહેલ ત્યજી ચિતોડના કિલ્લા બહાર નીકળી ગઇ અને જ્યાં નોકર ઉભો હતો તેને જઈ મળી.

તરતજ ઉતાવળેપગે પન્ના પોતાના બાળક રાજાને લઇ દેવલાના રાજા સિંહરાવ પાસે ગઇ. પણ તે વનવીરનો સ્વભાવ જાણતો હોવાથી તેણે રાજકુમારને આશ્રય આપવાની સાફ ના પાડી.

આથી નિરાશ ન થતાં પન્નાએ આગળ ને આગળ ચાલવા માંડયું. ત્યાંથી એ ડુંગરપુર આવી, અને ડુંગરપુરના રાવળ એશકર્ણને આશ્રય આપવા માટે વિનંતી કરી. એશકર્ણની ઇચ્છા આશ્રય આપવાની થઈ, પણ વનવીરનો પ્રતાપ તેમજ નિષ્ઠુરતા સાંભરી આવતાં તેણે પણ ના પાડી. આમ બન્ને રાજ્યોમાં આશ્રય ન મળ્યો છતાં પણ આ વીરાંગના નિરાશ તેમજ હતાશ ન થઈ.

તરતજ તેણે ડુંગરપુર ત્યજયું અને ભીલોથી રક્ષિત એવા અરવલ્લીના માર્ગે થઇ તેણી કોમલમેર પહોંચી.

આ વખતે કોમલમેરમાં દેવરા નામની જાતિનો આશાશાહ નામનો જૈન વાણીઓ અધિકાર ભોગવતો હતો. એને આ અધિકાર રાણા સંગ્રામસિંગના વખતમાં મળ્યો હતો. પન્નાએ તરત જ એની આગળ જઇ નમસ્કાર કરી બાળક ઉદયસિંહને તેના ખોળામાં મુકી સઘળી હકિકત અથથી ઇતિ કહી, અને તેનું રક્ષણ તેમજ લાલનપાલન કરવાની વિનંતી કરી.

આ હકિકત સાંભળી આ વાણીઆના પોચા હૃદયમાં ગડભાંગ થવા માંડી. તેનાં હાંજાં ગગડી ગયાં; તેનામાં 'હા' કે 'ના' કહેવાની હિંમત ન રહી; અને હવે કેમ કરવું તેમજ આ રાજપૂતાણીને શું ઉત્તર આપવો તેના વિચારમાં તે પડી ગયો. તેણે બાળક ઉદયસિંહને પોતાના ખોળામાંથી ઉતારવાનો પ્રયત્ન કર્યો, પણ એજ સમયે તેની

મા ત્યાં બેઠી હતી. તેણે જ્યારે પોતાના પુત્રનું બાયલાપણું, નાહિંમત તેમજ ડરપોકપણું જોયું ત્યારે તેણે કહ્યું :

"બેટા ! સ્વામિભક્ત સેવકો સ્વામિનું રક્ષણ કરવામાં ભય તેમજ મરણને ગણકારતા નથી. તેઓ કદાપિ પણ પોતાના ધર્મકાર્યમાં પાછળ હઠતા નથી. તેઓ તો અનેક આપત્તિઓ સહન કરી, તેમજ પારાવાર દુઃખો વેઠીને પણ સ્વામિના પ્રાણના રક્ષણ માટે પોતાનું સર્વસ્વ ત્યાગે છે. આ શુદ્ધ ક્ષત્રાણી કે જેણે પોતાના રાજાના રક્ષણ ખાતર પોતાના પુત્રનો ભોગ આપ્યો છે, આટઆટલું રઝળી રખડી, આટઆટલાં અપમાનો સહન કરવા છતાં જરા પણ નિરાશ ન થતાં ત્હારી પાસે આવી છે, ત્યારે શું તું એનો તિરસ્કાર કરીશ ? અને વળી, આનંદની વાત એ છે કે આ પુત્ર કોઇ સામાન્ય માણસ નથી, પણ ત્હારા અન્નદાતા રાણા સંગ્રામસિંગનો પુત્ર છે, ત્હારો ભવિષ્યનો રાજા છે, ત્હારા મસ્તકનો મણિ છે, ત્હારા જીવનનો આધાર છે, સમસ્ત રાજપૂત જાતિનો ઝવાહીર છે, માટે કોઇપણ પ્રકારે ત્હારે એનું રક્ષણ કર્યે જ છુટકો ! આપોઆપ આવેલો આ શુભ અવસર જતો કરીશ નહિ. ભાઇ ! પરમાત્મા ત્હારા આ કૃત્યથી ત્હારા પર પ્રસન્ન થશે, અને તને મેવાડની રાજ્યગાદીના વંશજનું રક્ષણ કરવા માટેનો યશ મળશે !"

આશાશાહ જેવો ઢીલોપોચો વાણીઓ પણ પોતાની માતાના આ વીરતાપૂર્ણ શબ્દો સાંભળી ટટાર થયો. તેણે મુછપર હાથ નાંખ્યો અને બાળક ઉદયસિંહને હેતથી પોતાના ખોળામાં બેસાડી મસ્તક ઉપર બે ત્રણ વાર હાથ ફેરવી એક મીઠું આલિંગન આપ્યું. આ જોઇ એની માતા તેમજ વીરાંગના પન્ના રાજી રાજી થઇ ગયાં.

આશાશાહને ઉદયસિંહ સોંપ્યા પછી પન્ના કોમલમેરમાંથી ચાલી ગઈ. કારણ કે વાણીયાના પુત્રને રાજપૂત ચાવ ન હોય !

ઉદયસિંહ કોમલમેરમાં આશાશાહને ત્યાં ૭ વર્ષ સુધી રહ્યો,

અને વાણીઆનાં છોકરાં ભેગો ઉછર્યો. ૭ વર્ષ સુધી કોઇને પણ આ વાતની ખબર પડી નહિં. પણ જ્યારે ઉદયસિંહ મ્હોટો થયો ત્યારે આ વાત ધીમે ધીમે પ્રસિદ્ધિમાં આવી. અને જ્યારે સિસોદીયાઓને લાગ્યું કે રાણા સંગનો પુત્ર કોમલમેરમાં જીવે છે ત્યારે તેઓ કોમલમેરમાં એકઠા થયા; અને તરત જ તેઓનો ચંદ્ર આશાશાહ અને પન્નાએ ટાળ્યો. આ કાર્ય માટે તેઓએ પન્ના અને આશાશાહને અત્યંત ધન્યવાદ આપ્યો અને ઉદયસિંહને ચિતોડ લઇ ગયા. તેઓએ વનવીરને માનસહિત રાજ્યગાદી છોડી દેવાનું જણાવ્યું. વનવીર વસ્તુસ્થિતિ સમજી જઇ તેઓને તાબે થયો, અને તરત જ ચિતોડ છોડી દક્ષિણ હિંદુસ્થાનમાં જઇ વસ્યો.

વનવીરના ગયા પછી ચિતોડના સરદારોએ એકઠા મળી ઘણી જ ધામધૂમથી મહારાણા ઉદયસિંહનો ચિતોડની ગાદીએ બારમે વર્ષે રાજ્યાભિષેક કર્યો.

આ પ્રમાણે આ હિતકારિણી, દેવીપ્રકૃતિ તેમજ ત્યાગમૂર્તિ પન્નાગૌરીએ રાણા સંગ્રામસિંગનો વંશ ચાલુ રાખ્યો.

ધન્ય છે પન્ના ત્હારી સહનશીલતાને ! ધન્ય છે ત્હારી નીમકહલાલીને ! ધન્ય છે ત્હારી રાજ્યભક્તિ, કર્તવ્યપરાયણતા અને સ્વામિનિષ્ઠાને ! ધન્ય છે ત્હારા સ્વદેશાભિમાન અને જાત્યભિમાનને ! પન્ના ! તું ખરેખર એક પન્નુ જ હતી. તું દેવાઙ્ગના રૂપે મૃત્યુલોકમાં અવતરી હતી. ત્હેં ખરેખર ત્હારૂં નામ સાર્થક અને અમર કર્યું છે !

# ચિતોડનો ઘેરો.

એ કંડો સાહસો ખેડી, વીરાઙ્ગના પન્નાએ જે બાળકનો જીવ બચાવ્યો, તે જ્યારે રાજ્યારૂઢ થયો ત્યારે રાજાને છાજે એવો એક પણ ગુણ તેનામાં ન આવ્યો. એથી ઉલટું તેણે મેવાડના અકલંકિત રાજ્યને કલંકિત કર્યું. તેણે મેવાડની સ્વતંત્રતા નષ્ટ કરી, અને અણીને ખરે વખતે તે મેવાડને એક કાયરની પેઠે છોડીને પોતાના પ્રાણ બચાવવા અરવલ્લી તરફ ન્હાસી છુટયો. આમ કરવાથી તે મેવાડની જ્વલંત રાજપરંપરામાં કલંક રૂપ થઇ પડયો. રાણા સંગ્રામસિંહ પછી જો ઉદયસિંહને બદલે એનો પૌત્ર રાણો પ્રતાપસિંહ મેવાડની ગાદીએ આવ્યો હોત તો ચિતોડ કદાપિ પણ મુસલમાનોને હાથ ન જાત.

ચિતોડ અનેક વેળા યવનોના ક્રોધાગ્નિનો ભોગ થઈ ભસ્મિભૂત બન્યું છે. રાજપૂતોની લીલાભૂમિ-ચિતોડના રક્ષણાર્થે જેવાં વિનાશક યુદ્ધો થયાં છે, જેવી પ્રચંડ તૈયારીઓ થઇ છે, જેવા ભયંકર હત્યાકાંડો થયા છે, તેટલું જ નહિ પણ એજ પવિત્ર ભૂમિને માટે જે અપૂર્વ-મહાન્ આત્મોત્સર્ગ અપાયો છે-તેવાં યુદ્ધો, તેવી તૈયારીઓ, તેવા હત્યાકાંડો તેમજ આત્મોત્સર્ગ જગતમાં કોઈ પણ દેશ કે નગરના રક્ષણાર્થે થયાં નથી. આ વ્યાજસ્તુતિ કે અત્યુક્તિ નથી. ચિતોડમાં એક પણ ઘર એવું નથી કે જેણે 'प्राणादपि गरियसी' માતૃભૂમિને માટે એક પણ બલિદાન ન આપ્યું હોય. એવી એક પણ પર્વતની તળેટી નથી કે જે સ્વાતંત્ર્ય યજ્ઞની વેદિ ન બની હોય.

એવું એક પણ સ્થાન નથી કે જે સ્વદેશપ્રેમના રૂધિરથી અંકિત થયું ન હોય !

કહેવાય છે કે જ્યાં રાજા બાળક હોય કે રાણી રાજ્ય કરતી હોય તે મુલકમાં પારાવાર દુઃખ જાણવું; પણ જ્યાં એ બન્ને વાનાં સાથે મળ્યાં હોય ત્યાં તો દુઃખનો પાર જ નહિં. ઉદયસિંહમાં રાજાને યોગ્ય એક પણ ગુણ નહતો. વંશપરંપરાથી ચાલતી આવેલી વીરતા તેમજ સાહસિકતાની પણ તેનામાં ઉણપ હતી. આથી જ ચિતોડનું રાજ્ય એક બહાદુર પણ રખાત સ્ત્રીના હાથમાં ગયું. ઉદયસિંહ આ રખાત સ્ત્રીના હાથમાં રમકડા જેવો હતો, અને તે જેમ નચાવે તેમ જ નાચતો.

ચિતોડ એક પ્રાચીન નગરી છે. એ બનાસ નદીને કિનારે વિકટ માર્ગવાળા પહાડી ભાગોમાં આવેલી છે. એની ચારે દિશામાં પાંચ કોસના ઘેરાવાવાળો, દુર્લંઘ કોટ ચણેલો છે. આ કોટમાં જોઈતા પ્રમાણમાં અન્ન જળ ભરી રાખવામાં આવતું, તેથી ગમે તેટલા દિવસ શત્રુનો ઘેરો રહે તોપણ કિલ્લામાં રહેનાર માણસને અન્ન જળનું કષ્ટ ન પડતું. અસંખ્ય રાજપૂત સૈન્ય એ કિલ્લાનું રક્ષણ કરતું.

ચિતોડ ઉપર ઇ. સ. ૧૩૦૩ માં અલાઉદ્દીને ચડાઇ કરી તેને ભસ્મિભૂત કર્યું. ઇ. સ. ૧૫૩૩ માં ગુજરાતના બાદશાહ બહાદુરશાહે ચડાઈ કરી. આ બન્ને બાદશાહોએ ચિતોડને બાળીને ભસ્મીભૂત કર્યું. એના રક્ષણ માટે અનેક વીર પુરૂષોએ તેમજ બાળકોએ પ્રાણ આપ્યા. અનેક રાજપૂત વીરાંગનાઓએ પોતાના શીયળના રક્ષણાર્થે બળતી ચિતામાં પ્રવેશ કર્યો. બહાદુરશાહના સમયમાં હુમાયુ ચિતોડની વ્હારે ધાયો હતો અને આથી થોડે વત્તે અંશે ચિતોડની સ્વતંત્રતા જળવાઈ રહી હતી.

જે નગરીનું રક્ષણ કરી હુમાયુએ તેની સ્વતંત્રતા જાળવી હતી તે જ નગરીને ભસ્મિભૂત કરવા, તેમ જ ત્યાંની સ્ત્રીઓને જીવતી

બાળી મૂકવાં અને નિર્જીવ વસ્તુઓને તોડી પાડવા, તેના પુત્ર અકબરે ચિતોડપર ચઢાઇ કરી. રાજપૂતો ઘણી વીરતાથી સામે થઇ લડયા છતાં પણ મેવાડના દુર્ભાગ્યે તેઓ આ વખતે આ પવિત્ર સ્થળને બચાવી ન શકયા, અને ચિતોડ મુસલમાનોને હાથ ગયું.

એ બન્નેના જીવનમાં થોડી સમાનતા અને ઘણી ભિન્નતા હતી. બન્ને દુઃખમાં ઉછર્યા હતા. અકબર પહાડી પ્રદેશોમાં ફર્યો હતો. પોતાના કાકાને ત્યાં ઉછર્યો હતો. બચપણમાંથી જ અનેક દુઃખો ભોગવી–સંકટપરંપરામાંથી પસાર થઇ–દુનીયાદારીમાં પાવરધો બન્યો હતો. ઉદયસિંહ પણ પહાડોમાં જ ઉછર્યો હતો. પરંતુ એના જન્મની વાત છુપાવવામાં આવી હતી. એનો બાલ્યકાળ વાણીઆનાં છોકરાંઓ વચ્ચે પસાર થયો. બાળપણના આ અનિષ્ટ સંસર્ગથી વિપરીત પરિણામ આવ્યું. યુદ્ધકળાથી એ અજ્ઞાન રહ્યો. એણે ક્ષાત્રવટ ગુમાવ્યું. પૂર્વજોની વીરતા તેનામાં ન આવી. પરિણામ એ આવ્યું કે ભવિષ્યમાં સમ્રાટ્ અકબર સ્હામે એ ન ફાવ્યો. વીર પૂર્વજોની પવિત્ર ભૂમિ ચિતોડનો સદાને માટે તેને ત્યાગ કરવો પડયો.

દિલ્હીપતિ અકબરશાહના હૃદયમાં ઘણા દિવસો થયાં ચિતોડ સર કરવાની તીવ્ર ઇચ્છા હતી. મહારાણા ઉદયસિંહના રાજ્યકાળનો સુઅવસર પ્રાપ્ત કરી એણે તરત જ ચિતોડ ઉપર ચડાઇ કરી.

રાણો ઉદયસિંહ એમના પૂર્વજોની સાફક વીર, વિદ્વાન તેમજ રાજ્યકાર્યકુશળ નહતો. જાતે કાયર છતાં પણ જ્યારે અકબરે ચિતોડને ઘેરો ઘાલ્યો ત્યારે એને ચેતન આવ્યું. હજુ પણ મેવાડ વીરશૂન્ય થયું નહતું, પરંતુ આવશ્યક વીરતા તેમજ દઢતાને અભાવે મહારાણાનો પરાજય થયો.

ઉદયસિંહના વીર સૈનિકો મોગલદળ સ્હામે ઝઝુમ્યા. પણ જ્યાં રાજા અને સેનાપતિ જ નિરૂત્સાહી હોય–નાલાયક હોય–ત્યાં તેઓ ક્યાં સુધી ટકી શકે? રાજપૂતો પડયા, રાણા ઉદયસિંહને મોગલોએ

બેડી પહેરાવી. મેવાડના રાણાએ–શૂરવીર સંગ્રામસિંહના પુત્રે–અડગ ટેકી રાણા પ્રતાપસિંહના પિતાએ–મેવાડનું ગૌરવ વેચ્યું; વીર પૂર્વજોના ઇતિહાસને કલંકિત કર્યો.

રાણાજી કેદ પકડાયાના સમાચાર આખા ચિતોડમાં વાયુવેગે ફેલાઈ ગયા, એટલે આખા ચિતોડમાં ભારે કોલાહલ મચી રહ્યો. રાણાજીને છોડાવવાનો કોઈપણ ઉપાય ચિતોડવાસીઓને સુઝયો નહિં. ચિતોડને માથે દુઃખના ડુંગર તુટી પડયા. ચિતોડની આવી દયાજનક સ્થિતિ ભાળી ઉદયસિંહની માનીતી રખાતનો ક્રોધાગ્નિ સળગી ઉઠયો, તેણે રાજ્યના સમસ્ત પટાવતો તેમ જ સરદારોને એકઠા કર્યા, અને રણચંડીની માફક રણગર્જના કરી તે સર્વેને કહેવા લાગી :

"ઉદયસિંહ અને અકબ્બરશાહ બન્ને જ્યારે ગાદીએ બેઠા ત્યારે તેઓ લગભગ સરખી ઉમરના હતા. બન્નેને સરખી સ્થિતિમાં રાજ્યની લગામ હાથમાં આવી હતી; પણ એકનું નસીબ જોરાવર હતું જ્યારે બીજાનું નબળું હતું. એકના ગ્રહ સીધા હતા, જ્યારે બીજાના વાંકા હતા. અકબરને બેહરામખાન, રાજા ટોડરમલ, રાણા માનસિંહ અને અફઝુલખાન જેવા સાચા સલાહકારો મળ્યા હતા, જ્યારે બીજો એક રખાત સ્ત્રીના હાથમાં પુતળા જેવો થઈ રહ્યો હતો, અને તે દોરતી તેમ જ દોરાતો હતો.

"શું દેવોને પણ પ્રિય એવી વીરપ્રસવિની ચિતોડનગરીમાં આજે કોઇ વીર હયાત રહ્યો નથી ? વીરજનની મેવાડ ભૂમિનું સમસ્ત તેજ હણાઇ ગયું છે? હા ! આટઆટલા પુત્રોએ પણ ચિતોડનગરી આજે વંધ્યા થઇ ? શું ચિતોડની ક્ષત્રાણીઓએ નિર્માલ્ય સંતાનોને જ જન્મ આપ્યા છે ? શું ચિતોડના રાજપૂતો આજે સ્વાભિમાન, સ્વદેશાભિમાન, સ્વામિભકિત તેમ જ ત્યાગ એ સર્વે ભુલી ગયા છે ? શું ચિતોડ આજે નિર્વીર્ય અને નિરાધાર થયું છે ? આજે ચિતોડમાં સાહસ, વીરતા તેમજ અભિમાન રહ્યાં નથી ? જો હોય તો આમ ચિતોડવાસીઓ ચૂપચાપ થઇ પોતાના સ્વામિની તેમજ પોતાની માતૃભૂમિની

આવી દશા જોઈ બેસી ન રહે ! ” આટલું બોલતાં તો તેના નેત્ર-માંથી અગ્નિ ઝરવા લાગ્યો. તરત જ તેણે બખ્તર પહેર્યું, શસ્ત્રો સજર્યાં, તલવાર કમ્મરે લટકાવી, ઢાલ અને ભાલો હાથમાં રાખ્યો, ધનુષ્યબાણ ખાંધે ભેરવ્યાં અને ઘોડેસ્વાર થઇ રણભૂમિ તરફ પ્રયાણ કર્યું.

સ્ત્રીની શૂરવીરતાએ સામંતોને શરમાવ્યા. ત્હેની વાણીએ તેમ-નામાં ઉત્સાહ પ્રેર્યો. પુનઃ તેઓ યુદ્ધમાં ઉતર્યા અને મોગલોનો સંહાર કરવા લાગ્યા. યુદ્ધમાં આ વીરરમણીએ કેર વર્તાવ્યો. એ સિંહણની વીરતા અને સાહસે અકબરને ચકિત કર્યો.

શૂરવીર રમણીની સરદારી હેઠળ રાજપૂતો જીત્યા. અકબરને રણભૂમિ છોડવી પડી. ધન્ય વીરરમણી ! ત્હારા અલૌકિક પ્રભાવ આગળ અકબર પણ નમ્યો ! ઉદયસિંહનો છુટકો થયો, ને ચિતોડ-માં દરબાર ભરાયો. દરબારમાં આ રખાત–રાણીની પ્રશંસા થઇ. રાણીની એટલી બધી પ્રશંસા થઇ કે જેથી તે પ્રશંસા જ તેનું મૃત્યુનું કારણ થઇ પડયું. સીસોદીઆઓને એ વખાણ ન રૂચ્યાં અને યોગ્ય તક આવતાં તેને તેઓએ મારી નાંખી.

રખાત રાણીના મરણથી માંહોમાંહેના ઝઘડા વધ્યા. વેરની જ્વાળા દિવસે દિવસે વધતી ગઇ. રાજપૂતોમાં પુનઃ કલહો થવા લાગ્યા. આ સ્થિતિનો લાભ અકબરે સાધ્યો. એક સ્ત્રીના હાથથી થયેલા પરાજયને લીધે તેના હૃદયમાં અપમાનનો ડંખ સાલ્યા કરતો હતો. આનું વેર વાળવા તે તલપાપડ થઈ રહ્યો હતો. વિશાળ સેનાને લઇ તે પુનઃ ચિતોડગઢપર ચઢી આવ્યો. દસ માઇલનો તેની છાવણીનો ઘેરાવો હતો.

અકબરશાહે ચિતોડને ઘેરો ઘાલ્યો તે પહેલાં જ રાણો ઉદયસિંહ ચિતોડ છોડી ન્હાસી છુટયો. આથી દુર્ગની રક્ષા માટે કોઈ રહ્યું નહિ. ઉદયસિંહના આ કૃત્યથી રાજપૂતોની તેના પ્રત્યે ભક્તિ ઓછી થઇ હતી એ ખરૂં, પણ વ્હાલા ચિતોડ ઉપરની તેમની ભક્તિ ઓછી થઇ ન હતી. મહારાણા મનુષ્યત્વહીન થયા, પણ એમના જમણા હાથ

જેવા તેમ જ મેવાડના સ્તંભ જેવા ચંદાવત સરદારો મનુષ્યત્વહીન થયા નહોતા. તેમનામાં સહૃદયતા તેમ જ કર્તવ્યભાન હતું. અકબરશાહની ચઢાઇના સમાચાર જણાતાં જ ચિતોડનું રક્ષણ કરવા ભિન્ન ભિન્ન રાજ્યોના સ્વાતંત્ર્ય-પ્રેમી સરદારો અને સામંતો પોતપોતાની સેના લઇને ચિતોડના પવિત્ર નામને અમર રાખવા-પોતાની સ્વતંત્રતા સ્થાયી રાખવા-ચિતોડદુર્ગની રક્ષા કરવા એકઠા થયા. દુર્ગમાં સાઠ હજાર રાજપૂતો હતા. ચાર માસ સુધી અપૂર્વ વીરતાથી અકબરશાહ અને તેના મહાન્ સૈન્યની સામે યુદ્ધ કરી તેઓએ પોતાનું જાતીય ગૌરવ જાળવી રાખ્યું.

ચંદ્રસિંહના વંશજ સલુંબરના સહિદાસ આ સમયે મેવાડી સેનાના સેનાપતિ તરીકે હતા. તેમ જ બેદનુરનો રાજા જયમલ્લ અને કૈલવાડાનો અધિશ્વર ફત્તો કે જેની ઉંમર કેવળ સોળ જ વર્ષની હતી તે પણ પોતાના સૈન્ય સાથે આવી પહોંચ્યા હતા. જયમલ્લ અને ફત્તો એ બે મેવાડી સેનાના નાક હતાં. તે ઉપરાંત પરમાર અને ઝાલાપતિ આદિ સામંતો આવી પહોંચ્યા. રાજપૂતો ચિતોડ માટે પ્રાણ ત્યજવા તૈયાર હતા.

મુસલમાનોએ કિલ્લાને ઘેરો ઘાલ્યો અને ‘ અલ્લાહો અકબર ’ના રણનાદ કરતા ચિતોડના સૂર્યદ્વાર તરફ ધસ્યા. રાજપૂતોએ યોગ્ય પ્રતિકાર વાળ્યો. વીર સહિદાસે શત્રુઓ પર તીરોનો મારો ચાલુ રાખ્યો. મુસલમાનો દુર્ગમાં પ્રવેશ કરવા માટે તનતોડ પ્રયત્નો કરવા લાગ્યા. સહિદાસ દુશ્મનોની ગોળીથી વીંધાવા લાગ્યો. પણ તે નિરૂત્સાહી થયો નહિં. જ્યારે દુશ્મનોનો ગોળી પ્રવાહ અસ્ખલિત ચાલુ રહ્યો ત્યારે જ આ વીર સહિદાસ-મેવાડી સેનાનો નાયક-સૂર્યદ્વારના દરવાજા આગળ પોતાના વીર માણસો સાથે માર્યો ગયો.

સહિદાસના મૃત્યુ પછી મેવાડી સેનાનું નેતૃત્વ વીર જયમલ્લે સ્વીકાર્યું. જયમલ્લે સેનાપતિનું કાર્ય ઘણી કુશળતા તેમ જ બુદ્ધિ-

ફત્તો અને તેની નવ-પરિણિત પત્ની ઘોડાપર સવાર થયાં, અને ચિતોડદુર્ગ તરફ જવા લાગ્યાં. એની સ્ત્રીનો ઉત્સાહ જોઈ અન્ય સ્ત્રીઓ પણ તૈયાર થઈ. બખ્તર તેમ જ શસ્ત્રો સજ્યાં. વીરરસમાં મત્ત થયેલી આ વીરાઙ્ગનાઓ વીફરેલી વાઘણની માફક મુસલમાન સૈન્ય ઉપર તુટી પડી. બન્ને પક્ષના માણસો આ વીરાઙ્ગનાઓની વીરતા જોઈ અચંબો પામ્યા અને મુક્તકંઠે તેમની પ્રશંસા કરવા લાગ્યા.

પોતાની માતા, ભગિની, સ્ત્રી તેમ જ પુત્રવધૂઓને આમ સુ-કુમારતા તજી બહાદુરીથી દુશ્મનોની સ્હામે થઇ લડાઇમાં મરણ પામતી જોઈ ત્યારે રાજપૂતો મરણીઆ થયા. તેઓ ઘણા આવેશમાં આવી ગયા, અને માયા, મોહ તેમ જ મમતા તજી શત્રુઓની પ્રાણહારક ગોળીઓની જરા પણ પરવા કર્યા વિના તેઓના ઉપર તુટી પડ્યા.

ધીમે ધીમે રાજપૂતોની સંખ્યા ઘટવા લાગી, પરંતુ તેઓ નિરુત્સાહી થયા નહિં. રાજપૂતોએ મુસલમાનોની જરા પણ પરવા ન કરી, તેમ જ તેઓની અધીનતા સ્વીકારવાનો સ્વપ્નેય વિચાર સરખો ન કર્યો. કેમ કરે ? શું આમ કરી તેઓ પોતાના વીર, પવિત્ર તેમ જ ઉજ્જવળ ક્ષત્રિય વંશને કલંક લગાડે ? વીર પુરૂષો થઈ દેશના દુશ્મનોની અધીનતા સ્વીકારે ? નહિં-કદાપિ નહિં !

વીર હૃદયી રાજપૂતો આ કેમ કરી શકે ? તેઓએ યુદ્ધ ઘણા દિવસ ચાલુ રાખ્યું, અને તાબે થવાનું નામ પણ ન લીધું. પણ દિવસે દિવસે તેમની સ્થિતિ કફોડી થતી ગઇ. ચિતોડના રક્ષણનો એકે ઉપાય રહ્યો નહિં. વીર ફત્તાજી પણ પોતાની સ્ત્રી સાથે બહાદુરીથી લડી રહ્યા હતા.

વીરપ્રસવિનિ ચિતોડ આજ અનાથ તેમ જ નિરાધાર દેખાવા લાગી. મેવાડનો મુગટ માથે ધરનાર આજે કોઇ ચિતોડમાં ન હતો. ચિતોડીઆઓ જો પોતાનો રાજા, પોતાનો બહાદુરીભરેલો દાખલો આપી લડાઇમાં દોરે તો ઉન્મત્ત હસ્તિઓની માફક લડે છે.

આ વખતે રાણો તેમને માથે ન હતો, છતાં પણ તેઓ જીવની પરવા મુકીને લડવા લાગ્યા. અગાઉ ન કરેલાં એવા વીરત્વનાં અને સ્વાત્માર્પણનાં કામો કરી બતલાવ્યા છતાં પણ ચિતોડના વિજયની આશા નહિં જ જેવી રહી. જે ચિતોડ અજય્ય, તેમ જ દુર્ભેદ્ય કહેવાતું તે જ આજે નહિં બચાવી શકાય એવી સ્થિતિમાં આવી પડયું. જે ચિતોડ એક હજાર વર્ષો સુધી આખા ભારતવર્ષનાં અન્ય શહેરો કરતાં વધારે શ્રેષ્ઠતા તેમજ ગૌરવ ભોગવતું હતું તે વીરોના સ્વર્ગગમનથી વીરશૂન્ય થવા લાગ્યું.

રણાંગણમાં અસંખ્ય રાજપૂત વીરોના મૃતદેહનો ઢગલો થયો. રાજપૂતોની વીર માતા, વીર ભગિની અને વીર પત્નીઓની પણ એજ દશા થઇ. આ સમયે રાજપૂત રમણીઓએ ચિતોડના કિલ્લામાં "જૌહર વ્રત" ની તૈયારી કરી. મોગલો જો ચિતોડદુર્ગમાં પ્રવેશ કરે તો રાજપૂત રમણીઓનું શીયળ અખંડ રહી શકે નહિં, એ પણ તેમને મન નિશ્ચય જ હતું. આથી તેઓ આનંદથી પોતાનાં શીયળ અને સતીત્વનું રક્ષણ કરવા અગ્નિમાં પ્રવેશ કરવાને તૈયાર થયાં.

તરતજ એક પ્રચંડ ચિતા ભડભડી ઉઠી. તેમાં નવ રાણીઓ, પાંચ રાજકુમારીઓ અને અસંખ્ય રાજપૂત સામન્તોની સ્ત્રી તથા કન્યાઓએ હસતાં હસતાં ભુસકા મારી પ્રાણ તજ્યા.

આ દૃશ્ય જોઈ બચવા પામેલા આઠ હજાર રાજપૂત યોદ્ધાઓમાંથી કોઇને પણ પોતાના જીવનનો મોહ રહ્યો નહિં. તેઓ મરણિયા થયા, અને બસ 'માતૃભૂમિને માટે મરવું' એમ વિચાર કરી હર્ષોન્મત્ત થતા 'જય એકલિંગકી જય' પોકારવા લાગ્યા.

પણ જયારે માતૃભૂમિનો વિચાર એમને આવ્યો ત્યારે એમનાં હૃદય એકદમ કંપવા લાગ્યાં. છતાં પણ નિરુત્સાહી ન થતાં તેમણે કેસરીયાં કર્યાં. કેસરી રંગનાં વસ્ત્ર ધારણ કરી, સ્વદેશ અને સ્વધર્મને માટે આનંદ ભરેલે ચ્હેરે સમરાંગણમાં જીવનની આહુતિ આપવાનો

નિશ્ચય કરી હાથમાં નાગી તલવારો લઈ ચિતોડના દરવાજા ખુલ્લા મુકયા અને વિકરાળ સિંહોની માફક મોગલો ઉપર તુટી પડી તેઓને ઘાસની માફક કાપવા લાગ્યા.

પ્રાતઃકાળ થયો. મોગલોએ કિલ્લાનો દરવાજો તોડી અભિમાનથી કિલ્લામાં દાખલ થવાના પ્રયત્નો કર્યા; પણ વીર રાજપૂતો ધસી આવતા શત્રુઓને પોતાની છાતીરૂપી દિવાલથી રોકવા લાગ્યા. એટલું જ નહિં પણ તેઓનો ચુરો કરવા લાગ્યા. હવે મોગલોની સહનશીલતા તેમજ હિંમત તુટી. તેઓ પાછળ હઠવા લાગ્યા.

જ્યારે અકબરે જાણ્યું કે મોગલો રાજપૂતો સ્હામે ફાવતા નથી તેમ જ દુર્ગમાં પ્રવેશ થતો નથી ત્યારે તેણે દોઢસો મદોન્મત્ત હાથીઓને છોડી મુકાવ્યા. હાથીઓ છુટયા અને ઘણા માણસોને ચગદી નાંખ્યા. પણ રાજપૂતો તો જેવી રીતે મોગલો સાથે લડતા હતા તેવી જ રીતે હાથીઓ સાથે પણ લડવા લાગ્યા.

આજ સમયે ઇશ્વિરદાસ રાઠોડે મધુકર નામના હાથીના મ્હાવતને પૂછયું કે આ હાથીનું નામ શું છે? હાથીનું નામ કહેતાંની વારમાં જ ઇશ્વિરદાસે એક હાથે હાથીનો દાંત પકડયો અને બીજા હાથે કટાર મારતાં કહ્યું:

"હે ગજરાજજી! હમારા મુજરા તમ્હારા બાદશાહને જઈ કહેજો!" હાથીને મારી નાંખ્યો.

જ્યારે અકબરે જોયું કે રાજપૂતો આટલા હાથીઓથી પણ હઠે એમ નથી, ત્યારે એણે ત્રણસેં બીજા મદોન્મત્ત હાથીઓને છોડી મુકાવ્યા. રાજપૂતો લડતાં લડતાં ઓછા થયા હતા અને જીવતા હતા તે થાકી ગયા હતા ને એ ચિતોડની રક્ષાની ચિન્તામાં હતા. નવા હાથીઓએ આવી સેંકડો રાજપૂતોને છુંદી નાંખ્યા.

વીર ફત્તાજી જેની પત્ની વીરત્વને પામી હતી તે હાથીઓથી રાજપૂતોની થતી કતલ જોઇ ઘણા જ ક્રોધના આવેશમાં આવી ગયો. તેનાથી આ કતલ વધુ સહન થઈ નહિં. એણે તરત જ એક નાગી

તલવાર હાથમાં રાખી એક પ્રબળ હાથીપર એવી તો જોરથી મારી કે એના એક જ પ્રહારથી તે મરણ પામ્યો.

આ બાજુ ફત્તાજી પણ એક બાળસિંહ જેમ હાથીની ઉપર સવાર થઇ હાથીનો અંત આણે તેવા દીસતા હતા ! જાણે શકુંતલાનો સર્વદમન ! !

પણ તેનું પરાક્રમ વધુ સમય ટક્યું નહિં. તે અસંખ્ય પ્રહારથી ઘવાયો હતો, અને તેનું શરીર ચાળણી જેવું થઈ ગયું હતું. તરત જ તે ભૂમિ પર તુટી પડયો. મોગલો તેને ભૂમિપર પડતો જોઇ તેને જીવતો પકડવા દોડયા, પણ રાજપૂતોએ ફતાજીના શરીરને ચારે બાજુએથી ઘેરી લીધું. થોડી જ વારમાં ફત્તાજી આ અસાર સંસારનો ત્યાગ કરી સ્વર્ગે ગયા.

આઠ હજાર યોદ્ધાઓમાંથી એક પણ પાછો ફર્યો નહિં. એકે પણ પોતાનાં કેસરીયાં વસ્ત્રને એબ લગાડી નહિં. તેઓએ જાણી જોઇને સમુદ્રના ઉછળતા તરંગ જેવી અસંખ્ય, પ્રચંડ મોગલ સેના સ્હામે અપૂર્વ વીરતાથી યુદ્ધ કર્યું.

ચિતોડમાં દાખલ થયા પછી અકબરશાહે ચિતોડ નગરી ઉપર અત્યંત જુલમો કર્યા. અલાઉદ્દીન અને બહાદુરશાહના હાથે જે સુંદર મહેલો, દેવાલયો અને ઇમારતો બચવા પામી હતી તે સર્વેને અકબરશાહે ભાંગી તોડી છુંદી અને કચરી નાંખી ! જુનાં પુરાણાં ખંડિયેરોને જમીનદોસ્ત કર્યા !

પણ ચિતોડના સુભાગે ચિતોડના સામન્તોએ યુવરાજ પ્રતાપસિંહ જેણે આ યુદ્ધમાં નામના કરી હતી તેને પ્રથમથી જ ભવિષ્યમાં મોગલો સ્હામે વેર લેવા ઉદયપુર મોકલી આપ્યા હતા.

અકબર વીર જયમલ્લ અને વીર ફત્તાનું વીરત્વ જોઇ એટલો બધો મુગ્ધ થયો હતો કે જેથી તેણે તે બન્નેની, હાથી ઉપર બિરાજેલી પાષાણ પ્રતિમાઓ બનાવી દિલ્હીના મહેલના દરવાજા આગળ મુકાવી. એ બન્ને વીરોએ શરીરમાં પ્રાણ રહેતાં સુધી શત્રુને માથું નમાવ્યું ન હતું. આજ એ વીર પુરૂષોનું યોગ્ય સ્મારક ચિહ્ન છે !

## ૯

# હલ્દીઘાટનું યુદ્ધ

મહારાણા પ્રતાપસિંહનું નામ સાંભળતાં કયા સ્વદેશપ્રેમી મનુષ્યનું હૃદય આનંદોર્મિથી નહિં ઉભરાય ? એવો કોણ અભાગી ભારતવાસી હશે કે જેણે વીરવર પ્રતાપસિંહનું નામ સ્મરણ કરી પોતાને પવિત્ર ન બનાવ્યો હોય ! જે પ્રતાપસિંહે સ્વદેશને ખાતર તેમજ સ્વધર્મને ખાતર કોઇને પણ માથું નથી નમાવ્યું તે મહા પુરૂષને કયો ભારતવાસી ભૂલી શકે એમ છે ? સ્વતંત્રતા ખાતર જેણે પોતાનું સર્વસ્વ સ્વાહા કરી દીધું તેવા લોકોત્તર તેમ.જ પુણ્ય-શ્લોક મહાત્માની આપણે જેટલી પ્રસંસા કરીએ તેટલી થોડીજ છે.

જે સમયે રાણા પ્રતાપસિંહ મેવાડની ગાદીએ આવ્યા ત્યારે ચિતોડપર સમ્રાટ્ અકબરનો સંપૂર્ણ અધિકાર હતો. રાણાજીની આ સમયે કુંભલમેરમાં રાજધાની હતી; પરંતુ એમના દુર્દૈવે અહિંઆ પણ એમને શાન્તિ મળી નહિં. આંતરિક દ્વેષ અને કલહ એ ભયંકર વસ્તુઓ છે. આજે ભારતવર્ષની દુર્દશાનાં મૂળ કારણો એજ છે. કોઇ પણ સ્વધર્મથી ચલિત થયો તો તેને યોગ્ય શિક્ષા કરવી એ રાજપૂતોનો સ્વાભાવિક ગુણ છે. તે સમયે જે રાજપૂત રાજાઓએ મુસલમાનોને કન્યાઓ દીધી હતી તેમને રાણા પ્રતાપ તેમજ તેમના પટાવતો ધિક્કારતા હતા, એટલું જ નહિં પણ તેઓને એક પંક્તિએ બેસી ભોજન પણ કરવા દેતા નહિં.

જ્યારે પ્રતાપસિંહ પોતાના કુટુંબ તેમજ સૈન્ય સહિત કુંભલમેરમાં રહી યુદ્ધની સામગ્રીઓ તૈયાર કરતા હતા ત્યારે એક એવી ઘટના બની કે જેના પરિણામે હલ્દીઘાટનું યુદ્ધ જલ્દી થવા પામ્યું.

ઇતિહાસપ્રેમી મનુષ્યો જાણે છે કે મહારાજ માનસિંહે બાદશાહ અકબરના પુત્ર સલિમ સાથે પોતાની બહેનનો વિવાહ કર્યો હતો. તેથી રાજપૂતો તેને અતિશય તિરસ્કારની દૃષ્ટિએ જોતા, અને દેશવિદેશમાં સર્વત્ર તેને અત્યંત અપમાન જ મળતું. તે ઉચ્ચ વંશનો હોવા છતાં તેના સ્વજાતિ બંધુઓ તેને પતિત, કલંકિત અને ધર્મભ્રષ્ટ કહી તેની નિન્દા કરતા. અસાધારણ બુદ્ધિમાન માનસિંહ જનસમાજનો મનોભાવ જાણવાને અશકત નહતા ! તેને મળેલું આ કલંક તેમ જ અપમાન દૂર કરવાનો માત્ર એક જ ઉપાય હતો, અને તે ઉપાય મેવાડના અકલંકિત રાજ્યગાદીના માલીક મહારાણા પ્રતાપસિંહની કૃપાદૃષ્ટિ !

મહારાણા પ્રતાપસિંહ રાજપૂત કુળમાં સૂર્ય સમાન હતા. તેમના કાર્યમાં અથવા તેમના વર્તનમાં દોષ બતાવવાનું કોઇ સાહસ કરી શકે તેમ નહતું. જો મહારાણા પોતાની સાથે બેસી ભોજન કરે તો પછી બીજા કોની મગદૂર છે કે તે માનસિંહનો તિરસ્કાર કરે અથવા તેને ધર્મભ્રષ્ટ કહી ધિક્કાર આપે ? આવા અનેકાનેક વિચારો કરી જ્યારે માનસિંહ દક્ષિણમાંથી સોલાપુરની જીત કરીને આવતો હતો ત્યારે ઉદયપુરની પાસે આવતાં જ તેને મહારાણાને મળવાની ઇચ્છા થઇ, અને વિચાર કર્યો કે “ મહારાણાને ત્યાં અતિથિ થઇને જવાથી અવશ્ય તેઓ મ્હારાપર કૃપા કરશે. રાજપૂતો શરણાગતવત્સલ તેમજ અતિથિનો સત્કાર કરવામાં અદ્વિતીય છે. સમસ્ત રાજપૂત જાતિનો તિરસ્કાર, ધિક્કાર અને અપમાન મ્હારાથી સહેવાતાં નથી. પહેલાં તો જે ભૂલ થઇ તે થઇ ગઈ, પણ ભવિષ્યમાં સાવચેતી રાખવી, અને આ કલંક હવે ધોઇ નાંખવું. મહારાણાની કૃપા મેળવવી,

રાજપૂત જાતિને દેશના ઉદ્ધારમાં મદદ કરવી; મેવાડને સ્વતંત્ર બનાવવું અને સિસોદીઆ કુળની પ્રતિષ્ઠા જાળવવી !"

આમ વિચાર કરી માનસિંહે છાવણીમાંથી પ્રતાપસિંહને કહાવ્યું કે, "રાજા માનસિંહને તમ્હારાં દર્શન કરવાની ઇચ્છા છે, અને તેઓ તમ્હારા દ્વારે અતિથિ તરીકે આવી ઉભા છે !"

માનસિંહનો આ સંદેશો સાંભળી ધર્મપ્રિય તેમ જ અતિથિ-વત્સલ મહારાણા પ્રતાપસિંહ પોતાના પુત્ર અમરસિંહ સાથે ત્યાં ગયા, અને માનસિંહનો યોગ્ય આદરસત્કાર કર્યો.

સામાન્ય શિષ્ટાચાર થયા પછી તેઓ વાતચીત કરવા લાગ્યા. માનસિંહે કહ્યું :

"મહારાણા ! આપ મેવાડના સૂર્ય છો, રાજપૂત જાતિના પરમ ભૂષણ છો, સીસોદીઆઓના નાક રૂપ છે. આપનાં દર્શન થતાં જ મ્હારા હૃદયમાં એક પ્રકારનો અદ્‌ભુત આનંદ ઉછળી રહ્યો છે."

મહારાણાએ કટાક્ષ કરતાં કહ્યું : "મ્હારા જેવા ધન જનશૂન્ય દુર્ભાગીને જોઈ દિલ્લીશ્વરના પ્રધાન સેનાપતિ અંબરરાજને આટલો બધો આનંદ કેમ થતો હશે તે હું સમજી શકતો નથી !"

માનસિંહ કટાક્ષ સમજી ગયો, છતાં પણ ખામોશ ધારી બોલ્યોઃ "મહારાણા ! તુચ્છ ધનસંપત્તિ તો ભૂમણ્ડલમાં ઘણીએ મેળવી શકાય. એક વખત ગયેલું રાજ્ય અથવા નષ્ટ થયેલી ધનસંપત્તિ પુનઃ મેળવી શકાય, પણ ગયેલું ગૌરવ, ગયેલી પ્રતિષ્ઠા તેમ જ ગયેલી કીર્તિ પાછી મેળવાતી નથી. તમ્હોએ ભલે સર્વે ગુમાવ્યું હશે પણ નાક તો ગુમાવ્યું નથી ને ! આથી તમ્હારા જેવા પવિત્ર પુરૂષ સાથે બેસતાં અને વાર્તાલાપ કરતાં મ્હને આનંદનો ઉમળકો આવે છે !"

પ્રતાપસિંહે હસતાં હસતાં ઉત્તર દીધો : "અંબરરાજ, શું બધાં જ મનુષ્યો આનો મર્મ સમજી શકે છે ?"

માનસિંહે તરત જ કહ્યું : "મહારાણા ! જે એ ન સમજે તેને મૂર્ખ જાણવો. પણ મહારાણાજી, આપ આવી સ્થિતિમાં હવે કેટલાક દિવસ કાઢશો ?"

પ્રતાપસિંહ: " અંબરરાજ! જેટલા દિવસો ભગવાન કઢાવે તેટલા. બીજો શો ઉપાય ? "

માનસિંહ: " મહારાણાજી ! શું આ સ્થિતિમાંથી છુટવાનો કોઈ ઉપાય જ નથી ? મહારાજ! આપ આમ શું બોલો છો ? "

પ્રતાપસિંહ: " હા, અંબરરાજ ! આમાંથી ઉગરવાનો એક જ ઉપાય છે, અને જે માણસો પોતાનું મનુષ્યત્વ ગુમાવી બેઠા હોય તેઓને માટે તે ઘણો સ્હેલો છે. જો હું તમ્હારૂં અનુકરણ કરૂં તો તે ઉપાય અમલમાં મુકી શકાય એમ છે. પણ અંબરરાજ! એ ઉપાય પ્રતાપસિંહ પ્રાણાન્તે પણ સ્વીકારશે નહિં. પોતાની પવિત્ર દુહિતાઓ અને ભગિનીઓને મ્લેચ્છોને વેચી ધનપ્રાપ્તિ કરવી, તેમજ પોતાનો ધર્મ તેમજ દેહ કલંકિત કરી એના પૈસે તાગડધિન્ના કરવા તેના કરતાં તો મરણને શરણ થવું વધારે સારૂં છે. એના કરતાં તો મેવાડ પરાધીનતાની લોહશૃંખલા સ્વીકારે એ વિશેષ શ્રેયસ્કર છે. અંબરરાજ! મ્હારો જન્મારો આ કુંભલમેર કે અરવલ્લીના પહાડોની ખીણમાં જ જાય તોપણ વીર-સૂર્યવંશી બાપ્પાના વંશજો ક્ષાત્રવટને લાંછન નહીં લાગવા દે, એ વાત ધ્યાનમાં રાખજો!"

આ સાંભળી માનસિંહનું મુખ ઉતરી ગયું. અકબરશાહ સાથે સબંધ બાંધવામાં પોતે જે અયોગ્ય વર્તન કર્યું હતું, તે તેને સમજાયું. તેના કપાળ ઉપર પરસેવાના ઝેબઝેબ છુટયા; તેની આંખોમાં ઝળઝળીયાં ભરાઈ આવ્યાં, તેને માનસિક વેદના થવા લાગી. મહારાણાની વાત તેને ગળે ઉતરી. તેને અંતઃકરણમાં ઘણોએ પશ્ચાત્તાપ થયો. પણ એ નિરૂપાય હતો. તેણે પુનઃ કહ્યું :

" મહારાણાજી ! જે થવાનું હતું તે થયું છે, હવે તે મિથ્યા થાય તેમ નથી. હવે તો સમય વિચાર્યે જ છુટકો!"

મહારાણા પ્રતાપસિંહ એટલામાં બોલી ઉઠયા : " અંબરરાજ! શું તમ્હો બધા સિંહોને શિયાળવાંરૂપે જોવા ઇચ્છો છો ? "

માનસિંહ ઝાંખો પડયો, છતાં પણ તેણે કહ્યું: " મહારાણાજી! ત્મ્હારી પ્રતિજ્ઞા, ત્મ્હારૂં વીરત્વ, ત્મ્હારૂં સાહસ એ સર્વે યવન બાદશાહ સારી પેઠે જાણે છે. તે હરહમેશાં તમ્હારી પ્રશંસા કર્યા કરે છે, અને તમ્હારી સાથે મૈત્રી કરવા પણ ઇચ્છે છે."

પ્રતાપસિંહે કહ્યું: " અંબરરાજ! તમ્હારા યવન બાદશાહની ગુણગ્રાહકતા તેમજ કદરદાની માટે હું ઉપકાર માનું છું."

માનસિંહ: " પણ મહારાજ! હવે આ દુઃખો તમ્હો ભવિષ્યમાં ક્યાં સુધી સહન કર્યા કરશો?"

પ્રતાપસિંહના હૃદયમાં ક્રોધનો જુસ્સો ઉછળી આવ્યો, તેમ છતાં તેને દબાવી પ્રતાપસિંહે હસતે મુખે કહ્યું: " અંબરરાજ! આ શબ્દો તો આપના મુખમાં જ શોભે! ધન્ય છે આપની બુદ્ધિને! જેવું અન્ન તેવો ઓડકાર. યવનોનું નિમક ખાઇ આપની બુદ્ધિને પણ તેનો જ પટ લાગ્યો છે. તમ્હારા આવા શબ્દો મેવાડનો મહારાણો સાંભળી શકે એમ નથી. શું મોગલોનું દાસત્વ સ્વીકારવું એ જ આપની બુદ્ધિમાં તરવરે છે? મોગલોને પોતાની ભગિનીઓ, કન્યાઓ પરણાવી પરધર્મીને આધીન થવું એજ ઉપાય આપને શ્રેષ્ઠ લાગે છે? જે બાપ્પારાવળે પરધર્મીઓને સીંધુની પેલે પાર ન્હસાડી મુકયા હતા, જે હમીરે અલાઉદ્દીનને હરાવી રણથંભોર સર કર્યો હતો, જે સંગ્રામસિંહે હજારો પ્રહારો ન ગણકારતાં મોગલો અને મુસલમાનોને વારંવાર હરાવ્યા હતા, તે સિસોદિયા કુળમાં ઉત્પન્ન થઈ હું યવનોનું દાસત્વ સ્વીકારી મ્હારા અકલંકિત સૂર્યવંશને કલંકિત કરૂં? અંબરરાજ! મ્હારી પાસે હવે એક જ ઉપાય છે, અને તે એ જ કે હું જીવનના અંત પર્યંત યુદ્ધ કરીશ અને અંતે જય મેળવીશ, મેવાડને સ્વતંત્ર બનાવીશ. પવિત્ર આર્ય ધર્મનું રક્ષણ કરીશ. મ્હને મ્હારા બાહુબળમાં તેમજ મનોબળમાં સંપૂર્ણ વિશ્વાસ છે. અન્ય સાધનો નહિં હોય તો તેની મને દરકાર નથી. હું મ્હારી જાતે છું એટલું જ બસ છે! જ્યાં સુધી મ્હારૂં શરીર છે

ત્યાં સુધી સૂર્યવંશનું ગૌરવ અખંડ રહેશે. વીર બાપ્પારાવળના નામને કલંકિત નહિં કરૂં! પ્રાણ જાય તો ભલે, પણ અંબરરાજ! હું એ ગૌરવનું રક્ષણ કરતો આવ્યો છું અને કરીશ!"

માનસિંહ પ્રતાપસિંહનાં આ વાકયો સાંભળી સ્થિર થઈ ગયા. તેઓ ઝંખવાણા થયા. તેમને ઘણુંયે લાગી આવ્યું. પ્રતાપના શબ્દોએ તેના હૃદયને આરપાર વીંધી નાંખ્યું. પણ શું કરે? તેઓ થોડીવાર બોલ્યા વગર જ બેસી રહ્યા.

તરતજ એક રાજપૂતે આવી કહ્યું: "મહારાજ! ભોજન તૈયાર છે."

પ્રતાપસિંહે માનસિંહ તરફ જોઇને કહ્યું: "અંબરારાજ, પ્રથમ હું જાતે જઈ જોઇ આવું. આપ થોડો સમય અહિંઆ જ આરામ લ્યો!"

ઘણા વખત પછી અમરસિંહે આવી માનસિંહને કહ્યું: "અંબરરાજ! પધારો ભોજન તૈયાર છે."

માનસિંહ હસતે મ્હોંએ અમરસિંહની પાછળ પાછળ ગયા.

કુંભલમેરમાં એક સુવર્ણજડિત ઓરડામાં માનસિંહને માટે સુવર્ણ પાત્રમાં મિષ્ટાન્ન પીરસવામાં આવ્યું હતું. તેનાથી થોડે દૂર એક પત્રાવળીમાં તેવું જ ભોજન પીરસ્યું હતું. માનસિંહ આસનપર બિરાજ્યા અને અનુમાન કર્યું કે પત્રાવળી મહારાણાને માટે હોવી જોઇએ.

છતાં પણ મહારાણાથી દૂર બેસી ભોજન કરવું એ અપમાન છે. એવું અપમાન કેમ સહન થાય? અને તે પણ અંબરરાજથી! અંબરરાજે સર્વત્ર દૃષ્ટિ કરી છતાં પણ પ્રતાપસિંહ દેખાયા નહિં, આથી તેને મનમાં જ શંકા ઉત્પન્ન થઇ. તેણે પ્રશ્ન કર્યો:

"રાજકુમાર! તમારા પિતાજી કયાં છે? ભોજન ઠંડું પડે છે છતાં હજુ કેમ આવ્યા નથી?"

અમરસિંહ: "અંબરરાજ! આપ જમવાનું શરૂ કરો. પિતાજી હમણાં આવે છે!"

માનસિંહ : " તે કેમ બને યુવરાજ ? મહારાણા એવા શા કાર્યમાં રોકાયા છે ? અતિથિથી એકલાથી કેમ જમાય ? તમે તેમને બોલાવો. "

અમરસિંહ બહાર ગયો અને થોડીવારે પાછો આવી કહેવા લાગ્યો : " અંબરરાજ ! પિતાશ્રીનું માથું સખ્ત દુઃખે છે, તેથી તેઓ હાલ તુરત જમવા આવી શકશે નહિં. તેમને માથે અત્યંત વેદના થાય છે, માટે આપ ભોજન શરૂ કરો ! "

માનસિંહે જાણ્યું કે મહારાણા તેમની સાથે એક પંક્તિએ બેસી ભોજન કરશે નહિં. માથું દુઃખવાની વાત તો માત્ર બહાનું જ છે. તે કેટલીકવાર ગંભીર ચ્હેરે વિચારોમાં ને વિચારોમાં જ બેસી રહ્યા. તેણે આ અપમાનનો બદલો લેવાનો મનમાં ને મનમાં જ વિચાર કર્યો. થોડીવાર પછી કહ્યું :

" રાજકુમાર ! મહારાણાનું માથું કેમ દુઃખે છે તે તમે સમજી શકતા નથી ? તમે બુદ્ધિમાન છો છતાં પણ બાળક છો ! પણ આ સાહસ ખેડતાં પહેલાં મહારાણાજીએ વિચાર કરવો જોઇતો હતો, કે જે થયું છે તે હવે ન થયું થવાનું નથી. જે ભૂલ થઇ છે તેનું સંશોધન કરવું અનુચિત છે. મ્હેં મહારાણા પાસે ક્ષમાની આશા રાખી હતી. મ્હને આશા હતી કે મેવાડેશ્વર મ્હને મ્હારા પાપનું પ્રાયશ્ચિત આપશે, અને પુનઃ પંક્તિમાં લેશે. પણ એથી ઉલટું મહારાણાએ મ્હારી સાથે બેસી ભોજન કર્યું નહિં, તેમજ પાપનું પ્રાયશ્ચિત પણ મને આપ્યું નહિં, ત્યારે હવે બીજા રાજપૂતો મ્હારી સાથે કેમ ભોજન કરશે ? એઓ મ્હને કેમ ક્ષમા આપશે ? કુમાર ! તમ્હે કહેશો માનસિંહ સાથે મિત્રતાને બદલે શત્રુતા બાંધવી એ આ સ્થિતિમાં યોગ્ય નથી. જો આજે મ્હારૂં અપમાન ન થયું હોત તો આ માનસિંહ તમારો તેમ જ તમ્હારા પિતાશ્રીનો જીંદગી પર્યંત ગુલામ થઇ રહ્યો હોત, અને મેવાડનું સૌભાગ્ય પુનઃ મેળવવામાં

માનસિંહ : " તે કેમ બને યુવરાજ ? મહારાણા એવા શા કાર્યમાં રોકાયા છે ? અતિથિથી એકલાથી કેમ જમાય ? તમે તેમને બોલાવો. "

અમરસિંહ બહાર ગયો અને થોડીવારે પાછો આવી કહેવા લાગ્યો : "અંબરરાજ ! પિતાશ્રીનું માથું સખ્ત દુઃખે છે, તેથી તેઓ હાલ તુરત જમવા આવી શકશે નહિં. તેમને માથે અત્યંત વેદના થાય છે, માટે આપ ભોજન શરૂ કરો !"

માનસિંહે જાણ્યું કે મહારાણા તેમની સાથે એક પંક્તિએ બેસી ભોજન કરશે નહિં. માથું દુઃખવાની વાત તો માત્ર બહાનું જ છે. તે કેટલીકવાર ગંભીર ચ્હેરે વિચારોમાં ને વિચારોમાં જ બેસી રહ્યા. તેણે આ અપમાનનો બદલો લેવાનો મનમાં ને મનમાં જ વિચાર કર્યો. થોડીવાર પછી કહ્યું :

" રાજકુમાર ! મહારાણાનું માથું કેમ દુઃખે છે તે તમે સમજી શકતા નથી ? તમે બુદ્ધિમાન છો છતાં પણ બાળક છો ! પણ આ સાહસ ખેડતાં પહેલાં મહારાણાજીએ વિચાર કરવો જોઇતો હતો, કે જે થયું છે તે હવે ન થયું થવાનું નથી. જે ભૂલ થઇ છે તેનું સંશોધન કરવું અનુચિત છે. મ્હેં મહારાણા પાસે ક્ષમાની આશા રાખી હતી. મ્હને આશા હતી કે મેવાડેશ્વર મ્હને મ્હારા પાપનું પ્રાયશ્ચિત આપશે, અને પુનઃ પંક્તિમાં લેશે. પણ એથી ઉલટું મહારાણાએ મ્હારી સાથે બેસી ભોજન કર્યું નહિં, તેમજ પાપનું પ્રાયશ્ચિત પણ મને આપ્યું નહિં, ત્યારે હવે બીજા રાજપૂતો મ્હારી સાથે કેમ ભોજન કરશે ? એઓ મ્હને કેમ ક્ષમા આપશે ? કુમાર ! તમ્હે કહેશો માનસિંહ સાથે મિત્રતાને બદલે શત્રુતા બાંધવી એ આ સ્થિતિમાં યોગ્ય નથી. જો આજે મ્હારૂં અપમાન ન થયું હોત તો આ માનસિંહ તમારો તેમ જ તમ્હારા પિતાશ્રીનો જીંદગી પર્યંત ગુલામ થઇ રહ્યો હોત, અને મેવાડનું સૌભાગ્ય પુનઃ મેળવવામાં

મદદગાર થાત. વળી, આથી મહારાણાની પ્રતિષ્ઠા જળવાત, ટેક રહેત, મેવાડનું ગૌરવ તેમ જ સૌભાગ્ય રહેત, અને સાથે સાથે મ્હારૂં પણ કલંક ધોવાત. પણ હવે ? હવે તે દિવસ ક્યાં છે ? હવે આવી ખોટી આશા રાખે શો ફાયદો ? હવે કલ્પના કર્યાથી શો દહાડો વળે એમ છે ? હવે આ હડહડતા અપમાનથી વીંધાયેલો, નસેનસમાં દુઃખ પામેલો, શબ્દબાણથી ઘવાયેલો માનસિંહ હવે તમ્હારો અતિથિ નથી. હવે આ માનસિંહ મેવાડનો મિત્ર નથી. હવે આ માનસિંહ તો દુશ્મનોનો જ થઇ રહેવાનો. હવે આ માનસિંહ ગમે તે પ્રકારે તમ્હારો અંત જ આણવાનો. કુમાર ! હવે જે થવાનું હોય તે થાય, પણ આ અપમાનનો બદલો જ્યારે હું બરાબર લઉં તેમ જ તમ્હારા રાણાના માનનું મર્દન કરૂં ત્યારે જ મ્હારૂં નામ માનસિંહ !"

આ જ અરસામાં એક રજપૂતે આવી કહ્યું : "અંબરરાજ ! મહારાણા અત્રે આવી શક્યા નહિં તે માટે પોતે અંતઃકરણ પૂર્વક બહુ દિલગીર છે, એમ તેમણે કહેવરાવ્યું છે."

આ સાંભળી માનસિંહે કહ્યું : "હું એમના મસ્તકના દર્દનું કારણ ઘણી સારી પેઠે સમજી ગયો છું, અને તેમને કહો કે હું એમના મસ્તકના દર્દની ઔષધિ લઇ વહેલો પાછો આવું છું !"

આવું કહેતાં માનસિંહની સહનશીલતાનો અંત આવ્યો. તે પોતાના ક્રોધને દબાવી શક્યો નહિં. તેની મુખમુદ્રાપર ગંભીરતા છવાઇ રહી. તેઓ હજુ જમવાના આસન ઉપર જ બેઠા હતા. હિંદુ ધર્મ પ્રમાણે તેમણે અન્નદેવતાનો તિરસ્કાર ન કર્યો. એક કોળીઓ અન્ન લઇ માથે મંડિલમાં મુક્યું, અને અન્નદેવતાને નમન કરી ઉઠી નીકળ્યા. ઘોડેસ્વાર થઈ જતાં જતાં કહ્યું :

"રાજકુમાર ! તમ્હારા પિતાને કહેજો કે હવે તેમના દિવસો ગણાય છે. હવે મેવાડની અધોગતિ પાસે છે. હવે હિંદુઓના જયની આશા નથી. મોગલોના બળ સ્હામે પ્રતાપને માથું નમાવવું જ પડશે, અને જેમ અમે હમારી બ્હેન તથા પુત્રીઓ મોગલોને પરણાવી છે,

તેમ તેને પણ કરવું પડશે ! તમ્હારા પિતાના મદનું મર્દન કરૂં ત્યારે જ હું માનસિંહ ખરો !"

માનસિંહ જવાની તૈયારી કરતા હતા એટલામાં પ્રતાપસિંહ ત્યાં આવી પહોંચ્યા. પ્રતાપસિંહને જોતાં જ માનસિંહે કહ્યું : "પ્રતાપસિંહ ! આ અપમાન હું કદાપિ પણ ભુલું એમ નથી. જ્યારે આ અપમાનનો બદલો હું લઇશ ત્યારે જ મ્હારૂં મન શાંત થશે, અને મ્હારો વૈરાગ્નિ નરમ પડશે !"

આ સાંભળી પ્રતાપે ક્રોધના આવેશમાં આવી જઈ કહ્યું :

"અંબરરાજ ! શું તમ્હો મ્હને ધમકી આપી ડરાવો છો ? આવી ધમકીથી ત્રાસી સિસોદીઆઓ પોતાની પ્રતિષ્ઠા નષ્ટ પામવા દેશે કે ? ધ્યાનમાં રાખજો કે જે રાજપૂતોએ પોતાની બ્હેનો તેમ જ પુત્રીઓ મોગલો વેરે પરણાવી છે તેની સાથે મેવાડેશ્વર કદી પણ એક પંક્તિએ બેસી ભોજન ન કરે ! આર્યધર્મશાસ્ત્ર પ્રમાણે યવનોને કન્યા આપવી એ એક ઘોર પાપ છે. હજારો પ્રાયશ્ચિત કર્યા છતાં એ પાપ ધોવાતું નથી. આ પાપ એવું છે કે જેનું પ્રાયશ્ચિત જ નથી. યવનોનું અન્ન તમ્હારી નસેનસમાં ઓતપ્રોત થયું છે, એથી તમ્હારા જેવા ધર્મભ્રષ્ટો પ્રાણના ભોગે પણ હિંદુ ધર્મમાં આવી શકે નહિં. આર્યધર્મની શુદ્ધતા અને પવિત્રતા પ્રાણના પણ ભોગે હમો જાળવીશું. તમોએ મ્હારી સાથે બેસી ભોજન કરી રાજપૂત જાતિમાં પુનઃ પ્રવેશ કરવાની જે આશા રાખી હતી તે આશા જ ખોટી છે. તમ્હો તો મોગલોના દાસ થઇ રહ્યા છો. રાજપૂત જાતિએ તમોને સદાને માટે બહિષ્કૃત કર્યા છે. તમે હિંદુ નથી તેમ મુસલમાન પણ નથી ! તમ્હો ધર્મભ્રષ્ટ છો, જાતિભ્રષ્ટ છો, અને બુદ્ધિભ્રષ્ટ છો ! તમ્હારે માટે હવે રાજપૂત જાતિમાં પેસવાનો એક પણ આરો નથી ! હવે તો તમ્હારે ભોગ ભોગવવા અને યવનોની લાતો ખાધા કરવી ! આ જન્મે તો હવે રાજપૂત જાતિમાં આવવાની આશા સદાને માટે છોડજો. બાપ્પારાવળના વંશજો તમ્હોને કદી

પણ સ્વીકારશે નહિં, તેમજ તમ્હારી ધમકીથી ડરશે પણ નહિ. તમ્હારે આનો બદલો લેવો હોય તો ભલે તમો ખુશીથી તેમ કરી શકો છો ! આ પ્રતાપ તમ્હોને રણાંગણમાં ભેટવા તૈયાર જ છે. "

આ સાંભળી માનસિંહના નેત્રમાંથી અગ્નિનો વર્ષાદ વર્ષવા લાગ્યો. તેણે ઘોડાને એડી મારી અને જોતજોતામાં માનસિંહ ત્યાંથી અદૃશ્ય થયો.

માનસિંહ દિલ્હી જઈ તરત જ શહેનશાહ અકબરને મળ્યો અને કુંભલમેરમાં જે જે હકીકત બની હતી તે બધી એક પછી એક સંપૂર્ણ વિગતથી કહી સંભળાવી.

આ સાંભળી અકબરને અત્યંત ક્રોધ ચડયો અને તરત જ માનસિંહને મેવાડપર ચઢાઇ કરવાનું કહ્યું. બાદશાહની આ આજ્ઞાથી માનસિંહને સંતોષ થયો.

પ્રતાપસિંહે માનસિંહના ગયા પછી જે સ્થળે તે જમવા બેઠા હતા તે સ્થળ અપવિત્ર થયેલું જાણી ગંગાજળ છાંટી પવિત્ર કરાવ્યું, અને ત્યાં જે જે મનુષ્યો ઉભાં હતાં તેમણે વસ્ત્રો બદલ્યાં અને સ્નાન કરી દેહશુદ્ધિ કરી.

અકબરનો ક્રોધ ભભૂકી ઉઠયો; અને આ અપમાન પોતાનેજ થયેલું છે એમ જાણી તેનો બદલો જેમ જલદીથી લેવાય તેમ સારૂં એમ ધારી લડાઇની તૈયારીઓ કરી. અકબરશાહે ધાર્યું કે જો પ્રતાપની આ તોછડાઇ તેમ જ ઉદ્ધતાઇ આટલેથી જ અટકાવીશું નહિં તો ભવિષ્યમાં પ્રતિષ્ઠાભંગ થયેલા રાજપૂતો કદાચ પોતાનો પક્ષ છોડી જાય, અને પ્રતાપને પણ જઇ મળે. આથી જરા પણ વિલંબ ન કરતાં તેણે માનસિંહને યુદ્ધ કરવાને તૈયાર કર્યા. આ યુદ્ધમાં માન-સિંહની સાથે શાહજાદો સલિમ પણ સામેલ થયો. તેની સાથે પ્રતાપના ભાઇ શક્તસિંહ તથા મહોબતખાનને પણ અકબરે મોકલ્યા;

તેમ તેને પણ કરવું પડશે ! તમ્હારા પિતાના મદનું મર્દન કરૂં ત્યારે જ હું માનસિંહ ખરો !"

માનસિંહ જવાની તૈયારી કરતા હતા એટલામાં પ્રતાપસિંહ ત્યાં આવી પહોંચ્યા. પ્રતાપસિંહને જોતાં જ માનસિંહે કહ્યું: "પ્રતાપસિંહ ! આ અપમાન હું કદાપિ પણ ભુલું એમ નથી. જ્યારે આ અપમાનનો બદલો હું લઇશ ત્યારે જ મ્હારૂં મન શાંત થશે, અને મ્હારો વૈરાગ્નિ નરમ પડશે !"

આ સાંભળી પ્રતાપે ક્રોધના આવેશમાં આવી જઈ કહ્યું:

"અંબરરાજ ! શું તમ્હો મ્હને ધમકી આપી ડરાવો છો ? આવી ધમકીથી ત્રાસી સિસોદીઆઓ પોતાની પ્રતિષ્ઠા નષ્ટ પામવા દેશે કે ? ધ્યાનમાં રાખજો કે જે રાજપૂતોએ પોતાની બ્હેનો તેમ જ પુત્રીઓ મોગલો વેરે પરણાવી છે તેની સાથે મેવાડેશ્વર કદી પણ એક પંક્તિએ બેસી ભોજન ન કરે ! આર્યધર્મશાસ્ત્ર પ્રમાણે યવનોને કન્યા આપવી એ એક ઘોર પાપ છે. હજારો પ્રાયશ્ચિત કર્યા છતાં એ પાપ ધોવાતું નથી. આ પાપ એવું છે કે જેનું પ્રાયશ્ચિત જ નથી. યવનોનું અન્ન તમ્હારી નસેનસમાં ઓતપ્રોત થયું છે, એથી તમ્હારા જેવા ધર્મભ્રષ્ટો પ્રાણના ભોગે પણ હિંદુ ધર્મમાં આવી શકે નહિં. આર્યધર્મની શુદ્ધતા અને પવિત્રતા પ્રાણના પણ ભોગે હમો જાળવીશું. તમોએ મ્હારી સાથે બેસી ભોજન કરી રાજપૂત જાતિમાં પુનઃ પ્રવેશ કરવાની જે આશા રાખી હતી તે આશા જ ખોટી છે. તમ્હો તો મોગલોના દાસ થઇ રહ્યા છો. રાજપૂત જાતિએ તમોને સદાને માટે બહિષ્કૃત કર્યા છે. તમે હિંદુ નથી તેમ મુસલમાન પણ નથી ! તમ્હો ધર્મભ્રષ્ટ છો, જાતિભ્રષ્ટ છો, અને બુદ્ધિભ્રષ્ટ છો ! તમ્હારે માટે હવે રાજપૂત જાતિમાં પેસવાનો એક પણ આરો નથી ! હવે તો તમ્હારે ભોગ ભોગવવા અને યવનોની લાતો ખાધા કરવી ! આ જન્મે તો હવે રાજપૂત જાતિમાં આવવાની આશા સદાને માટે છોડજો. બાપ્પારાવળના વંશજો તમ્હોને કદી

હલ્દીઘાટના મેદાનમાં પ્રતાપસિંહ પોતાના બાવીસ હજાર રાજપૂતો અને ભીલોનું સૈન્ય લઇ આવ્યા. તે સર્વને ભેગા કરીને મહારાણાએ કહ્યું :

" મ્હારા શુરા સરદારો ! આજે આપણા ચિતોડગઢને પાછો મેળવવાને આપણે અત્ર એકત્ર થયા છીયે. આજે આપણે આપણી પ્રતિષ્ઠા જાળવવા તેમજ યવનોને છિન્નભિન્ન કરવા અહિં આવ્યા છીએ ! દીલ્હીનો બાદશાહ આપણી સજાતીય મર્યાદા તોડવા ઇચ્છે છેઃ આપણને યવનો સાથે વ્યવહાર બાંધવા કહે છે; અને આપણને વટલાવવા તેમજ આપણા પવિત્ર કુળની કન્યાઓને મોગલો સાથે પરણાવવા વાંચ્છે છે. સૂર્યવંશી સિસોદીઆઓ મુસલમાનોથી ડરી જશે ? શુરા સિસોદીઆઓ પ્રાણ તજશે પણ કદાપિ પોતાનું ક્ષાત્રવટ નહિં તજે. સિસોદીઆઓ ડરી જશે ? પ્રાણ આપશે, રાજ્ય ખોશે, પાયમાલ થશે, ભુખે તરશે રિબાશે, પણ પ્રાણથી વ્હાલી જવલંત પ્રતિષ્ઠાને કદાપિ પણ નહિં ગુમાવે ! ક્ષણિક સુખની ખાતર સિસોદીયાઓ કદી પણ સ્વર્ગનું અનંતકાળ સુધીનું સાત્વિક સુખ વેચશે નહિં. ભાઇઓ ! તમ્હે મેવાડની તસુએ તસુ જમીન માટે છેવટ સુધી લડજો ! કદાપિ પણ પુંઠ બતલાવી રણાંગણમાંથી ન્હાસશો નહિં. શું સિસોદીઆઓ દેખાતી આ અસંખ્ય મોગલ સેનાથી નિરૂત્સાહી થઇ જશે ? કદાપિ નહિં. ભાઇઓ ! તૈયાર થાઓ, અને દુશ્મનોને રોકવાને, ન્હસાડવાને તેમજ તેઓને જડમૂળથી ઉખેડી કાઢવાને તૈયાર થાઓ ! તેમને તમ્હારી તાતી તલવાર અને અણીદાર ભાલાનો તીખો સ્વાદ ચખાડી દ્યો ! સિસોદીઆઓનું શુરાતન કેટલું છે તેનો તેમને પરિચય કરાવો ! રાજપૂતોએ આજ સુધી કદાપિ પણ માથું નમાવ્યું નથી અને ભવિષ્યમાં કદી નમાવશે પણ નહિં. "

રાણા પ્રતાપસિંહના આ ઉત્તેજક અને શૂરાતનભર્યા શબ્દો સાંભળી આખી મેવાડી સેના આનંદના આવેશમાં આવી ગઇ. તેઓએ મહારાણાજીની આજ્ઞા સ્વીકારી લીધી, અને યુદ્ધમાં પ્રાણની આહુતી

તેમજ અસરફખાં, મીરબક્ષ, ગાજીખાં, સૈયદ અહમદ અને રાવલૂન કરણ આદિ પ્રસિદ્ધ સરદારો પણ તૈયાર થયા.

આ તરફ રાણા પ્રતાપસિંહ પણ યુદ્ધ કરવાને તૈયાર જ હતા. પ્રતાપસિંહનો મુખ્ય આધાર પોતાના બાવીસ હજાર રાજપૂતો અને મેવાડના પહાડો ઉપર હતો.

અરવલીને પશ્ચિમ છેડે થઇને આવતાં મોગલાઇ સૈન્યને કંઇ અંતરાય નડયો નહિં. તેઓ જ્યારે મેવાડના અજાણ્યા દેશના ભયંકર રસ્તાના નાકા આગળ આવ્યા ત્યારે ત્યાં તેઓને રાજપૂતોનો ભેટો થયો.

જે સ્થળમાં આ બન્ને સૈન્ય ભેગાં થયાં હતાં એ સ્થળ હલ્દી-ઘાટને નામે ઓળખાય છે. આ સાંકડી નેળમાં થઇને જ મેવાડમાં પ્રવેશ કરવો પડે છે. રાજપૂતોએ તેથી જ અહિંઆ આવી દુશ્મનોને રોકવાનો નિશ્ચય કર્યો. આ સિવાય અન્ય માર્ગ ન હતો.

વિ. સં. ૧૬૩૧ ના શ્રાવણ માસના શુકલપક્ષની સાતમનો દિવસ હતો. આજે મેવાડને માથે એક મહાન્ વિપત્તિ આવી પડનાર હોવાથી આ સૂર્યવંશીઓ અને સૂર્ય નારાયણે પણ દર્શન દીધાં. આજનો દિવસ ભારતના ઇતિહાસમાં ચિરસ્મરણીય તેમજ રક્તપ્રવાહ વહેવડાવનાર એક ભયંકર દિવસ હતો. આજે યવન અને રાજપૂત સંસ્કૃતિની ઉત્તમતા અધમતાના નિર્ણયનો દિવસ હતો.

આજનો દિવસ મેવાડને માટે ઘણો મહત્ત્વનો હતો. આજે તેઓ પોતાનું ગયેલું ચિતોડ પુનઃ મેળવવાને ભેગા થયા હતા. આજે પ્રતાપસિંહ માનસિંહના મદનું મર્દન કરવા તૈયાર થયા હતા. પણ, મેવાડનું દુર્ભાગ્ય હતું ! મેવાડના ગ્રહો વાંકા હતા. મેવાડ પર ભાગ્યદેવી પ્રસન્ન ન હતી. આથી જ મેવાડ પોતાની પ્રતિષ્ઠા તેમજ પોતાની પ્રતિજ્ઞા પાળી શક્યું નહિં. અને આખરે રાણા પ્રતાપસિંહને દુઃખી તેમજ ખિન્ન હૃદયે પ્રાણ બચાવવા ખાતર ઘાયલ થયેલા શરીરે રણાંગણમાંથી પાછા ફરવું પડયું, અને યવનોનો વિજય થવા પામ્યો.

દેવીને બન્ને તરફના યોદ્ધાઓ ભોગ આપવા લાગ્યા. છતાં પણ તેને સંતોષ ન થયો: તે વધારે ને વધારે ભોગોની આશા રાખી રહી હતી.

મુસલમાનો ઘણા હતા ને રાજપૂતો થોડા હતા. સૈનિક ઉત્સાહભંગ ન થાય તે માટે પ્રતાપસિંહ લડાઇને મોખરે વિકરાળ સિંહ સ્વરૂપ ધારણ કરી ઘુમવા લાગ્યા, અને શત્રુનો કચ્ચરઘાણ કહાડવા લાગ્યા. તેનું અનુકરણ કરતા તેના શુરા સામંતો પણ પોત પોતાના માણસો લઈ મરણીઆ થઈ શત્રુ સામે ઝઝૂમી રહ્યા હતા.

પ્રતાપસિંહ ચતુર ' ચેતક ' અશ્વ પર બેસી હાથમાંની તલવાર ફેરવતા, અનેક મોગલ સૈનિકનાં માથાં ઉડાવી દેતા, પેલા રાજપૂત કુલાંગાર, રાજપૂતધર્મઉચ્છેદક, આર્યધર્મવિઘાતક, સ્વાર્થી માનસિંહની શોધ કરવા લાગ્યા. પવિત્ર હિંદુ કુળમાં જન્મ્યા છતાં હિંદુ બાલાઓને યવનોને આપી ધર્મભ્રષ્ટ થયેલો, રાજપૂતોને કલંકનો કાળો ડાઘ લગાડનાર, લોભ અને સ્વાર્થને માટે આત્મવિક્રય કરનાર યવનોના ગુલામ બનેલા પાખંડી માનસિંહની ઘણીયે શોધ કર્યા છતાં પણ તે નજરે ન પડયો. પ્રતાપે પુનઃ દૃષ્ટિ ફેરવીને તેને શોધ્યો, પણ વૃથા.

જ્યારે માનસિંહને ખોળવામાં ફતેહ મળી નહિં ત્યારે પ્રતાપે નિરૂપાયે અકબરના શાહઝાદા સલિમપર નજર કરી. તરત જ તેણે ઉત્સાહિત થઈને ચેતકને એડી મારી પવનવેગે દોડાવ્યો. ચેતક પણ ચેતક જ હતો ! અસંખ્ય માણસોની મેદની ભેદીને ચેતક સલિમના હાથી પાસે જઈ પહોંચ્યો. પ્રતાપસિંહે સલિમના હાથી ઉપર પોતાનો ઘોડો ટેકવ્યો અને સલિમના મહાવતનું તેમજ એકે એક રક્ષકનાં માથાં ઉડાવી દીધાં, અને તે જ ક્ષણે ચેતકે સલિમના હાથીના માથા પર પોતાના આગલા બે પગ ટેકાવ્યા. જેવો પ્રતાપસિંહ ચળકતા અણીદાર ભાલા વડે સલીમની છાતી વિંધવા જાય છે એટલામાં જ મહાવત વગરનો હાથી ભયભીત થઇ કીકીયારી કરી હિંદના ભાવિ સમ્રાટને રણાંગણમાંથી લઇ ન્હાસી ગયો.

આપવા તૈયાર થયા, અને 'મેવાડપતિની જય', 'મહારાણા પ્રતાપસિંહની જય', 'એકલિંગજી ભગવાનની જય', 'હિંદુ ધર્મની જય' એમ ચાર વખત જયજયકાર કર્યા. આખી મેવાડી સેના વીરરસમાં મત્ત થઇ ગઈ.

રાજપૂત યોદ્ધાઓ પ્રફુલ્લવદને શત્રુ આવવાની રાહ જોઇ રહ્યા. ભીલ યોદ્ધાઓ ધનુષ્ય બાણ અને પત્થરા લેઇ પર્વતપર ઉભા રહ્યા. પર્વત ઉપર અનેક સ્થળે મ્હોટા મ્હોટા પત્થરા એવી ખુબીથી ગોઠવ્યા કે સાધારણ બળનો ઉપયોગ કરતાં જ તેને નીચે ગબડાવી શકાય અને તેની તળે એકજ સપાટે સેંકડો દુશ્મનોનો કચ્ચરઘાણ વળી જાય.

રાજપૂત સેનાની મુખમુદ્રા ઉપર તેજસ્વિતા, પ્રસન્નતા અને ઉત્સાહ છવાઇ રહ્યો. તેઓથી રણભૂમિ દેદિપ્યમાન થઈ રહી !

આ સર્વને મોખરે રાણા પ્રતાપસિંહ મેવાડનું શ્વેત રાજછત્ર માથે ધરી, પોતાના સ્વામીભક્ત 'ચેતક' નામના ઘોડા પર સ્વાર થઇ, રણાંગણને મોખરે આવી ઉભા. તેમની આંખોમાંથી અગ્નિ ઝરી રહ્યો ! શત્રુઓને યુદ્ધ કરવાનું તેઓ આહ્વાન આપી રહ્યા. માનસિંહનું માન મર્દન કરવા તેઓ મુછપર હાથ નાંખી રહ્યા. તેમની પાસે કુમાર અમરસિંહ પણ ઘોડેસ્વાર થઇ આવી ઉભા. રાણા પ્રતાપસિંહનો ઉત્સાહ અને વીરતા આ સમયે ખરેખર અસાધારણ દેખાતાં હતાં.

રાજપૂતો આમ તૈયાર થઈ સામનો કરવા ઉભા હતા એટલામાં મોગલો આવી પહોંચ્યા. બન્ને લશ્કરો સામસામે આવ્યાં એટલે રાજપૂતો ભુખ્યા સિંહો જેમ દોડતાં હરણાં ઉપર તલાપ મારે તેમ મુસલમાનો પર હાથમાં નાગી તલવારો અને ભાલા લઇ તુટી પડયા.

સામસામા ભાલા અને તલવારો ઉછળવા લાગી. સૈનિકોનાં ધડ માથાંથી જુદાં થવા લાગ્યાં. લોહીની નદીઓ વહેવા લાગી, ને તેમાં ધડ વગરનાં માથાં અને માથાં વગરનાં ધડ રગદોળાયાં. યુદ્ધ-

દેવીને બન્ને તરફના યોદ્ધાઓ ભોગ આપવા લાગ્યા. છતાં પણ તેને સંતોષ ન થયો: તે વધારે ને વધારે ભોગોની આશા રાખી રહી હતી.

મુસલમાનો ઘણા હતા ને રાજપૂતો થોડા હતા. સૈનિક ઉત્સાહભંગ ન થાય તે માટે પ્રતાપસિંહ લડાઇને મોખરે વિકરાળ સિંહ સ્વરૂપ ધારણ કરી ધુમવા લાગ્યા, અને શત્રુનો કચ્ચરઘાણ કહાડવા લાગ્યા. તેનું અનુકરણ કરતા તેના શુરા સામંતો પણ પોત પોતાના માણસો લઈ મરણીઆ થઈ શત્રુ સામે ઝઝૂમી રહ્યા હતા.

પ્રતાપસિંહ ચતુર ' ચેતક ' અશ્વ પર બેસી હાથમાંની તલવાર ફેરવતા, અનેક મોગલ સૈનિકનાં માથાં ઉડાવી દેતા, પેલા રાજપૂત કુલાંગાર, રાજપૂતધર્મઉચ્છેદક, આર્યધર્મવિઘાતક, સ્વાર્થી માનસિંહની શોધ કરવા લાગ્યા. પવિત્ર હિંદુ કુળમાં જન્મ્યા છતાં હિંદુ બાલાઓને યવનોને આપી ધર્મભ્રષ્ટ થયેલો, રાજપૂતોને કલંકનો કાળો ડાઘ લગાડનાર, લોભ અને સ્વાર્થને માટે આત્મવિક્રય કરનાર યવનોના ગુલામ બનેલા પાખંડી માનસિંહની ઘણીયે શોધ કર્યા છતાં પણ તે નજરે ન પડયો. પ્રતાપે પુનઃ દૃષ્ટિ ફેરવીને તેને શોધ્યો, પણ વૃથા.

જ્યારે માનસિંહને ખોળવામાં ફતેહ મળી નહિં ત્યારે પ્રતાપે નિરૂપાયે અકબરના શાહઝાદા સલિમપર નજર કરી. તરત જ તેણે ઉત્સાહિત થઈને ચેતકને એડી મારી પવનવેગે દોડાવ્યો. ચેતક પણ ચેતક જ હતો ! અસંખ્ય માણસોની મેદની ભેદીને ચેતક સલિમના હાથી પાસે જઈ પહોંચ્યો. પ્રતાપસિંહે સલિમના હાથી ઉપર પોતાનો ઘોડો ટેકવ્યો અને સલિમના મહાવતનું તેમજ એકે એક રક્ષકનાં માથાં ઉડાવી દીધાં, અને તે જ ક્ષણે ચેતકે સલિમના હાથીના માથા પર પોતાના આગલા બે પગ ટેકાવ્યા. જેવો પ્રતાપસિંહ ચળકતા અણીદાર ભાલા વડે સલીમની છાતી વિંધવા જાય છે એટલામાં જ મહાવત વગરનો હાથી ભયભીત થઇ કીકીયારી કરી હિંદના ભાવિ સમ્રાટને રણાંગણમાંથી લઇ ન્હાસી ગયો.

વિધિની ઇચ્છાથી એક અબોલ પ્રાણીએ એક રાજાનો જીવ બચાવ્યો ! નહિં તો તે જ ક્ષણે, તે જ સ્થળે અને તે જ ભાલાની અણીએ આ શાહજાદો પરલોક ગમન કરી જાત ! ઇતિહાસનાં પૃષ્ટોમાં જહાંગીર નુરજહાંનો પ્રેમપ્રશ્ન વણલખ્યો રહી જાત અને આ પ્રેમબેલડીએ અસંખ્ય નાટયકારો, કળાકારો અને ઇતિહાસકારોને પોતાના પ્રેમી જીવનભાલાથી જે પ્રેરણા આપી છે તે ન અપાત ! નુરજહાંની ભાગ્યલતિકા વણફાલી કરમાઈ જાત, અને રાણી થવાનું સદ્‌ભાગ્ય તેને ન મળત.

રાણાએ એની પુંઠ પકડી. પણ ઘણાય મુસલમાનો પોતાના શાહજાદાના રક્ષણ માટે એકઠા થઇ ગયા અને તેમણે પ્રતાપસિંહને ચારે બાજુએથી ઘેરી લીધા. મહારાણા પ્રતાપના શરીરે પણ ઘણા ઘા પડયા. તેમ છતાં પણ એમણે એક ઘાયલ કેસરીસિંહની માફક એટલી વીરતાથી યુદ્ધ કર્યું કે આખી મોગલ સેનામાં હાહાકાર થઇ રહ્યો. એક ક્ષણ પણ એમની તલવાર સ્થિર રહી નહિં. ઘણાક મુસલમાનો એમને હાથે નાશ પામ્યા.

ઘવાવાથી પ્રતાપસિંહનું જોર જરા કમી થયું હતું. વળી, મોગલ સેના એમને ઘેરી રહી હતી; આથી તેમના ઘાયલ થયેલા શરીરને સહાયતા કરવા માટે રાજપૂત સૈન્ય તેમના તરફ ધસી આવ્યું. મોગલસેના તો સલીમને વીંટળાઇને જ ઉભી રહી.

બન્ને પક્ષ વચ્ચે પુનઃ યુદ્ધ શરૂ થયું. સલીમનો હાથી નહાસી ગયા પછી પ્રતાપસિંહના પ્રાણ લેવાનો જ મોગલોનો નિશ્ચય હતો.

આ સમયે પ્રતાપસિંહના મસ્તક ઉપર મેવાડનું રાજ્યચિહ્ન શોભી રહ્યું હતું; અને રાજપૂતોએ ધાર્યું કે જ્યાં સુધી આ રાજ્યચિહ્ન તેમના મસ્તક પરથી ખસે નહિં ત્યાં સુધી પ્રતાપસિંહનો પ્રાણ બચવો મુશ્કેલ છે. શત્રુઓ આથી જ એને પ્રતાપસિંહ જાણી એનાપર આક્રમણ કરી રહ્યા હતા, અને 'પ્રતાપનો નાશ કરી શકાય તો જ યુદ્ધમાં જય મળે' એવી તેમની ધારણા હતી.

રાજપૂતોએ ધાર્યું કે, મહારાણાનું રક્ષણ કરી શકાય તો પરાજય ન થાય. એટલું જ નહિં પણ ભવિષ્યમાં એક દિવસ એવો આવશે કે જ્યારે તેઓ ચિતોડને દુશ્મનો પાસેથી પાછું સર કરશે !

આવો વિચાર કરી રાજપૂતોએ પ્રતાપસિંહને કોઈ પણ પ્રકારે બચાવી લેવાનો નિશ્ચય કર્યો. રાજપૂતોના સૈન્યનું પ્રમાણ એટલું ઓછું હતું કે અનેક પ્રયત્નો કર્યા છતાં લડીને રાણાજીનું રક્ષણ કરવું કેવળ અશક્ય હતું.

આ સમયે સ્વદેશવત્સલ તેમ જ વીરભક્ત એવા ઝાલારાજ માનસિંહ સૈન્યનો કોલાહલ, મૂર્છાંગતના કરૂણ નાદ, હથિયારોના ખડખડાટ અને હાથીઓની ગર્જના ભેદતા મહારાણા પાસે આવી પહોંચ્યા અને મહારાણાની જય પુકારી કહ્યું :

" મહારાણાજી ! આ સમયે આપ જ હમારા આધાર છો. જો આપનું રક્ષણ થશે તો મેવાડની સર્વ ભાવિ આશાઓ પરિપૂર્ણ થશે ! જો આ યુદ્ધમાં આપના પ્રાણ જશે તો તેની સાથે હમારી સર્વે આશાઓ પણ નાશ પામશે. જો આપ જીવતા હશો તો એક દિવસ મેવાડને સંપૂર્ણ સ્વતંત્ર બનાવી શકશો, અને મેવાડની પ્રજા સ્વતંત્રતાનાં મિઠાં તેમ જ સ્વાદિષ્ટ ફળ આરોગવા ભાગ્યશાળી થશે. પણ આપના અભાવે મેવાડની પ્રજા ચિરકાળ પરતંત્રતાનું દુઃખ ભોગવશે ! મેવાડ કદાપિ પણ ગુલામીમાંથી છુટશે નહિં, અને આપણા સૂર્યવંશી કુળને લાંછન લાગશે. માટે મહારાજ ! આ અણીને પ્રસંગે મ્હારી એક જ આપને વિનંતી છે. તે વિનંતી ન્યાયી હોય કે અન્યાયી હોય પણ પાછી ઠેલશો નહિં. તમ્હારે વગર વિચારે તે માન્ય રાખવી પડશે ! "

મહારાણાએ કહ્યું : " તમ્હારી વિનંતી હું સ્વીકારૂં છું. બોલો જોઈએ ! "

માનસિંહે ગંભીરતાથી કહ્યું : " મહારાણાજી ! મ્હારી વિનતી એ છે કે તમ્હારે રણક્ષેત્ર તજી જવું અને હું જે વ્યવસ્થા કરૂં તે માન્ય રાખવી ! "

માનસિંહની આ વિનતી સાંભળી મહારાણા ચમક્યા અને કહ્યું:

"એ કેમ બને? ઝાલારાજ! યુદ્ધભૂમિ છોડી ન્હાસી જવું એ પ્રાણ જતાં પણ મ્હારાથી કેમ બને?"

ઝાલા માનસિંહે આગ્રહપૂર્વક જણાવ્યું: "શું આપ ધારો છો કે હમો મેવાડનો નાશ કરવા સારૂ આપને આમ કહીએ છીએ? જો મ્હેં કહ્યું તેમ નહીં કરો તો મેવાડનું ભાવિ કેવું છે તે આપ આપની નજર આગળ જોઇ શકો છો! આપનું જીવન એજ હમો મેવાડી સ્વતંત્રતા અત્યારે સમજીએ છીએ. માટે વિચાર કરો અને મ્હારૂં કહ્યું માનો."

પ્રતાપસિંહ નીચું જોઈ વિચાર કરવા લાગ્યા. માનસિંહની વિનંતી સાંભળી તેના હૃદયના કટકા થવા લાગ્યા. રણમાંથી પાછા ફરવું એ તેમને જીવતાં મરવા જેવું લાગ્યું! પણ ભવિષ્યમાં મેવાડની સ્વતંત્રતા જાળવવાની ધારણાથી તેમણે એ શોક ત્યજ્યો, અને પોતાના વિચારોનો પ્રવાહ બદલ્યો.

જોતજોતામાં પ્રતાપસિંહના મસ્તકનું રાજછત્ર ઝાલારાજ માનસિંહના મસ્તક ઉપર વિરાજવા લાગ્યું. માનસિંહ દ્વિગુણિત ઉત્સાહથી અનેક રાજપૂત સામંતો સહિત રણાંગણમાં પડ્યા. તેમને માથે રાજછત્ર જોઈને મોગલોએ તેમને જ રાણા પ્રતાપ ધારી, તેના ઉપર વાઘની પેઠે હુમલો કર્યો.

પણ વીર માનાજીએ આ સમયે અદ્‌ભુત વીરત્વ બતાવ્યું. તેણે પુષ્કળ મોગલોનો સંહાર કર્યો. છેવટે આ ઘોર સંગ્રામમાં પોતાના રાજાના પ્રાણ બચાવવા માટે આ રાજભક્ત, દેશભક્ત, તેમજ વીરભક્ત ઝાલારાજ પોતાની સેના સહિત વીરતાથી લડતાં લડતાં વીરગતિને પામ્યા, અને મૃત્યુ સમયે તેઓ બોલી ઉઠ્યા:

"ભગવાન્ એકલિંગેશ્વર! મેવાડની પ્રતિષ્ઠા જાળવજો! મેવાડની સ્વતંત્રતા પુનઃ સ્થાપજો! અને હમારા મહારાણા પ્રતાસિંહનું સદા રક્ષણ કરજો!"

* * * *

ધન્ય છે એમની સ્વામિભક્તિ અને રાજભક્તિને ! સંસારમાં એમના ત્યાગ સાથે સરખામણીનાં ઉભું રહે એવું એક પણ દૃષ્ટાંત નથી. જગત્માં ત્હેની કીર્તિ અક્ષય છે. ઝાલારાજ ! ત્હમારા જેવા સ્વામીભક્તો જગત્માં બહુ થોડા છે. ત્હમારા જેવા આત્મબલિદાન કરનારા નરપુંગવો જગત્માં જુજ છે. રાજસ્થાન ! ધન્ય છે ત્હને કે તું આવાં નરરત્નોની પરંપરા પ્રતિવર્ષે પેદા કરે છે ! ધન્ય છે ત્હને અને ત્હારા સ્વદેશપ્રેમી સંતાનોને ! !

પ્રતાપસિંહે દૂરથી જ રણક્ષેત્રમાં જોયું કે માનસિંહે મેવાડ-પતિને માટે પ્રાણ ત્યજ્યા છે, તેમ જ પોતાના દેશને માટે આત્માનું બલિદાન આપ્યું છે, અને હસતાં હસતાં આ અસાર સંસાર છોડી ગયા છે. તેજ ક્ષણે તેઓ તેને તથા તેની સ્વામિભક્તિને અનેક ધન્યવાદ આપવા લાગ્યા.

હલ્દીઘાટનું ભયંકર તેમજ ઘોર યુદ્ધ આમ પુરૂં થયું. સ્વતંત્રતાની રક્ષા માટે આટલો કઠોર ઉદ્યમ, પોતાના રાજાના પ્રાણના રક્ષણ ખાતર આટલો અસાધારણ આત્મત્યાગ, ગ્રીસ દેશના ઈતિહાસ સિવાય-સંસારમાં ક્યાંય પણ જોવામાં આવતો નથી.

ઝાલારાજના કરતાં વિશેષ ઉમદા મૃત્યુ કોનું હોય ? મહારાણા પ્રતાપસિંહ એમના આત્મત્યાગની વાત કદી પણ ભૂલ્યા નહતા. એમના એ આત્મત્યાગના બદલામાં મહારાણાએ ઝાલા કુળના વંશજોને મેવાડની રાજ્યપતાકા ગ્રહણ કરવાનો હક્ક આપ્યો. તેઓ રાણાના જમણા હાથપર બેસે છે અને રાજધાનીમાંથી બહાર નીકળતી વખતે તેમના સન્માનને ખાતર રાણાના રાજમહેલ સુધી એક ડંકો તેમની આગળ વાગે એવો બંદોબસ્ત કર્યો ! ધન્ય છે પ્રતાપસિંહ ત્હારી ગુણગ્રાહકતાને ! ત્હારા જેવા વીરને આવા વીરો મળી પણ રહે છે ! !

હલ્દીઘાટનું પ્રથમ યુદ્ધ આમ પુરૂં થયું: અને આંસુથી છલાછલ ભરેલે નેત્રે પ્રતાપસિંહે પોતાના પ્રિય અશ્વ ચેતકને એક જુદી જ દિશામાં દોડવાની આજ્ઞા કરી. એક એડી મારતાની સાથે જ તે

પવનવેગે ઉડયો. મહારાણાની સાથે બચેલા રાજપૂતોએ પણ રણભૂમિનો ત્યાગ કર્યો. આ રીતે આ યુદ્ધનું પરિણામ વિપરીત આવ્યું. હલ્દીઘાટનું યુદ્ધ બંધ પડયું. દેશદ્રોહી, ઇર્ષ્યાખોર, તેમજ રાજપૂત કુળકલંક માનસિંહનો મનોરથ સિદ્ધ થયો. પ્રતાપસિંહને રણ છોડી જવું પડયું.

ગ્રીસ દેશમાં થરમોપોલિની સાંકડી પહાડી ઘટામાં મહાવીર લિઓનીડાસે થોડાં માણસો સહિત ઇરાનના શાહની વિરાટ સેનાને ગ્રીસદેશમાં આગળ વધતી અટકાવી, તેજ સ્થળે આત્મબલિદાન આપી, જગતના ઇતિહાસમાં અમરત્વ મેળવ્યું છે, તેમ હલ્દીઘાટના યુદ્ધમાં મહારાણા પ્રતાપસિંહ! તેં પણ આ સાંકડી ઘટામાં કેવળ બાવીસ હજાર રાજપૂતોને લઈ કેવળ અદ્‌ભુત વીરત્વ અને આત્મોસર્ગનું જ્વલંત દૃષ્ટાંત બતાવ્યું છે!

હલ્દીઘાટના યુદ્ધથી જય–પરાજય નક્કી કરાય એમ ન હતું. ગૌરવ–વૃદ્ધિ અને અમરત્વ–લાભ એ જ જો વિજયનાં ચિહ્ન હોય તો હલ્દીઘાટના યુદ્ધમાં રાજપૂતોનો પરાજય થયો જ નથી એમ ઇતિહાસપ્રેમીઓને મુક્તકંઠે કબુલવું પડશે જ.

બાવીસ હજાર રાજપૂતોમાંથી કેવળ આઠ હજાર બચવા પામ્યા. આ યુદ્ધને પરિણામે મેવાડના પ્રત્યેક કુટુંબને શોકગ્રસ્ત થવું પડયું. આથી મેવાડની હજારો સૌભાગ્યવંતી બાળાઓના સૌભાગ્યાલંકાર અનંતકાળને માટે નાશ પામ્યા. આજનો દિવસ એ રાજપૂતોનો ગૌરવનો દિવસ હતો. આર્યકુળની વીરતા, સાહસિકતા, અને બલિદાનનો સુપ્રસિદ્ધ દિવસ હતો!

કુરૂક્ષેત્રના ભયંકર યુદ્ધ પછી જો કોઈ ઘોર યુદ્ધ થયું હોય તો તે હલ્દીઘાટનું જ છે. દૈવયોગે તેમ જ પડતા ભાગ્યના બળે મહારાણાને અત્યારે તો મોગલોથી પાછા હઠવું પડયું. આજે રાજપૂતોની આશા, તેમનાં ઉન્નત સ્વપ્નો, તેમના જ્વલંત આદર્શો, તેમ જ તેમની દૃઢ પ્રતિજ્ઞાઓ ફળી નહિ! અને સૂર્યના અસ્ત સાથે આજે રાજપૂતોનો વિજયસૂર્ય પણ અસ્ત થયો.

પ્રતાપસિંહ રણ છોડી થાકયાપાકયા, લથડતા પથડતા તેમ જ અનેક ઘાથી ઘવાયેલા સ્વામિભક્ત ચેતક પર સવારી કરી પુરસપાટે ચાલ્યા જતા હતા. તેમને એકલા આમ પાછા ફરતા જોઈ બે યવન સરદારો તેમની પાછળ પડયા. તેઓએ એને પકડી પાડયા હોત, પણ એટલામાં એક નાની નદી આવી. ચેતક તે એકફાળે કુદી ગયો, અને યવનોના ઘોડાથી તે નદી નહિં કુદાવાથી તે પાછળ રહી ગયા.

આ દૃશ્ય પ્રતાપસિંહના ન્હાના ભાઈ શક્તસિંહના જોવામાં આવ્યું. તેનો ભ્રાતૃ-સ્નેહનો ઝરો સ્નેહનાં બંધનથી ઉભરાઈ આવ્યો! આજ સુધી તે પ્રતાપસિંહનો શત્રુ થઈ રહ્યો હતો, અને તેનો પ્રાણ લેવા યુદ્ધમાં સામે આવ્યો હતો; પણ જ્યારે એણે પોતાના મ્હોટા ભાઈનું અદ્‌ભુત પરાક્રમ, અસાધારણ સાહસ, તેમ જ પ્રાણથી પણ વ્હાલી એવી મેવાડના રક્ષણ માટે આટઆટલી ઝહેમત ઉઠાવતો જોયો. ત્યારે તેને પોતાની ઉચ્છૃંખલતા, અવિવેક અને મૂર્ખાઈનું ભાન એકાએક થયું. તે મ્હોટા ભાઈની મનમાં ને મનમાં જ પ્રશંસા કરવા લાગ્યો.

જ્યારે તેણે બે યવનોને પોતાના ઘાયલ ભાઈની પાછળ પડેલા જોયા, ત્યારે તેની સહનશીલતાનો અંત આવ્યો. તેણે તરત જ તેમની પૂંઠ પકડી અને નદી ઓળંગતા તે બન્ને યવનોનો અંત આણ્યો.

પ્રતાપ ઘવાયેલો હતો, તેમ જ બે મુસલમાન સૈનિકો પાછળ આવે છે એમ જાણી તેણે ઘોડો દોડાવ્યે જ રાખ્યો. પણ એટલામાં એક અવાજ કાને પડયો અને માતૃભાષામાં પાછળથી બૂમ પડી:

"હો નીલ ઘોડાકા અસવાર!"

આ શબ્દો સાંભળી પ્રતાપસિંહ ચકિત થયા, અને વિચારવા લાગ્યા કે આ માતૃભાષામાં મ્હને બોલાવનાર મ્હારો માતૃસેવક કે માતૃદ્રોહી! પ્રતાપસિંહ કાંઇ પણ સમજી શકયા નહિં.

તરત જ મહારાણા પ્રતાપનો બંધુ શક્તસિંહ પાસે પહોંચ્યો.

પ્રતાપસિંહે તેને જોતાં જ વિચાર્યું કે 'મોગલોના દાસત્વમાં રહેલો શક્તસિંહ અપમાનનો બદલો લેવા આવે છે.'

તરત જ અભિમાનથી તેને પૂછ્યું:

"કોણ છો?"

શક્તસિંહે તરત ઘોડા પરથી ઉતરી જ્યેષ્ઠ બંધુને પ્રણામ કરી તેના ચરણસ્પર્શ કર્યા અને નમ્રતા તેમ જ વિવેકથી કહ્યું: "મ્હોટા ભાઈ! મ્હને ઓળખ્યા શકયા નહિં?"

પ્રતાપસિંહે કહ્યું: "શક્ત! ત્હારી ઇચ્છા હું સમજી શકતો નથી! તું શું કહેવા માંગે છે? સત્ય વસ્તુ એકદમ જણાવી દે. જેવું અન્ન તેવી બુદ્ધિ! તેથી જ હું ત્હને કહું છું કે તું શું કહેવા માગે છે?"

શક્તસિંહ: "ભાઇ! મ્હારે કાંઇ કહેવાપણું નથી. હું આપનો અને રાજપૂતોનો કનિષ્ઠ ભ્રાતા છું! હું આજ સુધી આપને મ્હારા જેટલા જ બળવાન ધારતો હતો! પરંતુ માતૃભૂમિના રક્ષણને માટે આપની તનતોડ મહેનતે, તેમ જ અનેકાનેક રાજપૂત યોદ્ધાઓના આત્મત્યાગે મ્હારૂં મદાંધચિત્ત ઠેકાણે આણ્યું છે. મ્હોટા ભાઈ! મ્હારો સર્વ અહંકાર ઉતરી ગયો છે! હું આપનો દાસાનુંદાસ થવાને પણ યોગ્ય નથી એ હું સ્વીકારૂં છું. હું ભ્રષ્ટ થયો છું, છતાં પણ મ્હને તમો તમ્હારા એક દિવસના ન્હાના ભાઈ તરીકે ફરી ન રાખો? મ્હારૂં હૃદય પશ્ચાત્તાપથી પવિત્ર થયું છે. હું આપની ઉદારતા યાચું છું. મ્હને આશ્રય આપો. હું તમ્હારો જ ન્હાનો ભાઇ થઇ રહેવા માગું છું. હું તમ્હારા ચરણની સેવા કરવા સદા તત્પર છું!"

આટલું કહી શક્તસિંહે મહારાણાના ચરણની રજ લઇ પોતાને માથે ચઢાવી.

બન્ને બંધુઓ ગાઢ આલિંગન દઇ પરસ્પર ભેટયા, અને આજીવન સાથે રહ્યા.

---

# વીર ભામાશાહ અથવા મેવાડનો પુનરૂદ્ધાર

હલ્દીઘાટના યુદ્ધનો અંત આવ્યો હતો. ચિતોડમાં મોગલોની સત્તા જામી હતી. મહારાણા પ્રતાપસિંહ પોતાનું વચન પાળી શકયા ન હતા. માનસિંહના માનનું મર્દન થયું ન હતું. શાહજાદો સલીમ ભાગ્યવશાત્ બચવા પામ્યો હતો. અકબરશાહના દરબારમાં માનસિંહનો મોભો વધ્યો હતો. શહેનશાહ તેના શૌર્ય અને સાહસિકતા પર મુગ્ધ થયો હતો. પ્રતાપસિંહને તેના અપમાનનો બદલો મળી ચુકયો હતો. આથી માનસિંહનો ઉત્સાહ માતો નહતો.

આ લોમહર્ષણ યુદ્ધ પછી વીરવર પ્રતાપ પોતાના કુટુંબ સહિત વનેવન અને પહાડે પહાડ ઘૂમતા હતા. તે જયાં જયાં ગયા ત્યાં ત્યાં ભાગ્યદેવી તેમના પર અપ્રસન્ન રહી. પ્રસિદ્ધ પુણ્યભૂમિ મેવાડ ઉપર યવનોનું સ્વામિત્વ સ્થપાયું. વીર પ્રતાપને વનમાં પણ મોગલોએ શાન્તિપૂર્વક રહેવા દીધા નહિં. એને મોગલોથી અહર્નિશ સાવચેત રહેવું પડતું. મોગલોએ કોમલમેર અને અરવલ્લી પહાડ પર આવેલા કુવામાં ઝેર નાંખી તે કુવાના પાણીને ઝેરી બનાવ્યું હતું. આથી પ્રતાપસિંહને અને તેના કુટુંબને ઘણું ઘણું સહન કરવું પડયું હતું. કેટલીયે વાર તો પ્રતાપસિંહને દુશ્મનોના ઓચિંતા હલ્લાના ભયથી તૈયાર થયેલી રસોઇ ત્યજી ન્હાસી જવું પડતું. કેટલીયે વાર તો તેઓ યવનોના હાથમાં પડતાં પડતાં બચી ગયા હતા. કેટલીયે વાર તો ભીલોની મદદથી એમને

જીવતદાન મળ્યું હતું. કેટલીયે વાર તેમને બાળ બચ્ચાં સહિત પર્વત-ની ભયંકર ગુફાઓમાં સંતાઇ રહેવું પડતું. કેટલીયે વાર તેમને ભીલોના કરંડિયામાં સંતાઇ ન્હાસી છુટવું પડતું. આપત્તિની તેમજ સહનશીલતાની પણ જગતમાં હદ હોય છે. સ્વમાનની ભાવના ખાતર, તેમજ મેવાડની અકલંકિત પ્રતિષ્ઠાને સ્થાયી રાખવા ખાતર-રાણા પ્રતાપસિંહે જેટલું સહન કર્યું છે, તેમજ જે ઉગ્ર અને કઠોર તપ આદર્યું છે તેવું ભાગ્યે જ હિંદના જ્વલંત ઇતિહાસમાં કોઇ બીજા રાજાએ આદર્યું હોય ! રાણા પ્રતાપસિંહ આ દરેક મુશ્કેલી તેમજ આપત્તિમાંથી પસાર થયા, પરંતુ સ્વપ્નેય મોગલોની અધીનતા સ્વીકા-રવાનો વિચાર માત્ર પણ ન કર્યો. રાણા પ્રતાપસિંહને આ કટોકટી-ના તેમજ કસોટીના સમયે અરવલ્લીપહાડ પર રહેતા ભીલ લોકોએ જે સેવાસુશ્રુષા કરી સહાય કરી હતી તે ખરેખર તેમની અનુપમ રાજ-ભક્તિ તેમજ સ્વામિભકિતનો અદ્દભુત ખ્યાલ આપે છે.

કોમલમેરમાં રાણાજીની સ્થિતિ ઘણી કફોડી થઇ. આથી પોતાના ભીલ સેવકોને લઇ રાણાજી મેવાડની દક્ષિણ દિશામાં આવેલી સૌંદાનામની નગરીમાં આવી વસ્યા. આ નગરીની આસપાસ ધીચ જંગલો હતાં. એની ચારે બાજુએ મ્હોટી મ્હોટી ગગનચુંબી પર્વતો-ની હારો હતી. આ નગરીમાં દાખલ થવાના માર્ગો ઘણા વિકટ અને ભયંકર હતા. સ્વરક્ષણને માટે આ સ્થાન ઘણું ઉપયોગી હતું. આથી-જ રાણાજીએ પોતાની સ્વતંત્રતા જાળવવા, તેમજ પ્રતિજ્ઞા પાળવા અને દુશ્મનોના સતત ત્રાસોમાંથી બચવા આ સ્થાન પસંદ કર્યું હતું. રાણાજી અહિંઆ સહકુટુંબ આવી વસ્યા.

સૌંદા નગરીમાં રાણાજી પોતાના કુટુંબ સહિત દિવસો વિતાડવા લાગ્યા. રાજવંશીને યોગ્ય એવાં કોઇપણ સાધનો તેમની પાસે નહોવાથી તેમનાં બાળ બચ્ચાંને ઝાડની ડાળીએ ઝોળીઓ લટકાવી સુવાડવામાં આવતાં હતાં, તેઓ સાદાં વસ્ત્રો પહેરતાં અને ભોજન પણ સાદું જ

લેતાં. તે પણ વખતો વખત તો નહિં જ! અહિંઆ પણ રાણાજીને અસહ્ય દુઃખો પડયાં. છતાં પણ આ હૃદયકંપી દશ્યથી રાણાજીની અસાધારણ વીરતા જરા પણ ડગી નહિં. આટલી બધી પારાવાર મુશ્કેલીઓ આવી પડી, તેમજ સ્વદેશના રક્ષણ માટે આટલાં બધાં દુઃખો ખમવા પડયાં, છતાં પણ રાણાજીનો સ્વદેશાનુરાગ તેમજ સ્વતંત્રતાનો પ્રેમ જરાપણ શિથિલ થયો નહિં. ગમે તેવો વજ્રહૃદયી પુરૂષ પણ આવી સ્થિતિમાં પીગળી જાય, ગમે તેવો સ્વદેશપ્રેમી મનુષ્ય પણ આવી દુઃખદ સ્થિતિમાં હિંમત હારી નમતું મુકે; પણ વીરવર પ્રતાપસિંહે તો તેની કલ્પના સરખી પણ ન કરી!

જ્યારે પ્રતાપસિંહની આ સહનશીલતાની વાત અકબરશાહને કાને પહોંચી ત્યારે તેણે એના આત્મસંતોષ, સાહસ, ધૈર્ય અને વીરતાની મુક્ત કંઠે પ્રશંસા કરી, અને પોતાના દરબારના માણસોને બોલાવી કહ્યું:

"દોસ્તો! આ સંસારમાં સઘળું નાશવંત છે. જર, જમીન, મોહ-માયા બધું ક્ષણભંગુર છે, પણ મહાન પુરૂષના સદ્ગુણો—જેવા કે ચારિત્ર્ય, આત્મત્યાગ, સ્વદેશપ્રેમ, ધર્મસહિષ્ણુતા, નારિપ્રતિષ્ઠા—આદિ યાવજ્જીવંત રહેશે. મેવાડના રાણા પ્રતાપે આજે બધું ત્યજ્યું છે. તેણે માતૃભૂમિ ત્યજી છે; પોતાનું રાજ્ય ત્યજ્યું છે; મોગલ શહેનશાહતની મિત્રતા ત્યજી છે; રાજપૂત જાતિના માણસોને ત્યજ્યાં છે, અને એક કીર્તિની ખાતર—એક પ્રતિષ્ઠાની ખાતર—આજે એ અરવલ્લીની ટેકરી ટેકરીએ ભટકે છે. તેણે આને માટે દેશવટો લીધો છે, પણ આ દુનિઆમાં જે યશવંત તેમજ અમર છે તે ગૌરવ તેણે તજ્યું નથી. આજે કેટલાયે દિવસો થયાં તેણે મ્હારી આજ્ઞા ઠેલી કાઢી છે, મ્હારા આમંત્રણનો અસ્વીકાર કીધો છેઃ જ્યારે એના જ જાતિભાઇઓ આજે મ્હારી સમક્ષ દીન અને જાતિભ્રષ્ટ થઇ રહે છે. ભારતભૂમિના રાજપૂતોની એ આજે પણ જંગલમાં બેઠો બેઠો, તેમજ ટાઢ તડકો સહન કરતો લાજ રાખી રહ્યો છે. દોસ્તો! આવા લોકોત્તર પુરૂષની જેટલી પ્રશંસા કરીયે તેટલી થોડી જ છે!"

અકબરશાહ જેવા ઉદ્દંડ શહેનશાહ પણ પ્રતાપસિંહના શુદ્ધ ચારિત્ર્ય અને નૈતિક બળથી આકર્ષાયા હતા; અને જો કે પ્રતાપ તેમનો દુશ્મન હતો છતાં પણ ગુણજ્ઞ તરીકે તે હંમેશાં મનુષ્યોમાં વસેલા ગુણોની પૂજા કરતો.

ચૌંધા નગરીમાં રાણાજીએ કેટલીયે રાત્રીઓ નિદ્રા વગર પસાર કરી, અનેક દિવસો ખાધા વિના પસાર કર્યા, પણ પોતાના સ્વાતંત્ર્ય વ્રતમાં જરાપણ શિથિલ ન થયા. રાણાજી સ્વદેશને માટે સર્વસ્વ હોમી દેવા તૈયાર હતા.

રાણાજીએ પ્રતિજ્ઞા લીધી હતી કે :

"સ્વદેશના રક્ષણ માટે ભલે હું તેમજ મ્હારૂં આખું કુટુંબ ખપી જાય, પણ કદાપિ હું મોગલોની અધીનતા સ્વીકારીશ નહિ! હું મોગલોને માથું નમાવીશ નહિ! સાચા સિસોદીઆનું મસ્તક કદાપિ પણ મોગલોના ચરણમાં નમશે નહિ!"

અકબરશાહનો વિચાર આથી જુદો જ હતો. તેની પ્રતિજ્ઞા નીચે પ્રમાણે હતી :

"ગમે તેમ થાય પણ પ્રતાપને મ્હારે નમાવ્યે જ છૂટકો. આ અસંખ્ય રાજપૂતોની મિત્રતાથી જે સાત્વિક સંતોષ મ્હને મળતો નથી તે કેવળ પ્રતાપની મિત્રતાથી જ મ્હને મળશે. મ્હારે પ્રતાપને નમાવવો જ છે. પ્રતાપને મોગલ શહેનશાહતનો વિશ્વાસુ મિત્ર બનાવવો છે. જો પ્રતાપ નહિ માને તો તેની સાથે માનપૂર્વક સંધિ કરવાને પણ હું તૈયાર છું. આવા સ્વાભિમાની તેમજ સ્વદેશપ્રેમી અને એકવચની રાજાની મૈત્રી બાંધવામાં જ હું મ્હારૂં જીવનસાફલ્ય માનું છું. રાણા પ્રતાપની મૈત્રી મ્હને આ અસંખ્ય જાતિભ્રષ્ટ તેમજ ધર્મભ્રષ્ટ રાજપૂતો કરતાં વધારે પ્રિય અને ગૌરવભરી લાગે છે!"

અરવલ્લી પર્વત પર રહેતા ભીલો ગમે તેટલા અનાર્ય, અસભ્ય અને અશિક્ષિત હોય, પરંતુ તેઓ આપત્તિની ઘડીયે રાણા પ્રતાપના

પરમ સહાયક થયા હતા. તેઓ ઘણા વિશ્વાસુ હતા. પ્રતાપના કુટુંબ-નું રક્ષણ કરવાનું કાર્ય ભીલોના હાથમાં હતું. પ્રતાપની સહિસલા-મતીની જોખમદારી તેમને શિર રહેતી. ભીલો જ તેમની સેવાસુશ્રૂષા કરતા. ભીલો જ તેમને આહારો મેળવી આપતા. ભીલો જ તેમને આશ્વાસન આપતા અને તેમની ચિન્તા મટાડતા.

આ દુઃખદ સમયે પ્રતાપસિંહને ભીલોની મ્હોટી ઓથ હતી. તેઓ મોગલો પર અચાનક તુટી પડતા, અને મોગલો સ્હામે પ્રતાપનું રક્ષણ કરતા. તેઓ તીર તેમજ પત્થરના અને લોઢાના અણીદાર કટકા ફેંકી શત્રુઓને છિન્નભિન્ન કરતા, અને તેમના રૂધિરપ્રવાહે અરવલ્લીની પુણ્યભૂમિને લાલરંગે રંગી દેતા. પ્રતાપને પકડવા આવનારા મોગલો આમ ભીલોને હાથે માર્યા જતા. આવી સ્થિતિમાં પ્રતાપને પ્રાણ બચાવ-વાને ખાતર જંગલમાં સંતાઈ જવું પડતું, અને ઘણીયે વખત તેઓ કેટલાયે દિવસો સુધી પોતાના કુટુંબના માણસોને પણ મળી શકતા નહિં.

આ પ્રમાણે દુઃખમાં અને દુઃખમાં અનેક વર્ષો વીતી ગયાં, પણ પ્રતાપસિંહની દૃઢપ્રતિજ્ઞામાં જરાપણ પરિવર્તન થયું નહિં. તેમનો ટેક ચાલુ જ રહ્યો. તે દિવસે દિવસે વધુ ઉત્સાહી અને આશા-વાદી થતા ગયા, અને એક પ્રકારની યુદ્ધનીતિ ધારણ કરી અસાધારણ સહિષ્ણુતાવડે સ્વરક્ષણ કરવા લાગ્યા. તેમની પ્રતિજ્ઞા તેમણે ત્યજી નહિં. તેના કઠોર વ્રતનો ભંગ થયો નહિં. તેના ભીલસેવકોનો ઉત્સાહ પણ મંદ થયો નહિં તેમજ તેમની બુદ્ધિમાં પણ ફેરફાર થયો નહિં. પ્રજાએ દુઃખદ સ્થિતિમાં આમ દિવસો પછી દિવસો પસાર કર્યા, પણ તેના ભાગ્યનો પ્રવાહ પાછો ફર્યો નહિં. તેની દુઃખદ સ્થિતિ ચાલુ જ રહી. પણ આ જ અરસામાં સૌંદા નગરીમાં એક એવી ઘટના બની કે જેના દૃશ્યથી વજ્રહૃદયી તેમજ અડગ ટેકીલા એવા રાણા પ્રતાપસિંહ પણ પીગળી ગયા. તેમની માનસિક સૃષ્ટિમાં મહાન્ ફેરફારો થયા. તેમની અદ્‌ભુત સહનશીલતા તુટી, તેમનો આત્મવિશ્વાસ ન[illegible] થયો, તેમનો ઉત્સાહ મંદ પડયો. અન્તે રાણાજી નિરાશાવાદી તેમ

નિરુત્સાહી થયા, અને અનેક આપત્તિઓ તેમજ મુશ્કેલીઓમાં જે કાર્ય ન થયું તે કાર્ય આ ન્હાનકડી ઘટના વડે એકાએક થઇ ગયું !

જીવનમાં કેટલીયે વાર એવો બારીક કસોટીનો પ્રસંગ આવે છે કે જ્યારે સ્વમાન તેમજ જીંદગીથી પણ વધારે વ્હાલાં એવાં બાળબચ્ચાંની જરૂરીઆત જોઇને માણસ વધારે ઝનુની થાય છે. પ્રતાપસિંહ પણ કોઇ કોઇ વાર જ્યારે પોતાનાં બાળબચ્ચાંને ભૂખથી ટળવળતાં જોતા ત્યારે અધીરા થઇ જતા. તેમનું હૈયું ભરાઇ આવતું; પણ મ્હોટું મન કરી આ દુઃખ તેઓ ગળી જતા, અને સ્વમાનની ભાવના આગળ કરતા. તે પોતાના કુટુંબનાં માણસો મોગલોને હાથ ન જાય તેની ખાસ ચિન્તા રાખતા. પણ આજે એવી દુઃખદ તેમજ હૃદયવિદારક ઘટના થઇ કે જેનાથી પ્રતાપનું હૃદય શોક અને દુઃખના ભારે નમી ગયું. સ્વમાનની ભાવનાને તેણે હસી કાઢી, અને અકબરશાહના પર સંધિ માટે પત્ર લખી મોકલી તેની અધીનતા સ્વીકારવાનો નિશ્ચય કર્યો.

એક દિવસ પ્રતાપસિંહ શોકમગ્ન હૃદયે જંગલમાં ઘાસની પથારી પર સુઇ પોતાનો થાક ઉતારી રહ્યા હતા, અને આહાર કરવાની તૈયારી કરતા હતા. તેમના હૃદયમાં ચિતોડના ભવિષ્ય વિષે જુદા જુદા વિચારો ઉત્પન્ન થતા હતા. આથી તેને મહાન્ દુઃખ થતું હતું. ચિન્તા વધી પડી હતી. તે મનમાં જ કહેવા લાગ્યા :

" હત ! હત ! હવે ચિતોડનું શું થશે ? મ્હારે આવી સ્થિતિમાં આ અરવલ્લીની ખીણોમાં ક્યાં સુધી ભટકવું પડશે ? આ ટાઢ તડકો મ્હારે ક્યાં સુધી સહન કરવો પડશે ? આ નીમકહલાલી અને વિશ્વાસુ ભીલ સેવકોને હું ક્યાં સુધી ત્રાસ આપ્યા કરીશ ? કુસુમથી પણ કોમળ એવાં મ્હારાં બાળબચ્ચાંઓ અને પુત્રવધુ તેમજ રાજલક્ષ્મી સમાન રાણીને હું ક્યાં સુધી દુઃખદરિઆમાં ડુબાડેલાં રાખીશ ? આ મેવાડની ગતલક્ષ્મી હું ક્યારે પ્રાપ્ત કરીશ ? આ ચિતોડને 'હું મ્હારૂં ચિતોડ' કહી ક્યારે સંબોધીશ ? આ ચિતોડના સુવર્ણ સિંહાસને હું ક્યારે બેસીશ ?

રાજસ્થાનનું નષ્ટ થયેલું ગૌરવ હું ક્યારે પાછું મેળવીશ ? આ મોગલોને હું ચિતોડમાંથી ક્યારે કાઢી મુકીશ ? આ જાતિભ્રષ્ટ તેમજ વિશ્વાસ-ઘાતી કુલાંગાર રાજપૂતોને હું ક્યારે યોગ્ય દંડ દઇશ ? આ માનસિંહના માનનું મર્દન હું ક્યારે કરીશ ? હે ભગવન્ ! આજે મ્હારી પડતી દશા છે. આથી જ બાપ્પાએ સ્થાપેલી, રાણા કુંભે વધારેલી અને રાણા સંગ્રામસિંહે જ્વલંત કરેલી એવી ચિતોડ નગરી મ્હારી પાસે નથી ! આથી જ આ રાજસ્થાનના રાજપૂતો મ્હને ત્યજી મોગલોને મળી ગયા છે. આજે મ્હારા પર વિપત્તિનાં નીલઘેરાં વાદળ તુટી પડયાં છે. આજે મેવાડનો શુદ્ધ સિસોદીઆ વંશ નષ્ટ થવાની તૈયારીમાં છે. આજે મેવાડનો રાજવંશ અરવલ્લીમાં ભટકે છે અને તેનાં બાળબચ્ચાં આમ દુઃખી થાય છે. આજે મેવાડનો રાજવંશ સુખેથી પેટ પણ ભરી શકતો નથી. આજે મેવાડની કોમલાંગી તેમજ પ્રતિવ્રતા સ્ત્રીઓ સતીત્વ—રત્ન ગુમાવવાની તૈયારીમાં છે. આજે મેવાડની સંસ્કૃતિ અને જાહોજલાલી યવનોના પગલે અસ્તવ્યસ્ત થવાની તૈયારીમાં છે. આ બધું દુઃખ જોવાનું પરમાત્માએ મ્હારા નસીબમાં જ લખ્યું છે. નહિં તો આમ બને કેમ ? જો આ રાજસ્થાનના રાજપૂતો દૃઢપણે રહ્યા હોત તો મોગલોની શી તાકાત હતી કે તેઓ રાજસ્થાનમાં પ્રવેશ પણ કરી શકે ? પણ હવે તે વિચાર કર્યે શો ફાયદો ? જે બનવા કાળ હતું તે તો બની ગયું છે. હવે તો આનો અંત આણ્યે જ છૂટકો. પણ આનો અંત કેવી રીતે આણવો ? શું અકબરની અધીનતા સ્વીકારવી ? કદાપિ નહિ. આ ભવમાં તો પ્રતાપ કદાપિ પણ તેમ ન કરે. હું મ્હારા બાહુબળથી જ મેવાડને મોગલો પાસેથી જીતી લઇ સ્વતંત્ર બનાવીશ. તેમ નહિં બને તો મ્હારા કુટુંબ સહિત આ પવિત્ર અરવલ્લીની ખીણમાં ભટકી મ્હારૂં આયુષ્ય પુરૂં કરીશ !"

રાણાજી આવી ચિન્તામાં મગ્ન હતા, પણ એટલામાં પોતાના વ્હાલસોયાં બાળકની કિકિયારીથી તે સ્તબ્ધ થઈ ગયા. તેમની વિચાર-માળા તુટી.

આ સૃષ્ટિમાં સ્નેહ એક અદ્દભુત વસ્તુ છે. સ્નેહને ખાતર આ સૃષ્ટિમાં કેટલાંયે બળિદાનો અપાયાં છે. સ્નેહને ખાતર કેટલાંયે રાજ્યો નષ્ટ થયાં છે. અરે! સ્નેહને ખાતર કેટલાંયે હૃદયો ફેરવાયાં છે! રાણા પ્રતાપસિંહની સ્વદેશપ્રેમની તેમજ સ્વતંત્રતાની પ્રતિજ્ઞા ઘણી કઠોર હતી, પણ તેની સાથે તેમની સંતાનો પ્રત્યેની પ્રીતિ પણ અદ્દભુત હતી. કુટુંબ પ્રત્યેની તેમની અમીમય તેમજ દયામય દ્રષ્ટિ આ દુઃખદ સમયમાં પણ ચાલુ જ હતી. પોતાનાં નિર્દોષ બાળકોનો કિલકિલાટ તેને રાજ્યસિંહાસન કરતાં પણ વધારે પ્રિય હતો!

પ્રતાપસિંહે આજસુધી ઘણું ઘણું સહન કર્યું, પણ જ્યારે પોતાનાં બાળકોને ભૂખે પીડાતાં જોયાં ત્યારે તેમનું હૈયું ભરાઇ આવ્યું. તેમનું વજ્ર જેવું હૃદય કુસુમથી પણ કોમળ થઈ ગયું. પ્રતાપસિંહ પોતાનું સ્વમાન ભૂલ્યા; તેના હૃદયના કટકા થયા.

પોતાના બાળકની કિકીઆરી સાંભળી રાણાજી સ્તબ્ધ થયા. તેમની વિચારમાળા તુટી. થોડી વારે તે ટટાર થયા અને બાળકને પાસે બોલાવી રડવાનું કારણ પૂછ્યું:

" બેટા! તું આટલું બધું શા માટે રડે છે? તને શું દુઃખ છે તે સુખેથી જણાવ!"

પિતાના આ વ્હાલસોયા શબ્દો સાંભળી ન્હાની પુત્રી વધુ અને વધુ રડવા લાગી. રાણાજીએ તેને ઘણીયે સમજાવી પણ તે એકની બે થઇ નહિં. જ્યારે તે રડી રડીને થાકી અને અંતે બંધ પડી ત્યારે પ્રતાપે તેનાં આંસુ લુછ્યાં; તેના ગાલપર એક મીઠું ચુંબન દીધું અને છાતીસરસી ચાંપી તેને શાન્ત પાડી, અને ફરીથી રડવાનું કારણ પૂછ્યું. આ પ્રશ્નથી પુનઃ બાળકીની આંખો આંસુથી ભરાઇ આવી અને તે ધીમેથી ડુસકે ડુસકે રોતી કહેવા લાગી:

" પિતાજી! પેલી રાની બિલાડી મ્હારા હાથમાં મોલ ઘાસની અર્ધો રોટલી હતી તે લઇ ન્હાસી ગઇ છે!"

આ ઉત્તર સાંભળી પ્રતાપે હસીને કહ્યું :

"બેટા, એને માટે આટલું બધું રડવાનું હોય! એમાં શું થયું! ભલે અર્ધી રોટલી એ ખાય! જો ફરીથી એ એમ કરશે તો આપણે જરૂર એને મારીશું. એને અહિંઆ પણ આવવા દેશું નહિં. બેટા! હવે આટલું બધું રડીશ નહિં હો!"

પિતાના આ ઉત્તર તેમજ આશ્વાસનથી પુત્રીનો સંશય ટળ્યો નહિં. તે પુનઃ વધુ અને વધુ રડતાં કહેવા લાગી :

"પિતાજી! તમ્હો કહો છો તેમ હું રડું તો નહિં, પણ હવે હું સ્હાંજે શું ખાઇશ? કાલે તો મ્હેં ફક્ત આખા દિવસમાં એક જ વાર ખાધું હતું. આજે પણ આખા દિવસમાં એક જ વાર ખાવાનું છે, અને તે પણ પેટ ભરીને તો નહિં જ! ભાભીએ મ્હારે માટે મોલ ઘાસની એક રોટલી કરી હતી, તેમાંની અર્ધી મ્હેં હમણાં જ ખાધી અને અર્ધી સ્હાંજને માટે રહેવા દીધી હતી. તે અર્ધી જ રોટલી રાની બિલાડી મ્હારી પાસેથી ઝુંટવી લઇ ન્હાસી ગઇ. હવે હું સ્હાંજે શું ખાઈશ! મ્હને સાંજે બહુ ભૂખ લાગે છે, માટે ગમે તેમ કરી મ્હને મ્હારી અર્ધી રોટલી લાવી આપો!"

રાણાજી આજે જ કાંઇક શાન્તિ મેળવી ઘાસ પર સુઇ મેવાડની ચિન્તા કરતા હતા, પણ પુત્રીની કિકીયારીથી તે સ્તબ્ધ થયા. અને જ્યારે પુત્રીના મ્હોંએ સઘળી હકીકત સવિસ્તર સાંભળી ત્યારે નેત્રો સ્હામે અંધકાર છવાઇ રહ્યો. તેનાં નેત્રો અશ્રુથી ભરાઈ આવ્યાં. પુત્રીનું છાતીફાટ રૂદન જોઈ આ લોકોત્તર રાણાનું હૃદય વાત્સલ્ય સ્નેહના ઉભરાથી ઉભરાઇ ગયું. તેનું હૃદય કમ્પી ઉઠયું; તેનું માથું ફરવા લાગ્યું; તેને પરસેવાની ઝેબેઝેબ છુટી; તેને કપાળે કરચલિયો વળી.. આજ સુધી તેની સહનશીલતા અને સાહસ અપ્રતિહત હતાં; આજ સુધી તે આશાવાદી હતો, અને એથી જ તેણે મેવાડના પુનરૂદ્ધાર માટે

મ્હોટી આશા બાંધી હતી. આજ સુધી તેણે દુઃખની પરંપરાને હસતે મ્હોંએ સહન કરી હતી; આજ સુધી તેણે દુઃખને હસી કાઢયું હતું; ટાઢ તડકાને લાત મારી હતી. આજ સુધી તે વિચલિત થયો ન હતો. અસંખ્ય રાજપૂતોનાં બલિદાનો અપાયાં હતાં, છતાં પણ તે હિમ્મત હાર્યો ન હતો. આખી રાજપૂત જાતિએ તેને દગો દીધો હતો છતાં પણ પ્રતાપનો આશાવાદ ચાલુ જ હતો. આખી રાજપૂત જાતિ તેને ભ્રષ્ટ કરવાને ચાંપતા ઇલાજો કરી રહી હતી છતાં પણ પ્રતાપે તેમને મ્હાત કર્યા હતા, અને પોતે પોતાની દ્રઢ પ્રતિજ્ઞામાં મક્કમ રહ્યા હતા. પણ આજનું આ પુત્રીનું હૃદયવિદારક રૂદન જોઇ રાણાજીનું સાહસ તુટયું, તેની સહનશીલતા રાખી રહી નહિં. તેનો આત્મવિશ્વાસ આપોઆપ અલોપ થયો. તેનો આશાવાદ નિરાશાવાદમાં પરિણમ્યો.

રાજ્ય, સત્તા, ધન, વૈભવ, જાહોજલાલી આદિ નષ્ટ થયું હતું છતાં પણ જેની પ્રતિજ્ઞા અટલ હતી તે પ્રતાપ આ પુત્રીના આર્તનાદથી સ્વમાનની ભાવના ભૂલી ગયા. કઠોર પ્રતિજ્ઞા કોરે મુકાઈ અને એની સાથે સાથે તેમના હૃદયમાં ભૂતકાળના દુઃખદ પ્રસંગો તાજા થયા. કર્તવ્યનું ભાન તેમને સારી રીતે હતું, પણ પુત્રીના કકળાટ અને અશ્રુપાતથી રાણાનું હૃદય પીગળી ગયું. તેમના નેત્રમાંથી આંસુ દડદડ વહેવા લાગ્યાં. ચિતોડનો મહારાણો એક નિરાધાર બાળકની પેઠે રોવા લાગ્યો. ચિતોડનો રાણો જે આજ સુધી રડવું તે જાણતો પણ નહોતો તે આ ઘટનાથી મરણીયો થયો. તે પોતાનું ભાન ભુલ્યો અને કોઈની પણ પરવા કર્યા સિવાય છાતીફાટ રૂદન કરવા લાગ્યો. તેનું હૈયું ભરાઈ આવ્યું . તેને પોતાની સ્થિતિ પર તિરસ્કાર આવ્યો. તેણે પોતાના નામધારી રાજપદને હસી કાઢયું. તેણે ધીમેથી પોતાની વ્હાલસોયી પુત્રીને ખોળાપરથી નીચે ઉતારી, અને પોતે રડવાનું ચાલુ રાખ્યું. રાણીએ તેમજ પુત્રવધુએ રાણાને ઘણા ઘણા સમજાવ્યા, પણ તેનો અશ્રુપ્રવાહ ચાલુ જ રહ્યો.

“ હે ભગવાન્ ! હે એકલિંગજી મહારાજ ! મ્હને માફ કરો ! મ્હારૂં સાહસ તુટયું છે ! ખરેખર હવે તો કસોટીની હદ થઇ છે ! ”

આમ પુનઃ પુનઃ બોલી રાણા રડવા લાગ્યા. તેમની આંખો લાલચોળ થઇ. તેમનું મ્હોં ઉતરી ગયું. તેમનો ચ્હેરો નિસ્તેજ થયો. તેમનું ચિત્ત ઉન્મત્તની પેઠે ચકડોળે ચઢયું.

થોડા સમય બાદ પ્રતાપસિંહ શાન્ત થયા, અને પુનઃ ભારે વિચારવમળમાં ગુંથાયા. તેઓ સ્વતઃ વિચારવા લાગ્યા :

“ હે પરમાત્મન્ ! હવે તો હદ થઇ. આ જીવનનું પ્રયોજન શું ? આ નામધારી રાજપદની ઉપયોગીતા પણ શી ? આવાં દારૂણ દુઃખો સહન કર્યે હવે શો ફાયદો થાય એમ છે ? આ બાળબચ્ચાંઓ અન્નજળ વિના ટળવળે એ મ્હારાથી કેમ જોઇ શકાય ? આ રાજકુટુંબને આમ અરણ્યમાં રાખ્યે શો ફાયદો ? આ બધું શાને માટે ? ચિતોડના પુનરૂદ્ધાર માટે ? બાપ્પારાવળની કીર્તિ જાળવવા માટે ? સ્વજાતિના રક્ષણ માટે ? ભલે હવે આખું મેવાડ રસાતાળ જાય ! ભલે બાપ્પાની જવલંત કીર્તિને ઝાંખ લાગે ! ભલે મ્હારા પૂર્વજો મ્હારા તરફ સ્વર્ગમાંથી પણ ધિક્કારની લાગણી દર્શાવે ! ભલે મ્હારી પ્રતિજ્ઞાનું પાલન ન થાય ! ભલે આખો સિસોદીઆ વંશ રસાતાળ જાય ! ભલે રાજપૂતો મ્હને તિરસ્કારે; પણ આ દુઃખદ સ્થિતિ મ્હારાથી હવે વધુ વખત સહન કરી શકાય તેમ નથી. આજે રાજસ્થાનના સઘળા રાજપૂત રાજાઓ અકબરશાહની અધીનતા સ્વીકારી મોગલોની રાજધાનીમાં અમન ચમન ઉડાવે છે ત્યારે કેવળ એક પ્રતિજ્ઞાને તેમજ ભાવનાને માટે હું આટલું બધું દુઃખ ક્યાં સુધી સહન કરીશ ? મ્હેં આજ સુધી મહાન્ ભૂલ કરી હતી અને એથી જ મ્હારે આટલું બધું સહન કરવું પડયું. આ મ્હારા કુટુંબને પણ મ્હેં સહન કરાવ્યું પણ આજે મ્હને મ્હારી ખરી સ્થિતિનું ભાન થયું છે. આજે મ્હારી ધીરજ નષ્ટ થઇ છે. આજે મ્હારૂં હૈયું મ્હારા હાથમાં નથી. આજે રાણો પ્રતાપ પહેલાંના જેવો રહ્યો નથી. આજે મ્હારામાં અદ્ભુત પરિવર્તન થયું છે. આજે મ્હારી પુત્રીનું રૂદન સાંભળી મ્હારૂં હૃદય

ચૂર્ણવિચૂર્ણ થયું છે. મ્હારે આજથી મ્હારાં કુટુંબને દુઃખમાં સબડતાં જોવાં નથી. મ્હારે એમને ભૂખે મારવાં નથી. મ્હારે એમને જંગલમાં રાખવાં નથી. મ્હારે એમને સુખી કરવાં છે, અને તેનો હવે એક જ ઉપાય રહ્યો છે. હું હવે અકબરશાહ સાથે સંધિ કરીશ. હું તેની અધીનતા સ્વીકારીશ. હું તેની પાસે ચિતોડની સ્વતંત્રતાની ભિક્ષા માંગીશ. આથી મ્હારા ભવિષ્યનાં સર્વે વિઘ્નો દૂર થશે! આથી કદાચ મેવાડ કલંકિત થશે તોયે શું? જ્યારે સમસ્ત રાજપૂત જાતિ દોષમાં તેમજ કલંકમાં ડુબી છે ત્યારે તેમાં મ્હારો એકનો વધારો! જો મ્હારા જ્વલંત સ્વદેશાભિમાનનું પરિણામ ભૂખમરો જ હોય, જો મ્હારી અડગ પ્રતિજ્ઞાનું પરિણામ વનવન ભટકવાનું જ હોય, તો મ્હારે એ પ્રતિજ્ઞા હવે પાળવી નથી! મ્હારે એ ગૌરવ હવે જોઇતું નથી. મ્હેં એ ગૌરવ જાળવવા આજ સુધી ઘણું સહન કર્યું, પણ વિધાતાની ઇચ્છા કાંઇક જુદી જ હશે; નહિં તો હલ્દિઘાટના યુદ્ધમાં મ્હારે રણ છોડી ન્હાસી જવું ન પડત. હું આજે જ અકબરશાહ પર સંધિ-પત્ર લખી મોકલાવું છું. હું હવે આ બાબતમાં કોઇનું કહ્યું માનીશ નહિં. મ્હારે ચિતોડ મેળવવું છે અને તે તો હું અકબરની અધીનતા સ્વીકારીને પણ મેળવીશ. મેવાડના રાજપૂતો મ્હને કદાચ ન સ્વીકારે તો મ્હને હવે ક્યાં તેમની પરવાહ પડી છે? મેવાડનો ત્યાગ કરી અન્ય પ્રદેશમાં જતાં મ્હને ક્યાં વાર લાગે એમ છે? મ્હારા કુટુંબની સહિસલામતીની ખાતર હું મોગલોની અધીનતા સ્વીકારીશ. જો જરૂર પડશે તો મેવાડ પણ છોડી જઇશ–રાજસ્થાનનો પણ ત્યાગ કરીશ. દેશદેશાંતર ભટકીશ. ભલે રાજપૂતોનો હાસ્યપાત્ર થઇશ, પણ હવે મ્હારાં વ્હાલાંઓને મ્હારી આગળ એક ટુકડા રોટલાને માટે આમ ટળવળતાં તેમજ વલવલતાં તો હું જોઇ નહિં જ શકું!"

આમ વિચાર કરતાં કરતાં રાણાજી અવાક્ થઇ ગયા. પુનઃ તેના નેત્રમાંથી અશ્રુની ધારા અસ્ખલિત વહી રહી. આટલામાં રાણીજી ત્યાં આવી પહોંચ્યાં અને રાણાજીની સ્થિતિ જોઇ બોલ્યાં:

" મહારાજ ! આપ ઉદ્વિગ્ન કેમ થાઓ છો ? પુત્રી મધુ હમણાં જ રડતી બંધ પડી છે. હું ગમે તેમ કરી તેને રાતના ખાવાનું આપીશ તો હવે તેની ચિન્તા આપ દૂર કરો. તમ્હારૂં હૃદય ચિન્તાજ્વરથી ક્ષીણ થયું છે. તમ્હારી દેહકાન્તિ દિવસે દિવસે ગળતી જાય છે. મહારાજ ! શરીરની પ્રથમ સંભાળ રાખીએ. સ્વામિનાથ ! શરીર હશે તો બધું અનુકૂળ વખતે આવી મળશે, માટે આપ ચિન્તા દૂર કરો અને કાંઈ સ્નેહભીની વાતો કરો. તમ્હે જ આમ કરશો તો પછી બાળબચ્ચાંની શી વલે થશે ! તેઓ બધાં આત્મવિશ્વાસ ગુમાવી બેસશે. માટે આપ શાન્ત થાઓ અને એકલીંગજી ઉપરનો વિશ્વાસ દૃઢ રાખો."

રાણીના આશ્વાસનથી રાણાને શાન્તિ વળી. તેણે પોતાનાં આંસુ લુછયાં અને ધીમેથી કહેવા લાગ્યો :

" દેવિ ! હું રડતો નથી તેમજ શોક પણ કરતો નથી. બસ ! હવે દુઃખના દિવસો પુરા થવા આવ્યા છે. દેવિ ! તમ્હોને હવે વધુ દિવસો વનવગડામાં રહેવું નહિં પડે. આ બાળકોને હવે વધુ વખત ભૂખે મરવું નહિં પડે. આ દુઃખમાંથી ઉગારવાનો મ્હેં એક ઉપાય શોધી કાઢયો છે. મ્હેં અકબરશાહ પર સંધિ-પત્ર લખી મોકલવાનો વિચાર કર્યો છે. હું અકબરશાહની સાથે માનમરતબો જળવાય તેવી સંધિ કરવાને તૈયાર થયો છું. તેમ કરવાથી આપણું કાંઇ બગડે એમ નથી. ઉલટું એમ કર્યેથી આપણી લાંબા સમયની મુરાદ બર આવશે. શહેનશાહ આપણને ચિતોડનું રાજ્ય સ્વાધીન કરશે, અને આપણે ત્યાં સોનાનો સૂરજ ઉગશે !"

પ્રતાપસિંહનો આ હૃદયપલટો જોઈ મહારાણી આશ્ચર્યચકિત થઇ. તે રાણાના આ એકાએક માનસિક પરિવર્તનનું કારણ સમજી શકી નહિં. એને આ સ્વપ્ન સમાન લાગ્યું. તેનું ચિત્ત રાણાનાં વાકયોથી ચકડોળે ચઢયું. તેની શુધબુધ ઠેકાણે રહી નહિં. થોડો વાર રાણી અવાક્ રહી, ત્યાર પછી સ્વાસ્થ્ય પ્રાપ્ત થતાં રાણી કહેવા લાગી :

" મહારાજ ! તમ્હો શું બોલો છો તે જ હું સમજી શકતી નથી. જેને માટે તમ્હોએ મહાન્ દુઃખો સહન કર્યાં છે, જેને માટે

તમ્હોએ વનવન અને પહાડે પહાડ ઘૂમી દિવસો ગાળ્યા છે, જેને માટે મેવાડની પ્રજાએ ઘરબાર અને સુખસંપત્તિનો ત્યાગ કર્યો છે, જેને માટે મેવાડની અનેકાનેક વીરાંગનાઓએ સહર્ષ પ્રાણ ત્યજ્યા છે, જેને માટે તમ્હારા સરદારોએ અસાધારણ ભોગો આપી કષ્ટો સહન કર્યાં છે. જેને માટે તમ્હારાં બાળબચ્ચાંઓએ અન્નજળ વિના આ અરવલ્લીની ભયંકર ખીણોમાં ટાઢ તડકાની દરકાર કર્યા વિના દિવસો ગાળ્યા છે, જેને માટે આ ભીલો સર્વસ્વ હોમી રહ્યા છે, અને જે પ્રતિષ્ઠાને માટે આપણે આજે વર્ષો થયાં વનવાસ સેવીએ છીએ, અને આજે આપણી પડતી દશામાં પણ આપણાં શિર ઉંચાં રાખી રહ્યાં છીએ, તે મેવાડની સ્વતંત્રતા, તે ચિતોડનો પુનરૂદ્ધાર, તે બાપ્પાની જવલંત કીર્તિ અને ગૌરવનો શું આમ વિના યત્ને, વિના યુદ્ધે અંત આણશો ? મહારાજ ! તમ્હો અત્યારે દુઃખના ભારે નીચા નમ્યા છો માટે જ આવું બોલો છો=માટે જ આ ક્ષણીક શાન્તિ અને સુખને ખાતર અમર કીર્તિ અને ઇજતને લાત મારવા તૈયાર થયા છો. નહિં તો બાળકોના રૂદનથી જ મેવાડનો અટંકી રાણો મોગલોની અધીનતા સ્વીકારી તેમની સાથે સંધિ કરવાનો વિચાર કરે એ વિચાર જ કેવળ મ્હારી કલ્પનાથી બહાર છે. તો મહારાજ! મ્હારૂં કહ્યું માનો. આ ક્ષણીક વિચારને કોરે મૂકો. રાણા પ્રતાપસિંહનાં છોકરાંઓએ આજસુધી ઘણું ઘણું સહન કર્યું છે. તેઓ કષ્ટથી ટેવાઈ ગયાં છે, તો હવે તેઓને વધુ સહન કરતાં કાંઇ પણ ત્રાસ પડે એમ નથી. માટે ધીરજ ધરો અને સંધિના વિચારને સદાને માટે હૃદયમાંથી દૂર કરો !"

રાણીનાં આ વાકયો સાંભળી પ્રતાપસિંહ પુનઃ ટટાર થયા, અને ધીમેથી રાણીને કહેવા લાગ્યા :

" દેવિ ! એ બધું હું સારી રીતે સમજું છું. આથી જ આટલા દિવસો મ્હેં આવી સ્થિતિમાં પસાર કર્યા. એથી જ આપણે આટઆટલાં દુઃખો સહન કર્યાં. સ્વમાન, સ્વતંત્રતા અને ગૌરવને માટે હું મરણિયો

થયો હતો; પણ હવે મ્હારી સહનશીલતા તુટી છે—દઢતા ખૂટી છે. હવે હું આ દુઃખ વધુ દિવસ જોઇ શકું એમ નથી. મ્હારાં ન્હાનાં તેમજ લાડકવાયાં બાલુડાં અન્નજળ વગર ટળવળે એ હૃદયવિદારક દૃશ્ય હવે હું એક ક્ષણ માત્ર પણ જોઇ શકીશ નહિં. આ દૃશ્ય જ મ્હારૂં હૃદય કંપાવી દે છે. મ્હારો આત્મા ગુંગળાય છે; ચિત્ત ચકડોળે ચઢે છે; માનસિક શાંતિનો લોપ થાય છે; બેચેની વધે છે; નિદ્રાનો અંત આવે છે; માટે, દેવિ ! મ્હને ક્ષમા કરો. હું તમ્હારાં ચરણોમાં પડું છું. હું રાજ્યપદ માટે અયોગ્ય છું. હું હવે અકબ્બરશાહ સાથે સંધિ કરીશ, અને જો તે માન્ય નહિ રાખે તો મેવાડ છોડી અન્ય સ્થળે ચાલ્યો જઇશ. દેવિ ! આજે મ્હારી પાસે અન્ન નથી, ધન નથી, માણસો નથી, લડવા પુરતી સામગ્રી નથી; તો આવી સ્થિતિમાં પડી રહેવાથી આપણને શો ફાયદો થાય એમ છે ? આવી સ્થિતિમાં દિવસો પસાર કરતાં પણ આ દુઃખદ સ્થિતિ સુધરે તેમ નથી. ઉલટું આપણી સ્થિતિ ઉત્તરોત્તર બગડતી જશે. આપણે અન્નજળ વિના વધારે અશક્ત થશું, આપણાથી કાંઇ પણ કાર્ય થઈ શકશે નહિ, અને ચિતોડના પુનરૂદ્ધારનાં ઉન્નત સ્વપ્નો સફળ થશે નહિં. આપણા ભીલ યોદ્ધાઓ પણ પ્રમાણ-માં ખપી ગયા છે, અને જે બાકી રહ્યા છે તેમનો ઉત્સાહ ઘણો મંદ પડયો છે. આવી સ્થિતિમાં મોગલ શહેનશાહત સ્હામે મોરચા માંડવામાં આપણો કાંઈ દહાડો વળે એમ નથી. દેવિ ! આ વિચાર મ્હને અકળાવી ગુંગળાવી નાંખે છે. આ સ્થિતિ મ્હને ભારે મુંઝવણ-માં નાંખે છે. હવે આમાંથી ઉગરવાનો ઉપાય માત્ર એક જ મ્હને દેખાય છે, અને તે મોગલો સાથે સંધિ. મ્હને માફ કરો. મ્હારૂં હીંમત-બળ તુટયું છે.”

રાણાનાં વાકયો સાંભળી રાણી પણ ગદ્‌ગદ્ થઇ ગઇ. મહારાણાની દૃઢ પ્રતિજ્ઞા જાણી અવાક્ રહી. આવી સ્થિતિમાં રાણાને વધારે પાણી ચઢાવવું એ તેને યોગ્ય લાગ્યું નહિં. તે શાન્ત રહી. તેણે ઘુંટડીએ પડી રાણાને નમન કર્યું, અને ધીમેથી ઉભાં થઇ પુનઃ રાણાના ઓષ્ઠ ઉપર

એક મીઠું પણ વ્હાલભર્યું ચુંબન આપ્યું. તેણે રાણાના મસ્તકપર ત્રણ ચાર વાર હાથ ફેરવ્યો, અને રાણાની રજા લઇ તે શોકભર્યા હ્રદયે ત્યાંથી ધીમેથી ચાલી ગઇ.

રાણી ચાલી ગઈ એટલે પ્રતાપસિંહ પોતાના આસન પરથી ઉભા થયા, અને થોડીવાર વિચાર કર્યાબાદ અકબરશાહ ઉપર સંધિ-પત્ર લખવા બેઠા. મહામહેનતે તેમજ દુઃખી હ્રદયે મેવાડના આ મહાન્ મહારાણાએ સંધિપત્ર લખ્યું, અને પાસેના એક ભીલ યોદ્ધાને બોલાવી કહ્યું :

" મ્હારા સાચા નીમકહલાલ વીર ! તેં અનેક આપત્તિની ઘડીએ મ્હારા ઉપર અનેકાનેક ઉપકારો કર્યા છે, માટે આજે પણ મ્હારા ઉપર તેવોજ એક ઉપકાર કરી તું કૃતાર્થ થા. ભાઇ ! આ સંધિ-પત્ર તું મોગલ દરબારમાં લઇજા અને ત્યાં શહેનશાહ અકબરશાહના સિવાય કોઇ અન્ય વ્યક્તિના હાથમાં તે ન જાય તેની ખાસ સંભાળ રાખજે. શહેનશાહ હમણાં આગ્રામાં છે. આ પત્રમાં લખેલી હકિકત ઘણી વિશ્વસનીય છે. માટે કોઇ પણ માણસ તે જાણી ન જાય તેની પણ સાવચેતી રાખજે. આ પત્ર પર મ્હારી સીલ છે, એટલે ત્હને શહેન-શાહ પાસે જવામાં જરા પણ હરકત નડશે નહિં. આ કાર્ય ઘણી સાવચેતીથી કરી આવ અને ત્હારી ફરજ બજાવ."

રાણાનાં આ વાક્યો સાંભળી તેમજ સંધિ–પત્ર જોઇ આ નિરક્ષર પણ ચાલાક અને વિશ્વાસુ ભીલયોદ્ધાના વીર હ્રદયમાં પણ સંશય વૃત્તિ પેદા થઈ. તેની કુતૂહલતા વધી. તેને રાણાના શબ્દો આશ્ચર્યજનક લાગ્યા. પણ રાણાજી જે કરે છે તે બધું સારા માટે જ કરે છે એમ જાણી તેણે મન માર્યું. કુતૂહલ વૃત્તિને દબાવી રાખી, અને રાણાને નમન કરી સંધિપત્ર હાથમાં લઇ તે આગ્રાની દિશા તરફ વળ્યો.

* * * *

આગ્રામાં આવેલા એક આલિશાન મહેલમાં મધ્યાહ્નના સમયે શહેનશાહ અકબર તેના શાહજાદા સલીમ અને રાજા માનસિંહ સાથે

કાંઈ વાર્તાલાપ કરી રહ્યા હતા. એટલામાં પ્રતિહારે આવી જણાવ્યું:

"ખુદાવિંદ! રાણા પ્રતાપસિંહ તરફથી આવેલો કોઈ ભીલ યોદ્ધો આપ હુજુરને મળવા માંગે છે. તેની પાસે હુજુરના નામનો એક પત્ર છે, અને તે તમ્હોને જ હાથો હાથ આપવાનો આગ્રહ કરે છે. મહેલની બહાર દરવાજા આગળ ઉભો છે. હુજુરની જો આજ્ઞા હોય તો હું તેને અહિંયા લઇ આવું."

આ સાંભળી શહેનશાહે કહ્યું: "પ્રતિહાર! સુખેથી તેને અંદર લઇ આવ."

શહેનશાહની આજ્ઞા સાંભળી પ્રતિહાર નીચે ગયો, અને માન સહિત ભીલ યોદ્ધાને સાથે લઈ પુનઃ દિવાનખાનામાં આવ્યો. ભીલ યોદ્ધાએ શહેનશાહને જોતાં જ નમન કર્યું અને ધીમેથી રાણાએ આપેલો સંધિપત્ર અકબ્બરશાહને સ્વાધીન કર્યો.

અકબ્બરશાહે સહર્ષ તે પત્ર હાથમાં લીધો અને રાજા માનસિંહને તે મોટેથી વાંચવાની આજ્ઞા કરી કે જેથી પોતે તેમજ સલીમકુમાર પણ સાંભળી શકે. વળી રાણા પ્રતાપસિંહ તરફથી આજ સુધીમાં કદી નહિં અને આજે પત્ર આવ્યો જાણી શહેનશાહની કુતૂહળતા પણ વધી હતી.

રાજા માનસિંહે પત્ર ઉઘાડયો, અને ધીમેથી વાંચવા માંડયો. પત્ર નીચે પ્રમાણે હતો:

"મોગલ શહેનશાહ અકબ્બરશાહ!

ઘણા દુઃખ સાથે આ પત્ર મ્હારે લખવો પડે છે. મ્હારી સ્વદેશ-પ્રેમની ભાવના સ્થાયી રાખવા, તેમજ મેવાડની ભૂતપૂર્વ જ્વલંત પ્રતિષ્ઠાને સાચવી રાખવા મ્હેં આજ સુધી ભગીરથ પ્રયત્નો કર્યા. મ્હેં મોગલ શહેનશાહત સ્હામે એકલે હાથે મોરચા માંડયા; મ્હેં સુખ દુઃખને વિસારે મુકયાં; મ્હેં રાજચિન્હોનો ત્યાગ કર્યો; વનવન અને પહાડે પહાડ ભટકયો; પણ હું મ્હારી મહત્વાકાંક્ષા પાર પાડી શકયો નહિં! આજ સુધી હું આશાવાદી હતો પણ આજે મારા આશાવાદનો અંત આવ્યો છે—આજે હું નિરાશાવાદી બન્યો છું. આજે

મ્હારૂં સાહસ તુટયું છે. આજે મ્હારૂં ગૌરવ હણાઈ ગયું છે. આજે હું મેવાડ-ની સ્વતંત્રતા અને પ્રતિષ્ઠા વેચવા તૈયાર થયો છું. આજે હું મેવાડના પૂર્વજોનાં જ્વલંત કૃત્યો પર પાણી ફેરવવા તૈયાર થયો છું. મોગલ શહેનશાહ! આવી દુર્ઘટ સ્થિતિ આજે મ્હારી છે. મ્હારી દેવીઓ સમાન પુત્રવધુ અને પત્નીને તેમ જ કુમળાં બાળકોને મ્હારે હવે વધુ દિવસો દુઃખી કરવાં નથી. એમનાં દુઃખ જોઇ હું મ્હારૂં ભાન ભૂલ્યો છું, અને મ્હારી સઘળી હિંમત ગુમાવી બેઠો છું, અને તેથી જ હું તમ્હારી સાથે સંધિ કરવા હવે તૈયાર થયો છું. મ્હારો ટેક જળવાય, ચિતોડનું રાજ્યસિંહાસન મ્હને પાછું મળે, અને તેના બદલામાં હું તમ્હારી અધીનતા સ્વીકારૂં એવી જાતની માનભરી સંધિ થાય તો તે મ્હને કબુલ છે. તમ્હારી ઉદારતામાં મ્હને વિશ્વાસ છે. હું આજથી તમ્હારી સાથે મૈત્રી બાંધવા ઇચ્છું છું, અને મોગલ સામ્રાજ્યના એક વિશ્વાસુ મિત્ર તરીકે તમ્હારી સાથે સહકાર સાધવા ઇચ્છું છું. આજે તમ્હારી શહેનશાહત સ્હામે બાથ ભીડવા જેટલી મ્હારી તાકાત રહી નથી, તેથી નિરૂપાયે આ સંધિ કરવા હું તત્પર થયો છું. આજે હું ગૌરવ અને સ્વમાનની ભાવનાને કોરે મુકું છું. આજે હું પ્રતિષ્ઠા અને કીર્તિને હસી કાઢું છું. આજે તો મ્હારા કુટુંબીઓનાં સુખનો વિચાર મ્હારા નેત્ર સમક્ષ રમી રહેલો છે, અને તે જ વિચારે આ સંધિ કરવા હું પ્રેરાયો છું!

મ્હારી આજસુધીની ભૂલો હવે ભૂલી જશો, અને આ સંધિપત્રનો યોગ્ય વિચાર કરી ઉત્તર આપશો. બસ! તમ્હારી સાથે મૈત્રી કરવા હું ઇચ્છું છું તો આ માગણીનો અસ્વીકાર કરશો નહિં."

પ્રતાપસિંહનો આ પત્ર સાંભળી શહેનશાહ અને શાહજાદો હર્ષના આવેશમાં આવી ગયા. 'પ્રતાપને નમાવવો' એજ શહેનશાહની મહત્વાકાંક્ષા હતી. આખા હિંદ પર અકબરશાહે પોતાની સાર્વભૌમ સત્તા સ્થાપી હતી, પણ પ્રતાપસિંહ તેને નમ્યો નહતો, અને એથી જ અકબરશાહ પોતાને ચક્રવર્તી કહાવી શકતો નહિં.

પ્રતાપસિંહને નમાવવા શહેનશાહે હલ્દિઘાટનું યુદ્ધ આરંભ્યું હતું, પણ રાજપૂતોના સુભાગ્યે પ્રતાપસિંહ એમાંથી બચી ગયા હતા. ત્યારબાદ ઘણાંયે વર્ષો સુધી શહેનશાહે પ્રતાપને નમાવવા ઘણીયે યુક્તિ-પ્રયુક્તિઓ આદરી હતી; પણ સહનશીલતાની સાક્ષાત્ પ્રતિમા એવા રાણા પ્રતાપસિંહ આ દરેક કસોટીમાંથી નિર્વિઘ્ને પાર ઉતર્યા હતા. આમ વર્ષો થયા છતાં પ્રતાપસિંહ ન નમ્યા તેથી અકબરશાહને ભારે મુંઝવણ થતી હતી. તેના આત્માને સંતોષ ન હતો. તેને પોતાની શેહેનશાહત પર પણ કોઇ કોઈ વાર તિરસ્કાર ઉત્પન્ન થતો; કારણ કે તે પ્રતાપ જેવા સામાન્ય રાજાને પણ પોતાને તાબે કરી શકયો ન્હોતો ! પણ જ્યારે આજે વિના પ્રયત્ને, વિના યુદ્ધે મેવાડનો રાણો પોતાની જ ઇચ્છાથી તેની અધીનતા સ્વીકારવા તૈયાર થયો છે એમ જ્યારે અકબરશાહે માન-સિંહના મ્હોંએ સાંભળ્યું ત્યારે આ અભિમાની શહેનશાહના અભિમાન અને આનંદનો પાર રહ્યો નહિં. તેનું મ્હોં મલકાવા લાગ્યું. તેને પોતાનું જીવન સાર્થક થતું લાગ્યું. પોતાના જીવનની અંતિમ મહત્વાકાંક્ષા આજે પરિપૂર્ણ થઇ એમ જાણી તેણે મૂછ પર હાથ નાંખ્યો.

શાહજાદા સલીમના આનંદની પણ આ સમાચારથી અવધિ રહી નહિં.

રાજા માનસિંહ પણ આ સમાચારથી મનમાં જ મલકાવા લાગ્યો. જે પ્રતાપસિંહે એક દિવસ તેની ઠઠ્ઠામશ્કરી કરી તેને અન્ય રાજપૂતો સમક્ષ હલકો પાડયો હતો, જે પ્રતાપે તેને વગોવ્યો હતો, જે પ્રતાપે તેને ધર્મભ્રષ્ટ, જાતિભ્રષ્ટ અને કુલાંગાર કહી તેનો ભારે તિરસ્કાર કર્યો હતો, જે પ્રતાપે તેની સાથે એક પંક્તિમાં બેસી ભોજન લેવાની ના પાડી હતી, અને જેણે મોગલો સાથે મૈત્રી કરવા તેમજ સ્નેહસંબંધ બાંધવા સંબંધમાં સ્વમાન અને ધર્મની ભારે ભારે વાતો કરી હતી, તે જ પ્રતાપ આમ અંતે હિંમત હારીને, દુઃખી અને દીનહીન થઇને શહેનશાહની પ્રીતિ સંપાદન કરવા અરજ કરે છે એમ જાણી

માનસિંહના આનંદનો પણ પાર રહ્યો નહિં. મેવાડનો અકલંકિત રાણો હવે કલંકિત થશે, તેમજ પોતાની પંક્તિમાં આવી ઉભો રહેશે એમ જાણી તે ગર્વિત થયો. તે શહેનશાહ સમક્ષ પ્રફુલ્લ હૃદયે જોઈ રહ્યો. પત્ર વાંચી તે મૌન રહ્યો.

ત્યારબાદ અકબરશાહે મૂછપર હાથ નાંખતાં રાજા માનસિંહને કહ્યું:

"રાજા માનસિંહ! હવે ભારતવર્ષમાં એવો કયો બાદશાહ તેમજ નામધારી રાજા છે કે જેણે મ્હારી અધીનતા સ્વીકારી ન હોય? હવે કોણ કહી શકશે કે મોગલ શેહેનશાહત ચક્રવર્તી નથી? મેવાડનો રાણો આજે મ્હારી અધીનતા સ્વીકારવા તૈયાર થયો છે. જે મ્હને આજ સુધી કંટક સમાન ખટકયા કરતો હતો, જે મ્હારી શેહેનશાહતને હસી કાઢતો હતો, જેણે આજ સુધી મ્હને હંફાવ્યો હતો, જેણે મ્હને મ્હાત કર્યો હતો, તે જ રાણો આજે સ્વેચ્છાથી મ્હારી અધીનતા સ્વીકારી મ્હારો વિશ્વાસુ મિત્ર થવા તૈયાર થાય એ મ્હારી શક્તિનો પ્રતાપ નહિં તો બીજું શું? આજ સુધી તેના અભિમાની અને મદોન્મત્ત હૃદયમાં મ્હારા સર્વોપરિપણાનો ખ્યાલ ન આવ્યો અને તેથી જ તેનું ઔદ્ધત્ય અને અવિચારીપણું ચાલુ રહ્યું. પણ તેને ખરી સ્થિતિનું ભાન થયું એટલે તરત જ તે મ્હારી મૈત્રી સાધવા માટે તૈયાર થયો છે. આવા સ્વાભિમાની રાજા સાથે મૈત્રી બાંધતાં કોને આનંદ ન થાય? રાજા માન! આ ભીલ યોદ્ધાને માનપૂર્વક બેસાડો અને આ વિષયમાં તમ્હારો શો અભિપ્રાય છે તે ખુશીથી જણાવો."

માનસિંહે માનપૂર્વક જણાવ્યું:

"શહેનશાહ! આપના ચક્રવર્તીપદ માટે હવે બેમત હોઈ જ ન શકે. એક દિવસ પ્રતાપ આપને નમશે એમ હું તો ધારતો જ હતો, એટલે મ્હને એ વિષયમાં વધુ આશ્ચર્ય લાગતું નથી. પણ તે આટલો બધો વ્હેલો નમશે એમ હું ધારતો ન હતો. એ તમ્હારી અધીનતા સ્વીકારે છે એ ખરેખર તમ્હારા પ્રતાપને લીધે જ છે એ નિશ્ચે

માનજો. મહારાજ! તમ્હો આજે હિંદના ચક્રવર્તી રાજા છો. આર્યાવર્તના ભાગ્યવિધાતા છો. આખું રાજસ્થાન આજે તમ્હારૂં ઉપરીપણું સ્વીકારી તમ્હારૂં તાબેદાર થઇ રહ્યું છે. આજે રાજસ્થાનમાં એવો કોઇ પણ રાજા નથી કે જે હવે તમ્હારી અવજ્ઞા કરે. આજનો દિવસ ખરેખર તમ્હારે માટે ગર્વ અને આનંદનો છે. આજે તમ્હારા જીવનની એક મ્હોટી અભિલાષા પરિપૂર્ણ થઇ છે."

રાજા માનસિંહનાં આવાં વાક્યો સાંભળી આ અભિમાની શહેનશાહના અભિમાનમાં વિશેષ વધારો થયો. ત્યારબાદ શહેનશાહે સલીમને કહ્યું:

"બેટા સલીમ! આ સમાચાર બિકાનેરના રાજાના ભાઈ વીર પૃથિવીરાજને જણાવ. તેને અહીં બોલાવવાની આજ્ઞા કર. પ્રતાપસિંહનો આ પત્ર તેને પણ વંચાવ. આ વિષયમાં તેનો શો અભિપ્રાય છે એ મ્હારે હવે સાંભળવું છે. હવે પછી તે રાજસ્થાનના રજપૂતોમાંથી કોની વાત કરે છે તે જ આપણે જોવાનું છે!"

શહેનશાહની આજ્ઞા સ્વીકારી શાહજાદાએ વીર પૃથિવીરાજને દરબારમાં આવવાનું આમંત્રણ મોકલ્યું.

જે કાર્ય અનેકાનેક મોગલ સરદારોના બલિદાનથી અને રક્તપાતથી થયું નહિં, જે કાર્ય માનસિંહના મદ અને સલીમના અહંકારથી થયું નહિં, જે કાર્ય અનેકાનેક સમજુતી અને લાલચોથી થયું નહિં, જે કાર્ય હલ્દિઘાટના યુદ્ધથી થયું નહિં, તે જ (પ્રતાપને નમાવવાનું) કાર્ય આમ આપોઆપ થઇ જવાથી અકબરશાહના અહંકારનો પાર રહ્યો નહિં. આ બધું પોતાના બળના પ્રતાપે જ થયું છે એમ માનીને તે વારંવાર મૂછ મરડવા લાગ્યો.

આખા મોગલ દરબારમાં આનંદ આનંદ છવાઈ રહ્યો. બાદશાહ અમનચમન ઉડાડવા લાગ્યો. તેને જે જોઇતું હતું તે અનાયાસે મળી ગયું. તેના જીવનની આકાંક્ષા પ્રતાપને માત્ર નમાવવાની જ હતી.

તેને પ્રતાપના કુટુંબની પુત્રીઓ જોઈતી નહતી. તેને પ્રતાપને પદભ્રષ્ટ કરવો ન હતો કે તાબેદાર પણ કરવો ન હતો. અન્ય રાજપૂતોની પેઠે પ્રતાપને હલકો પાડવાનો તેનો વિચાર ન હતો. તેનો તો પ્રતાપ સાથે કેવળ સંધિ કરી મૈત્રી સાધવાનો જ ઇરાદો હતો. તેને મેવાડ પણ જોઈતું નહતું. તેને ચિતોડનું સિંહાસન પણ પ્રતાપને જ આપવું હતું. તેને પ્રતાપની કેવળ મૈત્રી જ જોઈતી હતી, અને તે પણ ઘણી આબરૂદાર રીતે! પણ જ્યારે તેને બદલે પ્રતાપ પોતાની જ ઇચ્છાથી તેની તાબેદારી સ્વીકારવા તૈયાર થાય ત્યારે કયા અભિમાની આત્માને અભિમાન અને આનંદ ન થાય? અકબરશાહની સ્થિતિ પણ તેવી જ થઇ.

આ જ આરસામાં પૃથિવીરાજ શહેનશાહના દિવાનખાનામાં આવી પહોંચ્યા, અને નમન કરી શહેનશાહની પાસેના આસન ઉપર બેઠા.

\+ \+ \+ \+

મારવાડના રાજ્યમાંથી બિકાનેરનું રાજ્ય થોડા સમય થયાં જુદું પડ્યું હતું. ત્યાંના રાજાનો ભાઇ આ પૃથિવીરાજ હતો. નૌરોજના મેળામાં અકબરશાહને તેની કામાંધતાનું ભાન કરાવનાર, તેને ઉઘાડો પાડનાર, તેને જીવિતદાન આપી ઉગારનાર તેમજ ભવિષ્યમાં તેની પાસે હિંદુ સ્ત્રીઓનું સતીત્વ ન લુંટવાની પ્રતિજ્ઞા લેવડાવનાર વીરાઙ્ગના જોધબાઇનો એ પતિ હતો. એ એની પત્નીના જેટલો જ તેજસ્વી, અહંકારી અને પ્રતાપી હતો. સ્વમાનને માટે એ મરી ફિટતો. સ્વદેશપ્રેમની એની ભાવના રાણા પ્રતાપના જેટલી જ તીવ્ર હતી. એ પણ મોગલોને નમે એવો નહતો, પણ બિકાનેરનું રાજ્ય સપાટ પ્રદેશમાં આવ્યાથી તેઓ મારવાડના રાજા માલવદેવની માફક દિલ્હીના પાદશાહની સ્હામા થઇ શક્યા ન હતા, ને તેથી બીજા રાજપૂત રાજાઓની માફક તેમને પણ અકબરશાહને તાબે થવાની ફરજ પડી હતી.

અત્યારે પૃથિવીરાજ મોગલોને શરણે આવી રહ્યો હતો; પરંતુ રાજપૂત જાતિ પ્રત્યેનું તેનું માન તેમજ રાણા પ્રતાપસિંહનાં અદ્દ્ભુત ત્યાગ અને અડગ ટેક માટેની તેની ઉંચી ભાવના મંદ પડી નહતી. આખા મોગલ દરબારમાં તે હમેશાં મેવાડના રાજાઓનાંજ ગુણગાન ગાયા કરતો, અને પ્રતાપસિંહનાં અદ્દ્ભુત કાર્યોની મુક્ત કંઠે પ્રશંસા કરી મોગલ દરબારમાં બેઠેલા સર્વે હિંદુમુસલમાનોને મુગ્ધ કરી નાંખતો. પૃથિવીરાજ પોતે કવિ હતો, આથી તેની શબ્દચમત્કૃતિથી શ્રોતૃગણ પર ધારેલી અસર થતી. તે મ્હોટો લડવૈયો પણ હતો. રાજપૂત વીરો પ્રમાણે તેની નસેનસમાં સ્વદેશાભિમાનની ભાવના ઓતપ્રોત ભરાઈ રહી હતી. આથી દેશનું કામ હોય ત્યારે તે પોતાની કવિતા તેમજ તલવાર વડે પણ કામ લાગે તેવો હતો. રાણા પ્રતાપ માટે તે મરી ફિટતો. પ્રતાપના માટે તે પોતાનું સર્વસ્વ હોમી દેવા તૈયાર હતો. પ્રતાપ માટે તેની વીરપૂજાની ભાવના હતી. પ્રતાપને તે રાજસ્થાનનું નાક ગણતો. પ્રતાપથી જ આખી રાજપૂત જાતિ જીવી રહી છે એમ તેની દૃઢ માન્યતા હતી. કારણ કે પ્રતાપના સ્વતંત્ર જીવનથી જ રાજસ્થાનના દીનહીન થઇ ગયેલા રાજપૂતોને કાંઇક આશ્વાસન મળતું હતું.

પણ જ્યારે પ્રતાપસિંહનો પત્ર તેના હાથમાં આપવામાં આવ્યો ત્યારે તેની મુખમુદ્રા ફિક્કી પડી ગઇ. તેનું તેજ હણાઇ ગયું. તેની આંખોમાંથી અગ્નિની સ્ફુલિંગો ઝરી રહી. તેના શરીરનાં રૂંવાટાં ઉભાં થયાં. તેનું ચિત્ત ચકડોળે ચઢ્યું. હવે શું કરવું તે તેને સુઝયું નહિં. આ સત્ય છે કે સ્વપ્ન તેનો પણ તે નિર્ણય કરી શક્યો નહિં. તેને લાગ્યું કે :

“ જો આ પત્ર પ્રતાપસિંહે જ લખ્યો હોય તો પછી મેવાડની પનોતી બેઠી એમ નિશ્ચે માનવું. આવો પત્ર પ્રતાપ સિવાય અન્ય કોણ લખે ? મ્હને રાણાજીના હસ્તાક્ષર સાંભરે છે. આ હસ્તાક્ષર ખરેખર રાણાના જ છે. હત્ ! હત્ ! ભગવાન્ ! મેવાડના બાપ્પા રાવળનો મહાન્ પવિત્ર વંશ જે આજ સુધી ઉંચું શિર રાખી જીવી

રહ્યો હતો તે આજે કલંક સાગરમાં ડુબવા બેઠો છે! આજે રાણા સમરસિંહ, દેવી કૂર્મદેવી, સતી પદ્મિની, રાણા હમીરસિંહ આદિનાં જ્વલંત કૃત્યો પર પાણી ફરી વળવા બેઠું છે. આજે સિસોદીયા વંશ રસાતળ જવાની તૈયારીમાં છે. આજે શુદ્ધ રાજપૂત વંશ નષ્ટ થવાની અણી પર છે. શું મેવાડનો પ્રતાપી રાણો નિરાશાવાદી થઇ આવો પત્ર લખે? શું તે અકબરશાહની અધીનતા આમ સ્વીકારે? શું એક ન્હાનકડી બીનાથી, આ મહાપ્રતાપી રાણો આવું અવિચારી પગલું ભરે? શું સૈકાંઓથી જાળવેલી મેવાડની પ્રતિષ્ઠા અને ગૌરવનો તે આમ અંત આણે? હે ભગવાન! મ્હારો અંતરાત્મા ગુંગળાય છે. આમાં સત્ય વસ્તુસ્થિતિ શી હશે તે જ હું કળી શકતો નથી." આવા અનેકાનેક વિચારતરંગો પૃથિવીરાજના હૃદયમાં આવ્યા અને ગયા.

શહેનશાહે હસીને પૃથિવીરાજને પૂછ્યું :

"વીર પૃથિવીરાજ! કેમ શો વિચાર કરો છો? તમ્હો કેમ ઉદ્વિગ્ન લાગો છો? શું તમ્હોને પ્રતાપની મૈત્રી પસંદ નથી? કે તમ્હોને હજુ પણ આ બાબતમાં સંશય રહે છે? તમ્હો આ પત્ર વિષે શું ધારો છો તે કહો કે જેથી સભાજનોના આનંદમાં ઓર વધારો થાય અને તેમનો સંશય ટળે."

આ સાંભળી વીર પૃથિવીરાજે ગંભીરતાથી કહ્યું :

"શહેનશાહ! હું ખાતરીથી કહું આપું છું કે આ પત્ર મહારાણા પ્રતાપે લખ્યો જ નથી. આ કાર્ય તો રાણાજીની ઇર્ષ્યા કરનારા કોઈ દુશ્મને અથવા કોઇ રાજપૂત કુલાંગારે જ કર્યું છે! રાણા પ્રતાપની જ્વલંત કીર્તિને કલંકિત કરવા માટે કોઇનો આ નીચ પ્રયત્ન છે. પ્રતાપ—મેવાડનો મહારાણો પ્રતાપ—શું આવો પત્ર કદી લખે? પૂર્વનો સૂર્ય પશ્ચિમમાં ઉગે, આભ ધરતી એક થાય, જગતમાં જે જે અસંભવિત છે તે સંભવિત થાય, પણ મેવાડનો રાણો કદાપિ પણ આવો સંધિ-પત્ર ન લખે! મોગલ શહેનશાહ! મેવાડના મહારાણાને હું સારી

રીતે ઓળખું છું. આખી મોગલ શેહેનશાહત તેને આપવામાં આવે તોપણ તે તમ્હારી સાથે આમ સંધિ ન કરે ! પોતાની જાતિ અને ધર્મને સ્થાયી રાખવા તેણે ઘણું સહ્યું છે; જગતમાં ભારેમાં ભારે દુઃખોમાંથી તે પસાર થયો છે; જેટલું સહી શકાય તેટલું તેણે સહન કર્યું છે; તેણે સ્વતંત્ર રીતે મરવાનો નિશ્ચય કર્યો છે, તો તે કદાપિ પણ આવું કાર્ય ન કરે ! અનેક આપત્તિઓને તેણે સહર્ષ ઓળંગી છે; અનેક યુદ્ધોમાં તે ઘાયલ થયો છે; તેના શરીર પર અનેકાનેક જખ્મો થયા છે છતાં પણ જેણે નમતું મૂક્યું નથી તે જ મેવાડેશ્વર એક બાળકના રૂદનથી આવો સંધિ–પત્ર લખી તમ્હારી અધીનતા સ્વીકારવા તૈયાર થાય, એ વાત જ મ્હારી કલ્પનાની બહાર છે. હું આ પત્રને સાચો માનતો નથી. આ પત્ર કોઈ દુશ્મનનો બનાવટી લાગે છે. માટે મ્હારે આ વિષયમાં તપાસ કરવી છે. આ ભીલ યોદ્ધાને વિદાય કરો, અને મ્હારા માણસને પ્રતાપસિંહ તરફ મોકલવાની રજા આપો, કે જેથી આમાં સત્ય વાત શી છે તે જણાઇ આવે. હું પ્રતાપને પૂછાવું કે આ પત્ર તેણે જ લખ્યો છે કે કોઇ દુશ્મને લખ્યો છે ? જ્યાં સુધી સત્ય હકિકત મ્હને જણાય નહિં ત્યાં સુધી હું મ્હારો અભિપ્રાય આપી શકું નહિં. ”

આમ બોલી પૃથિવીરાજ પુનઃ ભારે મુંઝવણમાં પડયો. તેનું પવિત્ર અંતઃકરણ બહુ દાઝયું. તેનો ક્રોધ પ્રજ્જવલી ઉઠયો. તેને અશાન્ત થયેલો જોઇ શેહેનશાહે જણાવ્યું :

“ વીર પૃથિવીરાજ ! શાન્ત થાઓ.હજુ તમ્હારા શંકાશીલ હૃદયમાં શંકા હોય તો ભલે તમ્હો રાણાને પૂછાવો. મ્હારી ક્યાં ના છે ? ”

આ આજ્ઞા મળતાં જ પૃથિવીરાજ લાગલો પોતાને ઘેર ગયો, અને સ્વાસ્થ્ય પ્રાપ્ત થતાં પ્રતાપસિંહના પત્ર વિષે પુનઃ પુનઃ વિચાર કર્યો. પૃથિવીરાજને અંતે લાગ્યું કે આ પત્ર ખરેખર પ્રતાપે જ લખેલો હશે. પડતા ભાગ્યને પરિણામે આ પ્રતાપી રાણાનું હૃદય બળ સંતાન-

સ્નેહના બળે નરમ થાય એ બનવા જોગ છે, અને આવો સંધિ-પત્ર પણ લખી મોકલે એ પણ સ્વાભાવિક છે. પણ હવે ગમે તે પ્રકારે રાણાને આ અધઃપતન તેમજ કલંકમાંથી બચાવવો જોઇએ. ગમે તે પ્રકારે મેવાડનું ગૌરવ જળવાવું જોઇએ. જો મેવાડ અકલંકિત હશે તો ભવિષ્યમાં પણ શુદ્ધ ક્ષાત્રવંશ ઝળકી રહેશે. આમ વિચાર કરી પૃથિવીરાજે એક લાંબો પત્ર રાણા પર લખી તેને આ પ્રમાણે નમતું ન મુકવાનો આગ્રહ કર્યો અને સ્વમાનની ભાવના વિષે લંબાણ-પૂર્વક લખી તેને ખૂબ પાણી ચઢાવ્યું.

પ્રતાપ પર પત્ર લખવામાં પૃથિવીરાજનો ઈરાદો સત્ય વાત જાણવાનો ન હતો, પણ આ સંધિનો વિચાર તેના હૃદયમાંથી દૂર કરાવવાનો હતો. પૃથિવીરાજે આમ અકબરશાહની નિખાલસતા અને અભિમાનનો લાભ લીધો.

* * * *

અહીં અરવલ્લીના જંગલની તળેટીમાં રાણાજી અકબરશાહને લખેલા સંધિ-પત્ર પર વિચાર કરી રહ્યા છે. તેમનો અંતરાત્મા ઘણો ગુંગળાય છે. તેમને શું કરવું તે હવે સુઝતું નથી. ઘાસની પથારી પર રાણા પાસાં ફેરવી ફેરવી થાકયા છે પણ તેમને ક્ષણ માત્ર પણ નિદ્રા આવતી નથી.

તેમને પોતાના અવિચારી કાર્ય માટે હવે ઘણો પસ્તાવો થાય છે. તેમની સ્થિતિ ઘણી દુઃખી છે. રાણાજી મહાસુંઝવણમાં પડેલા છે. એટલામાં એક મુસલમાન સરદાર ત્યાં આવી પહોંચ્યો અને રાણાને માનપૂર્વક નમન કરી કહેવા લાગ્યો :

“ મહારાજ ! હું બિકાનેરના રાજાના ભાઈ વીર પૃથિવીરાજનો વિશ્વાસુ નોકર છું. મ્હારા પ્રત્યે જરા પણ શંકા આણશો નહિં તમ્હારો પત્ર વાંચી વીર પૃથિવીરાજની માનસિક તેમજ શારીરિ સ્થિતિ બગડી ગઇ છે. તેમનું ચિત્ત ચકડોળે ચઢયું છે. તેમણે તમ્હાર

પત્ર પર ફરી ફરીને વિચાર કર્યો છે. તેમણે ઘણો ઘણો વિચાર કર્યા પછી જ આ પત્ર તમ્હારા પર પાઠવ્યો છે. તો મહારાજ ! આ પત્ર લ્યો અને શંકા દૂર કરો. હું ત્હેમનો વિશ્વાસુ માણસ છું.” આમ કહી તેણે પૃથિવીરાજે આપેલો પત્ર રાણાના હાથમાં મૂક્યો. રાણાએ ધીમેથી પત્ર ઉઘાડીને વાંચવા માંડયો. પત્ર નીચે પ્રમાણે હતો:—

“ મેવાડેશ્વર મહારાણા પ્રતાપસિંહ !

તમ્હારો અકબરશાહ પરનો સંધિ–પત્ર વાંચ્યા પછી જ આ પત્ર લખવા હું પ્રેરાયો છું. મહારાજ, ધન્ય છે તમ્હોને તેમજ તમ્હારા માતાપિતાને. ધન્ય છે સિસોદીઆ વંશને કે જેણે તમ્હારા જેવાં નરરત્નોને જન્મ આપ્યો. ધન્ય છે તમ્હારી સહનશીલતા અને શૌર્યને કે અનેકવાર મૃત્યુમુખમાં આવી પડયા છતાં આપ શુદ્ધ ક્ષાત્રવટ જાળવી શક્યા છો. આજે આખા રાજસ્થાનમાં એક આપ જ ઉંચું શિર રાખી રહ્યા છો. તમ્હો એકલા જ રાજપૂતોની આશા છો. તમ્હો એકલા જ રાજપૂતોનું પ્રેરણાસ્થાન છો.

મહારાજ ! જો તમ્હો નહોત તો આજે શુદ્ધ રાજપૂત–બીજનું સંસારમાં નામનિશાન પણ નહોત. આજે રાજસ્થાનના અન્ય રાજપૂતો નિર્વીર્ય થયા છે. તેઓએ પોતાની પતિવ્રતા કુલકામિનીઓને મોગલો સાથે પરણાવી મહાન્ અધર્મ કર્યો છે. નૌરોજના વિલાસી અને ભયંકર મેળામાં અકબરશાહે અનેક પવિત્ર રાજપૂત વીરાંગનાઓનાં સતીત્વ લૂંટી તેમને ધર્મભ્રષ્ટ કરી છે. રાજપૂતો આ જાણવા છતાં પણ આ બધું મુંગે મોઢે સહન કરી રહ્યા છે, કારણ કે તેઓ મોગલોના ગુલામ તરીકે આજે જીવન ગાળે છે. પણ આ ઘોર પાતકમાંથી કેવળ આપ તેમજ આપની જ કુલકામિનીઓ બચવા પામ્યા છો. તેમની પવિત્રતા અને સતીત્વના રક્ષણનું કારણ તમ્હો જ છો. મહારાજ ! આમાં જ આપનું ગૌરવ છે, કીર્તિ છે, પ્રતિષ્ઠા છે. તમ્હારૂં નામ સાંભળતાં જ આ મોગલ શેહેનશાહ ધ્રુજી ઉઠે છે. એણે

ઘણાયે રાજપૂતોને નમાવ્યા છે, પણ તમ્હારૂં નામ સાંભળી એ થર થર કંપે છે. અક્ષય કીર્તિ તેમજ જ્વલંત પ્રતિષ્ઠા એ જ રાજપૂતોનું પરમ ધન છે. રાજસ્થાનનું સ્ત્રીજીવન આજે મોગલોથી અપવિત્ર થયું છે. એક ચિતોડનું રાજકુટુંબ જ બચવા પામ્યું છે.

ચાર દિવસના ચાંદરડા જેવા ક્ષણિક સુખ અને અમન ચમન માટે રાજપૂતો પોતાના પ્રાણથી પણ વ્હાલી એવી આબરૂ વેચવા તત્પર થયા છે. તમોએ જ શુદ્ધ ક્ષાત્રવટ જાળવી સિસોદીયા વંશની પ્રતિષ્ઠા અને મહિમા ટકાવી રાખ્યાં છે. રાજપૂતોની પવિત્રતા માત્ર તમ્હોએજ સાચવી છે, ને એ રાજપૂતો જ્યારે મુસલમાનોથી છૂટશે ત્યારે પવિત્ર થવા તમ્હારી પાસે જ આવશે.

અકબરશાહ પાસે બધું છે પણ એ અમર નથી. એનો પાપરૂપી ઘડો જોતજોતામાં ભરાશે અને એ પણ મૃત્યુને શરણે થશે. જ્યારે આવી સ્થિતિ ઉપસ્થિત થશે ત્યારે રાજપૂતો શુદ્ધ ક્ષાત્રબીજ ખોળશે, અને જ્યારે તે મેળવવાનો કોઈ પણ આરો નહિં રહેશે ત્યારે તેઓ ઘણા પસ્તાશે અને તમ્હોને સંભારશે; અને શુદ્ધ ક્ષાત્રબીજ જાળવી રાખવા તેમજ રાજપૂતોની આબરૂ-પ્રતિષ્ઠા રાખવા માટે તમ્હોને અભિનંદન આપશે અને તમ્હારાં ગુણગાન ગાશે. પણ મહારાજ ! જ્યારે તમ્હો આટલી બધી મહેનતે સાચવેલું શુદ્ધ ક્ષાત્રતેજ આમ હિંમત હારીને અકબરશાહ સાથે સંધિ કરી ગુમાવી દેશો ત્યારે આ અપવિત્ર થયેલા રાજપૂતો પવિત્ર તેમજ શુદ્ધ ક્યાંથી થશે ? તમ્હો આ પતિત રાજપૂતોની આશા આમ ભંગ કરશો ? મેવાડનો મહારાણો આ આશા કદાપિ પણ ભંગ નહિં કરે એવી મ્હારી આજ સુધી ખાતરી હતી. આથી જ આપની સહનશીલતા અને વિપત્તિમાં હું ગર્વ તેમજ આનંદ લેતો. મ્હને આપના બાહુબળમાં પણ સંપૂર્ણ વિશ્વાસ હતો અને તેથી મ્હને ખાત્રી હતી કે મેવાડનો રાણો એક દિવસ પણ ચિતોડનો પુનરુદ્ધાર કરશે અને રાજપૂતોનું નાક રાખશે, અને

મેવાડની પ્રજા માટે મુક્તિ મેળવશે. પણ જ્યારે તમ્હારો અકબ્બરશાહ પર લખેલો સંધિ--પત્ર મ્હને બતાવવામાં આવ્યો ત્યારે તો મ્હારા હોશ-કોશ ઉડી ગયા. મ્હારી આંખે અંધારાં આવ્યાં. મ્હારૂં ચિત્ત. ચકડોળે ચઢ્યું, અને અદ્યાપિપર્યંત અનુભવેલી નહિં એવી માનસિક વ્યથા મ્હને થઈ આવી. તમ્હારો પત્ર વાંચીને હું ઘણો દુઃખી થાઉં છું. નિદ્રા મ્હારી વેરણ થઇ છે. મ્હને અન્નજળ ભાવતાં નથી, શું કરવું તે સુઝતું નથી. શેહેનશાહને શો જવાબ આપવો એ સુઝતું નથી. જે સમશેર મોગલોનો નાશ કરનારી હતી, જે શમશેરવડે હિંદુ ધર્મ અને હિંદુ ગૌરવનું રક્ષણ થતું, જે શમશેર વડે ચિતોડનો પુનરૂદ્ધાર થવાનો હતો, તે જ મેવાડના મહારાણા પ્રતાપ-સિંહની શમશેર આજે વિના યુદ્ધે મોગલ શેહેનશાહને સંધિપત્ર દ્વારા શરણ થતી જોઇ મ્હારો આત્મા અકળાય છે. મેવાડનો મહારાણો એક ન્હાનકડી ઘટનાથી મ્લેચ્છોની અધીનતા સ્વીકારી તેને નમવા તૈયાર થાય એ આપની નાહિંમતનું ભાન કરાવે છે.

સંસારમાં સંપત્તિ અને વિપત્તિનાં વાદળ આવે અને જાય છે. સત્ય જ છે કે:

नीचैर्गच्छत्युपरि च दशा चक्रनेमिक्रमेण

સંસારમાં ધર્મરક્ષણ, સ્વતંત્રતારક્ષણ, પ્રતિજ્ઞાપાલન આદિ માટે મહાત્મા પુરૂષોને ઘણું ઘણું સહન કરવું પડ્યું છે. રામ, કૃષ્ણ, ભીષ્મ, યુધિષ્ઠિર, અર્જુન, હરિશ્ચંદ્ર, નળ, આદિ મહાત્માઓ આનાં જ્વલંત દૃષ્ટાંતો છે. તેઓને પણ કઠોર કસોટીમાંથી પસાર થવું પડ્યું છે, અને તે સર્વે આ કસોટીમાંથી નિર્વિઘ્ને પાર ઉતર્યા છે. મહારાજ! તમ્હોએ પણ આજ સુધી ઘણું ઘણું સહન કર્યું છે. હવે તમ્હારે આ બધું સહન કરવાના થોડા જ દિવસો છે. હવે તમ્હારા સુખના દિવસો પાસે છે. એ નિશ્ચે માનજો કે આ મોગલ શેહેન--શાહતના દિવસો ભરાયા છે. એનો મૃત્યુઘંટ વાગી રહ્યો છે.

રાણાજી! આપની સ્થિતિથી હું સંપૂર્ણ વાકેફગાર છું. પણ સ્વતંત્રતાનાં મૂલ્ય એવાં જ ભારે હોય છે, એ આપ ક્યાં નથી જાણતા? મેવાડની રક્ષા માટે તમ્હારે હજુ પણ વધુ સહન કરવું પડશે. તમ્હારો પ્રતાપ દેખી મોગલ શેહેનશાહ સુખેથી નિદ્રા લેતો નથી, તેમજ તે પોતાને ચક્રવર્તી પણ કહેવડાવી શકતો નથી. માટે જો ચિતોડની રક્ષા કરવી હોય, જો સિસોદીયા વંશનું નાક રાખવું હોય, જો પતિત રાજપૂતોને પાવન કરવા હોય તો હવે મનની ક્ષણિક નિર્બળતાને હૃદયમાંથી સદાને માટે દૂર કરજો. આ અપમાનસૂચક તેમજ નીચું જોવડાવનારી સંધિને અંતરમાંથી રદ કરજો. બાપ્પાની જ્વલંત કીર્તિને એબ લગાડશો મા. ક્ષણિક સુખની ખાતર દેવોને પણ પ્રિય એવી અમર કીર્તિને વેચશો નહિં.

મેવાડના પુનરૂદ્ધારનો, હિંદુધર્મના સંરક્ષણનો અને તમ્હારા સુખનો દિવસ હવે મ્હને ક્ષિતિજમાં દેખાય છે. આ પવિત્ર મેવાડમાંથી મોગલો હવે ન્હાસી છૂટશે. આપ વીર છો, મહાત્મા છો, એકવચની છો, દૃઢ પ્રતિજ્ઞ છો, માટે હવે કોઇ પણ ભાગે ટેક છોડશો નહિં, અને અકબરની અધીનતા સ્વીકારશો નહિં. મહારાજ! આજ સુધીમાં આપે ઘણું ઘણું સહન કર્યું છે, તો હવે થોડા દિવસ વધુ સહન કરજો, પણ નમવાનો આ વિચાર તો સદાને માટે દૂર કરશો. મેવાડનો ટેકીલો રાણો આવો વિચાર કરે એ હું સહી શકતો નથી. મ્હને તમ્હારી પ્રતિજ્ઞામાં વિશ્વાસ છે. તમ્હોએ દેશની સ્વતંત્રતાની પ્રતિજ્ઞા લીધેલી છે તો આવી નિર્બળતા હવે ભવિષ્યમાં ન દાખવશો. ઈશ્વર સૌ સારાં વાનાં કરશે."

સ્વદેશપ્રેમ, સ્વતંત્રતાપ્રેમ, તેમજ રાજપૂતજાતિનાં અભિમાન, ગૌરવ અને પ્રતિષ્ઠાની ભાવનાથી છલોછલ ભરેલો એવો આ પત્ર વાંચી મહારાણાનો હૃદયપલટો થયો. તેને તેની નિર્બળ મનોવૃત્તિનું ભાન

થયું. કોઈ સુતેલો સિંહ જાગે તેમ આ દુઃખના ભારે મૂર્છિત થયેલો રાણો આળસ મરડી મૂછપર હાથ નાંખતો ટટાર થયો, અને પૃથિવીરાજે મોકલેલા દૂતને માનપૂર્વક આસને બેસાડયો. રાણાના ઉત્સાહ અને આશાવાદમાં વધારો થયો. તેના હૃદયમાં પુનઃ વીરગર્વ ઉછળી ઉઠયો. આ પત્રથી ઉપજેલો જુસ્સો તેને દશહજાર માણસની મદદ બરાબર હતો. તેનું નિર્બળ થયેલું મન ઉશ્કેરાયું અને રાણો યુદ્ધ કરવાને પુનઃ તૈયાર થયો. તેનાં નેત્ર લાલચોળ થયાં. તેની મુખમુદ્રાપર અદ્‌ભુત તેજ પ્રકાશી રહ્યું.

પ્રતાપની કાન્તિમાં શુદ્ધ ક્ષાત્રતેજ ઝળકી ઉઠયું. તેની ભવ્ય કાન્તિ જોઈ દૂતે પ્રશ્ન કર્યો:

“ મહારાજ ! તો હવે આપની શી આજ્ઞા છે ? ”

મહારાણાએ કહ્યું:

“ મ્હારા વિશ્વાસુ મિત્ર ! તું અહિંઆથી સીધો આગ્રા જા, અને રાજા પૃથિવીરાજને કહેજે કે જે કાર્ય મ્હારી નિર્બળતામાં થઇ ગયું હતું તે માટે મ્હને ઘણો પશ્ચાત્તાપ થાય છે. મ્હારા લખેલા સંધિ-પત્ર પર મ્હને તિરસ્કાર આવે છે. જે બનવાકાળ હતું તે બની ગયું છે, પણ અકબરશાહ સાથે હું હવે કદી સંધિ કરીશ નહિં કે ત્હેની અધીનતા સ્વીકારીશ નહિં. હું હવે પ્રાણના પણ ભોગે મ્હારો ટેક જાળવીશ. ચિંતા કરશો નહિં. મેવાડના રાણામાં સંપૂર્ણ વિશ્વાસ રાખશો. ” આમ કહી રાણાએ દૂતને વિદાય કર્યો.

ત્યારબાદ આ પત્ર રાણાએ પોતાના સૈનિકોને વંચાવ્યો. સર્વેનો ઉત્સાહ આથી તાજો થયો, અને સર્વેએ રાણાને જોઇતી દરેક સહાય કરવાનું વચન આપ્યું. ત્યાર પછી પ્રતાપે અકબરશાહ સાથે સંધિ કરવાનો સ્વપ્ને પણ વિચાર ન કર્યો.

\+ + + +

મોગલો સ્હામે યુદ્ધ કરવાનાં થોડાં ઘણાં સાધનો હતાં તે પણ

હવે ખૂટી ગયાં હતાં. પૈસા ને માણસોની પણ ખુવારી થઈ હતી. આખો દેશ ઉજડ થઇ ગયો હતો. વેપાર રોજગાર બંધ પડયો હતો. પ્રતાપના કેટલાક ભીલસરદારો એને છોડી ગયા હતા. એનાં સગાં વ્હાલાં અને મ્હોટા મ્હોટા સરદારો પણ માર્યાં ગયાં હતાં. મેવાડનો આખો પ્રદેશ મોગલોએ જીતી લીધો હતો. મેવાડની આસપાસ દુશ્મનો વીંટાઈ વળ્યા હતા. ફરીથી પ્રતાપનાં બાળબચ્ચાં મોગલોના હાથમાં પકડાઈ જાય એવી સ્થિતિ આવી પહોંચી હતી. પ્રતાપને અને તેના કુટુંબને પુનઃ ખાવાનાં સાંસાં પડવા લાગ્યાં. વનના કંદમૂળ, ફળફૂલ અને ઘાસ-પાનનો પણ અંત આવ્યો હતો.

આવી વિષમ અવસ્થામાં કોઇ પણ માણસ શું સ્વતંત્રતાનું ધ્યાન ધરી શકે? પણ મોગલોની સાથે સંધિ કરી તેમની અધીનતા સ્વીકારવાનો વિચાર કર્યાંથી રાણાને ઘણું કષ્ટ થયું હતું. એથી હવે એ વિચાર તો રાણાજી કરે જ શેના ? વળી, આવી સ્થિતિમાં મેવાડનો પુનરૂદ્ધાર કરી ચિતોડનું રાજ્યસિંહાસન મેળવવું એ આશા પણ હવે નષ્ટ થઈ હતી.

રાણાએ હવે આ સ્થિતિમાંથી ઉગરવા માટે એક અંતિમ નિશ્ચય કર્યો કે દુઃખ સહન કરવું, પણ મોગલોને તો ન જ નમવું. આ વિચારે અને નિશ્ચયે તેને સતેજ કર્યો. તેણે દુશ્મનોથી ઘેરાયેલી, રૂધિરથી રંગાયેલી, અને અશ્રુ સારતી એવી માતૃભૂમિ ચિતોડને ત્યજી પોતાના બસેં સિસોદીયાઓને લઇ સિંધુ નદીના તટપર જઇ ત્યાં નવી રાજધાની સ્થાપવાનો નિશ્ચય કર્યો.

મોગલો અને તેની વચ્ચે આમ સિંધનું વિશાળ રણ આવવાથી આ સ્થાન નિર્ભય હતું, આથી ત્યાં જવા સારૂ રાણાએ સઘળી તૈયારીઓ કરી, અને બીજે દિવસે પ્રાતઃકાળે રાણો અરવલ્લીનો ઘાટ ઉતર્યો.

રાણાએ આ વખતે 'स्वर्गादपि गरीयसि' જન્મભૂમિનો ત્યાગ કરતાં કલ્પાંત કર્યું અને દુઃખી થઈ વારંવાર પ્રણામ કરી કહેવા લાગ્યાઃ

'હાય ! હવે આ જન્મમાં તો હું મ્હારા પ્યારા ચિતોડનો શત્રુના હાથમાંથી ઉદ્ધાર નહિં કરી શકું ! હમણાં તો તે મોગલોનુંજ થઈ રહેવાનું ! હત્ ! હત્ ! આજે હું દુઃખના ભારે દબાયેલો, તેમજ અન્નજળ વિના સુકાઈ ગયેલો ચિતોડ છોડી જાઉં છું. હે પરમાત્મા ! મ્હારા તરફ જોજે અને મ્હને આ ભવમાં જ ચિતોડ પુનઃ પ્રાપ્ત થાય એવું કાંઈ કરજે ! " આમ વારંવાર કહી રાણાએ સ્વદેશ છોડી ચાલવા માંડ્યું. જતાં જતાં પણ તે ચિતોડ તરફ દૃષ્ટિ નાંખતા ગયા.

જ્યારે પ્રતાપ એના સર્વે સરદારો સહિત મરૂભૂમિમાં આવી પહોંચ્યા ત્યારે સૂર્યનાં પ્રખર કિરણોથી વ્યાકૂળ થઇ તેઓ એક ઝાડ નીચે ઉભા રહ્યા મરૂભૂમિમાં ક્યાંયે જળાશય ન હતું. તરસને લીધે રાણાનું મ્હોં સુકાઇ જતું હતું, એટલામાં એક સરદારે ઘણી મહેનતે ક્યાંકથી પાણી લાવી મહારાણાને પીવા આપ્યું. રાણાજીએ જળપાત્ર હાથમાં લીધું અને પુનઃ તે જમીન પર મૂકતાં કહ્યું :

" સાંભળો ! રાજપૂત બંધુઓ સાંભળો ! તમ્હો લોકો તૃષાથી પીડાતા રહો અને હું જળ લઉં એ મ્હારો ધર્મ નથી. ભાઇઓ ! આજથી આપણે જીવનનો માર્ગ બદલીએ છીએ. આપણે એવું જીવન પસંદ કરીએ છીએ કે જે આપણને ભવિષ્યમાં યશ જ અપાવશે, એની ખાત્રી રાખશો. આપણી સ્થિતિ કદાચ વધારે દુઃખકર થાય પણ આપણી પ્રતિજ્ઞા એથી જળવાઇ રહેશે. આપણે સ્વતંત્ર જીવન ગાળી શકીશું. આપણો ટેક જાળવી શકીશું, અને મોગલોથી નિર્ભય થઇશું. તમ્હો તમ્હારી પ્રતિજ્ઞામાં અડગ રહેજો. આપણે સર્વેએ આપણી પ્રતિજ્ઞાના પાલન માટે ભવિષ્યમાં સંપીને તેમજ હળીમળીને રહેવાનું છે, માટે ગમે તેટલાં દુઃખો પડે પણ હિંમત હારશો નહિં, તેમજ માંહોમાંહે ઝઘડા કરશો નહિં. જો તમ્હારામાંથી કોઇપણ માણસનું હૃદય નિર્બળ હોય તો ભલે તે અહિંઆથી જ પાછો ફરે. થોડા પણ વિશ્વાસુ અને દૃઢપ્રતિજ્ઞ સિસોદીઆઓ મ્હારી સાથે આવશે તોપણ મ્હારી પ્રતિજ્ઞાનું પાલન થશે. માટે હજુ પણ વિચાર કરો ! "

પણ રાણાની સાથે મેવાડ છોડી નીકળેલા સિસોદીઆઓ તો મૃત્યુને રમત માત્ર ગણતા હતા, એટલે આવાં દુઃખોની તો તેઓ દરકારજ શી કરે ! રાણાજી તેમની પ્રસન્ન મુખમુદ્રાથી વિશેષ પ્રસન્ન થયા, અને તેમનો ઉત્સાહ વધ્યો. તેઓએ આગળને આગળ ચાલવા માંડ્યું. તેઓ અરવલ્લીનો પહાડ ઓળંગી, મરૂભૂમિ ઓળંગી, મારવાડની સીમાએ પહોંચવાના થયા હતા એટલામાં ભાગ્યવશાત્ પ્રતાપસિંહના જૂના મંત્રી વૈશ્યકુળભૂષણ વૃદ્ધ મંત્રી ભામાશાહ પોતાના રાજા દુઃખી હાલતમાં હોવાથી તેમજ કાંઇ પણ સાધન અને ઉપાય રહેલો ન હોવાથી દેશ તજી અન્ય સ્થળે જાય છે, એમ જાણી ત્યાં આવી પહોંચ્યા અને મહારાણાના પગ પકડી આંસુ ભરેલે નેત્રે ગદ્દગદ્દ કંઠે કહેવા લાગ્યા :

" અન્નદાતાજી ! આ વૃદ્ધ મંત્રીની એક અભ્યર્થના છે. મ્હારો એક મહાન્ અપરાધ થયો છે તે માટે મ્હને ક્ષમા કરશો."

રાણાએ તરત જ ઉત્તર વાળ્યો :

" પૂજ્ય મંત્રીજી ! તમ્હારી સત્યનિષ્ઠામાં મ્હને વિશ્વાસ છે. તમ્હારા જેવા વૃદ્ધ મંત્રીનો શો અપરાધ હોઇ શકે ? છતાં પણ તમ્હને ક્ષમા જ છે." એમ કહી મહારાણાએ મંત્રીનો હાથ ઝાલી તેને માન સહિત ઉભો કર્યો.

ભામાશાહ આથી ગળગળો થઇ ગયો. તેણે પુનઃ નમન કરી કહ્યું:

" મહારાજ ! આપ ક્યાં પધારો છો ? શા માટે પધારો છો ? આ માતૃભૂમિ મેવાડને અનાથ કરી ક્યાં ચાલ્યા જાઓ છો ?"

પ્રતાપે કહ્યું :

" મંત્રીજી ! હવે મેવાડમાં વધુ દિવસો રહેવાથી મ્હને તેમજ મ્હારી પ્રજાને કાંઇ પણ લાભ થાય તેમ નથી, તેમ કરવાથી મ્હારી આબરૂ સચવાય એમ નથી, મ્હારી પ્રતિષ્ઠા તેમજ સહિસલામતિ આજે જોખમમાં છે. કારણ કે મ્હારી પાસે તેના રક્ષણ માટે નથી પૈસા કે

નથી પુરતાં માણસો કે નથી યુદ્ધની સામગ્રી! મ્હારાં સગાંવ્હાલાં મરી ફિટયાં છે. મ્હારા ભીલયોદ્ધાઓ મોગલોને હાથે માર્યા ગયા છે. હવે મેવાડ પાછું મેળવવાનાં મ્હારી પાસે કાંઇ પણ સાધનો રહ્યાં નથી, અને હવે આશાએ નથી. માટે આવી દુઃખદાયક સ્થિતિમાં અરવલ્લીની ખીણમાં ભટકવા કરતાં હું મેવાડ છોડી આ મરૂભૂમિમાં આવ્યો છું. અને મ્હેં સિંધુ નદીના તટપર જવાનો નિશ્ચય કર્યો છે. ત્યાં મ્હારે નવી રાજધાની સ્થાપવી છે. મંત્રીજી મ્હારો બીજો ઉપાય રહ્યો નથી."

રાણાના આ શબ્દો સાંભળી આ વૃદ્ધ તેમજ નીમકહલાલ મંત્રી ઘણો દુઃખી અને ગળગળો થઇ ગયો. તે પ્રતાપને ભેટયો અને પુનઃ નમન કરી કહેવા લાગ્યો :

"અન્નદાતાજી! આપ મેવાડને અનાથ કરી શા માટે જાઓ છો ? અરે! તમ્હો જશો તો ભવિષ્યમાં મેવાડનું રક્ષણ કોણ કરશે ? મહારાજ ! મ્હેં આપનું લુણ ખાધું છે, ને હજુ પણ ખાઉં છું. તમ્હો આ દેહના માલીક છો. મ્હારી પાસે મ્હારા પૂર્વજોનું અનરગળ ધન છે. તે ધન મ્હેં સાચવી રાખ્યું છે. એ સંચિત કરેલા દ્રવ્યમાંથી પચીસ હજાર માણસોનું બાર વર્ષ સુધી સુખે પોષણ થાય એમ છે. એ ધન મહારાજ! આપનું જ છે. પ્રજાનું તન, મન અને ધન એ આખરે રાજાનું જ છે. જે રાજા પ્રજાપ્રીતિ સંપાદન કરી પ્રજાના મનનું રંજન કરે છે તેજ રાજા રાજા કહેવડાવવાને યોગ્ય છે, અને તે જ રાજા વિપત્તિની દશામાંપ્રજા તરફથી દરેક સહાય મેળવવાને યોગ્ય છે. સત્ય જ કહેવાયું છે કે :

राजा सत्यं च धर्मश्च राजा कुलवतां कुलम् ।
राजा माता पिता चैव राजा हितकरो नृणाम् ॥

( गायत्री रामायण )

"મહારાજ! આપનામાં રાજાને યોગ્ય એવા સઘળા સદ્ગુણો છે. આપે પ્રજાના સુખ તેમજ દેશની સ્વતંત્રતા માટે સઘળું હોમી

પણ રાણાની સાથે મેવાડ છોડી નીકળેલા સિસોદીઆઓ તો મૃત્યુને રમત માત્ર ગણતા હતા, એટલે આવાં દુઃખોની તો તેઓ દરકારજ શી કરે ! રાણાજી તેમની પ્રસન્ન મુખમુદ્રાથી વિશેષ પ્રસન્ન થયા, અને તેમનો ઉત્સાહ વધ્યો. તેઓએ આગળને આગળ ચાલવા માંડ્યું. તેઓ અરવલ્લીનો પહાડ ઓળંગી, મરૂભૂમિ ઓળંગી, મારવાડની સીમાએ પહોંચવાના થયા હતા એટલામાં ભાગ્યવશાત્ પ્રતાપસિંહના જૂના મંત્રી વૈશ્યકુળભૂષણ વૃદ્ધ મંત્રી ભામાશાહ પોતાના રાજા દુઃખી હાલતમાં હોવાથી તેમજ કાંઇ પણ સાધન અને ઉપાય રહેલો ન હોવાથી દેશ તજી અન્ય સ્થળે જાય છે, એમ જાણી ત્યાં આવી પહોંચ્યા અને મહારાણાના પગ પકડી આંસુ ભરેલે નેત્રે ગદ્‌ગદ્ કંઠે કહેવા લાગ્યા :

" અન્નદાતાજી ! આ વૃદ્ધ મંત્રીની એક અભ્યર્થના છે. મ્હારો એક મહાન્ અપરાધ થયો છે તે માટે મ્હને ક્ષમા કરશો."

રાણાએ તરત જ ઉત્તર વાળ્યો :

" પૂજ્ય મંત્રીજી ! તમ્હારી સત્યનિષ્ઠામાં મ્હને વિશ્વાસ છે. તમ્હારા જેવા વૃદ્ધ મંત્રીનો શો અપરાધ હોઇ શકે ? છતાં પણ તમ્હને ક્ષમા જ છે. " એમ કહી મહારાણાએ મંત્રીનો હાથ ઝાલી તેને માન સહિત ઉભો કર્યો.

ભામાશાહ આથી ગળગળો થઇ ગયો. તેણે પુનઃ નમન કરી કહ્યું:

" મહારાજ ! આપ ક્યાં પધારો છો ? શા માટે પધારો છો ? આ માતૃભૂમિ મેવાડને અનાથ કરી ક્યાં ચાલ્યા જાઓ છો ? "

પ્રતાપે કહ્યું :

" મંત્રીજી ! હવે મેવાડમાં વધુ દિવસો રહેવાથી મ્હને તેમજ મ્હારી પ્રજાને કાંઇ પણ લાભ થાય તેમ નથી, તેમ કરવાથી મ્હારી આબરૂ સચવાય એમ નથી, મ્હારી પ્રતિષ્ઠા તેમજ સહિસલામતિ આજે જોખમમાં છે. કારણ કે મ્હારી પાસે તેના રક્ષણ માટે નથી પૈસા કે

નથી પુરતાં માણસો કે નથી યુદ્ધની સામગ્રી! મ્હારાં સગાંવ્હાલાં મરી ફિટયાં છે. મ્હારા ભીલયોદ્ધાઓ મોગલોને હાથે માર્યા ગયા છે. હવે મેવાડ પાછું મેળવવાનાં મ્હારી પાસે કાંઇ પણ સાધનો રહ્યાં નથી, અને હવે આશાએ નથી. માટે આવી દુઃખદાયક સ્થિતિમાં અરવલ્લીની ખીણમાં ભટકવા કરતાં હું મેવાડ છોડી આ મરૂભૂમિમાં આવ્યો છું. અને મ્હેં સિંધુ નદીના તટપર જવાનો નિશ્ચય કર્યો છે. ત્યાં મ્હારે નવી રાજધાની સ્થાપવી છે. મંત્રીજી મ્હારો બીજો ઉપાય રહ્યો નથી."

રાણાના આ શબ્દો સાંભળી આ વૃદ્ધ તેમજ નીમકહલાલ મંત્રી ઘણો દુઃખી અને ગળગળો થઇ ગયો. તે પ્રતાપને ભેટયો અને પુનઃ નમન કરી કહેવા લાગ્યો :

"અન્નદાતાજી ! આપ મેવાડને અનાથ કરી શા માટે જાઓ છો ? અરે! તમ્હો જશો તો ભવિષ્યમાં મેવાડનું રક્ષણ કોણ કરશે ? મહારાજ ! મ્હેં આપનું લુણ ખાધું છે, ને હજુ પણ ખાઉં છું. તમ્હો આ દેહના માલીક છો. મ્હારી પાસે મ્હારા પૂર્વજોનું અનરગળ ધન છે. તે ધન મ્હેં સાચવી રાખ્યું છે. એ સંચિત કરેલા દ્રવ્યમાંથી પચીસ હજાર માણસોનું બાર વર્ષ સુધી સુખે પોષણ થાય એમ છે. એ ધન મહારાજ! આપનું જ છે. પ્રજાનું તન, મન અને ધન એ આખરે રાજાનું જ છે. જે રાજા પ્રજાપ્રીતિ સંપાદન કરી પ્રજાના મનનું રંજન કરે છે તેજ રાજા રાજા કહેવડાવવાને યોગ્ય છે, અને તે જ રાજા વિપત્તિની દશામાંપ્રજા તરફથી દરેક સહાય મેળવવાને યોગ્ય છે. સત્ય જ કહેવાયું છે કે :

राजा सत्यं च धर्मश्च राजा कुलवतां कुलम् ।
राजा माता पिता चैव राजा हितकरो नृणाम् ॥

( गायत्री रामायण )

"મહારાજ ! આપનામાં રાજાને યોગ્ય એવા સઘળા સદ્ગુણો છે. આપે પ્રજાના સુખ તેમજ દેશની સ્વતંત્રતા માટે સઘળું હોમી

દીધું છે. આપની સહનશીલતા પર હું મુગ્ધ થયો છું. આથી મ્હારી સર્વે અતુલ ધન સંપત્તિ આપના પવિત્ર ચરણમાં હું સહર્ષ અર્પણ કરૂં છું.

"ધનના અભાવે તમ્હો સ્વદેશ છોડી અન્ય સ્થળે ચાલ્યા જાઓ છો એ વિચારે જો મ્હારૂં હૃદય ન પીગળે તો ધિક્કાર છે મ્હારી સંપત્તિને અને મ્હને ! મહારાજ ! મ્હારૂં આટલું બધું ધન એ આપની કૃપાનું જ ફળ છે, અને આ ધનવડે જેટલી બને તેટલી માતૃભૂમિની સેવા થવી જ જોઇએ.

"મહારાજ ! હું વૃદ્ધ છું, અસમર્થ છું. આ વૃદ્ધ અવયવોમાં હવે કાંઇ તાકાત રહી નથી. નહિં તો વાણીઓ છતાં પણ આપનું ખાધેલું અન્નજળ મ્હને આ કસોટીના સમયે અતુલ બળ આપત. યુદ્ધમાં પ્રાણ પાથરીને પણ હું તમ્હારાં ખાધેલાં અન્નને સફળ કરત. આજે આ ધન સિવાય હું બીજી કોઈ પણ રીતે સહાય કરી શકું તેમ નથી. મ્હારૂં ધન હવે મેવાડનું તેમજ આપનું છે. આપ એનું ચાહે તે કરો. મહારાજ ! હું કરગરીને કહું છું કે હવે આપ પાછા ફરો અને મ્હને કૃતાર્થ કરો. આ વૃદ્ધ મંત્રીનો આશિર્વાદ છે કે સૌ સારાં વાનાં થશે."

ભામાશાહની ઉદારતા, પ્રેમ અને આગ્રહથી રાણો પીગળી ગયો. તેને લાગ્યું કે આ અણીના સમયે મેવાડ-માતાએ જ તેને પોતાની પાસે મોકલ્યો છે. આ મેળાપમાં રાણાને કાંઈ દિવ્ય અંશ લાગ્યો. એથી રાણો ઘણો હર્ષ પામ્યો. તેણે ભામાશાહને પ્રેમથી છાતીસરસો ચાંપ્યો. પ્રતાપના ઉત્સાહમાં દ્વિગુણીત વધારો થયો. તેના મુખપર અદ્ભુત પ્રસન્નતા છવાઇ રહી. તેના ઓષ્ટપર મીઠું હાસ્ય ફરકી રહ્યું. મેવાડના પુનરૂદ્ધારની તેને આશા લાગી.

મંત્રી ભામાશાહના શબ્દો સાંભળી સઘળા રાજપૂતો તેની ઉદારતા, દેશપ્રેમ ને રાજભક્તિની મુક્તકંઠે પ્રશંસા કરવા લાગ્યા. ભામાશાહે આનો જવાબ વિવેકથી વાળ્યો, અને રાણાજી

ભામાશાહ તેમજ બીજા માણસો સાથે પુલકિત હૃદયે ચિતોડની દિશા તરફ વળ્યા.

ધનપ્રાપ્તિથી પ્રતાપસિંહ પુનઃ સ્વદેશ ફર્યા. ભામાશાહના પૈસાથી તેમજ પૃથિવીરાજના જુસ્સાભર્યા પત્રથી પ્રતાપે ચિતોડ મેળવવાનો નિશ્ચય કર્યો. પૈસાના બળે એના સૈન્યમાં નવી ભરતી થઈ. જે વખતે દુશ્મનો ધારતા હતા કે પ્રતાપ સિંધના રણ તરફ ન્હાસી છૂટયો છે, તે વખતે તેણે ઘણી સમયસૂચકતાથી મેવાડી લોકોની ટોળી એકઠી કરી, શાંહબાજખાનની દેવર ગામમાં છાવણી હતી તેનાપર હલ્લો કર્યો અને તેના લશ્કરનો કચ્ચરઘાણ વાળ્યો. જે ન્હાસી છુટયા તેમની પાછળ પ્રતાપ આમેત સુધી પડયો, અને આખરે આમેતના કિલ્લેદારોને પણ તેણે કાપી નાંખ્યા.

દુશ્મનો આ ભયમાંથી જાગૃત થાય તે પહેલાં તો પ્રતાપે કોમલમેરપર હલ્લો કરીને તે ગઢ પણ જીતી લીધો, અને ત્યાંના કિલ્લેદાર અબ્દુલ્લાખાનને અને તેના સૈન્યને પણ કાપી નાંખ્યું. આ રીતે મહારાણા પ્રતાપસિંહે બત્રીસ કિલ્લા થોડા જ દિવસોમાં જીતી લીધા, અને મુસલમાન લશ્કરનો ઘાણ કાઢયો. પ્રતાપે આ સમયે મેવાડને લગભગ સંપૂર્ણ તાબે કર્યો. ત્યાર બાદ તેણે અંબરના રાજ્ય પર હલ્લો કરી તેનું મુખ્ય મથક માલપૂરા પણ લુંટી લીધું.

થોડા દિવસો પછી પ્રતાપે ઉદેપુર પણ જીતી લીધું. અકબરશાહ અને ખાનખાનાન પ્રતાપના શૌર્યપર મુગ્ધ થયા. આથી અકબરને આશ્રયે ગયેલા રાજપૂતોએ પ્રતાપ તરફ નરમાશ બતાવવા માંડી. વળી, આ જ અરસામાં અકબરને કાશ્મીર અને બંગાળાની લડાઈમાં રોકાવું પડયાથી પ્રતાપે પોતાનું ખોયેલું મેવાડનું રાજ્ય પુનઃ મેળવ્યું અને પોતાની પ્રતિજ્ઞાનું પાલન કર્યું.

પ્રતાપે ખોયેલું રાજ્ય પુનઃ મેળવી સુખેથી દિવસો પસાર

કર્યાં, પણ એ લાંબો સમય જીવ્યા નહિ. એનું શરીર ચિંતા અને વ્યાધિથી ઘસાઇ ગયું હતું એથી તે ભરજુવાનીમાં મરણ પામ્યા.

ભામાશાહની રાજભક્તિ તેમજ સ્વદેશપ્રેમ પ્રશંસનીય છે. એનો આત્મત્યાગ અનુકરણીય છે. એક રીતે મેવાડનો ઉદ્ધારક એ જ છે. જ્યાં સુધી જગતમાં મેવાડનું રાજ્ય હસ્તમાં રહેશે ત્યાં સુધી ભામાશાહની અતુલ કીર્તિ સદા દેદીપ્યમાન રહેશે. ભામાશાહના જેવો નીમકહલાલ મંત્રી આજે ભરતખંડમાં શોધ્યો જડે એમ નથી કે જે પોતાના રાજાના દુઃખમાં ભાગ લે, અને જરૂરને પ્રસંગે સાચી સલાહ આપી પોતાનું સર્વસ્વ સ્વદેશના માટે અર્પણ કરી દે. ભામાશાહનો નિર્લોભી સ્વભાવ, સ્વદેશપ્રેમ, ઉદાર વૃત્તિ તેમજ અનુપમ રાજભક્તિની વાત હિંદના ઇતિહાસમાં સદાને માટે સુવર્ણ અક્ષરે લખાઈ રહેશે.

# વીર બાલૂજી ચંપાવત.

રાજાનું પ્રધાનકાર્ય પ્રજાનું રક્ષણ કરવાનું છે. ભારતવર્ષના રાજાઓ યથાશક્તિ આ નિયમનું પાલન કરે છે, અને પ્રજાને પુત્ર સમાન પાળવામાં પોતાનો ધર્મ સમજે છે. પ્રજાના સુખની ખાતર તેઓ પોતાના પ્રાણથી પણ વ્હાલી વસ્તુને તૃણવત્ સમજી ત્યજી દે છે. પ્રજાના મનનું રંજન કરવું એ જ તેમનું કર્તવ્ય છે. મનાય અષ્ટાવક્રના મ્હોંએ ભગવાન્ વસિષ્ઠે સંદેશો કહેવડાવ્યો હતો કે :

"जामातृयज्ञेन वयं निरुद्धास्त्वं वाल एवासि नवञ्च राज्यम् ।
युक्तः प्रजानामनुरञ्जने स्यास्तस्माद्यशो यत्परमं घनं वः ॥"

આ સાંભળી મહારાજા રામચંદ્રજીએ કહાવ્યું હતું કે :

"स्नेहं दयां च सौख्यं च यदि वा जानकीमपि ।
आराधनाय लोकानां मुञ्चतो नास्ति मे व्यथा ॥"

તેમણે કેવળ આ શબ્દો કહીને જ સંતોષ માન્યો નહિં, પણ ગર્ભવતી પ્રાણેશ્વરી પત્નીનો ત્યાગ કરી પોતાની પ્રતિજ્ઞા સત્ય કરી બતાવી.

આ જ સિદ્ધાંતની ખાતર જોધપુરનરેશ મહારાજા ગજસિંહે પણ પોતાના જ્યેષ્ઠ પુત્રને રાજ્ય બહાર કાઢી મૂક્યો હતો.

મહારાજ ગજસિંહના મોટા પુત્રનું નામ અમરસિંહ હતું. એ અત્યંત પરાક્રમી, વીર તથા સાહસિક હતો. પણ રાજપૂતોમાં વીરતા અને સાહસિકતા એ નવીનતા નથી. જેમ સૂર્યમાં ઉષ્ણતા અને અગ્નિમાં

દાહકતાનો ગુણ હોય છે તેમ રાજપૂતોમાં સાહસિકતા અને વીરતા સ્વાભાવિક રીતે જ લોહીમાં મળેલાં હોય છે.

અમરસિંહ વીર હતો, પણ સાથે સાથે તોફાની તથા ઉત્પાતીઓ પણ હતો. એ હરહમેશ એના ન્હાનાભાઇ જશવંતસિંહ તેમજ રાજ્યના પટાવતો સાથે ઝગડા કર્યા કરતો, અને પ્રજાને નિરર્થક કષ્ટ આપતો. જ્યારે સમસ્ત પ્રજા એના આ પાપાચારથી કંટાળી ગઈ ત્યારે તેઓએ એકત્ર થઈને મહારાજ ગજસિંહને આ વાત જણાવી, અને શ્રી મનુ ભગવાનનાં વચનોનું ભાન કરાવ્યું. મહારાજ પણ મનુ ભગવાનનાં વચનોને માન આપતા હતા :

" मोहाद्राजा स्वराष्ट्रं यः कर्षयत्यनवेक्षयः ।
सोऽचिराद् भ्रष्यते राज्याज्जीविताच्च सबान्धवः ॥ "

અર્થાત્ જો રાજા મૂર્ખતાથી પોતાની પ્રજાપર અત્યાચાર તેમજ બળાત્કાર ગુજારતો હોય તો તરત જ તેના રાજયનો, જીવનનો અને સાથે સાથે મિત્રો અને સગાં સહોદરનો પણ નાશ થાય છે. આથી ગજસિંહે અમરસિંહને દેશવટો દેવાનો નિશ્ચય કર્યો.

તરત જ મહારાજાએ એક દરબાર ભર્યો અને સર્વે દરબારીઓના દેખતાં કુમાર અમરસિંહને કાળાં વસ્ત્રો પહેરાવી, કાળા ઘોડાપર બેસાડી જોધપુરની હદ બહાર ચાલ્યા જવાની આજ્ઞા કરી.

કુમાર અમરસિંહ પણ વીર રાજપૂત હતો. તેણે પિતાની આજ્ઞા શાંતિ તેમજ ગંભીરતા પૂર્વક માથે ચઢાવી કાળાં વસ્ત્રો ધારણ કર્યાં, પિતાના ચરણમાં નમસ્કાર કર્યા, અને ઘોડાપર સવાર થઇ પ્રિય જન્મભૂમિને પ્રણામ કરી ચાલી નીકળ્યો.

બપોરનો સમય થઇ ગયો છે. મારવાડની મરૂભૂમિમાં અગ્નિની ચિનગારીઓ ઉડી રહી છે. આ સમયે અમરસિંહ કાળાં વસ્ત્રો પહેરી, કાળા ઘોડાપર સવાર થઈ મેવાડની ભૂમિ ઓળંગી રહ્યો છે !

આ જ સમયે એક બીજો રાજપૂતવીર પણ યુદ્ધના પોષાકમાં પૂર્વ દિશા તરફ જઈ રહ્યો હતો. તરત જ તેની દૃષ્ટિ આ કાળા ઘોડાના સવાર તરફ ગઈ, અને દૃષ્ટિ સ્થિર કરતાં એને માલમ પડયું કે તે અમરસિંહ જ છે.

આ શૂરવીરનું નામ બાલૂજી ચંપાવત હતું. એણે પોતાના ઘોડાને જોરથી એડી લગાવી અને તરત જ એ જોતજોતામાં કુમાર અમરસિંહની પાસે આવી પહોંચ્યો અને કહ્યું, "કુમારજી, હું આપને નમન કરૂં છું."

કુમારે કડક નજર કરી ગંભીરતાથી પૂછ્યું: "તું કોણ છે? કયાંથી આવ્યો છે? કયાં જાય છે? મ્હારૂં ત્હારે શું કામ છે?"

ચંપાવતે કહ્યું: "કુમારજી, તમો એકલા જ છો તેથી તમ્હોને સાથ આપવા હું આવ્યો છું."

કુમારે કહ્યું: "એકલો તો ખરો જ, કારણ કે જેને પોતાના પિતાએ તેમજ દેશે દેશવટો દીધો છે તેને બીજો સાથ કયાંથી હોય?"

ચંપાવતે કહ્યું: "નહિં કુમારજી! જો રાજપૂતો એકવચની હોવાનો દાવો કરી શકતા હોય તો હું પ્રતિજ્ઞા લઉં છું અને કહું છું કે જ્યાં સુધી આપના સુખનો સૂરજ ઉગે નહિં ત્યાં સુધી હું કોઈ પણ કાળે તમ્હારો સાથ છોડીશ નહિં."

કુમારે કહ્યું: "બહુ સારૂં ભાઇ! ત્યારે ચાલ મ્હારી સાથે."

બન્ને આગળ ચાલવા લાગ્યા. બન્ને યુવાન હતા. બન્ને વીર, ઉત્સાહી તેમજ પરાક્રમી હતા. ભવિષ્ય વિષે વાર્તાલાપ કરતા કરતા મરૂભૂમિને ઓળંગી તેઓ દિલ્હીના માર્ગપર આવી પહોંચ્યા.

દિલ્હી પહોંચતાં તેઓ બાદશાહ શાહજહાંને મળ્યા. શાહજહાંએ અમરસિંહને એક સારી પદવી ઉપર નીમ્યો. ત્યાં અમરસિંહે એટલી બધી વીરતા અને બુદ્ધિમતાથી કાર્ય કર્યું કે શાહજહાં એથી અત્યંત પ્રસન્ન થયો અને તેને નાગોરનો રાજા બનાવ્યો.

આથી અમરસિંહ પોતાની રાજધાની નાગૌરમાં ગયો, અને પોતાના સાથી ચંપાવત બાલૂજીને પણ થોડી જાગીર આપી પોતાની સેનાનો સેનાપતિ બનાવ્યો.

આટઆટલું દુઃખ સહન કર્યા છતાં, તેમજ આટઆટલું અપમાન મળ્યા છતાં, પણ અમરસિંહના સ્વભાવમાં જરા પણ પરિવર્તન થયું નહિં. રાજ્યલક્ષ્મી અને વૈભવ મળતાંની સાથે જ એનું પૂર્વનું પોત પ્રકાશવા માંડયું, અને એનું ઉદ્ધતાઇપણું તેમજ ઉત્પાતપણું ચાલુ જ રહ્યું.

પશુઓની લડાઇનો અમરસિંહને બચપણથી જ શોખ હતો. જોધપુરમાં પણ એણે આ શોખથી ઘણા માણસોને હેરાન હેરાન કરી મુકયા હતા. નાગૌરમાં આવીને પણ એણે આ શોખ ચાલુ રાખ્યો. આ માટે એણે હૃષ્ટપુષ્ટ બકરાને ખાસ રાખ્યા હતા. આ બકરાને જંગલમાં છુટથી ફરવા દેવામાં આવતા હતા; પણ જે જંગલમાં તે ફરતા ત્યાં વરૂ પણ પુષ્કળ હતા, અને તેથી તે ઘણા બકરાનું ભક્ષણ કરી જતા. આમ બકરાની સંખ્યામાં દિનપ્રતિદિન ઘટાડો થતો જોઇ અમરસિંહે આજ્ઞા કરી કે દરેક સરદારે વારાફરતી વનમાં જઇ બકરાની રક્ષા કરવી !

એક દિવસ વીર બાલૂજીનો વારો આવ્યો. રાવ અમરસિંહે બાલૂજીને કહાવ્યું, "બાલૂજી ! આજ આપનો વારો છે."

આ સાંભળી બાલૂજીનું મ્હોં ક્રોધથી લાલચોળ થઇ ગયું અને તેણે જવાબમાં કહેવરાવ્યું :

"મહારાજ ! મ્હેં સૂર્યવંશમાં જન્મ લીધો છે. હું શુદ્ધ ક્ષત્રિય બચ્ચો છું. ક્ષાત્રલોહી મ્હારી રગેરગમાં ફરી રહેલું છે. જો મહારાજની આજ્ઞા હોય તો હમણાં જ હું યુદ્ધમાં મ્હારી વીરતાનું પ્રદર્શન કરી બતલાવું. હું કોઈ રબારી કે ભરવાડ નથી કે આમ

ઘેટાં અને બકરાંની પાછળ જંગલમાં ફરૂં. મહારાજ ! હું સત્ય કહું છું કે હું તમ્હારી આ આજ્ઞાનું પાલન કરી શકીશ નહિં."

બાલૂજીનો ઉત્તર સાંભળી અમરસિંહે તેને બોલાવી કહ્યું : "વીર બાલૂજી ! હાલમાં બાદશાહના મિત્રોને યુદ્ધની કાંઈ પણ જરૂર નથી. આથી મ્હારી પાસે હાલમાં જે માણસો રહે છે તે સર્વેને આ કાર્ય કરવું પડશે."

બાલૂજીએ કહ્યું : "મહારાજ, વિપત્તિમાં જ આપને સાથ દેવાની પ્રતિજ્ઞા મ્હેં કરેલી છે. આપની વિપત્તિનો સમય હવે પુરો થયો છે. હવે આપને ત્યાં સોનાનો સૂરજ ઉગ્યો છે આજે આપ રાજા થયા છો, અને જે સેવા હું આપના માટે કરી શકું એમ છું તેની હાલમાં આપને આવશ્યકતા નથી એથી હું આપની રજા લઉં છું." આમ કહી બાલૂજી બિકાનેર તરફ ચાલી નીકળ્યો.

બિકાનેર પહોંચતાં ત્યાંના મહારાજા કરણસિંહે એનો ઘણો આદરસત્કાર કર્યો તેમજ પ્રીતિભાવથી માન આપી પોતાના દરબારમાં રાખ્યો અને મ્હોટી જાગીર આપી.

પણ આ સ્થળે બાલૂજી વધારે દિવસ ટકી શક્યો નહિં. કારણ કે રાજાજીનું એના ઉપરનું વાત્સલ્ય તેમજ હેત જોઇને અન્ય સરદારો મનમાં ને મનમાં બળવા લાગ્યા. તેઓને એ કંટક સમાન ખટકવા લાગ્યો. આથી તેઓએ ગમે તે પ્રકારે એને દૂર કરવાનો પ્રયત્ન કર્યો.

એક દિવસ રાણાજીએ બાલૂજીપર પ્રસન્ન થઇ એક ફળ જેને મારવાડી ભાષામાં 'મતીરો' કહે છે તે મોકલાવ્યું. આ અવસરનો લાભ લઈ સરદારો લાગલાજ બાલૂજી પાસે ગયા અને કહેવા લાગ્યાઃ

"સરદાર બાલજી, જેનાથી રાજા કંટાળ્યા હોય અને જેને રાજ્યમાંથી રજા આપવાની હોય તેનેજ રાણાજી આ ફળ મોકલાવે છે. પોતાના માણસોને પ્રત્યક્ષ જવાનું કહેતાં ખરાબ લાગે તેથી જ તેમણે આ યુક્તિ શોધી કાઢી છે. આ ફળનું નામ 'મતીરો' એટલે

'મા રહો' એમ થાય છે. મહારાજનું મન કોણ જાણે કેમ પણ તમા-રાથી ખાટું થયું લાગે છે, અને તેથી જ આ ફળ તમારા ઉપર જાણી બુઝીને મોકલાવ્યું છે."

સ્વાભિમાની વીર બાલૂજી આ અપમાન કેમ સહન કરી શકે? ખરી વસ્તુસ્થિતિ શી છે તેની ખાતરી કર્યા વિનાજ આ બહાદુર રાજ-પૂત તરત જ પોતના ઘોડાપર સવાર થઇ ઉદેપુરની દિશા તરફ ચાલી નીકળ્યો. ઉદેપુરના મહારાણાએ પણ બાલૂજીનો યોગ્ય સત્કાર કર્યો.

તે સમયે વીરોની યોગ્ય કદર થતી, અને જ્યાં જ્યાં વીરપુરૂષો જતા ત્યાં ત્યાં તેઓને યથોચિત માન મળતું. તે સમયે રાજદરબા-રોમાં ખુશામતિયાઓ અને 'હાજી હા' કરનારાઓનું પ્રમાણ આજની સાથે સરખાવતાં ઘણું જ થોડું હતું. રાજાઓ નિર્મળ અને પવિત્રહતા, અને આ નિર્મળતાની અને પવિત્રતાની છાપ કુદરતી રીતે જ તેમના સરદારો, પટાવતો, ભાયાતો, દરબારીઓ અને પ્રજા ઉપર પડતી.

પણ ઉદેપુરમાં આવ્યાને થોડા જ દિવસો વીત્યા એટલામાં જ બાલૂજીને તે પણ છોડવું પડયું.

ઉદેપુરમાં પણ દ્વેષાગ્નિનું પ્રમાણ વિશેષે કરીને હતું. કુસંપ, આપસ આપસનો દ્વેષભાવ અને ઇર્ષ્યાથી આ પવિત્ર ભારતભૂમિ વિદેશીય તેમજ વિધર્મી જાતિઓના પાદાક્રમણથી દલિત થઇ છે. આથીજ હિંદુ સામ્રાજ્યનો અંત આવ્યો છે; આથી જ હિંદુ સંસ્કૃતિ, હિંદુકળા, હિંદુ શિષ્ટાચાર અને હિંદુ ધર્મને સખત ફટકો લાગ્યો છે. આ ઘરઘરના, જાતિજાતિના, રાજ્યરાજ્યના દ્વેષભાવનો લાભ લઇ, પઠાણો, મોગલો અને અંગ્રેજો આપણા ઉપર વિજય મેળવવાને શક્તિમાન્ થયા છે.

જ્યારે બાલૂજીની ખ્યાતિ ઉદેપૂરમાં ઉત્તરોત્તર વધતી ગઇ ત્યારે ત્યાંના સરદારોએ ભેગા મળી તેનો ઘાટ ઘડવાનો નિશ્ચય કર્યો.

એક દિવસ સઘળા સરદારોએ ભેગા મળી મહારાણાજી પાસે જઇને કહ્યું, "મહારાણાજી! વીર ચંપાવતને હજુ સુધી પોતાની

વીરતા તેમજ સાહસિકતા દર્શાવવાની કોઈપણ તક મળી નથી; આથી એની ઇચ્છા છે કે જો આપ સંમતિ આપો તો તલવારના એક જ ઝટકાથી એ સિંહનો વધ કરે !"

રાણાજીએ પોતાના સરદારોમાં વિશ્વાસ મુકી કહ્યું: "જો તેમજ હોય તો તરત જ વીર બાલૂજીને કહો કે મ્હારી તે માટે સંમતિ છે !"

રાણાજીનો ઉત્તર મળતાં તરત જ સરદારો બાલૂજી પાસે આવી પહોંચ્યા, અને કહેવા લાગ્યા : "બાલૂજી ! મહારાણાની આજ્ઞા છે કે તમ્હો આજે એક તલવાર લઇ સિંહની સ્હામા થાઓ અને તમ્હારી વીરતાનો પરિચય સર્વને કરી બતલાવો !"

આ સાંભળી બાલૂજીએ શાંત ભાવે ઉત્તર આપ્યોઃ "બહુ સારૂં !" તરત જ એક તલવાર લઇ જ્યાં સિંહ હતો ત્યાં એ જઇ પહોંચ્યો અને સિંહને સ્હામા આવવા આહ્વાન આપ્યું. સિંહ પણ આ અવાજ સાંભળતાં લાગલો જ કૂદતો બાલૂજી સામે આવી પહોંચ્યો.

બાલૂજીએ સિંહ આવતાંની વારમાં જ પોતાની તલવાર ઉગામી. આથી સિંહ પાછો હઠયો અને જેવો મુંહ ફેરવે છે કે તરતજ બાલૂજીએ તેના શિર પર એવા જોરથી પ્રહાર કર્યો કે તેના માથાના બે કટકા થઇ ગયા. સિંહને ત્યાં જ છોડી ચંપાવત જ્યાં મહારાણાજી બેઠા હતા ત્યાં આવી પહોંચ્યો અને વિનયથી તેમજ નમ્રતાપૂર્વક બે હાથ જોડી મહારાણાજીને કહેવા લાગ્યો :

"અન્નદાતાજી ! આ પ્રમાણે મ્હારી પરીક્ષા કરવાથી આપને શો લાભ થયો ? મ્હારા દુર્ભાગ્યે કદાચ સિંહ મ્હારી નજર ચૂકવી મ્હારા પર ધસી આવત તો મ્હારો પ્રાણ જાત અને એથી આપને કાંઇપણ લાભ ન થાત. ઉલટું આપનો એક સેવક કમોતે તેમજ ઘાતકી રીતે મૃત્યુને શરણ થાત. મહારાજ ! જો તમ્હારે મ્હારા બળ અને સાહસની પરીક્ષા કરવી હતી તો તેમ કરવા માટે બીજાં ઘણાંયે ક્ષેત્રો હતાં. તમ્હોને આ વિચાર કેમ સુઝયો તે જ હું સમજી

'મા રહો' એમ થાય છે. મહારાજનું મન કોણ જાણે કેમ પણ તમારાથી ખાટું થયું લાગે છે, અને તેથી જ આ ફળ તમારા ઉપર જાણી બુઝીને મોકલાવ્યું છે."

સ્વાભિમાની વીર બાલૂજી આ અપમાન કેમ સહન કરી શકે? ખરી વસ્તુસ્થિતિ શી છે તેની ખાતરી કર્યા વિનાજ આ બહાદુર રાજપૂત તરત જ પોતના ઘોડાપર સવાર થઇ ઉદેપુરની દિશા તરફ ચાલી નીકળ્યો. ઉદેપુરના મહારાણાએ પણ બાલૂજીનો યોગ્ય સત્કાર કર્યો.

તે સમયે વીરોની યોગ્ય કદર થતી, અને જ્યાં જ્યાં વીરપુરુષો જતા ત્યાં ત્યાં તેઓને યથોચિત માન મળતું. તે સમયે રાજદરબારોમાં ખુશામતિયાઓ અને 'હાજી હા' કરનારાઓનું પ્રમાણ આજની સાથે સરખાવતાં ઘણું જ થોડું હતું. રાજાઓ નિર્મળ અને પવિત્રહતા, અને આ નિર્મળતાની અને પવિત્રતાની છાપ કુદરતી રીતે જ તેમના સરદારો, પટાવતો, ભાયાતો, દરબારીઓ અને પ્રજા ઉપર પડતી.

પણ ઉદેપુરમાં આવ્યાને થોડા જ દિવસો વીત્યા એટલામાં જ બાલૂજીને તે પણ છોડવું પડ્યું.

ઉદેપુરમાં પણ દ્વેષાગ્નિનું પ્રમાણ વિશેષે કરીને હતું. કુસંપ, આપસ આપસનો દ્વેષભાવ અને ઈર્ષ્યાથી આ પવિત્ર ભારતભૂમિ વિદેશીય તેમજ વિધર્મી જાતિઓના પાદાક્રમણથી દલિત થઇ છે. આથીજ હિંદુ સામ્રાજ્યનો અંત આવ્યો છે; આથી જ હિંદુ સંસ્કૃતિ, હિંદુકળા, હિંદુ શિષ્ટાચાર અને હિંદુ ધર્મને સખત ફટકો લાગ્યો છે. આ ઘરઘરના, જાતિજાતિના, રાજ્યરાજ્યના દ્વેષભાવનો લાભ લઇ, પઠાણો, મોગલો અને અંગ્રેજો આપણા ઉપર વિજય મેળવવાને શક્તિમાન્ થયા છે.

જ્યારે બાલૂજીની ખ્યાતિ ઉદેપૂરમાં ઉત્તરોત્તર વધતી ગઇ ત્યારે ત્યાંના સરદારોએ ભેગા મળી તેનો ઘાટ ઘડવાનો નિશ્ચય કર્યો.

એક દિવસ સઘળા સરદારોએ ભેગા મળી મહારાણાજી પાસે જઇને કહ્યું, " મહારાણાજી ! વીર ચંપાવતને હજુ સુધી પોતાની

વીરતા તેમજ સાહસિકતા દર્શાવવાની કોઈપણ તક મળી નથી; આથી એની ઇચ્છા છે કે જો આપ સંમતિ આપો તો તલવારના એક જ ઝટકાથી એ સિંહનો વધ કરે!"

રાણાજીએ પોતાના સરદારોમાં વિશ્વાસ મુકી કહ્યું: "જો તેમજ હોય તો તરત જ વીર બાલૂજીને કહો કે મ્હારી તે માટે સંમતિ છે!"

રાણાજીનો ઉત્તર મળતાં તરત જ સરદારો બાલૂજી પાસે આવી પહોંચ્યા, અને કહેવા લાગ્યા: "બાલૂજી! મહારાણાની આજ્ઞા છે કે તમ્હો આજે એક તલવાર લઇ સિંહની સ્હામા થાઓ અને તમ્હારી વીરતાનો પરિચય સર્વને કરી બતલાવો!"

આ સાંભળી બાલૂજીએ શાંત ભાવે ઉત્તર આપ્યો: "બહુ સારૂં!" તરત જ એક તલવાર લઇ જ્યાં સિંહ હતો ત્યાં એ જઇ પહોંચ્યો અને સિંહને સ્હામા આવવા આહ્વાન આપ્યું. સિંહ પણ આ અવાજ સાંભળતાં લાગલો જ કૂદતો બાલૂજી સામે આવી પહોંચ્યો.

બાલૂજીએ સિંહ આવતાંની વારમાં જ પોતાની તલવાર ઉગામી. આથી સિંહ પાછો હઠયો અને જેવો મુંહ ફેરવે છે કે તરતજ બાલૂજીએ તેના શિર પર એવા જોરથી પ્રહાર કર્યો કે તેના માથાના બે કટકા થઇ ગયા. સિંહને ત્યાં જ છોડી ચંપાવત જ્યાં મહારાણાજી બેઠા હતા ત્યાં આવી પહોંચ્યો અને વિનયથી તેમજ નમ્રતાપૂર્વક બે હાથ જોડી મહારાણાજીને કહેવા લાગ્યો:

"અન્નદાતાજી! આ પ્રમાણે મ્હારી પરીક્ષા કરવાથી આપને શો લાભ થયો? મ્હારા દુર્ભાગ્યે કદાચ સિંહ મ્હારી નજર ચૂકવી મ્હારા પર ધસી આવત તો મ્હારો પ્રાણ જાત અને એથી આપને કાંઇપણ લાભ ન થાત. ઉલટું આપનો એક સેવક કમોતે તેમજ ઘાતકી રીતે મૃત્યુને શરણ થાત. મહારાજ! જો તમ્હારે મ્હારા બળ અને સાહસની પરીક્ષા કરવી હતી તો તેમ કરવા માટે બીજાં ઘણાંયે ક્ષેત્રો હતાં. તમ્હોને આ વિચાર કેમ સુઝયો તે જ હું સમજી

શકતો નથી મહારાજ! હું ખરૂં કહું છું કે હું અહિંઆ મ્હારૂં બળ તો તમ્હારી સ્વતંત્રતા જાળવવામાં, તમ્હારી પ્રતિષ્ઠાનું રક્ષણ કરવામાં તેમજ તમ્હારી કીર્તિ વધારવામાં વાપરવા માટે આવ્યો હતો, અને નહિં કે આવા અયોગ્ય તેમજ ઘાતકી તમાશાઓમાં વાપરવા!"

આ સાંભળી રાણાજીએ કહ્યું: "ભાઈ, મ્હને તો કહેવામાં આવ્યું હતું કે આ કાર્ય ત્હેં પોતે જ માગી લીધું હતું."

વીર બાલૂજીએ આ વાક્ય સાંભળ્યું ન સાંભળ્યું કે તરત જ તે અત્યંત ખિન્ન થઇ ઉદેપુરથી પણ ચાલી નીકળ્યો.

આમ ત્રણે સ્થાનો પર એક જ પ્રકારની નીતિ જોઈ બાલૂજીને તે સમયના રાજપૂત રાજાઓ પ્રત્યે તિરસ્કાર ઉત્પન્ન થયો. આથી એ પોતાના ભાગ્યની પરીક્ષા કરવા અંતે દિલ્હી ગયો. ત્યાં શહેનશાહ શાહજહાંની કૃપાથી એને પાંચસેં સવારોનો ઉપરી બનાવવામાં આવ્યો. અહિંઆ એણે કેટલાયે દિવસો શાંતિમાં પસાર કર્યા.

આ જ સમયે ઉદેપુરમાં એક મહત્ત્વનો બનાવ બન્યો. ત્યાં એક ઘોડાનો સોદાગર ઘોડા લઇને વેચવા આવ્યો હતો. મહારાણાજીએ આમાંથી કેટલાક ઘોડા પસંદ કર્યા. પણ આમાં એક ઘોડો અદ્વિતીય હતો. આ જોઈ મહારાણાએ પોતાના સરદારોને પૂછ્યું:

"મ્હારા શુરવીર સરદારો! તમ્હો કહો કે આ ઘોડો કયા વીરને યોગ્ય છે?" આ સાંભળી સર્વે સરદારો એક એકને અને બીજો બીજાને એમ કહેવા લાગ્યા. આથી રાણાજી નિરાશ થયા અને બોલ્યા: "આ ઘોડો તો કેવળ વીર બાલૂજી ચંપાવતને જ યોગ્ય છે."

આમ કહી એક માણસ સાથે એ ઘોડો વીર બાલૂજી જયાં હતો ત્યાં મોકલાવ્યો અને કહાવ્યું: "વીર બાલૂજી! આ ઘોડો તમ્હારી શુરવીરતા તેમજ સાહસિકતા પર પ્રસન્ન થઈ હું ત્હમને ભેટ કરૂં છું, ત્હેનો સહર્ષ સ્વીકાર કરશો. એ ખરેખર ત્હમારે જ યોગ્ય છે."

પણ આજ વખતે આગ્રામાં એક દુર્ઘટના બની. નાગૌરના અમરસિંહ અને બિકાનેરના કરણસિંહ વચ્ચે રાજ્યની હદ વિષે કાંઈક ઝગડો શરૂ થયો. બાદશાહ તરફથી ઝગડો પતાવવા સલાબતખાંને નીમવામાં આવ્યો. ઘણા દિવસો થયા પણ અમરસિંહે કર ન આપ્યો. એક દિવસ જ્યારે બાદશાહ શાહજહાં દરબાર ભરીને બેઠા હતા, તે વખતે સલાબતખાંએ અમરસિંહને યાદ દેવરાવ્યું કે હજુ પણ ત્હેનો કર વસુલ થયો નથી.

આ સાંભળી અમરસિંહે કડકતાથી જવાબ આપ્યો : "કેવળ મ્હારી તલવારથી જ હું તમ્હારો કર વસુલ આપીશ !"

આના ઉત્તરમાં મદાન્ધ સલાબતખાંએ મર્મચ્છેદી અપશબ્દો કહ્યાઃ "તમ્હારી તલવારમાં પાણી જ ક્યાં છે ?"

અમરસિંહ રાજપૂત બચ્ચો હતો. સ્વાભિમાની તેમજ જાતિ-અભિમાની હતો. આ અપમાનભર્યા શબ્દો શું તે કાંઇ મુંગે મ્હોંડે સહન કરી રહે ? કે તરત જ તેણે પોતાની તલવાર મ્યાનમાંથી કાઢી સલાબત-ખાં બાદશાહ પાસે બેઠો હતો ત્યાં જઇ પહોંચ્યો અને કોઇની પણ પરવા કર્યા વિના તલવારના એક જ પ્રહારથી સલાબતખાંના શરીરના બે કટકા કરી નાખ્યા.

આ દશ્ય જોઇ બાદશાહે પણ ક્રોધના આવેશમાં આવી જઇ અમરસિંહને અપશબ્દો કહ્યા.

આથી અમરસિંહના ક્રોધાગ્નિમાં ઘીની આહુતિ હોમાઇ. તેનો ક્રોધાગ્નિ જોરથી પ્રજ્જવળી ઉઠયો, અને આ ક્રોધક્ષુભિત ક્ષત્રિયે સલાબતખાંના રૂધિરથી રંગાયેલી તલવાર બાદશાહના શરીરપર ઉગામી. પણ બાદશાહ સમયસૂચકતા વાપરી પ્રાણ લઇ ન્હાસી છુટયો. અમર-સિંહનું આ કૃત્ય જોઇ દરબારીઓ તેના પર વાઘની માફક તુટી પડયા.

વીર અમરસિંહ પણ સિંહની માફક લડવા લાગ્યો, અને જોત-જોતામાં તેણે પાંચ મુસલમાન સૈનિકોને સલાબતખાંના સાથી બનાવી દીધા. પછી અમરસિંહ દરબાર છોડી નાગૌરની દિશા તરફ ચાલી નીકળ્યો.

પણ આ સમયે વિશ્વાસઘાતી અને કુલાંગાર અર્જુનસિંહ જે અમરસિંહનો સાળો થતો હતો તેણે બાદશાહના કૃપાપાત્ર થવા સારૂ બનેવીની પુંઠ પકડી !

અમરસિંહે એને પોતાનો સંબંધી જાણી એના પર વહેમ ન આણ્યો. પણ આ કુલાંગારે સમય જોઇ એના બનેવી ઉપર ધીમેથી તલવાર ફેરવી દીધી અને પોતાની બ્હેનને વિધવા બનાવી !

જ્યારે અમરસિંહના મૃત્યુના સમાચાર શાહજહાંને મળ્યા ત્યારે તેણે અમરસિંહના શરીરને અગ્નિસંસ્કાર ન કરાવવાની આજ્ઞા આપી. ઉપરાંત તેણે કહ્યું કે એની લાશને લાવીને કિલ્લામાં જ ખુલ્લી પડી રહેવા દો કે જેથી તે કુતરાં, કાગડા અને ગીધોને ખોરાક થાય !

જ્યારે આ દુઃખદ સમાચાર અમરસિંહની સતી રાણીને મળ્યા ત્યારે તેને પોતાના પતિના મૃત્યુ કરતાં પોતાના વિશ્વાસઘાતી તેમજ નરાધમ ભાઇના આ કાળા કૃત્ય માટે ઘણો શોક થયો. તેણે તરત જ પોતાના સેનાપતિ ભાણજી કંપાવતને બોલાવી કહ્યું :

"જેમ બને તેમ જલ્દીથી મ્હને મ્હારા મૃત પતિનું શબ મેળવી આપો, એટલે તેને ખોળામાં લઇ ચિતામાં પ્રવેશી હું સતી થાઉં અને મારા પતિ સાથે સ્વર્ગમાં સિધાવું."

આ સાંભળી ભાણજીએ રાણીજીની આજ્ઞા શિરસાવંદ્ય કરી. તે પોતાના પાંચસેં માણસોને લઇને આગ્રા તરફ ચાલી નીકળ્યો. પણ આગ્રાના સુરક્ષિત કિલ્લામાંથી અમરસિંહનું મૃત શરીર મેળવવું એ કાંઇ જેવું તેવું કામ નહોતું. આથી તેણે બાલૂજીની સહાય માંગી તેને કહાવ્યું :

" વીર બાલૂજી ! શું એ શરમ તેમજ નિન્દાની વાત નથી કે તમ્હારા એક વખતના અને મ્હારા હાલના સ્વામી મહારાણા અમરસિંહની લાશ વિધિવત્ અગ્નિસંસ્કાર થયા વિના આગ્રાના

કિલ્લામાં પડી રહે? એટલું જ નહિં પણ તેનું માંસ ગીધડાં અને કાગડા કુતરાંનો ખોરાક થાય? આ કરતાં વિશેષ શરમાવનારૂં બીજું શું હોય? વળી, રાણીજી સતી થવાનો નિશ્ચય કરી બેઠાં છે, અને મહારાજાનું મૃત શરીર તેમને જોઇએ છે. જો એ શરીર મળે તો જ તેઓ સતી થાય અને સ્વર્ગમાં સિધાવે. માટે આ ધર્મકાર્યમાં મ્હારે તમ્હારી મદદની જરૂર છે."

ભાણજીનો આ સંદેશો સાંભળી બાલૂજીના મુખમંડળ ઉપર ક્ષત્રિયોચિત પ્રસન્નતા છવાઇ રહી; અને પોતાના વીરોને લઇ તે આગ્રા તરફ આવવા નીકળ્યો.

વીર બાલૂજી પોતાનું કર્તવ્ય સમજી એક વીરોચિત કાર્યમાં પોતાના પ્રાણની આહુતિ આપવા તૈયાર થઈ નીકળતો હતો, તેટલામાં જ તેને ઉદેપુરના મહારાણાનો સંદેશો તેમજ તેણે મોકલાવેલો ઘોડો મળ્યો.

મહારાણાનો સંદેશો વાંચી બાલજી પોતાના ઘોડાપરથી ઉતરી આ નવા ઘોડાપર સવાર થયો, અને તરત જ એના મુખમાંથી નીચેનું વાક્ય નીકળી ગયું:

" ધન્ય મેવાડાધિપતિ! ધન્ય છે તમ્હોને! તમ્હો ભારતવર્ષના તેમજ સમસ્ત ક્ષત્રિય જાતિની સ્વતંત્રતાના સ્થંભસ્વરૂપ છો! "

તેણે દૂતને કહ્યું: " ભાઇ! મ્હારી પાસે હમણાં એટલો વખત નથી કે હું રાણાજી ઉપર ધન્યવાદનો પત્ર લખું; પણ હું શુદ્ધ ક્ષાત્રવટના સોગન લઈ કહું છું કે જ્યારે પણ ભવિષ્યમાં મહારાણાજીને શિરે કાંઇપણ સંકટ આવી પડશે ત્યારે અવશ્ય ગમે તે ભોગે પણ હું સિદ્ધ કરી બતાવીશ કે વીર મનુષ્યો આ જગત્માં શું શું કરી શકે છે! અને તે જ દિવસે હું આ કૃતજ્ઞતાના ઋણમાંથી મુક્ત થઇશ. "

આમ કહી તે તરત જ ભાણજી કંપાવતની પાસે જઇ પહોંચ્યો,

પણ આ સમયે વિશ્વાસઘાતી અને કુલાંગાર અર્જુનસિંહ જે અમરસિંહનો સાળો થતો હતો તેણે બાદશાહના કૃપાપાત્ર થવા સારૂ બનેવીની પુંઠ પકડી !

અમરસિંહે એને પોતાનો સંબંધી જાણી એના પર વહેમ ન આણ્યો. પણ આ કુલાંગારે સમય જોઇ એના બનેવી ઉપર ધીમેથી તલવાર ફેરવી દીધી અને પોતાની બ્હેનને વિધવા બનાવી !

જ્યારે અમરસિંહના મૃત્યુના સમાચાર શાહજહાંને મળ્યા ત્યારે તેણે અમરસિંહના શરીરને અગ્નિસંસ્કાર ન કરાવવાની આજ્ઞા આપી. ઉપરાંત તેણે કહ્યું કે એની લાશને લાવીને કિલ્લામાં જ ખુલ્લી પડી રહેવા દો કે જેથી તે કુતરાં, કાગડા અને ગીધોને ખોરાક થાય !

જ્યારે આ દુઃખદ સમાચાર અમરસિંહની સતી રાણીને મળ્યા ત્યારે તેને પોતાના પતિના મૃત્યુ કરતાં પોતાના વિશ્વાસઘાતી તેમજ નરાધમ ભાઇના આ કાળા કૃત્ય માટે ઘણો શોક થયો. તેણે તરત જ પોતાના સેનાપતિ ભાણજી કંપાવતને બોલાવી કહ્યું :

"જેમ બને તેમ જલ્દીથી મ્હને મ્હારા મૃત પતિનું શબ મેળવી આપો, એટલે તેને ખોળામાં લઇ ચિતામાં પ્રવેશી હું સતી થાઉં અને મારા પતિ સાથે સ્વર્ગમાં સિધાવું."

આ સાંભળી ભાણજીએ રાણીજીની આજ્ઞા શિરસાવંદ્ય કરી. તે પોતાના પાંચસેં માણસોને લઇને આગ્રા તરફ ચાલી નીકળ્યો. પણ આગ્રાના સુરક્ષિત કિલ્લામાંથી અમરસિંહનું મૃત શરીર મેળવવું એ કાંઇ જેવું તેવું કામ નહોતું. આથી તેણે બાલૂજીની સહાય માંગી તેને કહાવ્યું :

"વીર બાલૂજી ! શું એ શરમ તેમજ નિન્દાની વાત નથી કે તમ્હારા એક વખતના અને મ્હારા હાલના સ્વામી મહારાણા અમરસિંહની લાશ વિધિવત્ અગ્નિસંસ્કાર થયા વિના આગ્રાના

પ્રવેશ કર્યો. તરત જ ચિતાને સળગાવવામાં આવી, અને બ્રાહ્મણો મૃત-સંસ્કાર વિધિવત્ કરી રહ્યા. ચિતા ભડભડ બળવા લાગી.

એટલામાં મોગલ સેના ત્યાં આવી પહોંચી; પણ વીર બાલૂજી અને વીર ભાણજીએ પોતાની ન્હાની સેના સહિત સામે થઈ ચિતાની રક્ષા કરી અને મોગલ સૈનિકોને ચિતાની પાસે જતા અટકાવ્યા. સર્વે રાજપૂતો જાનની દરકાર કર્યા વિના સિંહની માફક મુસલમાનો પર તૂટી પડયા અને મોગલસેનાનો કચ્ચરઘાણ વાળ્યો.

મુસલમાનો પણ રાજપૂતોના આ જુસ્સાથી, આ ઉત્સાહથી અને પરાક્રમથી એક વાર પાછા હઠયા; પણ આખરે આઠસેં માણસો હજારો પ્રબળ માણસોના લશ્કર આગળ શી વિસાતમાં! રાજપૂતોને મૃત્યુની જરાપણ દહેશત ન હતી; તેઓને મન તો રાણીજી નિર્વિઘ્ને સતી થાય એટલું જ બસ હતું.

અનેક ઘાથી જર્જરિત થઈ બાલૂજી અને ભાણજી ભૂમિ પર તરફડી પડયા. આ અવસ્થામાં પણ તેઓની દૃષ્ટિ બળતી ચિતા તરફ હતી, અને બન્નેએ એકબીજાની સ્હામે જોઈ ઉંડો નિશ્વાસ મૂકયો.

એટલામાં એક બ્રાહ્મણ જે ચિતાની રક્ષા કરી રહ્યો હતો તે ધીમેથી તેઓની પાસે આવ્યો, અને શાંત તેમજ ગંભીર ભાવે કહેવા લાગ્યો: "બહાદુર વીરો! ચિન્તા કરશો નહિ. તમારી વીરતાને પરિણામે રાણીજી નિર્વિઘ્ને સતી થયાં છે."

આ સાંભળી બન્નેની મુખમુદ્રા ઉપર એક અદ્‌ભુત જ્યોતિ પ્રસરી રહી. તેઓને ઘાની વેદના ઘણી થતી હતી, છતાં પણ તેમની મુખમુદ્રા ઉપર એક જાતની પ્રસન્નતા છવાઈ રહી. તેઓને માનસિક આનંદ તેમજ સંતોષ થયો, અને જે કાર્ય માટે પોતાનું બલિદાન આપ્યું છે તે કાર્ય નિર્વિઘ્ને સંપૂર્ણ થયું જાણી તેમને સંતોષ થયો.

બીજી જ ક્ષણે તેઓની આંખો સદાને માટે મીચાઈ ગઈ, અને તે રાજપૂત કુલદિપકો પોતાના પ્રાણની તેમજ સગાંસહોદરની દરકાર કર્યા વિના, પોતાના સ્વામિની સેવા કરતાં કરતાં પરમાત્માની પરમ જ્યોતિમાં મળી ગયા.

અને તેને મળી અમરસિંહની લાશ કિલ્લાની બહાર લાવવાના ઉપાય-નો વિચાર કરવા લાગ્યો.

ચંપાવતે કહ્યું: "ભાઇ! આપણે આ સમયે બે મહાન્ કાર્યો કરવાનાં છે. એક નાગૌરના નૃપતિ અને આપણા સ્વામી મહારાણા અમરસિંહની લાશ આગ્રાના કિલ્લાની બહાર સહિસલામત કાઢવાની છે, અને બીજું રાણીજી સતી થવા ઇચ્છે છે તે કાર્ય નિર્વિઘ્ને પાર પડે તેવી ગોઠવણ કરવાની છે."

ભાણજીએ કહ્યું: "બાલૂજી! આપની વીરતા તેમજ સાહસિક-તા જગપ્રસિદ્ધ છે. આપ વીર નર છો, માટે આમાંનું પહેલું કાર્ય આપ કરો, અને બીજું કાર્ય હું કરૂં. આ બીજા કાર્યમાં હું કોઇ પણ જાતની ખલેલ પહોંચવા નહિં દઉં."

"બહુ સારૂં" એમ કહી બાલજીએ પોતાના માણસો સહિત કિલ્લા તરફ આક્રમણ કર્યું. તે તરત જ કિલ્લાપર ચઢી પાછળથી ફાટક તોડી કિલ્લાની ભીંતપરથી નીચે ઉતર્યો અને જ્યાં મહારાણાજીની લાશ દયાજનક અવસ્થામાં પડી હતી ત્યાં જઇ પહોંચ્યો. લાશને ખભા પર લઇ ધીમેથી ભીંત પર ચઢી વીર બાલૂજી બહાર આવ્યો, અને લાશને ઘોડાપર નાંખી નાગૌરની દિશા તરફ ઘોડો દોડાવી મુકયો.

લાશ ઉપાડી ગયાના સમાચાર જ્યારે કિલ્લેદારોના જાણવામાં આવ્યા ત્યારે કિલ્લામાં ભારે કોલાહલ મચી રહ્યો. સર્વે મુસલમાનો ક્રોધે ભરાયા, અને તેઓ તરત જ બાલૂજીની પાછળ પડયા.

પણ મુસલમાનો આવી પહોંચે તે પહેલાં ભાણજીએ ચિતાની સઘળી તૈયારી કરી રાખી હતી. સર્વે સાધનો તૈયાર હતાં. રાણી પણ તૈયાર થઇ પોતાના પતિના મૃત શરીરની રાહ જોતી ગંભીરતાથી ઉભી હતી; અને બાલૂજી લાશ લઇને આવ્યો કે તરત જ આ વીરા-ઙ્ગનાએ લાશને વિધિવત્ શણગારી, પોતાના પતિને આલિંગન આપી, તેનું શિર પોતાના ખોળામાં લઇ સહર્ષ ગાજતે વાજતે ચિતામાં

પ્રવેશ કર્યો. તરત જ ચિતાને સળગાવવામાં આવી, અને બ્રાહ્મણો મૃત-સંસ્કાર વિધિવત્ કરી રહ્યા. ચિતા ભડભડ બળવા લાગી.

એટલામાં મોગલ સેના ત્યાં આવી પહોંચી; પણ વીર બાલૂજી અને વીર ભાણજીએ પોતાની ન્હાની સેના સહિત સામે થઈ ચિતાની રક્ષા કરી અને મોગલ સૈનિકોને ચિતાની પાસે જતા અટકાવ્યા. સર્વે રાજપૂતો જાનની દરકાર કર્યા વિના સિંહની માફક મુસલમાનો પર તૂટી પડયા અને મોગલસેનાનો કચ્ચરઘાણ વાળ્યો.

મુસલમાનો પણ રાજપૂતોના આ જુસ્સાથી, આ ઉત્સાહથી અને પરાક્રમથી એક વાર પાછા હઠયા; પણ આખરે આઠસેં માણસો હજારો પ્રબળ માણસોના લશ્કર આગળ શી વિસાતમાં! રાજપૂતોને મૃત્યુની જરાપણ દહેશત ન હતી; તેઓને મન તો રાણીજી નિર્વિઘ્ને સતી થાય એટલું જ બસ હતું.

અનેક ઘાથી જર્જરિત થઈ બાલૂજી અને ભાણજી ભૂમિ પર તરફડી પડયા. આ અવસ્થામાં પણ તેઓની દૃષ્ટિ બળતી ચિતા તરફ હતી, અને બન્નેએ એકબીજાની સ્હામે જોઈ ઉંડો નિશ્વાસ મૂકયો.

એટલામાં એક બ્રાહ્મણ જે ચિતાની રક્ષા કરી રહ્યો હતો તે ધીમેથી તેઓની પાસે આવ્યો, અને શાંત તેમજ ગંભીર ભાવે કહેવા લાગ્યો: "બહાદુર વીરો! ચિન્તા કરશો નહિ. તમારી વીરતાને પરિણામે રાણીજી નિર્વિઘ્ને સતી થયાં છે."

આ સાંભળી બન્નેની મુખમુદ્રા ઉપર એક અદ્‌ભુત જ્યોતિ પ્રસરી રહી. તેઓને ઘાની વેદના ઘણી થતી હતી, છતાં પણ તેમની મુખમુદ્રા ઉપર એક જાતની પ્રસન્નતા છવાઈ રહી. તેઓને માનસિક આનંદ તેમજ સંતોષ થયો, અને જે કાર્ય માટે પોતાનું બલિદાન આપ્યું છે તે કાર્ય નિર્વિઘ્ને સંપૂર્ણ થયું જાણી તેમને સંતોષ થયો.

બીજી જ ક્ષણે તેઓની આંખો સદાને માટે મીચાઈ ગઈ, અને તે રાજપૂત કુલદિપકો પોતાના પ્રાણની તેમજ સગાંસહોદરની દરકાર કર્યા વિના, પોતાના સ્વામિની સેવા કરતાં કરતાં પરમાત્માની પરમ જ્યોતિમાં મળી ગયા.

# વીર ચંદાવત

જે સમયે ઔરંગઝેબ દિલ્હીની ગાદીપર વિરાજમાન હતો તે સમયે રાજસ્થાનમાં ઘણા નામાંકિત તેમજ પ્રતિષ્ઠિત રાજાઓ રાજ્ય કરતા હતા. આ વખતે ઉદેપુરમાં રાણા રાજસિંહ, મારવાડમાં જશવંતસિંહ, જયપુરમાં જયસિંહ અને બુંદી કોટામાં હાડા રાજા વગેરે રાજાઓ રાજ્ય કરતા હતા. આ સર્વે, સમરવિજયી મહાપ્રતાપી તેમ જ પરાક્રમી હતા. શહેનશાહ ઔરંગઝેબે જો એના પ્રપિતામહ અકબરશાહની માફક આ સર્વે રાજપૂતો સાથે સલાહસંપથી કામ લીધું હોત તો મોગલ રાજ્ય ઘણી લાંબી મુદત સુધી સ્થાયી રહેત; પણ એની ધર્માન્ધતાએ એને ડૂબાડયો. પરિણામે એને અવળી મતિ સૂઝી. એણે હિંદુઓનો તિરસ્કાર કર્યો અને તેઓને કાફિર કહી ધર્મશત્રુ માનવા લાગ્યો. આથી જ શિવાજી મહારાજ મહારાષ્ટ્રમાં હિંદુ સામ્રાજ્ય સ્થાપવા પ્રેરાયા. રાજપૂતાનામાં સર્વે રાજપૂતોએ ઔરંગઝેબ સ્હામે શસ્ત્રો ઉગામ્યાં. પંજાબમાં શિખો ઉભા થયા. ઔરંગઝેબ એક રાજા તેમજ સેનાની તરીકે એના પૂર્વજો કરતાં કોઈ પણ રીતે ઉતરતો ન હોતો; છતાં પણ એની ધર્માન્ધતા, શંકાશીલતા અને મનના સંકુચિતપણાએ એને ડૂબાડયો અને એના પરિણામે જ એની યોગ્ય રીતે રાજ્ય કરવાની શક્તિ દિનપ્રતિદિન શિથિલ બનતી ગઈ. એટલું જ નહિ પણ જે શક્તિ, જે સંગઠન તેમજ જે ઐક્ય એના રાજ્યને દૃઢ કરત તે સર્વે એની વિરૂદ્ધ થવાથી અંતે તેનો નાશકર્તા થઈ પડયાં. રાજપૂતોની સહાયતાનો જો એણે સારો લાભ લીધો હોત તો મોગલ સામ્રાજ્ય અવશ્ય બે સૈકા વધુ જાહોજલાલી ભોગવી શકત.

પણ મોગલ સામ્રાજ્યના દુર્ભાગ્યે આ સમયે ઔરંગઝેબનું નિષ્ઠૂર અને ધર્માન્ધ હૃદય નિરવલમ્બી અને નિસ્સહાય હિન્દુ પ્રજાને

બળાત્કારે મુસલમાન બનાવવામાં આનંદ માનતું. ઉદેપુરમાં આ વખતે રાજસિંહના રાજ્યકારભાર હેઠળ શાન્તિ હતી. રાણા રાજસિંહ વીર, સાહસિક તેમજ પ્રતાપી હતા. બચપણથી જ તેમનામાં સ્વજાતિ તેમજ સ્વદેશ માટે અત્યંત પ્રેમ હતો. ઔરંગઝેબની પુર ચડતીના સમયમાં એને પણ પરાક્રમ દર્શાવવાનો સમય આવ્યો હતો. રાણા સંગના સમયમાં સિસોદીયાઓ જેવી બહાદુરીથી ફતેહપુરસિક્રી આગળ લડયા હતા તેમજ રાણા ઉદયસિંહના સમયમાં જેવી બહાદુરીથી તેઓ ચિતોડગઢના રક્ષણ માટે લડયા હતા, તેવી જ બહાદુરીથી આ વખતે પણ તેઓ ઔરંગઝેબ સાથે લડયા હતા, અને આમાં ઘણી વખતે તેઓની જીત થઈ હતી. એક વાર તો ઔરંગઝેબ જીવતો કેદ પકડાયો હતો. પણ રાજપૂતોની ઉદારતાના પરિણામે તેને છોડી મૂકવામાં આવ્યો હતો.

આ સમયે એક એવી ઘટના બની, કે જેના પરિણામે રાણા રાજસિંહને ઔરંગઝેબ સ્હામે યુદ્ધમાં ઉતરવું પડયું. મારવાડમાં રૂપનગઢ નામે એક ગામ હતું. ત્યાંના રાજા રાજસિંહને અમરસિંહ અને જશવંતસિંહ નામે બે પુત્રો હતા. અમરસિંહ બચપણથી જ તોફાની હોવાથી તેને દેશવટો મળ્યો હતો, અને તેથી જશવંતસિંહ ગાદીનો વારસ થયો હતો. અમરસિંહ ત્યારબાદ મોગલ દરબારમાં જઈ રહ્યો હતો; પણ ત્યાંયે એની તોફાની વૃત્તિ તેમજ ઉત્પાતથી એણે મોગલોના માણસો સ્હામે લડાઈ કરી હતી અને એમાં એ અંતે માર્યો ગયો હતો. આ અમરસિંહ તે બીજો કોઈ નહિ પણ જેની પ્રતિષ્ઠા જાળવવા માટે વીર બાલૂજી ચંપાવતે પોતાના જીવનનું બલિદાન આપ્યું અને મહા મહેનતે તેનું શબ આગ્રાના કિલ્લામાંથી આણી તેની સતી પત્નીને નિર્વિઘ્ને સતી કરાવી પોતાનો પ્રાણ તજ્યો હતો તે જ !

આ અમરસિંહને રૂપાળીબા નામે એક પરમ લાવણ્યવતી પુત્રી હતી. તે રૂપરૂપનો અંબાર હતી. ને જોધપુરમાં તેના કાકા

જશવંતસિંહ સાથે જ રહેતી હતી. આ જશવંતસિંહને પણ એક પુત્રી હતી, અને તેને તેણે ઔરંગઝેબ વેરે પરણાવી હતી, અને અમરસિંહના મૃત્યુ પછી તેની દીકરીને પણ પાદશાહને આપવાનો તેનો વિચાર હતો. પણ જ્યારે રૂપાળીબાએ જણાવ્યું, કે પોતાનું સંસારમાં બીલકુલ મન ચોંટતું નથી, અને કેવળ એકાંતવાસમાં રહી ભગવત્‌-ભજનમાં જ દિવસો નિર્ગમન કરવાની પોતાની ઇચ્છા છે, ત્યારે જશવંતસિંહે તેની ઇચ્છાનુસાર તેમ કરવાની રજા આપી, અને તેને એક સ્વતંત્ર મકાન તેમજ દાસી આપી રાજી કરી. આમ રૂપાળીબા રાજમહેલ તજી એકાંતમાં રહી ઇશ્વરભજન કરવા લાગી. તેને ઇશ્વરભક્તિમાં એટલી બધી શ્રદ્ધા હતી, કે પરણવું તેમજ સંસાર માંડવો તે શું તેની કલ્પના સ્વપ્ને પણ એને આવતી નહિ. એ પોતાના ગૃહ-મન્દિરમાં કોઈ પણ પુરૂષનો પ્રવેશ થવા દેતી ન હતી અને પ્રભુ-ભક્ત સિવાય કોઈ સાથે વાતચીત પણ કરતી નહિ. સંસારની કુથલી, દુનિયાદારીના રગડા, દુઃખનાં રોદણાં, રાજ્યની ખટપટ આદિમાં તે લગાર પણ રસ લેતી નહિ. તેને તો પોતે ભલી અને પોતાનું ભગવદ્‌ભજન ભલું હતું. રૂપાળીબા સાદાઈ, નિર્દોષતા ને પવિત્રતાની સાક્ષાત્‌ મૂર્તિ હતી.

રૂપાળીબાના અપ્રતિમ સૌન્દર્યના સમાચાર, એની બહેન જે ઔરંગઝેબ સાથે પરણી હતી તેના દ્વારા ઔરંગઝેબને પહોંચ્યા ત્યારથી જ ઔરંગઝેબને એની સાથે લગ્ન કરવાની ઉત્કંઠા થઈ. ઔરંગઝેબે આથી તરત જ મુહૂર્ત જોવડાવી રૂપાળીબાનું માગું કરવા જશવંતસિંહના દરબારમાં માણસ મોકલ્યો. જશવંતસિંહે પોતાની ભત્રીજીની મરજી નહિ હોવા છતાં પણ પાદશાહના ભયથી ઔરંગઝેબે કહાવેલું લગ્નનું માગું કબુલ રાખ્યું અને તે પોતાની દેવપ્રકૃતિ ભત્રીજીને ઔરંગઝેબ વેરે તેની મરજી વિરૂદ્ધ પરણાવવા તૈયાર થયો. તેણે આવેલા માણસની સાથે ઔરંગઝેબને કહેવડાવ્યું, કે " પંદર દિવસમાં

જાન લઈ તમારે અહીં આવવું. હું લગ્નસમારંભની સર્વે તૈયારીઓ કરીશ. મ્હારી ભત્રીજી તો પરણવાની ના પાડે છે; પણ કદાચ તે શરમને લીધે તેમ કહેતી હશે.”

દિલ્હીનો શહેનશાહ રૂપાળીબા સાથે લગ્ન કરવા આવવાનો હોવાથી રૂપનગઢના રાજમહેલમાં લગ્નની તૈયારીઓ થવા માંડી; પણ જેનું લગ્ન થવાનું હતું તે નિર્દોષ બાલિકા તો આ પ્રપંચથી સાવ અજ્ઞાત હતી. પોતે ઈશ્વરભક્તિમાં લીન હોવાથી દરબારમાં શું થાય છે તેની તેને જરાય દરકાર ન હોતી. પણ એક દિવસ રૂપાળીબાએ આ સઘળી વાત જાણી. રૂપાળીબાને હવે શું કરવું તે સૂઝયું નહિ. લગ્નની મીતિ-આડા માત્ર પંદર જ દિવસ રહ્યા હતા. હવે પંદર દિવસમાં જો કોઈ પણ યુક્તિ નહિ શોધાય, તેમજ જો પરણવાની પોતે ના પાડશે તોપણ તેનો કાકો તેને બળાત્કારે પરણાવશે, અથવા બાદશાહ તેને જોરજુલમથી બેગમ બનાવશે! હવે શું કરવું તેના જ વિચારવમળમાં તે પડી ગઈ.

“હાય દુર્દૈવ! જે મ્લેચ્છને, જે ધર્માન્ધ તેમજ અત્યાચારી યવનને હું ધિક્કારૂં છું, જેને અડવામાં પણ હું પાપ માનું છું, જેના દર્શનમાત્રથી પણ હું અપવિત્ર થાઉ એમ માનું છું, વળી જે યવનનો સ્પર્શ પણ નહિ કરવા મ્હેં બાલ્યાવસ્થામાં જ વૈરાગ્ય લઈ ઈશ્વરભક્તિમાં જ મ્હારૂં જીવન વ્યતીત કરવાનું ધાર્યું, તે જ મ્લેચ્છને, તેજ યવનને, મ્હારા રાજ્યના તેમજ ધર્મના શત્રુને, મ્હારા ધિક્કારપાત્રને શું હવે હું અડીશ? અરે, શું ત્હેની સાથે મ્હારે લગ્ન કરવાં પડશે? શું ત્હેની બેગમ થઈ મ્હારે દિલ્હી જવું પડશે? શું મ્હારે હિંદુ ધર્મ, હિંદુ શિષ્ટાચાર તેમજ હિંદુ સંસ્કૃતિ તજી દેવાં પડશે? હાય! હાય! શું હું જાતિભ્રષ્ટ તેમજ ધર્મભ્રષ્ટ થઈશ? હે પરમાત્મન્! આ વિચાર આવતાં જ મ્હારૂં હૃદય કંપી ઉઠે છે, તો પછી ભવિષ્યમાં તો મ્હારૂં

કોણ જાણે શુંયે થશે! ધિક્કાર છે મ્હારા આ સ્વરૂપને! જો મ્હારો જન્મ જ ન થયો હોત તો કેવું સારૂં થાત કે, જેથી મ્હારે આ હૃદયવેધક દુઃખદ અને પ્રાણઘાતક સમાચાર સાંભળવાનો સમય જ ન આવ્યો હોત! હું કેવી અભાગિની છું, કે મ્હને એકલી આમ નિરાધાર મૂકી મ્હારા પિતા પણ અકાળ વયે મૃત્યુને શરણ થયા! મ્હારા પિતાજી જો આ વખતે જીવતા હોત તો ઔરંગઝેબની શી તાકાત હતી, કે તે આવીને મ્હારૂં પાણિગ્રહણ કરે! ત્યારે મ્હારા કાકા જશવંતસિંહની પણ શી તાકાત હોત, કે તે મ્હને તેમજ મ્હારા પિતાજીને પૂછ્યા વિના આવું માગું કબુલ કરે! અરે! મારો કાકો એવો નિર્માલ્ય કે એક યવનના ત્રાસે ત્રાસી મ્હારી ઇચ્છા વિરૂદ્ધ મ્હારૂં લગ્ન કબુલી બેઠો! પરમાત્મન્! હે અનાથના નાથ! હવે આ સ્થિતિમાં મ્હારે કયાં જવું, સહાય માટે કોની યાચના કરવી? હે પ્રભુ! આ ધર્મસંકટના સમયે જો કોઇપણ મ્હને મદદ આપી શકે તેમ હોય તો તે તમ્હે જ છો. હે! જગન્નિયંતા! આ ગાબળાને એવી યુક્તિ સુઝાડ કે જેના બળે તેની પવિત્રતા જળવાય, તેની પ્રતિષ્ઠા તેમજ ક્ષાત્ર—ગૌરવ અકલંકિત રહે, અને તે ભવિષ્યમાં ઉંચું માથું રાખી શકે. તેમ નહિ થાય તો છેવટે આત્મહત્યા તો છે જ! પણ હે વિભુ! એનો આશ્રય લેતાં પહેલાં જ કોઈ પણ ઉપાયથી મ્હારી પવિત્રતા તેમજ પ્રતિષ્ઠા બચે એવું કાંઈક મને સુઝાડ!" આમ વિચારતી તે છાતીફાટ રડવા લાગી ને તેનો કંઠ બેસી ગયો. તેનું પ્રત્યેક અંગ ભયથી તેમજ નિરાશાથી કંપવા લાગ્યું. શરીરે પરસેવાના રેલા છૂટ્યા, તેને કપાળે કરચલીઓ વળી, અને તે એક પુતળાની માફક હતી ત્યાં જ પડી રહી.

થોડો સમય વીત્યો એટલે ફરીથી તેણે રડવાનું શરૂ કર્યું, અને આ ધર્મ તેમજ જાતિભ્રષ્ટતામાંથી ઉગરવાના ઉપાયો શોધવા લાગી. તેણે તરત જ પોતાના દૂરના કાકા રામસિંહને દાસી દ્વારા પોતાના

મંદિરમાં બોલાવ્યા. દાસીનો સંદેશો સાંભળી તરત જ રામસિંહ રાઠોડ રૂપાળીબાને મંદિરે આવી પહોંચ્યા.

સામેથી પોતાના કાકાને આવતા જોઈ રૂપાળીબાથી રોવાઈ જવાયું. તે ડુસકે ડુસકે રોવા લાગી. બહુ સાંત્વના આપ્યા છતાં પણ તે શાંત પડી નહિ; પણ જ્યારે તેના કાકાએ ધીમે સ્વરે તેમજ વ્હાલથી તેના રડવાનું કારણ પૂછ્યું ત્યારે તે કહેવા લાગી:

"કાકા! મ્હારે માથે દુઃખના ડુંગર આવી પડયા છે. મ્હારી સ્થિતિ આટલી બધી દુઃખી અને દયાજનક થઈ છે છતાં તમે મ્હારી સંભાળ લેતા નથી. મ્હારા નિર્માલ્ય કાકા જશવંતસિંહે મ્હારી આવી સ્થિતિ કરી મૂકી છે. તેઓ મ્હને યવનની સાથે પરણાવવાની તૈયારી કરી રહ્યા છે. તેઓ તો મ્હારા નામના જ કાકા છે. મ્હારા પિતાશ્રીનો ઘાત કરાવી જોધપુરની ગાદી પચાવી પડયા છે. મ્હારા દુઃખમાં, સંતાપમાં તેમજ શોકમાં જો મ્હારા માટે આશ્રયનું કે હૃદય ઠાલવવાનું આ સંસારમાં કોઈ સ્થાન હોય તો તે માત્ર તમે જ છો. તમે જો મ્હને આમ વિસારી મૂકશો તો પછી આ નિરાધાર બાળકીની બીજું કોણ દરકાર કરે એમ છે? આ કારણથી મ્હારી સ્થિતિ હવે દિવસે દિવસે બગડતી જાય છે. મ્હારો આશાવાદ નિરાશાવાદમાં પરિણમ્યો છે. કાકાશ્રી! હવે તો મ્હારાથી આવી સ્થિતિ વધુ વાર સહન કરી શકાય એમ નથી. જો તમો મ્હને આમાંથી ઉગરવાની કાંઈ પણ મદદ કે સલાહ નહિ આપો તો નિશ્ચે હું વાવકુવો પુરીને કે ઝેર ખાઈ ને મરી જઈશ, અને આ પુત્રીની આત્મહત્યાનું પાતક તમો બન્ને કાકાઓને શિર ચોંટશે! માટે ગમે તેમ કરી મ્હારે હવે શું કરવું, તેમજ કયાં જવું તેનો માર્ગ મ્હને સુઝાડો!" એમ કહી રૂપાળીબા મ્હોટે સાદે રડવા લાગી.

રામસિંહે તેને રોતી અટકાવી ધીમેથી કહ્યું: "દીકરી! ત્હારૂં અંતરનું દુઃખ તું જ્યાં સુધી અમોને જણાવે નહિ ત્યાં સુધી અમને કેમ માલમ પડે? તું મ્હારા ભાઈની પુત્રા હોઈ મ્હને મ્હારી પુત્રી કરતાં પણ

કોણ જાણે શુંયે થશે! ધિક્કાર છે મ્હારા આ સ્વરૂપને! જો મ્હારો જન્મ જ ન થયો હોત તો કેવું સારૂં થાત કે, જેથી મ્હારે આ હૃદયવેધક દુ:ખદ અને પ્રાણઘાતક સમાચાર સાંભળવાનો સમય જ ન આવ્યો હોત! હું કેવી અભાગિની છું, કે મ્હને એકલી આમ નિરાધાર મૂકી મ્હારા પિતા પણ અકાળ વયે મૃત્યુને શરણ થયા! મ્હારા પિતાજી જો આ વખતે જીવતા હોત તો ઔરંગઝેબની શી તાકાત હતી, કે તે આવીને મ્હારૂં પાણિગ્રહણ કરે! ત્યારે મ્હારા કાકા જશવંતસિંહની પણ શી તાકાત હોત, કે તે મ્હને તેમજ મ્હારા પિતાજીને પૂછ્યા વિના આવું માગું કબુલ કરે! અરે! મારો કાકો એવો નિર્માલ્ય કે એક યવનના ત્રાસે ત્રાસી મ્હારી ઈચ્છા વિરૂદ્ધ મ્હારૂં લગ્ન કબુલી બેઠો! પરમાત્મન્! હે અનાથના નાથ! હવે આ સ્થિતિમાં મ્હારે કયાં જવું, સહાય માટે કોની યાચના કરવી? હે પ્રભુ! આ ધર્મસંકટના સમયે જો કોઈપણ મ્હને મદદ આપી શકે તેમ હોય તો તે તમ્હે જ છો. હે! જગન્નિયંતા! આ અબળાને એવી યુક્તિ સુઝાડ કે જેના બળે તેની પવિત્રતા જળવાય, તેની પ્રતિષ્ઠા તેમજ ક્ષાત્ર-ગૌરવ અકલંકિત રહે, અને તે ભવિષ્યમાં ઉચું માથું રાખી શકે. તેમ નહિ થાય તો છેવટે આત્મહત્યા તો છે જ! પણ હે વિભુ! એનો આશ્રય લેતાં પહેલાં જ કોઈ પણ ઉપાયથી મ્હારી પવિત્રતા તેમજ પ્રતિષ્ઠા બચે એવું કાંઈક મને સુઝાડ!" આમ વિચારતી તે છાતીફાટ રડવા લાગી ને તેનો કંઠ બેસી ગયો. તેનું પ્રત્યેક અંગ ભયથી તેમજ નિરાશાથી કંપવા લાગ્યું. શરીરે પરસેવાના રેલા છૂટ્યા, તેને કપાળે કરચલીઓ વળી, અને તે એક પુતળાની માફક હતી ત્યાં જ પડી રહી.

થોડો સમય વીત્યો એટલે ફરીથી તેણે રડવાનું શરૂ કર્યું, અને આ ધર્મ તેમજ જાતિભ્રષ્ટતામાંથી ઉગરવાના ઉપાયો શોધવા લાગી. તેણે તરત જ પોતાના દૂરના કાકા રામસિંહને દાસી દ્વારા પોતાના

ત્હારી માગણી સ્વીકારશે. આથી ત્હારી પ્રતિષ્ઠા જળવાશે, ત્હારો પ્રાણ બચશે, મોગલ શહેનશાહ નિરાશ થઈ પાછો વળશે, અને રાજપૂતાનાના પવિત્ર ઉચ્ચ અને નિષ્કલંક રાજ્યની તું પટ્ટરાણી થશે. આજે સમસ્ત રાજપૂતાનામાં મેવાડપતિ રાજસિંહ સિવાય બીજો એવો કોઈ પણ ક્ષત્રિય બચ્યો નથી કે જે ઔરંગઝેબની સ્હામે થઈ ત્હારૂં માગું સ્વીકારી શકે? મેવાડનો મહારાણો પ્રાણના ભોગે પણ કેવળ શરણાગતને આશ્રય આપવા ખાતર, પોતાની પ્રતિજ્ઞાના પાલન માટે, તેમજ પોતાની રાજપૂત પ્રતિષ્ઠા જાળવવા ખાતર પણ શહેનશાહ ઔરંગઝેબ સ્હામે વેર બાંધી ત્હારી સાથે લગ્ન કરશે. માટે ત્હારી આ પ્રમાણે લગ્ન કરવાની ઇચ્છા થતી હોય તો આજે જ ઉદેપુર સાંઢણી મોકલીએ.”

આ સાંભળી રૂપાળીબાએ ઉત્તર આપ્યો:

“કાકાશ્રી! મ્હારો સદાએ બ્રહ્મચારિણી રહી ભગવદ્દભજનમાં જ દિવસો નિર્ગમન કરવાનો વિચાર હતો; પરંતુ હવે હું શું કરૂં? હું લાચાર થઈ પડી છું. સમય આવો પ્રતિકૂળ આવ્યો છે. આત્મ-હત્યાનું પાતક વ્હોરવા કરતાં શા માટે મારે ઉદેપુરના મહારાણા રાજસિંહ સાથે ન પરણવું? આવી પવિત્ર, નિષ્કલંક, સ્વતંત્રતાપ્રિય અને સ્વાભિમાની રાજપૂત જાતિ બીજે ક્યાં મળી શકે એમ છે? મેવાડના રાજાએ અદ્યાપિ પર્યન્ત મ્લેચ્છોને કોઈવાર કન્યા દીધી નથી. એવા રાજ્યકુળમાં પરણવાની જો હું ના પા પાડું તો પછી મારા જેવી મૂર્ખ બીજી કોણ હોઈ શકે? બીજા કશા માટે નહિ પણ એક અઘોર પાપમાંથી બચવા ખાતર, કાકાજી! હું મહારાણા રાજસિંહ સાથે પરણવા કબુલ થાઉં છું.”

રૂપાળીબાની સંમતિ મળતાં રામસિંહે એક રાયકાને બોલાવ્યો. અને તેને રૂપાળીબા પાસે એક પત્ર લખાવી તે સાથે ઉદેપુર મોકલ્યો.

અધિક છે! ત્હારૂં દુઃખ ટાળવા હું જરૂર પ્રયત્ન કરીશ. પણ હવે તું રડવાનું બંધ કર. બ્હેન! જ્યારે ઔરંગઝેબ સાથેના ત્હારા વિવાહની વાત મ્હેં પ્રથમ સાંભળી ત્યારે મ્હને ઘણો આઘાત થયો હતો. મ્હને ત્રણ ત્રણ દિવસ સુધી ઉંઘ ન હોતી આવી, તેમજ ખાવાનું પણ ન ભાવ્યું. મેં સ્વપ્ને ય ન હોતું ધાર્યું, કે રૂપાળીબા કે જેણે સંસારનો ત્યાગ કર્યો છે, જે અહર્નિશ ઇશ્વિરભક્તિમાં જ રચીપચી રહે છે; જે પુરૂષનું મોં જોવામાં પણ પાપ માને છે, અને જે તેના વિવાહની વાત કરે તેને એકદમ બોલતાં અટકાવી દે છે, તે એક યવન શહેનશાહ સાથે લગ્ન કરવાનું કબૂલ કરશે! એ વિચારે જ મ્હને અકળાવી ગુંગળાવી મૂકયો હતો. તે સમયે તો બ્હેન! ત્હારા પ્રત્યે મને અત્યંત તિરસ્કાર તેમજ ધિક્કાર જ છુટયો હતો. આ બધું ત્હારી સંમતિથી જ થતું હશે, એમ સમજી મ્હેં તે દિવસથી ત્હારૂં મ્હોં નહિ જોવાનો નિશ્ચય કર્યો હતો. પણ જ્યારે વસ્તુસ્થિતિ એથી ઉલટી જ છે તો બ્હેન! હું મારા પ્રાણના ભોગે પણ ત્હારૂં રક્ષણ કરવાનો પ્રયત્ન કરીશ. આ કાર્ય બનતી ત્વરાએ થાય તો જ સારૂં,” આમ કહી તે રૂપાળીબાને સાંત્વન આપવા લાગ્યો:

“બ્હેન! ત્હારી ધર્મરક્ષાના મ્હને બે જ ઉપાય દેખાય છે. એક તો એ કે જ્યારે શહેનશાહ પંડે અહિંઆં લગ્ન કરવા આવે ત્યારે હું મ્હારી ન્હાની સેનાવડે તેની સાથે લડીને તારૂં રક્ષણ કરૂં; પણ મોગલ શહેનશાહની અસંખ્ય સેના સ્હામે નાનું મ્હારૂં સૈન્ય વધુ સમય ટકી શકશે નહિ, અને અંતે મોગલો ફાવી જશે. આથી ત્હારી પ્રતિષ્ઠા જળવાશે કે કેમ તે એક પ્રશ્ન છે. અમારા મૃત્યુ પછી ત્હારે આત્મહત્યા કરવી પડશે, એટલે આ યુક્તિ મ્હને વ્યવહારૂ નથી લાગતી. પણ એક બીજો શ્રેષ્ઠ અને આબરૂદાર ઉપાય સુઝે છે. તેથી ત્હારૂં રક્ષણ થશે અને ત્હારી પ્રતિષ્ઠા જળવાશે. જો તું મેવાડના સ્વાભિમાની સાહસપ્રિય, તેમજ પવિત્ર અને નિષ્કલંક રાણા રાજસિંહ સાથે વિવાહ કરવાનો નિશ્ચય કરે અને તેમને તું જણાવે તો અવશ્ય તેઓ

બ્રહ્મચારિણી તરીકે જીવન ગાળવું હતું; પણ જ્યારે આ ધર્મસંકટ મ્હારે માથે આવી પડયું છે ત્યારે એમાંથી ગમે તે પ્રકારે ઉગરવું એ જ શ્રેયસ્કર છે એમ જાણી હું આપને વિનવું છું.

"રાજસ્થાનમાં આજે નીચ સ્વાર્થસાધુતા, ક્ષુદ્રતા, ભ્રાતૃદ્રોહ તેમજ જાતિદ્વેષ આદિ દોષોનો જન્મ થયો છે. પ્રાચીન સમયનો આપણો રાજપૂતોનો ઉદાર હિન્દુ ધર્મ આજે પ્રાણહીન થઈ આચારનું એક ખોખું બની રહ્યો છે. આજ સુધી રાજસ્થાનમાં જે પવિત્રતાનું નિર્મળ ઝરણ વહેતું હતું તે કાળક્રમે બંધ થયું છે; એટલું જ નહિ, પણ તેમાં જંતુઓ પડવા માંડયાં છે, અને તેમાંથી ખરાબ બદબો નીકળી આખા રાજસ્થાનની પવિત્રતાને અપવિત્ર બનાવી દે છે.

"આજે રાજસ્થાન દુઃખ, નિરાશા અને ગાઢ અંધકારથી છવાયું છે. આજે રાજપૂતો નીચ, કુટિલ અને સ્વાર્થસેવી બની રહ્યા છે. આજે બાપ્પા રાવળ, રાણા હમીર, રાણા કુંભા, રાણા રાયમલ, રાણા સંગ અને રાણા પ્રતાપસિંહની વિજયકહાણીઓ, તેમના ત્યાગનાં વૃત્તાંતો અને આત્મબલિદાનનાં અસાધારણ દૃષ્ટાંતો આપણા સ્મૃતિ-પટપરથી ખસવા માંડયાં છે. આજે રાજસ્થાનની જાહોજલાલી, ગૌરવ, પ્રતિષ્ઠા અને શક્તિનો પ્રદીપ નિર્વાણ પામ્યો છે.

"રાજસ્થાનના પુત્રો શુદ્ધ રાજપૂતો હોવા છતાં તેઓ સાચા રાજપૂતોના શત્રુ થઈ બેઠા છે. આજે મોગલોના કુત્તા થઈ રહી તેઓ આ સ્વાધીન રાજસ્થાનને યવનો દ્વારા પદદલિત કરાવી રહ્યા છે. આ રાજપૂતો રાજસ્થાનના પુત્રો હોવા છતાં વિદેશીઓના ગુલામ છે. હિંદુ ધર્મી હોવા છતાં વિધર્મીઓના મિત્ર છે. આપણા રાજાઓના સગા સહોદર હોવા છતાં આપણા જ શત્રુ છે. આજના રાજપૂતોએ પોતાની બહેન દીકરીને રાજી ખુશીથી મોગલોની દાસીઓ–પત્નીઓ બનાવી છે. આજના રાજપૂતો દેશ તેમજ પ્રતિષ્ઠા તો ગુમાવી બેઠા

સાંઢણીવાળો રાયકો બીજે જ દિવસે સવારના ઉદેપુર પહોંચ્યો. તેણે દરબારમાં જઇ મહારાણાને રૂપાળીબાનો કાગળ આપ્યો.

રાણાજી આ કાગળ વાંચી વિચારમાં પડયા. શું કરવું તે તેને એકદમ સૂઝયું નહિ, ' પણ પોતાની પ્રતિષ્ઠા જાળવવી કે એક ક્ષત્રિય કન્યાના રક્ષણની ખાતર મેવાડની રાજગાદી ગુમાવી જંગલમાં રખડવું; આમ વિચાર પરંપરામાં મહારાણા ગુંથાયા, અને કાંઇ પણ બોલી શક્યા નહિ.

રાણાજીને આમ ચિંતાગ્રસ્ત થઇ ગંભીર વિચારમાં પડેલા જોઇ તેમના સરદાર વીર ચંદાવતે મહારાણાને પ્રશ્ન કર્યો:

"મહારાજ ! આપ કાગળ વાંચી સ્તબ્ધ કેમ થઇ ગયા છો ? કાગળમાં એવું શું છે, કે આપ જેવા વીરકેશરીને પણ ચિન્તા કરાવે છે ?"

રાણાજીથી આ પ્રશ્નનો જવાબ ન જ અપાયો. તેણે રૂપાળીબાનો પત્ર ચંદાવતને આપ્યો, અને આખો દરબાર સાંભળે તેમ મ્હોટેથી તે વાંચવાનું કહ્યું. કાગળમાં કાંઇ પણ ગુપ્ત રાખવા જેવું હતું નહિ, અને કાગળમાંની વિગત એવી હતી, કે જે માટે સર્વે દરબારીઓની સંમતિની આવશ્યકતા હતી. ચંદાવતે કાગળ વાંચ્યો તેમાં નીચે પ્રમાણે લખેલું હતું:

" મેવાડાધિપતિ મહારાણા રાજસિંહજી !

" હું જોધપુરના અમરસિંહ રાઠોડની કુંવરી છું. મ્હારૂં નામ રૂપાળીબા છે. મ્હારી ઇચ્છા વિરૂદ્ધ મ્હારા કાકા જશવંતસિંહે મ્હારો વિવાહ દિલ્હીના શહેનશાહ ઔરંગઝેબ સાથે નક્કી કર્યો છે. અહિંઆં લગ્નની સર્વ તૈયારીઓ તડામાર થઇ રહી છે; હવે લગ્નને થોડા જ દિવસો બાકી છે, માટે આપ જેમ બને તેમ વ્હેલા મારી વ્હારે આવી મને ઉગારી લો એ જ આ દાસીની પ્રાર્થના છે.

" મ્હારો આજન્મ લગ્ન કરવાનો વિચાર ન હતો. મ્હારે બાળ-

બ્રહ્મચારિણી તરીકે જીવન ગાળવું હતું; પણ જ્યારે આ ધર્મસંકટ મ્હારે માથે આવી પડયું છે ત્યારે એમાંથી ગમે તે પ્રકારે ઉગરવું એ જ શ્રેયસ્કર છે એમ જાણી હું આપને વિનવું છું.

"રાજસ્થાનમાં આજે નીચ સ્વાર્થસાધુતા, ક્ષુદ્રતા, ભ્રાતૃદ્રોહ તેમજ જાતિદ્વેષ આદિ દોષોનો જન્મ થયો છે. પ્રાચીન સમયનો આપણો રાજપૂતોનો ઉદાર હિન્દુ ધર્મ આજે પ્રાણહીન થઈ આચારનું એક ખોખું બની રહ્યો છે. આજ સુધી રાજસ્થાનમાં જે પવિત્રતાનું નિર્મળ ઝરણ વહેતું હતું તે કાળક્રમે બંધ થયું છે; એટલું જ નહિ, પણ તેમાં જંતુઓ પડવા માંડયાં છે, અને તેમાંથી ખરાબ બદબો નીકળી આખા રાજસ્થાનની પવિત્રતાને અપવિત્ર બનાવી દે છે.

"આજે રાજસ્થાન દુઃખ, નિરાશા અને ગાઢ અંધકારથી છવાયું છે. આજે રાજપૂતો નીચ, કુટિલ અને સ્વાર્થસેવી બની રહ્યા છે. આજે બાપ્પા રાવળ, રાણા હમીર, રાણા કુંભા, રાણા રાયમલ, રાણા સંગ અને રાણા પ્રતાપસિંહની વિજયકહાણીઓ, તેમના ત્યાગનાં વૃત્તાંતો અને આત્મબલિદાનનાં અસાધારણ દૃષ્ટાંતો આપણા સ્મૃતિ-પટપરથી ખસવા માંડયાં છે. આજે રાજસ્થાનની જાહોજલાલી, ગૌરવ, પ્રતિષ્ઠા અને શક્તિનો પ્રદીપ નિર્વાણ પામ્યો છે.

"રાજસ્થાનના પુત્રો શુદ્ધ રાજપૂતો હોવા છતાં તેઓ સાચા રાજપૂતોના શત્રુ થઈ બેઠા છે. આજે મોગલોના કુત્તા થઈ રહી તેઓ આ સ્વાધીન રાજસ્થાનને યવનો દ્વારા પદદલિત કરાવી રહ્યા છે. આ રાજપૂતો રાજસ્થાનના પુત્રો હોવા છતાં વિદેશીઓના ગુલામ છે. હિંદુ ધર્મી હોવા છતાં વિધર્મીઓના મિત્ર છે. આપણા રાજાઓના સગા સહોદર હોવા છતાં આપણા જ શત્રુ છે. આજના રાજપૂતોએ પોતાની બહેન દીકરીને રાજી ખુશીથી મોગલોની દાસીઓ–પત્નીઓ બનાવી છે. આજના રાજપૂતો દેશ તેમજ પ્રતિષ્ઠા તો ગુમાવી બેઠા.

છે, પણ સાથે સાથે તેમણે મનુષ્યત્વ પણ ગુમાવ્યું છે. આજ સુધી રાજસ્થાન સૌભાગ્યરૂપી સૂર્યના આવરણથી ઢંકાયેલું હતું; પણ તે જ સૂર્ય હવે અસ્તાચળ પર ગયો છે. આજે રાજસ્થાનની નીલિમા, મહિમા, અને જ્યોતિનો અંત આવ્યો છે,—અને આ બધું કેવળ એના કુલાંઙગારોને લઈને જ.

"આજ સુધી રાજસ્થાન અને તેમાંયે મેવાડ આદિ જે રાજ્યો પોતાનાં શિર ઉંચાં રાખી રહ્યાં છે તેનો પણ આવી સ્થિતિથી અંત આવશે જ. આનું કારણ કેવળ મોગલો જ નથી. મોગલો રાજપૂતોના એટલા કટ્ટા દુશ્મન નથી કે જેટલા રાજપૂતો જાતે પોતાના જાતિ ભાઈઓના છે! મહારાજ! તમે તક્ષશિલને સંભારો, સ્વાભિમાની તેમજ દ્વેષી જયચંદ રાઠોડનું સ્મરણ કરો, ફતેહપુરસિક્રી વખતે રાણા સંગને દગો દેનાર રાયસેનના તુંવાર રાજાને મનમાં યાદ લાવો, ચિતોડના ઉદયસિંહનો તેમજ તેની સાથે સાથે રાણા માનસિંહનો અને શક્તસિંહનો પણ વિચાર કરો—ભારતવર્ષના અને તેમાંયે રાજસ્થાનના પ્રાચીન ઇતિહાસના અભ્યાસવડે મ્હારા સમજવામાં આ વાત બહુ સારી પેઠે આવી ગઈ છે, કે હિન્દુઓને પોતાના ભાઈઓ પર જોરજુલમ ગુજારવામાં અને તેમને હેરાનગતિ પહોંચાડવામાં જેટલો આનંદ અનુભવાય છે તેટલો બીજો કોઈ પણ કામમાં અનુભવાતો નથી! અને તેઓએ જ આ અધમ નીતિથી રાજપૂતોને રાજસ્થાનમાંથી જડમૂળથી ઉખેડી નાંખ્યા છે. મહારાજ! આ કાંઈ એકલી જાતિ જાતિની જ અથડાઅથડી થતી નથી, પણ ધર્મ ધર્મનો, સંસ્કૃતિ સંસ્કૃતિનો અને પ્રતિષ્ઠા પ્રતિષ્ઠાનો વિચ્છેદ છે, અને આને પરિણામે આ જ રાજસ્થાન આટલીબધી અધોગતિએ પહોંચ્યું છે!

"આવી સ્થિતિમાં રાજસ્થાન મોગલોના પગતળે કચરાય તો તેમાં આશ્ચર્ય જેવું શું છે? આજે સર્વે રાજપૂતો પોતાની દીન.

હીન દુ:ખી માતૃભૂમિનો ત્યાગ કરી મોગલોના પ્રસાદ ભોગવી રહ્યા છે; મોગલોના દાસ બન્યા છે; મોગલોને ત્યાં ગિરો મૂકાયા છે !

“આને પરિણામે યવનોએ આજે ભારતવર્ષને છીનવી લીધો છે. સ્ત્રીજાતિ કે જેનાં હૃદય સુકુમારતાના નમુના છે, પવિત્રતા અને પતિવ્રતનાં તપોવન છે, આત્મબલિદાનનાં લીલાસ્થાન છે, અને સાત્વિક સ્નેહનાં નંદનવન છે, તે જ સ્ત્રીજાતિ આજે યવનોને હાથ જઈ જાતિથી તેમજ ધર્મથી ભ્રષ્ટ થઈ છે. આપણા વીરપુરૂષોનું જન્મ-સ્થાન એવા રાજસ્થાનના પુરૂષવર્ગને પણ મનુષ્યત્વહીન બનાવી મૂકયો છે, અને જે રાજ્યો હજી પોતાની પ્રતિષ્ઠા જાળવી રહ્યાં છે તેનો પણ અંત આણવાના પ્રયત્નો કરી રહ્યા છે. વળી તેઓ મદોન્મત્ત બની આપણી ધનધાન્યપૂર્ણ, લીલી કુંજ સમી હરિઆળી અને ફળદ્રુપ ભૂમિપરથી તેનાં જ સંતાનોની લોહીની નદીઓ વહેવરાવી રહ્યા છે.

“ત્યારે શું હવે આપણે આ બધું મુગે મ્હોંડે સહન કર્યા કરીશું? શું હવે મેવાડ પણ યવનોને તાબે થશે? મહારાજ ! મેવાડ જ આજ સુધી પોતાની પવિત્રતા જાળવી રહ્યું છે. આથી જ આપને જોયા વિના, શબ્દોચ્ચાર વિના, આત્માએ આત્માનું, હૃદયે હૃદયનું જોડાણ થયું છે ! તો પ્રિયતમ ! હવે આ નિરાધાર અબળાને જરૂર અભયદાન આપી બચાવશો. હું ક્ષત્રિય કન્યા છું. આવા પ્રસંગે મ્હેં ક્ષત્રાણીને ઘટતી પ્રગલ્ભતા તેમજ લજ્જા તજીને આપની પાસે પ્રેમની ભિક્ષા માગી છે. હું મનસા, વાચા તેમજ કર્મણા આપને વરી ચૂકી છું. આપ મ્હારૂં રક્ષણ નહિ કરશો તો બીજું કોણ કરશે?

“મહારાજ, આપ રાજપૂત છો, હું રાજપૂતાણી છું. જો મ્હારાં લગ્ન ઔરંગઝેબ સાથે થશે તો તે રૂપાળીબાનાં અને ઔરંગઝેબનાં લગ્ન થયાં એમ કહેવાશે નહિ, પણ રાજપૂત ધર્મનાં, રાજપૂત સંસ્કૃતિનાં

અને રાજપૂત શિષ્ટાચારનાં લગ્ન યવન શિષ્ટાચાર સાથે થયાં એમ જ મનાશે.

" આ બનાવથી સમસ્ત રાજસ્થાન શ્મશાનવત્ થઈ જશે. મેવાડની જ્વલંત જાહોજલાલી સદાને માટે નષ્ટ થશે; અને હિંદુ સંસ્કૃતિ ને હિંદુ સામ્રાજ્યનો ધીમે ધીમે હિંદમાંથી અંત આવશે.

" હવે મ્હારે મ્હારા કાકા તેમજ રાજસ્થાનના અન્ય રાજાઓ સાથે કાંઈપણ સંબંધ નથી. હું હવે મેવાડપતિના ઉપર જ આધાર રાખી રહી છું. તો આપ આપના પૂર્વજો કે જેણે રાજ્યમહેલ, સુખ, વૈભવ, પિતા, પુત્રકલત્ર આદિ સર્વેનો ત્યાગ કર્યો, તેમજ જેઓ જંગલો, ખીણો, પહાડની ગુફાઓ અને નદીનાં કોતરોમાં ભૂખ્યા તરસ્યા, થાકયા-પાકયા ભટકયા, રખડયા અને રઝળ્યા, તેમજ વિપરીત સંજોગો હોવા છતાં પણ જેમણે પોતાના પ્રાણથી વ્હાલી એવી પ્રતિજ્ઞાને અને સ્ત્રીઓના સતીત્વને લુટાવા ન દીધાં, તે જ સિસોદીઆ કુળમાં આપ ઉત્પન્ન થયા છો; તો શું આ દાસીની માગણીને ઠેલી કાઢશો? શું એક ક્ષત્રિયપુત્રીને મ્લેચ્છ બનવા દેશો?

" મહારાજ! મ્હારી છેલ્લી પ્રાર્થના એટલી જ છે, કે જેમ બને તેમ જલદી આવી મ્હને અભયદાન આપી આમાંથી ઉગારો. જો આપ નહિ આવશો તો પછી હું એમ જ જાણીશ કે રાજસ્થાન નક્ષત્રિય થયું છે, અને રાજસ્થાનમાં મેવાડ જે ઉચ્ચું શિર રાખી રહ્યું છે તે પણ આજે દબાઈ ગયું છે. હિંદુ ધર્મ ડૂબવા બેઠો છે અને તેની જગ્યાએ મ્લેચ્છ સંસ્કૃતિ દાખલ થઈ છે. જો આપ નહિ આવશો તો આ દાસીને શિર આત્મ-હત્યાનું પાતક તો છે જ, અને તેના ભાગીદાર આપ પણ ગણાશો. શૌર્ય તેમજ સ્વદેશપ્રેમ અને આર્જવતાથી છલાછલ ભરપૂર આ પત્ર વાંચી દરબારના સર્વે માણસોમાં તેમજ વિશેષે કરીને ચંદાવતના પ્રત્યેક અંગમાં ક્રોધ વ્યાપી ગયો. ત્હેને રૂપાળીબા માટે

અનહદ લાગણી ઉત્પન્ન થઈ અને ગમે તે પ્રકારે તેને એ સંકટમાંથી ઉગારવાનો તેણે વિચાર કર્યો.

પત્ર વંચાઈ રહ્યા પછી તરત જ ચંદાવતે રાણાજીને કહ્યું: “અન્નદાતા, આમાં વિચાર શો કરવાનો છે? આમાં ચિંતાને ક્યાં સ્થાન છે? આ નિરાધાર રૂપાળીબા આપને મનસા, વાચા તેમજ કર્મણા વરી ચૂકી છે. હવે તેનું રક્ષણ આપ નહિ કરો તો બીજું કોણ કરશે? શું આપને વરેલી કન્યાને યવન લઈ જશે? ઉદેપુરના હિન્દુપતિ મહારાણાની રાણી શું યાવની થશે? શું પોતાની થયેલી સ્ત્રીને આપ પરહસ્તે જવા દેશો? શું મેવાડાધિપતિ દિલ્હીપતિથી ડરશે? આ પત્રના ઉત્તર માટે આટલો વિલંબ કરવાનું પણ શું કારણ? એક સિસોદીઆ કુળતિલક શું નિરાધાર ક્ષત્રિય અબળાનું રક્ષણ નહિ કરે? રાણાજી, આવો અવસર ફરી ફરીને મળવો મુશ્કેલ છે.”

રાણાજીએ ધીરજ ધારી કહ્યું:

“વીર ચંદાવત! તું આમ ઉતાવળો ન થા. મ્હેં રાઠોડાણીને પરણવાની ક્યાં ના પાડી છે? તું શા માટે એકદમ આટલું બધું અવિવેકથી બોલે છે? મ્હારો વિચાર પણ મ્હારા બાપદાદાની પ્રતિષ્ઠા જાળવવાનો છે. મ્હને મૃત્યુનો લેશ માત્ર ભય નથી. મ્હારામાં પણ સાહસ તેમજ શૌર્ય છે; અને એથી જ મ્હારો અને ત્હારો વિચાર મળતો છે. પરંતુ ભાઈ! આપણે બન્ને હજુ યુવાન છીએ; આપણને હજુ દુનિઆદારીનો અનુભવ નથી. આપણે પુખ્ત વિચાર કર્યા વિના કાંઈ પગલું ભરી બેસીએ તો લોકો આપણને છોકરવાદી કહી ઠપકો આપે, અને એક રાજપૂતાણીની ખાતર આખું મેવાડનું રાજ્ય ગુમાવી બેઠા એમ પણ કહે. વળી, આમાં આપણને ઔરંગઝેબ જેવા બાદશાહ સ્હામે વૈર બાંધવાનું છે; માટે આવા કાર્યમાં આપણે આપણા વૃદ્ધ—વડીલ જનોની સલાહ લઈ પછી જ કાંઈ પણ પગલું ભરીએ તો જ વધારે યોગ્ય ગણાય.”

રાણાજીએ દરબારના વૃદ્ધ પુરૂષોને બોલાવ્યા અને તેઓને કાગળ [વાં]ચ્યા પછીથી સલાહ આપવાનું કહ્યું. કાગળ વંચાયા બાદ સર્વેએ [સા]થે મળી વિચારી જણાવ્યું :

"અન્નદાતાજી! બાપ્પારાવળના વંશમાં આજ સુધી કોઈએ નકાર [ભા]સ્યો નથી, અને ગમે તેવા સંજોગોમાં પણ નકાર વાસવાના નથી. તમે યુવાન છો એ વાત ખરી, પણ સિસોદીયા કુળની નીતિ તેમજ રીતિ તમો જાણો છો. જો શરણે આવેલા માણસનું રક્ષણ રાણા પ્રતાપસિંહનો વંશજ નહિ કરે તો પૃથ્વી રસાતળ જશે, સૂર્ય પશ્ચિમમાં ઉગશે, વા વાતો બંધ થશે, આકાશ પાતાળ એક થશે, બ્રહ્માંડ નાશ પામશે, સૃષ્ટિ ઉપર વસતા દાનવો દેવો થશે અને જે જે અસંભવિત છે તે સંભવિત થશે! જે રાણા પ્રતાપસિંહે પોતાનો ટેક જાળવવા, પોતાની પ્રતિષ્ઠા સ્થાયી રાખવા, પોતાની જાતિની કન્યાઓનું શિયળ રક્ષવા અનેકાનેક દુઃખો સહન કર્યાં, અનેકાનેક સિસોદીયા રાજપૂતોનાં માથાં કપાવ્યાં, માતા પુત્રી, ભાઈ બ્હેન આદિને પોતાની નજર આગળ મરી ફિટતાં જોયાં, રાજ્યપાટ, ધનવૈભવ આદિ ગુમાવી જંગલે જંગલે ભટક્યા, તેમજ વનફળ, કંદમૂળ અને ઘાસની રોટલી પર નિર્વાહ કર્યો; જે પ્રતાપે રાજમહેલ તજી પોતાનાં બાળબચ્ચાંને ઝાડની ડાળીએ ઝોળી બાંધી હિંચ્યાં, અને અરવલ્લીની ખીણોમાં ભીલો સાથે મૈત્રી કરી, જેણે કેવળ એક સુકા રોટલાના ટુકડા માટે પોતાના પ્રાણથી પણ વ્હાલાં, કુસુમથી પણ કોમળ એવાં નિર્દોષ બચ્ચાંઓને ટળવળતાં જોયાં, અને તેમ છતાં પણ પોતાનો ટેક જે અંત સુધી જાળવી રહ્યો, શું તેજ પ્રતાપનો વંશજ આજે અમોને બોલાવી આવા વિષયમાં સલાહ માગી શું અમારી મશ્કરી કરવા માગે છે? શું તમને ચડેલી [illegible] [illegible] ધર્મસત્તુ પરાણે થઈ જશે? મહારાજ! અમો વૃદ્ધ થયા છીએ, પણ કાયર નથી; અમારૂં શરીર જર્જરિત છે, પણ અમારી [illegible] નસેનસમાં રજપૂતની પવિત્ર ગાદીનું લોહી વહે છે; અમારી કાયા વૃદ્ધ [illegible] આત્મા જુવાન છે! ભલે અમો વૃદ્ધ હોઈએ પ

કાયરતાની સલાહ તો ન જ આપીએ, માટે હવે રાયકાને તુરત વિદાય કરો, રૂપાળીબાને સાંત્વના આપો, અને જેમ બને તેમ આ કાર્ય શીઘ્રતાથી પાર પાડો. વિલંબ કરવાનું કાંઇ કારણ નથી, માટે તમારૂં કાર્ય સત્વર બજાવો."

આથી રાણાજીએ ચંદાવત અને અન્ય વૃદ્ધોને ઉદ્દેશીને કહ્યું :

"ભાઇઓ, તમ્હોએ જે સલાહ આપી તે મ્હને માન્ય છે. વૃદ્ધોની સલાહ પણ યથાર્થ જ છે. રૂપાળીબાનું રક્ષણ કરવું એ વાત ખરી, પણ મ્હને આ કાર્ય કરતાં એક અંતરાય નડે છે, અને તે એ કે જ્યારે આપણે આપણી સેના સહિત રૂપનગઢ રાઠોડાણી સાથે વિવાહ કરવા જશું ત્યારે ઔરંગઝેબ પણ પોતાની અસંખ્ય સેના સહિત ત્યાં આવશે, અને શહેનશાહના અસંખ્ય માણસો આગળ આપણી સેનાનો જો પરાજય થશે, તો આપણી ધારણા સફળ થશે નહિં, અને રૂપાળીબાને આખરે આત્મહત્યા કરવી પડશે. આપણે સર્વે માર્યા જશું અને મહાન્ અનર્થ થશે, આનો પણ વિચાર કરવો રહ્યોને ?"

રાણાજીનાં વાક્યો સાંભળી ચંદાવતે જવાબ આપ્યો :

"મહારાજ ! આમ ગભરાવાનું કાંઈ કારણ નથી. આપ થોડાં માણસો સાથે રૂપનગઢ પહોંચી જાઓ, અને ત્યાં જઈ રૂપાળીબા સાથે તાબડતોબ લગ્ન કરી નાંખો. હું આપણી પચાસ હજારની જંગી ફોજ લઇ શહેનશાહ ઔરંગઝેબને રૂપનગઢ આવતો અટકાવવા આગળ જાઉં અને આગ્રા તથા રૂપનગઢની વચ્ચે જ છાવણી નાંખી રસ્તો રોકીને બેસું. હું સોગંદ ખાઈ કહું છું કે જ્યાં સુધી આપ લગ્ન કરી ઉદેપુર પાછા પધારશો નહિં ત્યાં સુધી હું એ યવન બાદશાહને એક ડગલું પણ આગળ વધવા દઈશ નહિં, અને હું ખાત્રીપૂર્વક કહું છું કે પાદશાહ સાથે લડતાં આપણા સર્વે સિસોદીઆનો નાશ થશે માટે તેમના છોકરાઓ જે હાલ

આઠ દશ વર્ષના છે તે લડાઈને યોગ્ય ઉંમરના એટલે અઢારથી વીસ વર્ષના થાય ત્યાં સુધી ઔરંગઝેબ ઉદેપુર પર ચઢાઈ ન કરે એવી પ્રતિજ્ઞા પણ હું એની પાસે પરાણે લેવડાવીશ. મહારાજ! હજુ પણ શું આ વિષયમાં તમોને શંકાને સ્થાન છે? હવે નિર્ભય ચિત્તે તમ્હો રૂપનગઢ પધારો અને ફતેહ કરો." ચંદાવતની સલાહને દરબારના સર્વે વૃદ્ધોએ અનુમોદન આપ્યું, અને તેઓ સર્વે યુદ્ધની તૈયારી કરવા લાગ્યા.

ચંદાવતે તરત જ રાયકાને રૂપનગઢ તરફ વિદાય કર્યો અને રૂપાળી-આને કહાવ્યું કે, "મહારાણા રૂપનગઢ તમ્હારી સાથે વિવાહ કરવા આવે છે, માટે ભય તેમ જ ચિન્તા ત્યજી દો અને ઈશ્વરસ્મરણમાં દિવસો પસાર કરો."

આમ સર્વેના મનનું સમાધાન કરી ચંદાવત પોતાને ઘેર ગયો, અને પોતાની દેવડીએ જઈ યુદ્ધનો ડંકો વગડાવ્યો કે જે સાંભળી સઘળા સિસોદીઆઓ બીજે દિવસે પ્રાતઃકાળે યુદ્ધ માટે તૈયાર થાય.

આ સમયે ચંદાવતની ઉમર ફક્ત અઢાર જ વર્ષની હતી, અને એનાં લગ્ન થયાંને થોડા જ દિવસો થયા હતા. હજુ મંગળસૂત્ર અને રત્નકંકણ પણ છૂટયાં ન હતાં. એની સ્ત્રીની ઉમર પણ કેવળ સોળ જ વર્ષની હતી. તેને સૌ હાડી રાણીજી કહેતા. જ્યારે ચંદાવત યુદ્ધનો ડંકો વગડાવી મહેલના ચોકમાં આવ્યો ત્યારે અકસ્માત્ ઝરૂખામાં ઉભેલી એની નવવિવાહિતા પત્ની તરફ એની દૃષ્ટિ ગઈ. સ્ત્રીને જોતાં જ ત્હેનો ઉત્સાહ મંદ પડયો, ત્હેની મુખમુદ્રા નિસ્તેજ થઈ. મનની આવી સ્થિતિમાં તે તરત જ પોતાની નવપત્નીને મળવા મેડીએ ચઢયો.

તેની આવી સ્થિતિ જોઇ આ વીર તેમ જ ચતુર પત્ની તરત જ તેના મનની સ્થિતિ કળી ગઇ. તેણે પૂછયું: "સ્વામિનાથ! આપનો ઉત્સાહ આમ એકદમ મંદ કેમ પડી ગયો છે? હમણાં જ તમોએ યુદ્ધનો ડંકો ભારે ઉત્સાહભેર વગડાવ્યો હતો, અને બીજી જ ક્ષણે

તમ્હારી મુખમુદ્રા આવી ફિક્કી અને નિસ્તેજ કેમ લાગે છે? યુદ્ધનો ડંકો વાગતાં ક્ષત્રિયોને તો શુર ચ્હડે; તેઓ ત્યારથી જ એવડા ઉત્સાહમાં આવી જાય, જ્યારે તમારામાં એથી ઉલટું પરિણામ કેમ આવ્યું છે? તમ્હારામાં ઉત્સાહને બદલે મ્હને મંદતા અને શિથિલતાનાં ચિન્હો દૃષ્ટિગોચર થાય છે, તો તેનું કારણ મને જણાવો."

ચંદાવતે ઉત્તર આપ્યો: "દેવી, રૂપનગઢના અમરસિંહ રાઠોડની કુમારી રૂપાળીબાની મરજી વિરૂદ્ધ દિલ્હીનો શહેનશાહ તેને પરણવા જાય છે. રૂપાળીબા આપણા મહારાણાજીને મનથી વરી ચુકી છે, અને ત્હેણે મહારાણાને પોતાના રક્ષણ માટે રૂપનગઢ બોલાવ્યા છે. આથી મહારાણાજી તેમને પરણવા રૂપનગઢ જશે અને હું મોગલ શહેનશાહ ઔરંગઝેબના સૈન્યને રૂપનગઢ જતું અટકાવવા માર્ગમાં છાવણી નાંખીશ. પણ બાદશાહના સૈન્ય આગળ આપણું સૈન્ય ઘણું થોડું હોવાથી મ્હને પાછા જીવતા આવવાની આશા થોડી જ છે. મ્હને મરણની લેશ માત્ર ભીતિ નથી, પણ મ્હારા યૌવન–કુંજની મત્ત મયુરી! મ્હને ત્હારી જ ચિન્તા થાય છે. આપણે પરણ્યાને હજુ થોડા જ દિવસો વીત્યા છે, ત્હેં સંસારનું સુખ જરા પણ દીઠું નથી; ત્હારૂં મંગળસૂત્ર હજુ છૂટયું નથી, આથી મ્હને ત્હારા વિચાર આવ્યા કરે છે. કેવળ ત્હારો જ વિચાર મ્હને આકુળવ્યાકુળ અને ઉદાસીન કરી મુકે છે. આજે જ્યારથી રસ્તા ઉપરથી આવતાં આ મહેલના ઝરૂખામાં ત્હારો મુખચંદ્રમા જોયો ત્યારથી જ વ્હાલી! મ્હારા ઉત્સાહમાં મંદતા આવવા માંડી છે, અને મ્હારૂં જોમ નબળું પડતું જાય છે!"

ચંદાવતનાં વાક્યો સાંભળી હાડી રાણી બોલી: "સ્વામિનાથ! તમ્હો આ શું બોલી રહ્યા છો? તમ્હો શું મ્હારા વિચારે જ આમ નિરૂત્સાહી અને નિરાશાવાદી થયા છો? શું એક મ્હારા જેવી સ્ત્રીના મોહની ખાતર તમ્હો મેવાડની જાજ્વલ્યમાન પ્રતિષ્ઠાને ધોકો લગાડશો?

શું એક નવવિવાહિત પત્નીને સંસારનો લ્હાવો આપવાની ઘેલછામાં તમ્હો તમ્હારી પ્રતિજ્ઞા ત્યજશો ? વ્હાલા ! મ્હારો કે મ્હારા સુખનો વિચાર આપ બીલકુલ ન કરશો. આપ સુખેથી રણક્ષેત્રમાં સીધાવો, અને રણક્ષેત્રમાં સામી છાતીએ લડવાનો લ્હાવો લ્યો. આપ કર્તવ્યપરાયણ થઈ આપના કર્તવ્યનું જ પાલન કરો. રણક્ષેત્રમાં લડવા સિવાય આ સૃષ્ટિમાં ક્ષત્રિયોને બીજું શું વધારે માનપ્રદ હોઈ શકે ? યુદ્ધમાં જો આપ વિજયી નીવડશો તો આપણે બન્ને સંસારસુખના અનેક લ્હાવાઓ લેશું, અને યુદ્ધમાં તમ્હો જો વીર-ગતિને પામશો, તો હું પણ તમ્હારી સાથે સ્વર્ગમાં ચાલી આવીશ. મહારાજ! યુદ્ધે જતી વેળા સંસાર સુખની ભ્રમણા કરવી એ ફરીને આ સંસારમાં ભટકવાની નિશાની છે. જો વ્હેલું મરવાનું નિર્માયું હશે તો ઘરમાં રહીને પણ કાળને કોણ અટકાવી શકે એવું છે ? માટે મહારાજ ! મ્હારામાં કે કશામાં જીવ ન રાખતાં આનંદથી પધારો. હું મ્હારૂં કર્તવ્ય સારી પેઠે સમજું છું. હું શુદ્ધ ક્ષત્રાણી છું, ક્ષત્રાણીનું ધાવણ ધાવેલી છું. મ્હારી આપ લગાર પણ ચિન્તા કરશો નહિં. આપ નિર્ભય તેમ જ નિશ્ચિન્ત ચિત્તે આપના કુળધર્મને સંભારી વિજયની અપેક્ષા રાખી શત્રુઓનો સામનો કરવા સત્વર સીધાવો."

પત્નીનાં પ્રેરક વાક્યો સાંભળી ચંદાવત બોલ્યો : "હાડીજી ! યુદ્ધમાં વિજય મેળવી પાછા જીવતા આવવાની તો આશા નથી જ. મૃત્યુ એ તો નિશ્ચય જ છે. તેમ શત્રુથી બ્હીને રણક્ષેત્રમાંથી ન્હાસી છૂટવું એ પણ મ્હારા કુળધર્મની વિરૂદ્ધ છે. આથી આપણું આ અંતિમ મિલન છે; તો મ્હારી તમને વિનંતિ છે કે તમ્હો તમ્હારી પ્રતિજ્ઞા જાળવજો, અને ચિતોડની રાજપૂતાણીઓ જેમ આજ સુધી કરતી આવી છે તેમ જ તમે પણ કરશો."

રાણીજી બોલ્યાં : "સ્વામિનાથ ! તમ્હો સહર્ષ રણક્ષેત્રમાં પધારો અને જીત કરી વ્હેલા પાછા પધારજો. તમ્હો મ્હારા માટે નિશ્ચિન્ત

રહેજો. તમ્હો તમ્હારો ધર્મ બજાવો, હું મ્હારો ધર્મ બજાવીશ. મ્હને મ્હારી પ્રતિષ્ઠાનું તેમ જ કુળધર્મનું ભાન છે. હું કદાપિ મ્હારા ધર્મથી, કર્તવ્યથી તેમ જ પતિવ્રતામાંથી નહિં ચૂકું, તેની ખાત્રી રાખશો. મહારાજ! હવે નિર્ભય થાઓ અને રણે પધારો!"

રાણીજીનાં આ ઉત્સાહપ્રેરક વાકયો સાંભળી ચંદાવત મહેલ છોડી ગયા; પણ એના હૃદયમાં શંકા રૂપી ચિન્તાએ દ્વન્દ્વ યુદ્ધ મચાવી મુક્યું. એને એવો વ્હેમ હતો કે એના મૃત્યુ પછી એની યુવાન નવવિવાહીત પત્ની હાડી રાણી સતી થશે નહિં.

ત્હેણે પોતાના પુરોહિત સાથે પુનઃ સંદેશો કહાવ્યો : "હાડીજી! હું તો રણાંગણે જાઉં છું, પણ તમ્હે તમ્હારો ધર્મ બરાબર જાળવશો. પ્રતિષ્ઠાનું રક્ષણ કરશો, અને આપણા બન્ને કુળની કીર્તિ વધારશો."

પુરોહિતના મુખે આ સંદેશો સાંભળી રાણીજી ઘણા વિચારમાં પડી ગઇ. તેને લાગ્યું કે "હજુ પણ ત્હેના સ્વામિનું ચિત્ત મ્હારામાં જ છે; અને જ્યાં સુધી એનું ચિત્ત મ્હારામાં ને મ્હારામાં રહેશે ત્યાં સુધી રણક્ષેત્રમાં એમનાથી કાંઇ પણ પરાક્રમ થવાનું નથી. જે કાર્ય માટે એ જાય છે તે કાર્ય કદાપિ પણ એમની આવી સ્થિતિમાં સફળ થશે નહિં, અને નાહક એમની પ્રતિજ્ઞાનો ભંગ થશે. એમને રણમાંથી ન્હાસી છુટવું પડશે, રાણાજીને મદદ મળશે નહિં, અને રૂપાળીબાને આત્મહત્યા કરવી પડશે, અને ચંદ્રસિંહના વંશજને મહાન્ ધોક્કો પહોંચશે."

આમ વિચાર કરી તેણે તરત જ પુરોહિતને પોતાની પાસે બોલાવ્યો અને કહ્યું, કે "હું મ્હારૂં મસ્તક કાપી ત્હને આપું છું તે લઈને તું મ્હારા સ્વામિની પાસે જજે અને કહેજે કે હાડીજીએ તો તમ્હારા મરણ પહેલાં જ પોતાનો ધર્મ પાળ્યો છે, અને સ્વર્ગમાં તમ્હારા આગમનની રાહ જોતી બેઠી છે, તો વીરોને યોગ્ય એવું પરાક્રમ કરી–તમ્હારો વીરધર્મ યથાર્થ બજાવી–તમ્હારી વ્હાલીને

ભેટવા જલદીથી સ્વર્ગે પધારજો.” આમ કહી હાડીજીએ તરવારના એક પ્રહારથી પોતાનું શિર કાપી નાખ્યું.

તરત જ પુરોહિત હાડીજીનું શિર લઈ ચંદાવત પાસે ગયો અને તેણે જે કહ્યું હતું તેમ જ તેણે કેવી રીતે માથું કાપી નાંખ્યું હતું, તે સઘળી વાત તેને કહી સંભળાવી. આ સાંભળી ચંદાવતના આનંદનો પાર રહ્યો નહિં. તેને જે ચિન્તા હતી તે નષ્ટ થઈ, ત્હેના મનનો સંદેહ દૂર થયો, અને હવે યુદ્ધમાં શત્રુઓનો સંહાર કરીને જ મરવાની તેને ધૂન લાગી. ત્હેની પત્નીનું શિર હાથમાં લેતાં ત્હેનો ઉત્સાહ માયો નહિ, અને તરત જ રાણીજીના ચોટલાના બે ભાગ કરી માથું ગળામાં લટકાવી ચોટલે ગાંઠ પાડી બાંધી લીધું ! આમ શિવ-સ્વરૂપ ધારણ કરીને ઉત્સાહમાં આવી ત્હેણે યુદ્ધ માટે પ્રયાણ કર્યું.

ચંદાવત નીકળ્યો તે જાણી તેની પાછળ આખું મેવાડી સૈન્ય પણ નીકળ્યું આસપાસના સામંતો પણ પોતપોતાના સૈન્યસહિત ચંદાવતને આવી મળ્યા.

આ બાજુ મહારાણા રાજસિંહ પણ રૂપનગઢ તરફ જવાને તૈયાર થયા. ચંદાવત નીકળ્યાના સમાચાર સાંભળી તેઓ પણ બહાર નીકળ્યા અને ચિતોડના દરવાજા આગળ બન્ને એકમેકને ભેટયા અને આલિંગન કર્યું. ચંદાવતે પોતાના માણસો સાથે આગ્રા તરફ કૂચ કરી અને રાણાજીએ પંદરસેં ઘોડેસ્વારો સાથે રૂપનપઢ તરફ કૂચ કરી.

ચંદાવતે પોતાના પચાસ હજાર સિસોદીઆઓને લઈ આગ્રા અને રૂપનગઢના માર્ગમાં છાવણી નાંખી. આ સ્થળ રૂપનગઢથી ત્રણેક ગાઉને અંતરે હતું. ત્યાં છાવણી કરી તેણે ઔરંગઝેબના આગમનની તેમ જ ત્હેના સૈન્યની ભાળ કાઢવા માટે પોતાનાં માણસો મોકલ્યાં, અને પોતે બાદશાહના આગમનની રાહ જોતો રહ્યો.

થોડા જ વખતમાં તેનાં માણસોએ આવી તેને ખબર આપી

કે ઔરંગઝેબ હિંદુ રાજાના જેવો પોશાક પહેરી, હાથે મિંઢળ બાંધી, હિંદુ શિષ્ટાચાર પ્રમાણે વરરાજાનો ઠાઠમાઠ કરી મ્હોટી સેના સાથે રૂપાળીબાને પરણવા સારૂ ઉત્સાહ અને ધામધૂમથી આવે છે.

ચંદાવતે પોતાના સૈનિકોને તૈયાર રહેવાની ખબર આપી. સર્વે તૈયાર થઇ ઔરંગઝેબના આગમનની રાહ જોતા ઉભા.

થોડા જ સમયમાં ઔરંગઝેબની જાન ગાજતેવાજતે આવી પહોંચી. માર્ગમાં સૈન્યના પડાવને જોઇ તેણે પ્રશ્ન કર્યો: "આ કોનું સૈન્ય છે?"

જ્યારે ત્હેને જણાવવામાં આવ્યું કે તે સૈન્ય ઉદેપુરના મહારાણા રાજસિંહનું છે, અને તે વીર ચંદાવતની સરદારી હેઠળ રસ્તો રોકીને બેઠું છે, ત્યારે ઔરંગઝેબે ચંદાવતને જણાવ્યું:

"વીર ચંદાવત! તું શા માટે રસ્તોને રોકી બેઠો છે? હમો કાંઈ ઉદેપુર જવાના નથી. હમારે તો રૂપનગઢની રૂપાળીબા રાઠોડાણી સાથે પરણવા જવું છે. હમો કાંઇ તમ્હારી સાથે લડવા આવ્યા નથી, માટે રસ્તો ખુલ્લો કરી હમોને જવા દે."

ચંદાવતે કહ્યું: "એમ આગ્રહ અને અનુનયથી રસ્તો મળવાનો નથી. એ રસ્તો રોકવા તો હમો અહિંઆ ઉભા છીએ. તમ્હારે જાન રૂપનગઢ લઈ જવી હોય તો હમોને ભેદીને લઈ જાઓ."

ઔરંગઝેબે કહ્યું: "બેવકુફ! આ અવિવેક અને અવિચારનું પરિણામ ત્હને હમણાં જ મળી જશે હો! માટે હજુ પણ ચેત, વિચાર કર, અરે સીધી રીતે માર્ગ ખુલ્લો કરી હમને જવા દે. નહિં તો લડવાને તૈયાર થઇ જા."

ચંદાવત બાદશાહને રોકવા જ આવ્યો હતો, એટલે ત્હેને ગભરાવાનું કાંઈ પણ કારણ નહતું. જ્યારે ચંદાવતે નહિં જ માન્યું ત્યારે ઔરંગઝેબે યુદ્ધ કરી પોતાનો રસ્તો મોકળો કરવાનો પ્રયત્ન કર્યો.

બન્ને પક્ષ વચ્ચે યુદ્ધ શરૂ થયું. બન્ને પક્ષના માણસોમાંથી

ઘણા મરાયા. રાજપૂતો ઘણી બહાદુરીથી લડયા, પણ સાંજ સુધીમાં કોઇપણ પાછળ હઠયું નહિં.

અંધકાર થવાથી લડાઈ બંધ પડી, અને બીજે દિવસે પ્રાતઃકાળે પાછું યુદ્ધ શરૂ થયું. આજે યુદ્ધે ભયંકર સ્વરૂપ પકડયું. બન્ને પક્ષના હજારો માણસો ધરાશાયી થયા. મુસલમાનો શત્રુઓને સંહારી રૂપનગઢ વહેલા પહોંચવા માટે ઘણી બહાદુરીથી લડવા લાગ્યા, પણ રાજપૂતો કાંઇ ઉતરે એવા નહતા. ઘણા આવેશથી તેઓ મુસલમાનો પર તુટી પડી તેઓનો કચ્ચરઘાણ વાળતા હતા. બીજી રાત્રિ થવા આવી છતાં પણ કોઈ પક્ષમાં શિથિલતા જણાઈ નહિં. બીજે દિવસે પણ અંધકાર થયો એટલે લડાઈ બંધ પડી.

ત્રીજા દિવસનું પ્રભાત થતાં જ બન્ને પક્ષના માણસો જીવ મુકી લડવા લાગ્યા. મુસલમાનોએ એકાએક એવો હુમલો કર્યો કે ઘણા રાજપૂતો તેના ભોગ થઈ પડયા. વળી, બે દિવસમાં રાજપૂતોની સંખ્યા ઘટી ગઇ હતી. મુસલમાનોમાંથી પણ રાજપૂતો કરતાં ત્રણ ગણા માણસો માર્યા ગયાં હતાં છતાં પણ તેમના સૈન્યની અગણિતતાને લીધે તેઓને જરા પણ ન્યૂનતા દેખાઈ નહિં. રાજપૂતો મુસલમાન કરતાં થોડા મર્યા છતાં પણ એમનું પ્રમાણ ઘણું ઘટી ગયું, અને જે બાકી રહ્યા તે હવે મોગલોના જુસ્સાભર્યા હુમલા આગળ ટકશે નહિં એમ ચંદાવતને લાગ્યું. આજ સમયે તેને રાણાજીને આપેલું વચન યાદ આવ્યું. આથી તેણે દ્વિગુણિત ઉત્સાહથી લડવા માંડયું. ત્હેણે હાથમાં ભાલો લઈ પોતાનો ઘોડો દોડાવ્યો, અને પાદશાહના હાથી ઉપર પોતાના ઘોડાનો આગલો પગ ટેકવી ભાલા સહિત તે હાથી ઉપર કુદ્યો. ત્હેણે પોતાનો ઘોડો છોડી દીધો, અને તરતજ પાદશાહની છાતી ઉપર સવાર થઇ ભાલો પાદશાહની છાતી પર અડાડયો.

આ દૃશ્ય જોઇ ઔરંગઝેબ ગભરાઇ ગયો. તેણે પ્રશ્ન કર્યો: “ખબરદાર! તું કોણ છે? તું અહિંઆ આવી શું કરવા માગે છે?”

પોતાનો પ્રાણ જોખમમાં આવ્યો છે એમ જાણી તે બ્હીતાં બ્હીતાં આમ બોલવા લાગ્યો.

આ સાંભળી ચંદાવત કડકાઈથી કહેવા લાગ્યો :

“ મોગલ શહેનશાહ! ત્હારા દિવસો ભરાઇ રહ્યા છે! ત્હારૂં મૃત્યુ નજીક આવી ઉભું છે. જો ત્હારે પ્રાણ બચાવવા હોય તો કુરાનના કસમ ખાઈ હું કહું તે વચન આપ. અને તે એ કે તમ્હારે હવે રૂપનગઢ ન જતાં દિલ્હી પાછા જવું; અને તમ્હારે આજથી દસ વર્ષ સુધી ઉદેપુર પર ચઢાઇ ન કરવી. દશ વર્ષ વીત્યા બાદ તમ્હો ગમે તેમ કરી શકો છો. જો આ વચનો પાળવાની તમ્હે પ્રતિજ્ઞા કરો તો જ તમ્હોને જીવતદાન મળશે, નહિં તો આ ભાલાની ઝેરી અણી તમ્હારા શરીરમાં આરપાર દાખલ થશે, અને તમ્હારા મૃત્યુથી આ પૃથ્વીનો ભાર હલકો થશે.”

ઔરંગઝેબે પોતાના પ્રાણ જોખમમાં છે એમ જાણી ચંદાવતની વાત કબુલ રાખી, અને તરત જ ચંદાવત સરદાર પોતાની પ્રતિજ્ઞા ફળીભૂત થઇ એમ જાણી તેને છોડી દીધો, અને હાથી ઉપરથી કુદી પડયો. યુદ્ધ બંધ થયું.

પણ થોડો સમય ન વીત્યો એટલામાં આ વીર તેમજ આત્મત્યાગી ચંદાવત સરદાર કે જેના શરીરમાં અસંખ્ય ઘાના પ્રહાર થયા હતા, અને જેના પરિણામે તે જર્જરીત થયો હતો તે પોતાની સંભાળ ન રાખી શકયો. પોતાની પ્રતિજ્ઞાનું પાલન થયું છે એમ સમજી તે આનંદ માની પરમાત્માની જ્યોતિમાં લીન થઈ, પોતાની પત્નીને મળવા સ્વર્ગે સિધાવ્યો.

જો કે ચંદાવતનું મૃત્યુ થયું, પણ તેની ધારણા સફળ થઇ. પચાસ હજાર મેવાડીઓમાંથી કેવળ પાંચ હજાર જ બચવા પામ્યા. તેઓ સઘળા મેવાડ તરફ ગયા, અને ઔરંગઝેબ પણ પોતાના વચનમાં મક્કમ રહી દિલ્હી તરફ કૂચ કરી પાછો ગયો.

આજે ચૈત્રિ પૂર્ણિમાનો દિવસ હતો, અને આજેજ મહારાણા રાજસિંહ જોધપુર સહિસલામત પહોંચ્યા હતા. રામસિંહ રાઠોડ તેમનું સ્વાગત કરવા તૈયાર જ હતો. ત્હેણે મહારાણાનું સ્વાગત ધામધુમથી કર્યું અને રૂપાળીબા તથા રાજસિંહનાં લગ્ન ધામધુમથી કરવામાં આવ્યાં.

રૂપાળીબા પોતાની ઇચ્છા ફળીભૂત થઇ જાણી આનંદના આવેશમાં આવી ગયાં, અને રાજસિંહ પણ પોતે પોતાનો ટેક જાળવી શક્યાં તે માટે પોતાને ધન્યવાદ આપવા લાગ્યા. તેઓ બન્ને પોતાના સૈન્ય સહિત શુભ મુહૂર્ત જોઇ ઉદેપુર ગાજતે વાજતે જઇ પહોંચ્યાં જ્યારે રાણાજીને ચંદાવતનાં અદ્દ્ભુત પરાક્રમ તેમજ ઔરંગઝેબ પાસે લીધેલાં વચનોની વાત કરવામાં આવી ત્યારે તેનું તેમજ રૂપાળીબાનું હૃદય આનંદના ઉમળકાથી ઉભરાઇ ગયું, અને તેમનાં લગ્ન નિર્વિઘ્ને પાર પાડવા માટે આવી દંપતિનું બલિદાન થયું તે માટે તેમને કોટિ કોટિ ધન્યવાદ આપવા લાગ્યાં.

ધન્ય છે આવી સ્વામિભક્તિને ! ધન્ય છે આવાં આત્મબલિદાનને!



# કુમારસિંહની કુરબાની

આત્મત્યાગ, ઉદારતા, વીરતા, સાહસિકતા, નિર્ભયતા અને સ્વાર્થત્યાગને માટે ક્ષત્રિયો સમસ્ત ભરતખંડમાં મશહૂર છે. શુરવીરતા, રણક્ષેત્રમાં સૈન્યની યોગ્ય વ્યવસ્થા, દુશ્મનને થાપ આપવાની કુનેહ, આદિ વિષયોમાં ક્ષત્રિયોની બુદ્ધિ તેમ જ કળા અંજાયબી ઉપજાવે એવાં છે.

હિંદના ઇતિહાસના મધ્યકાલીન સમયમાં, રાજસ્થાનમાં ચિત્તોડનું ગૌરવ તેમજ મહત્તા કાંઇક ઓર જ હતાં. ચિત્તોડ એટલે હિંદનું થર્મોપોલિ, ચિત્તોડ એટલે હિંદનું વોટર્લુ. ચિત્તોડ એટલે દેવાંશી રાજાઓની રાજધાની, ચિત્તોડ એટલે સ્વદેશપ્રેમ, સ્વાતંત્ર્યપ્રેમ અને ચિત્તોડ એટલે અપૂર્વ આત્મત્યાગ, અનુકરણીય સ્વામીભક્તિ, માતૃભૂમિના રક્ષણાર્થે પ્રાણાર્પણ, આદિનાં જ્વલંત તેમજ જીવંત દૃષ્ટાંતોની પરંપરા. ચિત્તોડના રાજાઓની કારકિર્દી સાંભળતાં હિન્દનાં ક્યાં યુવક–યુવતીઓનાં હૃદય આનન્દોર્મિથી નહિં ઉભરાય ? બાપ્પા-રાવળ, ભીમસિંહ, રાણા સંગ, રાણા પ્રતાપસિંહ, રાણા અમરસિંહ, આદિ રાજાઓની રાજનીતિ–પ્રજાપ્રેમ–સ્વદેશપ્રેમ–આજે પણ હૃદયને હલમલાવે છે. આજે પણ રાજસ્થાનનો ઇતિહાસ વાંચતાં હિન્દીઓનાં હૃદય શૌર્ય, પ્રેમ અને હર્ષના ઉમળકાથી ઉભરાય છે. પ્રાણાર્પણ તેમજ આત્મત્યાગનાં ઘણાંયે આદર્શ દૃષ્ટાંતો મેવાડની સુવર્ણભૂમિમાં બન્યાં, અને આ અપ્રતિમ આત્મત્યાગથી જ ચિત્તોડનાં રાજપૂતોની, રાજપૂતાણીઓની તેમજ તેમના અનુયાયીઓની કીર્તિ દિગન્તમાં પ્રસરી રહી છે.

મેવાડના મહાપરાક્રમી મહારાણા રાજસિંહનું નામ ઇતિહાસપ્રેમીઓથી ભાગ્યે જ અજાણ્યું હોય. રાણા રાજસિંહની વીરતા જગપ્રસિદ્ધ છે. એની રણાંગણની મર્દાનગી, વ્યૂહરચનાની કળા અને દુશ્મનોને હંફાવવાની શક્તિ આગળ મહાન્ મોગલ શહેનશાહ ઔરંગઝેબ જેવા કુશળ, રાજનીતિજ્ઞ અને સમરવિજયી બાદશાહને પણ થાપ ખાવી પડી હતી.

એક સમયે મોગલ સેનાપતિ મહોબતખાનના સેનાપતિપણા નીચે શાહી લશ્કરે મેવાડ ઉપર આક્રમણ કર્યું. આ સમાચાર સાંભળી મેવાડનરેશ રાણા રાજસિંહે અજયસિંહના નેતૃત્વ નીચે મોગલ સેનાની ગતિને મેવાડની સીમાના દુર્ગમ પહાડી પ્રદેશોમાં જ રોકવા રાજપૂત સેના મોકલી. મેવાડના સીમા–પ્રાન્તના પહાડી પ્રદેશમાં બન્ને સૈન્યો ભેગાં થયાં અને હાથોહાથનું યુદ્ધ શરૂ થયું. કેટલાક સમય સુધી તુમુલ યુદ્ધ મચી રહ્યું. પણ અંતે મોગલ સૈન્યના પ્રબળ પ્રવાહને રોકવા અજયસિંહ અને તેની રાજપૂત સેના અસમર્થ નીવડી. મેવાડની સેના ચારે દિશાથી ઘેરાઈ ગઈ, અને સેનાપતિ અજયસિંહ ભયભીત, હતાશ તેમજ અવાક્ થઇ જવાથી રાજપૂત સેના અસ્તવ્યસ્ત થઇને આમતેમ નાસવા લાગી. સેનાપતિ અજયસિંહ પણ આ દૃશ્ય જોઇ ગભરાયો અને સંધિ કરવાના વિચારમાં પડયો. મોગલસેના તો વિજયની આશાથી દ્વિગુણિત ઉત્સાહથી તેમજ પરાક્રમથી લડવા લાગી. રાજપૂતોને વિજયની જરા પણ આશા રહી નહિં. પણ આવા કટોકટીને સમયે બે હજાર કેળવાયેલા તેમજ ઉત્સાહી માણસો લઈ કુમારસિંહ મોગલ સેનાની સ્હામે આવી પહોંચ્યો, અને શત્રુઓને મારી હઠાવવા જીવતોડ પ્રયાસો કરવા લાગ્યો. દૈવયોગથી કુમારસિંહની ફોજ આગળ મોગલ સેના ઝાઝો સમય ટકી શકી નહિં, અને કુમારસિંહની સેના વિજયનાદ કરતી અજયસિંહની સહાય માટે દોડી. આ વિજયી સેનાની રણગર્જના તેમજ વિજયાનન્દના પ્રચંડ નાદથી ભયભીત થયેલા રાજપૂતો એકદમ ઉત્સાહમાં આવી

આશાવાદી થયા અને ફરીથી રણમાં ઝુઝવા લાગ્યા. આ સેનાને વધારે ઉત્સાહિત કરવા કુમારસિંહે પોતે પણ પૂર્ણ પ્રતાપથી શસ્ત્રોનો ઉપયોગ કરવા માંડયો. વિજયલક્ષ્મી હવે મેવાડને વરી. મોગલસેનામાં ભંગાણ પડયું. સૈનિકોએ પુંઠ ફેરવી ન્હાસવા માંડયું, અને મહોબતખાનને જીવવાની આશાએ રણક્ષેત્ર તજી પુરપાટ ઘોડો દોડાવી મુકયો. કુમારસિંહે મહોબતખાનની પુંઠ પકડી. કેટલેક દૂર ગયા બાદ શ્રમિત થવાથી મહોબતખાન ઘોડા ઉપરથી ગબડી પડયો અને કુમારસિંહના હાથમાં આવ્યો. કુમારસિંહ મહોબતખાનને પોતાના સૈન્યના કબજામાં સોંપી તેની રક્ષા કરવાનું કહી છાવણી તરફ પાછો ફર્યો. જતાં જતાં માર્ગમાં એક વૃક્ષ નીચે અજયસિંહને ઘાયલ થઇને પડેલો જોઈ કુમારસિંહ ઘોડા પરથી ઉતરી તેની સેવા–સુશ્રુષા તેમજ આસનાવાસના કરવા લાગ્યો. આ સમયે એક મોગલ સૈનિકે અચાનક આવી અજય-સિંહ ઉપર પોતાનો ભાલો ફેંકયો. આ જોતાં જ બહુ ચાલાકી તેમજ શીઘ્રતાથી કુમારસિંહે અજયસિંહને પાછળ કરી પોતે આગળ આવી ભાલાનો ઘા પોતાની છાતી પર ઝીલી લીધો. ભાલાના સખત પ્રહારથી કુમારસિંહ ઘવાયો, લોહીલુહાણ થયો અને બેભાન થઈ ભૂમિપર પડયો. આમ પોતાના પ્રાણની લગાર પણ દરકાર કર્યા સિવાય બહાદુર કુમારસિંહે અજયસિંહનો કિંમતી પ્રાણ બચાવ્યો.

યુદ્ધમાં મેવાડી સેનાનો વિજય થયો, અને આવો વિજય મેળવી અજયસિંહ પોતાની સેના સહિત રાજધાનીમાં ગયો. કુમારસિંહનો ઘા ઘણો જ ભયંકર તેમજ અસહ્ય થઇ પડયો. એને જીવનની આશા નહિં જેવી રહી. અજયસિંહ પોતાના પ્રાણરક્ષક પણ શુરવીર, સાહસિક તેમજ યુદ્ધકળાવિશારદ હરીફનું મૃત્યુ ઇચ્છતો હતો.

જો કે કુમારસિંહના પરાક્રમથી જ આ યુદ્ધમાં મેવાડી સેનાનો વિજય થયો હતો, પણ સમસ્ત રાજધાનીમાં તો અજયસિંહનાં જ યશગાનો ગવાવાં લાગ્યાં. જ્યાં જુઓ ત્યાં રાજમહેલમાં કે રાજદરબારમાં,

ચોકે, ચૌટે, હાટે કે જાહેર જગ્યાઓએ, ન્હાનાં મ્હોટાં સૌને મ્હોડે, અજયસિંહનું નામ, અજયસિંહનાં પરાક્રમોનું વર્ણન અને અજયસિંહની કીર્તિ તથા ગૌરવની પ્રશંસા ગવાવા માંડી. અજયસિંહના ત્રાસની બ્હીકથી કુમારસિંહની સેનાના માણસો પણ અજયના આ અસત્ય સ્હામે એક પણ શબ્દ બોલવાની હિંમત કરી શકયા નહિં. કુમારસિંહ હવે મૃત્યુશય્યામાં પડયો, અને એના પક્ષમાં કોઈ પણ એવો નિર્ભય, સાહસિક તેમજ પરાક્રમી પુરૂષ ન હતો કે જે એના પરાક્રમને હિંમતથી જાહેરમાં મુકે.

રાજધાનીમાં ખૂબ ધામધુમ મચી રહી. સેનાપતિ અજયસિંહના સન્માનાર્થે એક રાજદરબાર ભરવામાં આવ્યો. આ દરબારમાં મ્હોટા અમીર ઉમરાવો, સરદારો તેમજ જાગીરદારો, રાજ્યના નામાંકિત પુરૂષો, તેમજ અન્ય નગરજનો ઠાઠમાઠથી આવ્યા. મહારાણા રાજસિંહ અને સેનાપતિ અજયસિંહ પણ ભારે દબદબાથી દરબારમાં આવ્યા. આખો દરબાર ભરાઇ ગયો. સર્વે શાન્ત થયા. મહારાણા રાજસિંહ પોતાના સુવર્ણમંડીત રાજ્યસિંહાસન પરથી ઉભા થયા અને પોતાની રત્નજડિત મૂઠવાળી તલવાર મ્યાનમાંથી બહાર કાઢી બોલ્યા:

"અજયસિંહ! તમોએ જે બહાદૂરીથી અને કુશળતાથી શત્રુઓનો પરાજય કરી મેવાડનું રક્ષણ કર્યું છે, એ માટે મેવાડની સમસ્ત પ્રજા તમારો ઘણો જ આભાર માને છે. તમોએ જે મહાન્ વિજય મેળવ્યો છે તે બદલ તમારી યોગ્ય કદર કરી હું તમોને પારિતોષિક આપું છું. પણ તમારા યશની મહત્તા, ઉપયોગિતા તેમજ ગૌરવ આગળ આ ખરેખર અલ્પ પારિતોષિક છે."

આમ મહારાણાનું વ્યાખ્યાન સમાપ્ત થયું કે તરત જ માણસોની મેદનીમાંથી રસ્તો કરી એક વૃદ્ધ અને સાહસિક સૈનિક આગળ આવી ઉચ્ચ સ્વરે બોલવા લાગ્યો:

"અન્નદાતાજી! રાજાધિરાજ! આપ જે મહાકાર્યની સફળતા

માટે અજયસિંહને ઉપહાર આપવાને તૈયાર થયા છો, તેનો સ્વીકાર કરવાનો અજયસિંહને લેશ પણ અધિકાર નથી. યુદ્ધમાં પરાજય થવાની બ્હીક લાગતાં એ સંધિ કરવાને તૈયાર હતો; પણ મેવાડનાં સદ્‌ભાગ્યે હમારા સેનાનાયક કુમારસિંહે ખરેખર કટોકટીના સમયે આવી મોગલ સેનાને થાપ ખવાડી, એથી આખું મોગલ સૈન્ય છિન્નભિન્ન થઈ ન્હાસી છુટયું. મહોબતખાન રણ ત્યજી હિચકારાની પેઠે કાયરતાથી ન્હાસી છૂટયો. કુમારસિંહે મહોબતખાનની પુંઠ લઇ તેને હસ્તગત કર્યો અને અજયસિંહના પ્રાણની રક્ષા કરતાં પોતે જ અંતે ઘાયલ થયો અને હમણાં મૃત્યુશય્યામાં પડયો છે. રાણા સાહેબ! કુમારસિંહના બાહુબળના પ્રતાપથી જ વિજયલક્ષ્મી આપણને વરી છે "

એક વૃદ્ધ સૈનિકની આ કથા સાંભળી આખો દરબાર ચિત્રવત્ નિઃસ્તબ્ધ થઇ ગયો. આ વાગ્બાણો સાંભળી અજયસિંહનું મુખ-મંડળ ક્રોધ, દ્વેષ, ઇર્ષ્યા તેમ જ ગુસ્સાથી લાલચોળ થઇ ગયું. મહારાણાએ ખરી વસ્તુસ્થિતિ જાણવા માટે અજયને પ્રશ્ન કર્યો:

" સેનાપતિ! આમાં રહસ્ય શું છે તેમ જ સત્ય શું છે તે ત્વરાથી જણાવો."

આ પ્રશ્ન સાંભળી અજયસિંહનું હૃદય આકુળવ્યાકુળ થયું. પણ શાન્તિથી, ધૈર્ય ધારી, ગંભીર મુખમુદ્રા કરી તેણે જવાબ આપ્યો:

"મહારાજાધિરાજ! આ માણસે મ્હારી બદનામી કરવા, મ્હારી અપકીર્તિ ફેલાવવા, મ્હારા કુળની વગોવણી કરવા, મ્હારાં ભૂતપૂર્વનાં કૃત્યોની ઠેકડી કરવા, મ્હારા પવિત્ર પૂર્વજોનાં જ્વલંત કૃત્યોને લાંછન લગાડવા અને મ્હારી બેઆબરૂ કરવા જ આ ખોટી વાત ઉભી કરી છે. માટે આમાં સત્ય શું છે તે જાણવું હોય તેમજ એના વચનની ખરી કિંમત આંકવી હોય તો એના કથનના સમર્થનાર્થે સાક્ષી પૂરાવાઓ આપ સમક્ષ સવિસ્તર રજુ થવાની ખાસ અગત્ય છે. જો સાક્ષી તેમ જ સબળ પુરાવા સિવાય તમ્હે! કાંઇ

પણ અભિપ્રાય બાંધશો તો તેથી ખરેખર હું મ્હારા હોદ્દાને અને મ્હારી સેવાને અન્યાય થયો એમજ માનીશ. પછી તો જેવી આપ રાજાધિરાજની ઇચ્છા!"

અજયસિંહનાં આ મર્મવેધક વાક્યો સાંભળી રાણો ટટાર થયો. ચમકતી તલવાર હાથમાં રાખી, આંખો લાલચોળ અને મુખમુદ્રા ગંભીર કરી તે વૃદ્ધ સૈનિક રણસિંહને ઉદ્દેશીને બોલ્યો :

"રણસિંહ! ત્હારાં આ વાક્યોના સમર્થન સારૂ રાજદરબાર સમક્ષ ત્હારા સાક્ષી પુરાવા સવિસ્તર દલીલ પૂર્વક રજુ કરી રાજદરબારને ત્હારાં વાક્યોની ખાત્રી કરી આપ."

આ સાંભળી રણસિંહે શાન્તિ તેમજ ધૈર્યથી હિંમત રાખી જવાબ આપ્યો : "મહારાજાધિરાજ! હું ક્ષત્રિય છું. ક્ષત્રિયોને ક્ષત્રિયધર્મ કોઈ પણ કારણસર અસત્ય બોલવા દે એમ નથી."

મહારાણાએ આ વાક્યો સાંભળી જવાબ આપ્યો : "રણસિંહ! ત્હારૂં કથન અક્ષરશઃ સત્ય છે. પરંતુ અજયસિંહ પણ ત્હારી પેઠે ક્ષત્રિય બચ્ચો છે, મ્હારી સેનાનો નાયક છે, મ્હારા રાજ્યનો સ્થંભ છે, અને ખુદ દિલ્હીમાં પણ એની કીર્તિ પ્રસિદ્ધ છે, ત્યારે કહે કે તમ્હારા બેમાંથી હું કોનું કહેવું સત્ય માનું?"

રાજાનાં આ વાક્યોએ રણસિંહ ઉપર ધારેલી અસર કરી. રણસિંહથી આ વાગ્બાણો એક ક્ષણ પણ સહાયાં નહિં. ક્રોધાગ્નિથી તે લાલચોળ થયો. કોપાગ્નિ ત્હેના હૃદયમાં એકદમ પ્રજ્વળી ઉઠીને આખા શરીરમાં વ્યાપી ગયો. ત્હેનો ઉત્સાહ, આશા, કલ્પના ઉડી ગયાં. તેના કપાળ પર કરચલીઓ વળી, પરસેવાની ધારાઓ છૂટી, ત્હેનું મુખમંડળ ભવ્ય તેમ જ ગંભીર થયું, આંખોમાંથી અગ્નિની કણીઓ ઝરવા લાગી, અને તે સિંહગર્જના કરી સમસ્ત દરબારને, રાણા રાજસિંહને અને અજયને ઉદ્દેશીને કહેવા લાગ્યો :

"ક્ષત્રિયોમાં શ્રેષ્ઠ એવા મહારાણા રાજસિંહ! મને ઘણું દુઃખ થાય છે, મ્હારાં ગાત્રો કંપે છે, મ્હારાં રોમાંચ ઉભાં થાય છે, મ્હારૂં માથું ભમે છે, સત્યાસત્યનો નિર્ણય ન થાય ત્યાં સુધી હું જંપીને બેસનાર નથી, છતાં પણ રાજાધિરાજ ! મ્હારે સખેદ દર્શાવવું પડે છે કે, અજયસિંહ નીચ, અધમ તેમ જ કૃતઘ્ની છે. ઉપકારનો બદલો અપકારમાં વાળવો એ એનો જીવનમંત્ર છે. જે કાર્ય શૌર્ય તેમ જ બુદ્ધિથી ન થાય તે કાવાદાવા, રૂશ્વત કે શઠતાથી પાર ઉતારવું એ એની રાજનીતિ છે. કુમારસિંહે પોતાના પ્રાણની પણ પરવા ન કરતાં તેના ઉપરનો ઘા પોતે ઝીલી લઇ અજયને મૃત્યુના મુખમાંથી બચાવ્યો, અને પોતે મરણપથારીએ સુતો. જ્યારે આ બીજાના પુરૂષાર્થથી તેમજ કૃતઘ્નતાથી મળેલી વિજયકીર્તિનો ઉપભોગ કરવા અજયસિંહ આપની સમક્ષ તત્પર થયો એ ખરેખર સમસ્ત ક્ષત્રિય જાતિને નીચું જોવડાવનારૂં છે!"

મહારાણાએ આ સાંભળી વક્રદષ્ટિ કરી રણસિંહને પડકાર કર્યો: "રણસિંહ! આ રાજસભા છે; અહીંઆ આવી રીતે બોલવું યથાર્થ નથી. જો ત્હારી પાસે ત્હારાં વાક્યોનું સમર્થન કરવાનું બળ હોય તો જલદી જણાવ, નહિં તો ચુપ રહે."

"મહારાણા! મ્હારા કથનને કુમારસિંહની સેનાના બે હજાર માણસોનો સંપૂર્ણ ટેકો છે. જો પુરવાર કરવું હોય તો અત્યારે આપની સમક્ષ આખી સેનાને ખડી કરૂં." રણસિંહે ધૈર્ય અને હિંમતથી ઉત્તર વાળ્યો.

મહારાણાએ ખાત્રી માટે કુમારસિંહની સેનાના બે માણસોને બોલાવ્યા. પણ અજયસિંહના ત્રાસ તેમ જ સત્તાની બ્હીકથી કુમારસિંહની સેનામાંથી કોઇ પણ માણસની રાજદરબારમાં આવીને સત્ય હકીકતનું સ્પષ્ટીકરણ કરવાની હિંમત ચાલી નહિં. આ દેખાવ જોઈ રણસિંહની તેજસ્વી મુખમુદ્રા નિસ્તેજ થઈ. તેની ભવ્ય

આંખોમાંથી અગ્નિના તણખા ઝરવા લાગ્યા. સમસ્ત ક્ષત્રિય જાતિ ઉપર તેણે ધિક્કાર વર્ષાવ્યો અને રાજપૂતોની રાજનીતિ, સાહસિકતા, ધૈર્ય, સત્ય વચન અને મર્દાનગી ઉપર તિરસ્કાર દર્શાવી ચિત્રવત્ સ્થિર થઈ રહ્યો.

મહારાણાએ પુનઃ રણસિંહને કહ્યું: "રણસિંહ! હજુ પણ ત્હારી પાસે કાંઇ અન્ય પ્રમાણ તેમ જ પુરાવાઓ છે કે?"

રણસિંહે હવે શાન્તિ તેમ જ પ્રફુલ્લ ચિત્તે ઉત્તર વાળ્યો: "મહારાજ! આ વિષયમાં કુમારસિંહની જ સાક્ષી લેવી યોગ્ય થઇ પડશે. અજયના ત્રાસથી આપનું સૈનિકમંડળ કંપે છે, અને એથી કોઇ પણ માણસ આપની આગળ પુરાવો આપવા આવી શકે એમ નથી. કુમારના વચનથી જ સત્ય વસ્તુનું સ્ફોટન થશે. માટે રાજસભામાં કુમારને બોલાવી આપ ખાત્રી કરી જુઓ."

મહારાણાએ આ વાકયોનો સ્વીકાર કરી અશક્ત તેમ જ ઘાયલ કુમારસિંહને પાલખીમાં સુવાડી રાજસભામાં લાવવાની આજ્ઞા કરતાં તરત જ રણસિંહ કુમારને એક પાલખીમાં સુવાડી તેની સ્વસ્થતા જળવાય એવી રીતે રાજસભામાં લઈ આવ્યો. રાજસિંહાસનની જમણી બાજુએ પાલખી ગોઠવવામાં આવી. જો કે કુમારસિંહ અશક્ત તેમ જ અસમર્થ હતો, તેના શરીરપર દુશ્મનના ભાલાનો સખત ઘા પડયો હતો, તેના શરીરમાંથી ઘણુંયે લોહી વહી ગયું હતું, તેની આંખોમાંનું તેજ નષ્ટ થવા પામ્યું હતું, તેનાં ગાત્રો શિથિલ થયાં હતાં, તેને જીવનની આશા બહુ થોડી રહી હતી, અને આ સમયે ખરેખર તે ઘણી દુર્બલાવસ્થામાં હોઈ તેનું મગજ ભમતું હતું, તેને ચક્કર આવતાં હતાં, તેનામાં બોલવાની પણ શક્તિ નહિં જેવી જ હતી, છતાં પણ મહારાણાની આજ્ઞા અને રણસિંહના સત્યાગ્રહને માન આપી કુમાર રાજસભામાં આવ્યો. મહારાણાને જોઈ કુમારે હાથ જોડી પ્રણામ કર્યા. કુમારને માન આપી મહારાણા બોલ્યા: "કુમારસિંહ! આવી સ્થિતિમાં દરબારમાં હાજરી આપવા બદલ સમસ્ત

રાજસભા ત્હારો આભાર માને છે. કુમાર ! આ સમયે તું મૃત્યુશય્યાપર સુતો છે, અને હવે ત્હારી જીવનયાત્રા એવા સ્થળમાં થનાર છે કે જ્યાં સત્ય સિવાય કોઇ પણ વસ્તુ સાથે આવનાર નથી. સત્ય અને ધર્મ સિવાય કોઈ પણ વસ્તુ સાથે આવી શકતી નથી. પરોપકારી કાર્યો પણ મરનાર માણસને સહાયરૂપ થઈ પડે છે. માટે સત્ય અને ધર્મને ત્હારી સમક્ષ રાખી મ્હને ખુલ્લા દિલથી, નિર્ભયતાથી તેમ જ નિશ્ચિંતપણે જણાવ કે આ યુદ્ધના વિજય માટે યશ મેળવવાનો સાચો અધિકાર કોનો છે? ત્હારો કે અજયનો? કોની દીર્ઘદૃષ્ટિ, વ્યવસ્થાશક્તિ, વ્યૂહરચના, બાહુબળ, સાહસિકતા તેમજ ધૈર્યના બળે આ વિજયલક્ષ્મી મેવાડને વરી છે? કુમાર, સત્ય વસ્તુ નિર્ભય ચિત્તે રાજસભાને જણાવ. ”

મહારાણાનાં વાક્યો સાંભળી સત્યપ્રિય, ધર્મભીરૂ કુમારસિંહ અજયસિંહની નિસ્તેજ મુખમુદ્રાનું બારીકીથી અવલોકન કરવા લાગ્યો. કુમારે અજયનો મનોભાવ કલ્પી લીધો. તેનું માનસિક વલણ, હૃદયવ્યથા, જીવનની તનમનાટ, અકળામણ, ગભરાટ તેમજ દુઃખાર્ત વેદના કલ્પી સ્વયંમેવ જ તે મનમાં વિચાર કરવા લાગ્યો: અજયસિંહે મ્હારી પ્રત્યે જે કૃતઘ્નતા તેમજ નીચતા દાખવી છે તેનો ઇન્કાર હું નથી કરી શકતો; પણ જો હું આ રાજસભામાં સત્ય વસ્તુ જાહેર કરીશ તો અજયસિંહની કૃતઘ્નતા, કાયરતા, નીચતા, રાજદ્રોહ અને દેશદ્રોહ પ્રસિદ્ધ થશે; અજયનું અપમાન થશે. તેના માનભંગની તેમજ અવનતિની કથા જો જોધબાઈ સાંભળશે તો મનોવ્યથા, સંતાપ તેમજ દુઃખાવેગથી તેનું હૃદય કેટલું દુઃખી થશે તેનો પણ વિચાર એના હૃદયમાં સાથે સાથે જ ઉપસ્થિત થયો. આ વાતથી જોધબાઈ મૃત્યુ પર્યન્ત દુઃખી થશે. જોધબાઇનું હૃદય આથી કંપી ઉઠશે. તે પોતાના પતિનાં અપકૃત્યો પર, શરમાવનારા નીચ જીવન પર, કૃતઘ્નતા, કાયરતા તેમજ રાજદ્રોહ પર ધિક્કાર

વર્ષાવશે, અને પોતાની જાતને કલંકિત—અપવિત્ર તેમજ નિરર્થક માની કદાચ આત્મઘાત પણ કરશે. જોધબાઈ જેવી પતિવ્રતા, ધર્મિષ્ઠ અને સત્યભાષિણી સ્ત્રી પોતાના હૃદયદેવતાની તેમજ સૌભાગ્યાધારની નિંદનીય દશા જોઈ જરૂર મનમાં બળી મરશે. વળી જોધબાઈના પિતા જ્યારે આ મર્મવેધક, હૃદયવિદારક, તેમજ ભયંકર કથા સાંભળશે ત્યારે તે પણ આવા કુલાંગાર સાથે પોતાની પુત્રીનાં લગ્ન કરવા બદલ પશ્ચાત્તાપ કરશે, અને આવું નિર્લજ્જ જીવન જીવવા માટે જામાતૃનો ફીટકાર કરશે. વળી ગરીબ બિચારી જોધબાઈનું કોમળ તેમજ પ્રેમોર્મિથી છલકાતું હૃદય, મધુરાં તેમજ ઉર્ધ્વગામી સ્વપ્નાંઓ સેવતું હૃદય, નિરાશા, દુ:ખ અને પશ્ચાત્તાપ રૂપી અગ્નિથી નિરંતર બળતું રહેશે. તેના આદર્શો, ભાવનાઓ અને કલ્પનાઓ અસ્તવ્યસ્ત થશે; તેના હૃદયની મહત્વાકાંક્ષાઓ મનમાંની મનમાં જ રહેશે, અને તે આખો જન્મારો શોક, દુ:ખ તથા ગ્લાનિમાં વ્યતીત કરશે, અથવા આવા કાયર પતિની ધર્મપત્ની તરીકે જીવવા કરતાં જીવનનો ત્યાગ કરવાનું વિશેષ પસંદ કરશે. આવા વિચારો પણ કુમારના હૃદયમાં ઉપસ્થિત થયા. વળી, અજયસિંહના યુદ્ધમાં જતી વેળાની મ્લાન મુખમુદ્રાવાળી, અશ્રુપૂર્ણ, તેમજ ફીક્કી દેહકાન્તિવાળી અને ચિન્તાગ્રસ્ત જોધબાઈ કુમારસિંહના નેત્ર સમક્ષ ખડી થઈ. અને જોધબાઈના "અંતિમ ઉદ્ગારો જેવા કે 'હવેથી અજયસિંહનાં દર્શન મ્હને દુર્લભ તેમજ વિષમ થઇ પડશે' કુમારની કર્ણેન્દ્રિયમાં ગુંજવા લાગ્યા.* કુમારને હવે જીવનની આશા

* બાલ્યાવસ્થામાં કુમારસિંહ અને જોધબાઇને એકમેક ઉપર અત્યન્ત પ્રેમ હતો. અને એક સમય એવો પણ હતો કે જ્યારે કુમારનાં જોધબાઈ સાથે લગ્ન થવાની વાતો પણ ચાલતી હતી. પણ જોધબાઇ અજયસિંહને મનથી જ વરી ચુકી હતી, અને એથી જ અજયસિંહ અને જોધબાઈનાં લગ્ન થયાં, અને કુમાર નિષ્ફળ ગયો. કુમારસિંહ જોધબાઇને શુદ્ધ અંતઃકરણથી ચહાતો હતો. એઓ પોતાનાં હૃદય એકમેક આગળ ખાલી કરતાં. જ્યારે અજયસિંહ યુદ્ધમાં ગયો ત્યારે આંખોમાં આંસુ લાવી, મુખમુદ્રા

હતી નહિં, અને અજયના પ્રાણના રક્ષણાર્થે એ જાતે મૃત્યુના મુખમાં જઈ પડયો હતો, અને હવે પોતાને હાથે જ જો અજયને અપમાનિત તેમજ કલંકિત કરે તો જોધબાઇનું હૃદય જરૂર આકુળ-વ્યાકુળ થાય, અને પોતાના દેહમાં ઘા ઝીલી કરેલા પરમાર્થી કામ ઉપર પોતે જ પાણી ફેરવે. આમ સમસ્ત વસ્તુસ્થિતિનો પોતાના મનમાં જ વિચાર કરી, સમયની મહત્તા તેમજ ઉપયોગિતા સમજી, અને જોધબાઈની જીવન-કલિકાને સંપૂર્ણ રીતે ખીલવા દેવાની તીવ્ર ઇચ્છાથી તેમજ પોતાના વચનના* પણ પાલન માટે કુમારે હાથ જોડી, ગંભીરતાથી મહારાણાને કહ્યું: "રાજાધિરાજ! આ બાબત વિષે તમ્હારે મ્હને પૂછવું ન ઘટે. વસ્તુસ્થિતિ તેમજ સત્યાસત્યનો નિર્ણય મ્હારાથી ન થાય. દુશ્મનને હાંકી કાઢવામાં મ્હેં મ્હારાથી બનતું કર્યું. હું અજયની બુદ્ધિમતા, વ્યૂહરચના તેમજ યોગ્યતા વિષે કાંઇ કહેવા માગતો નથી. પ્રાણિમાત્રને આ જગતમાં લોભ તેમજ મોહથી વિમુખ રહેવું એ કામ અત્યન્ત કઠિન છે. પોતાનો સ્વાર્થ સાધવામાં મનુષ્યો અનેકાનેક યુક્તિપ્રયુક્તિઓ રચે છે તે આપ સારી પેઠે જાણો છો. હું વિશેષ બોલવા માંગતો નથી, માટે આ બાબતમાં આપને જેમ યોગ્ય લાગે તેમ કરવાને આપ શક્તિમાન્ છો."

---

ગંભીર કરી ઉદાસીન ચિત્તે જોત્રબાઇએ કુમારને કહ્યું કે, "આજથી મ્હને અજયનાં પુનઃદર્શન થશે નહિં.

* જયારે કુમારસિંહે જોધબાઈનાં નિરાશાજનક અને હૃદયોત્કંપભર્યાં વેણ સાંભળ્યાં ત્યારે તેણે તે ચિન્તાગ્રસ્ત તેમજ દુઃખાર્ત યૌવનાને આશ્વાસન આપીને વચન આપ્યું હતું, કે "પોતાની અદ્ભુત શક્તિથી અને અતુલ પરાક્રમથી ધીરવીર, સાહસિક તેમજ પ્રતાપી અજય શત્રુદળને સંહારી, છિન્નભિન્ન કરી ક્ષેમકુશળ આપની સમક્ષ આવી પહોંચી વિજયના સમાચાર જણાવશે." જોધબાઈને આ આપેલું વચન કુમારસિંહને રાજદરબારમાં સાંભર્યું અને પોતાની સહૃદયતા તેમજ કર્તવ્યભાન વિચારી અજયનો ગમે તે પ્રકારે બચાવ કરવાનો નિશ્ચય તેણે કર્યો.

મહારાણાએ કહ્યું : " નહિં, નહિં, કુમાર ! સત્ય હકીકત જે હોય તે મને જણાવો, જેથી મારી ચિંતા દૂર થાય, મ્હારા સભાજનોનો સંશય ટળે, અને અજયની કીર્તિ ઝળકી રહે. અજયસિંહના આ અપૂર્વ વિજય માટે મ્હારે એને શિરપાવ આપવો છે, તો હે કુમારસિંહ! જણાવો કે તમોને એ માન્ય છે ? "

કુમારે ઉદારતાથી જવાબ વાળ્યો : " મહારાજ! આપ અજયસિંહને શિરપાવ આપો. " આ વાક્યો બોલી રહ્યા બાદ કુમારે જવાની ઇચ્છા દર્શાવી, એટલે પાલખી ઉઠાવવામાં આવી. આ પાલખી સાથે જ રણસિંહ રોતો રોતો કલ્પાંત કરતો ચાલ્યો ગયો. કુમાર હવે સખત માનસિક દુઃખના પરિણામે, ઘાની અસહ્ય વેદનાથી, અજયસિંહના કલંકિત જીવનના ત્રાસથી, અને તેના નીચ ચારિત્ર્યથી અત્યન્ત પીડાવા લાગ્યો. તેની મનોવ્યથા એટલી બધી વધી પડી કે પોતાના સ્થાને પહોંચતાં પ્હેલાં માર્ગમાં જ એ પરોપકારી, સ્વાર્થત્યાગી પુરૂષ જીવનની અન્તિમ ઘડીયે પણ પોતાની ઉદારતાનો તેમજ આદર્શ જીવનની અસ્મિતાનો સાક્ષાત્કાર કરાવી આ ફાની દુનીઆનો ત્યાગ કરી પંચત્વ ગતિને પામ્યો.

કુમારસિંહનો ઉત્તર સાંભળ્યા બાદ રાણા રાજસિંહે તલવાર તેમજ શિરપાવ અજયસિંહને ભેટ કર્યાં.

રાજદરબારમાં ઘણી વખત આવી વસ્તુસ્થિતિ બનવા પામે છે. આસુરી નીતિનો વિજય થાય છે. વાસ્તવિક રીતે ખરા કાર્યકર્તાઓ, સૈનિકો તેમજ રાજ્યના મુખ્ય અમલદારોની યોગ્ય કદર રાજામહારાજાઓથી થતી નથી, અને આના પરિણામે દુરાચારી, અન્યાયી તેમજ સ્વાર્થી મનુષ્યો ધાર્મિક તેમજ સત્યપ્રિય મનુષ્યો ઉપર જીત મેળવે છે.

જ્યારે કુમારના મૃત્યુના સમાચાર, એની ઉદારતા, સત્યપ્રિયતા, વચનપાલન અને દેહત્યાગની વાત, તેમજ અજયસિંહની નીચતા, શઠતા અને કૃતઘ્નતાની વાત રણસિંહે જોધણાઇને સવિસ્તર કહી

ત્યારે જોધબાઇને પોતાના સૌભાગ્ય ઉપર, જીવન ઉપર, અને સંસાર ઉપર પણ તિરસ્કાર ઉત્પન્ન થયો. એના પવિત્ર હૃદયમાં વૈરાગ્યની ભાવના ઉત્પન્ન થઈ અને સમયના વ્હેણ સાથે જોધબાઇ ગૃહસ્થાશ્રમ ત્યજી એક આદર્શ સંન્યાસિની તરીકે જીવનનો અવશેષ ભાગ ગાળવા લાગી.

સંસારની ગતિ વિચિત્ર છે. ઇશ્વરની લીલા અદ્‌ભુત છે. પરમાત્માની ગતિ ગહન તેમજ અકળિત છે. પાપી, અત્યાચારી તેમજ અધમ માનવીઓ સંસારમાં સુખી દેખાય છે; જ્યારે પરોપકારી, સદાચારી, નીતિમાન તેમજ ઉદાર દીલના માણસો, નાનાવિધ કષ્ટો સહન કરી, ધર્મનું તેમજ સત્યનું પાલન કરતાં દેહ ત્યાગે છે. રાજદરબારોમાં પણ પાપી તેમજ કપટી પુરૂષોની ઉત્તરોત્તર વૃદ્ધિ થતી જાય છે; જ્યારે ધર્માત્માઓને તો કષ્ટ, અપમાન તેમજ આપત્તિ જ સહન કરવી પડે છે. સંસારની આ વિચિત્રતા અદ્‌ભુત તેમજ આશ્ચર્યજનક છે.

---

# બેગમ રોશનઆરા

## અથવા

## શિવાજી મહારાજની સાધુતા

પાશ્ચાત્ય તેમ જ મુસલમાન પક્ષપાતી ઇતિહાસકારો મહારાષ્ટ્ર-ભૂષણ શિવાજી મહારાજને અન્યાયી, દગાબાજ, ધર્માન્ધ તેમ જ લુંટારો વગેરે વિશેષણોથી ઓળખાવે છે. તેઓ શિવાજીના ગુણો સંપૂર્ણ રીતે જોઈ શકયા નથી, તેથી તેઓના અભિપ્રાયો એકમાર્ગી બંધાયા છે, અને આમ હોવાથી જ તેઓના લખાણમાં ઘણા દોષો રહી ગયા છે. પરંતુ વાસ્તવિક રીતે શિવાજી મહારાજ ઘણી ઉચ્ચ કોટિના પુરૂષ હતા, તે તેમનાં ઉજ્જ્વળ ચારિત્રનાં અનેક દૃષ્ટાંતોથી જણાઈ આવે છે.

રાજ્ય સંભાળવાનું કામ ઘણી મુશ્કેલીભરેલું હોય છે; અને તે બજાવતાં રાજાને ઘણું સખત થવું પડે છે. તેમાં મિત્ર કે સગાં વ્હાલાંને માટે ખાસ સ્થાન રહેતું નથી. શિવાજી મહારાજ આ સિદ્ધાંત સારી પેઠે સમજતા હોવાથી, પ્રસંગ આવે ઘણી સખ્તાઈ વાપરતા, અને નાલાયક પુરૂષોનાં માથાં પણ ઉડાડતા. આમ છતાં પણ આ સખ્તાઇની સાથે સાથે તેમનામાં દયાનો ઝરો પણ અસ્ખલિત વ્હેતો હતો. તેમના સ્વભાવમાં નૈસર્ગિક ઉદારતા તેમ જ અદ્દભુત ક્ષમાશીલતા હતી. સ્ત્રીસન્માનના તેઓ ખાસ હિમાયતી હતા.

શિવાજી મહારાજે ઘણાં ગામોમાં લૂંટ ચલાવી હતી, પણ કેવળ લૂંટને માટે જ તેમણે લૂંટ કરી હોય કે કોઇનો જીવ લીધો

હોય એવું જણાતું નથી. અલબત્ત, અફઝુલખાન અને શાઇસ્તખાન પ્રત્યે તેમણે નિર્દયતા તેમજ ક્રુરતા દર્શાવી હતી, પણ તે કેવળ રાજ્ય-નીતિના સિદ્ધાંતોને અનુસરીને તેમ જ સંજોગો ધ્યાનમાં રાખીને જ. તે સમયની સ્થિતિમાં તેવા પ્રસંગો હરહંમેશ બનતા હોવાથી એમાં કાંઇ પણ વિશેષ પડતું ન હતું. એથી ઉલટું, નિરાશ્રિત સ્ત્રીઓ, બાળકો, તેમ જ અશક્ત અને વૃદ્ધ મનુષ્યોનું તો તેઓ હરહંમેશ રક્ષણ કરતા.

શિવાજી મહારાજનાં આચરણ, ચારિત્ર્ય તેમ જ નીતિ ઘણી પવિત્ર હતી. તેમનામાં નીતિની ઉચ્ચ ભાવના ઓતપ્રોત થઇ રહી હતી. પરસ્ત્રીને તેઓ બ્હેન સમાન ગણી માન આપતા. આથી તેમની કીર્તિ અજરામર રહી છે. આવો જ એક પ્રસંગ આ કથાનું વસ્તુ છે.

મહારાષ્ટ્રમાં કલ્યાણ નામે એક પ્રસિદ્ધ નગર છે. શિવાજીના રાજ્યકાળમાં ત્યાં શહેનશાહ ઔરંગઝેબનો એક સુબેદાર મૌલાના અહમદ રાજ્ય ચલાવતો હતો. આથી શિવાજીએ આ નગરને જીતવા પોતાના એક સરદાર નામે આબાજીપંત સોનદેવને ત્યાં મોકલ્યો.

આબાજીના શુરવીર સૈનિકો સ્હામે મોગલો ફાવ્યા નહિં, અને આખરે મૌલાના અહમદની હાર થઇ. કલ્યાણનો કિલ્લો મરાઠાઓને હાથ ગયો, અને મૌલાના અહમદ, તેનો પુત્ર તેમ જ પુત્રવધૂ રોશનઆરા અને અન્ય સૈનિકો મરાઠાના કેદી થયાં.

આ સુબેદારના પુત્ર મીરખાનની બેગમ રોશનઆરા સૌંદર્યનો શ્રેષ્ઠ નમુનો હતી. તેના સૌન્દર્ય અને લાવણ્યની કીર્તિ સર્વત્ર પ્રસિદ્ધ હતી. આબાજીપંતે શહેરમાં પોતાનો આધકાર જમાવ્યો અને યોગ્ય વ્યવસ્થા કરીને પોતે મૌલાના અહમદ તેમ જ તેનાં માણસોને કેદી તરીકે લઈ રાયગઢ તરફ જવા ઉપડયો.

મીરખાનની બેગમનું સૌન્દર્ય જોયા પછી સોનદેવજીએ નિશ્ચય કર્યો હતો કે આ સૌન્દર્યની પ્રતિમા તો શિવાજી મહારાજના અંતઃપુરમાં જ રહેવાને યોગ્ય છે. તેની કદર મહારાજા જ કરશે,

અને ત્યાં જ તેની પ્રતિષ્ઠા, માનમરતબો તેમ જ ગૌરવ જળવાશે. આમ વિચાર કરી તેણે રોશનઆરાને પાલખીમાં બેસાડી તેના પર સખત બંદોબસ્ત રાખ્યો હતો. તેના મનમાં એવી આશા હતી કે આ સૌન્દર્યવતી બેગમને જોઇને શિવાજી મહારાજ પોતાને શાબાશી સાથે બક્ષિસ આપશે.

આ બાજુ પતિવ્રતા રોશનઆરા મનમાં ઘણી દુઃખી થતી હતી. તેણે ખાવું, પીવું, બોલવું, ઉંઘવું સઘળું ત્યજી દીધું હતું. તેના મનમાં અનેક પ્રકારના વિચારો આવવા લાગ્યા. તેની માનસિક વેદના દિવસે દિવસે વધતી ગઇ. તે પોતાના જીવનને તેમ જ સૌન્દર્યને ધિક્કારવા લાગી. તે મનમાં વિચારવા લાગી :

"આ લોકો મ્હને શિવાજી મહારાજ પાસે બંદિવાન તરીકે પકડી લઇ જાય છે, પણ ત્યાં જો હું શિવાજી મહારાજનાં ચરણોમાં માથું નમાવીશ અને મ્હારા શીયળના રક્ષણ માટે પ્રાર્થના કરીશ તો જરૂર તે પુણ્યશીલ ધર્માત્મા મારા શીયળનો ભંગ નહિં કરે. લોકો કહે છે કે શિવાજી મહારાજા એક ઉદારાત્મા અને નીતિવાન પુરૂષ છે, તેમ હોયતો મ્હને ખાત્રી છે કે તેઓ મ્હારૂં સતીત્વ ભંગ કરવાનો વિચાર સરખો પણ નહિં કરે. હે ખુદા ! મારી ઇજ્જત જાળવજે !"

આમ અનેકાનેક વિચારોની પરંપરાઓ તેના હૃદયમાં આવી અને ગઇ. વળી એક વાર તે વિચાર કરવા લાગી :

"હા ! હા ! મ્હારો અંતરાત્મા પણ કહે છે કે આમ જ બનશે. છતાં પણ જો વિપરીત જ પરિણામ આવ્યું તો જરૂર હું આપઘાત કરીને મ્હારા જીવનનો અંત આણીશ, પણ મ્હારા જીવથી પણ વધારે વ્હાલી એવી ઇજ્જતને લુંટાવા દઇશ નહિ."

* * *

આ સમયે શિવાજી મહારાજની ઉદારતાની તેમ જ ધર્મપ્રિયતાની કીર્તિ ચારે બાજુ પ્રસરી રહી હતી. શિવાજી મહારાજની

લૂંટમાં, તેમ જ નવાં શહેરો જીતવામાં, લોકોને તેમનો કાંઇક ઉચ્ચ ઉદ્દેશ જ માલમ પડતો લોકોને ખાત્રી હતી કે શિવાજી મહારાજ આ સઘળું કેવળ હિન્દુ ધર્મ તેમ જ હિન્દુ સામ્રાજ્યના પુનરૂદ્ધારને માટે જ કરે છે. આથી તેઓ શિવાજી મહારાજની પ્રવૃત્તિને જાતે નુકશાન ખમીને પણ ઉત્તેજન આપતા.

શિવાજી મહારાજની જીતમાં, લૂંટમાં તેમ જ લડાઈમાં સ્ત્રીઓ, બાળકો અને વૃદ્ધોને અભયદાન મળતું. સ્ત્રીસન્માન વિષે તેઓ ઘણા કડક હતા અને આથી જ તે માટે તેઓએ ઘણા સખ્તાઈભર્યા હુકમો કાઢ્યા હતા. કોઈ પણ માણસ આ હુકમોનો અનાદર કરતો તો તેને ભારે તેમજ કડક શિક્ષા થતી. આથી ઉલટું મોગલ સરદારો જ્યારે હિન્દુ સ્ત્રીઓ અને બાળકોને યુદ્ધમાં કે ઘેરામાંથી જીવતાં પકડતાં ત્યારે તેઓ તેમને વટલાવતા, તેમના ઉપર બળાત્કાર કરતા, તેમને ગુલામી બજારમાં લીલામ કરતા કે તેમની નિર્દયતાથી કતલ પણ કરતા.

* * *

રોશનઆરાના મનમાં શિવાજી મહારાજ વિષે પૂજ્યભાવ તેમ જ આદર સત્કાર ઉત્પન્ન થવાની સાથે સાથે વિપરીત ભાવનાઓ પણ સ્વાભાવિક રીતે જ ઉપસ્થિત થઈ. કારણ કે તે ઔરંગઝેબ તેમ જ અન્ય મુસલમાન બાદશાહોની નીચ વર્તણુંકથી વાકેફગાર હતી. પરસ્ત્રી તરફ મુસલમાન બાદશાહો કેટલો અત્યાચાર, બળાત્કાર તેમ જ જોરજુલમ ગુજારતા, એ સર્વે તે જાણતી હતી. અને તેથી જ કદાચ શિવાજી જેવા મહારાજા પણ ત્હેના સૌન્દર્યથી લોભાઈ ત્હેનું શીયળભંગ કરવાની કોશીશ કરશે ત્યારે ત્હેની કેવી દુર્દશા થશે તે વિષે તેને શંકા તેમજ ચિન્તા થવા લાગી.

તે શોક કરવા લાગી :—" હાય ! અલ્લાહ ! આ ધર્મસંકટમાંથી હું કેવી રીતે નિર્વિઘ્ને પાર ઉતરીશ !"

રાયગઢ પહોંચતાં જ આબાજીપંતે શિવાજી મહારાજને સઘળી બાતથી વાકેફગાર કર્યા, અને યુદ્ધનું સંપૂર્ણ વર્ણન કરતાં કહ્યું કે:

"કલ્યાણના મોગલ સરદારની પુત્રવધૂ રોશનઆરા બેગમને હું કેદ કરી લાવ્યો છું; અને એ સ્ત્રી એટલી તો સુંદર છે કે તે આપના અંતઃપુરને શોભાવવાને સંપૂર્ણ યોગ્ય છે!"

મહારાજા શિવાજીએ આબાજીને તેની વીરતા તેમ જ સાહસિકતા માટે ધન્યવાદ આપ્યો, અને જણાવ્યું:

"કાલે દરબાર વખતે લડાઇના કેદીઓ તેમ જ રોશનઆરા સંબંધી વિચાર ચલાવવામાં આવશે." આમ કહી તેને વિદાય કર્યો.

બીજે દિવસે સવારે ધામધૂમ તેમ જ ઠાઠમાઠથી દરબાર ભરવામાં આવ્યો. શિવાજી મહારાજનું રાજ્યસિંહાસન મધ્ય સ્થળે હતું, અને તેની આસપાસ મુખ્ય સરદારોનાં સ્થાન હતાં. વળી, સિંહાસનના પાછળના ભાગમાં એક જરીવાળા પડદામાં શિવાજીનાં પૂજ્ય માતા જીજીબાઈ સારૂ પણ આસન ગોઠવવામાં આવ્યું હતું. વખત થતાં શિવાજી મહારાજે આબાજી સાથે દરબારમાં પ્રવેશ કર્યો, અને પોતાનાં પૂજ્ય માતા જીજીબાઇને વંદન કરી સિંહાસનારૂઢ થયા.

દરબાર શરૂ થયો એટલે આબાજીએ કલ્યાણદુર્ગમાં વિજય કેમ અને કેવા સંજોગોમાં મળ્યો ત્હેનું વર્ણન દરબારીઓ સમક્ષ કર્યું. એ સમાપ્ત થયા પછી મૌલાના અહમદ અને બીજા લડાઈના કેદીઓને દરબારમાં લાવવામાં આવ્યા.

મૌલાના અહમદ દરબારમાં દાખલ થયો કે તરત જ શિવાજી મહારાજે ઉભા થઈ તેનું સ્વાગત કર્યું અને તેને પોતાની પાસેના એક આસન ઉપર માનસહિત બેસાડયો. પછી શિવાજીએ તેને કહ્યું:

"સરદાર! શરણાગતનું યોગ્ય માન સાચવવું એ હમો આર્યોનો કુળધર્મ છે! એમાંથી આર્યો કદાપિ પણ ચલાયમાન થતા નથી,

માટે કોઇ પણ જાતની ચિન્તા કર્યા વિના તમો નિર્ભય તેમ જ નિશ્ચિંત થઈ રહી શકો છો. ”

મૌલાના અહમદ, તેનો પુત્ર તથા અન્ય કેદીઓ જે શિવાજી મહારાજને સારી રીતે ઓળખતા હતા, તેઓ તેની ઉદારતાથી, તેમ જ હૃદયના નિખાલસપણાથી આશ્ચર્ય સાથે ખુશી થયા.

ત્યાર પછી આબાજીએ બેગમ રોશનઆરાના સૌન્દર્યનું વર્ણન કરતાં જણાવ્યું: “ મહારાજા, તે અલૌકિક અબળા આપના અંતઃપુરમાં જ રહેવાને યોગ્ય છે! ”

આ સાંભળી શિવાજીએ રોશનઆરા બેગમને દરબારમાં લાવવાનો હુકમ કર્યો. રોશનઆરા પોતાનું મ્હોં બુરખાથી ઢાંકી, ધ્રુજતી ધ્રુજતી ધીમે પગલે રાજદરબારમાં દાખલ થઈ.

રાજદરબારમાં આવતાં તે વિશેષ અને વિશેષ ધ્રુજવા લાગી. તેના હૃદયમાં ભયનો સંચાર થયો અને રખેને હમણાં જ તેની બેઇજ્જતી કરવામાં આવશે એવી બ્હીક લાગવાથી તે લગભગ બેશુદ્ધ જેવી થઇ ગઇ. તેની સાથેની દાસીઓનો જો તેને ટેકો મળ્યો ન હોત તો તે પડી જાત.

શિવાજી મહારાજે ઘણા માન સહિત એને મ્હોં ઉપરથી બુરખો દૂર કરવાની વિનવણી કરી. તરત જ તેની દાસીઓએ તેના મુખ-ચંદ્ર ઉપરથી બુરખો દૂર કર્યો. આ બુરખામાં છુપાયેલું સૌન્દર્ય કેટલું ચિત્તાકર્ષક હતું તેની સભાજનોને એ જોતાં ખાત્રી થઈ.

શિવાજી મહારાજ સિંહાસન ઉપરથી એકદમ ઉભા થયા, અને જ્યાં રોશનઆરા ઉભી હતી ત્યાં પાસે જઈ તેને દીલાસો આપતાં ગદ્‌ગદ્‌ કંઠે બોલ્યા :

“ બ્હેન, તમે જરા પણ ગભરાશો નહિં. તમ્હો મ્હારે મન મ્હારાં પુત્રી કે બ્હેન બરાબર છો. તમે ભય તેમજ ચિન્તા ત્યજી દ્યો અને તમ્હારા આપ્તજનો સહિત આનંદમાં રહો. ”

આટલું કહી શિવાજી પાછા સિંહાસનારૂઢ થયા. મૌલાના અહમદ શિવાજીની આ નીતિપરાયણતા જોઇને ઘણો સંતુષ્ટ થયો, અને શિવાજી મહારાજ જાણે દૈવી ફિરસ્તો જ ન હોય એમ માની મનમાં ને મનમાં તેની પ્રશંસા કરવા લાગ્યો.

આખી રાજસભા શિવાજીના આ કૃત્યથી અજાયબ તેમ જ પ્રસન્ન થઇ. પણ આબાજીપંતની મુખમુદ્રા ફિક્કી પડી ગઇ. તેના મુખમંડળ પર નિરાશા અને અસંતોષનાં ચિન્હો દેખાવા લાગ્યાં. તેની આવી સ્થિતિ જોઈ શિવાજીએ કહ્યું :

"વીર આબાજી ! તેમ જ મ્હારી રાજ્યસભાના ગૃહસ્થો ! જેને ધર્મરાજ્ય સ્થાપવાની પરમ પવિત્ર અભિલાષા છે, તેણે તો પરસ્ત્રીને પોતાની મા–બ્હેન સમાન ગણી તેને સન્માન આપવું જોઈએ. જે રાજ્યમાં સ્ત્રીઓની પ્રતિષ્ઠા જળવાતી નથી, જ્યાં સ્ત્રીઓની રક્ષા માટે ચાંપતા ઉપાયો રાજ્ય તરફથી લેવામાં આવતા નથી, તેવાં રાજ્યોનો જલદીથી અંત આવે છે.

"વીર આબાજીરાવ ! આપણે હિંદુ ધર્મના રક્ષણની સાથે સાથે હિંદુ–સ્વરાજ્યની સ્થાપના માટે પણ પ્રયત્નો કરીએ છીએ, માટે આ વિષયમાં ખાસ સાવચેતીથી કામ લેવું જોઇએ. પરસ્ત્રી –પછી તે હિંદુ હોય કે મુસલમાન હોય પણ આપણે તેના શીયળનું –સતીત્વનું રક્ષણ કરવું જ જોઇએ.

"વીર આબાજી ! પતિવ્રતા દ્રૌપદીને દુઃખી કરવાથી તેમ જ તેના ઉપર અત્યાચાર ગુજારવાથી કૌરવો જેવા મહાબળવાન્ તેમ જ પરાક્રમી રાજવીઓ કમોતે રસાતાળ ગયા હતા. વળી શાસ્ત્ર–વિશારદ, ત્રિલોકને કંપાવનાર, આઠે દિગ્પાલોને ધ્રુજાવનાર, ચૌદે લોકોનું ઐશ્વર્ય ભોગવનાર, નવે ગ્રહોને પોતાના સાન્નિધ્યમાં રાખનાર, તેમ જ મહા પરાક્રમી એવો રાજા રાવણ પણ 'પરસ્ત્રીનું હરણ કરવાથી અંતે પોતાનો, પોતાના વંશનો, પોતાના રાજ્યનો, અરે,

પોતાની સમસ્ત જાતિનો નાશ કરવા માટે કારણભૂત બન્યો, ને વણમોતે માર્યો ગયો ! આથી આપણે પરસ્ત્રી તરફ સન્માનની દૃષ્ટિ કેળવવી જોઇએ અને તેમાં જ આપણું કલ્યાણ સમાયેલું છે.

"વળી, જો મનુષ્યો નીતિભ્રષ્ટ થઇ કર્તવ્ય અને અકર્તવ્યનો ભેદભાવ ન સમજી પોતાના સાચા કાર્યથી વિમુખ થઈ જાય તો અવશ્ય તેમનું અધઃપતન જ થાય, અને એક વખત તેમના અધઃપતનની શરૂઆત થઇ તો પછી ગમે તેટલા પ્રયત્નો કર્યા છતાં પણ તેઓ ફરીથી ઉન્નતિ કરી શકવાના જ નહિં."

શિવાજી મહારાજના આ નીતિપૂર્ણ વ્યાખ્યાનની સભાજનો ઉપર ધારેલી અસર થઇ, અને આખા રાજદરબારે હર્ષના ઉમળકામાં આવી શિવાજી મહારાજની જયની ઘોષણા કરી.

આ પછી શિવાજીએ મૌલાના અહમદ, તેનો પુત્ર અને પુત્ર-વધૂ રોશનઆરા તેમજ અન્ય કેદીઓને ઘણા જ માન સહિત શિર-પાવ આપી વિદાય કર્યા. આબાજી ઝંખવાણો પડી ગયો તેણે શિવાજીના ચરણમાં પડી પોતાના અવિચારી કૃત્ય માટે ક્ષમા માગી. રાજમાતા જીજીબાઇ પણ પોતાના પુત્રનાં આ સ્ત્રીસન્માન, અકલંકિત ચારિત્ર્ય, વિવેકબુદ્ધિ અને સાધુતા જોઇને તેના મનમાં ને મનમાં જ વખાણ કરવા લાગ્યાં, અને જ્યારે સભા વિસર્જન થઇ ત્યારે હર્ષનાં આવેશમાં આવી શિવાજીને માથે હાથ ફેરવી ધન્યવાદ આપતાં પોતાની આ નીતિમાં જીવન પર્યંત અવિચળ રહેવાની ભલામણ કરી.

---

## ૧૫

# સ્વામિભક્ત બાજી પ્રભુ દેશપાંડે

સમસ્ત મહારાષ્ટ્રમાં જ્યાં જુઓ ત્યાં અશાંતિ અને યુદ્ધનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું છે. મારફાડ, લૂંટફાટ તેમજ કાપાકાપી સિવાય બીજું કાંઈ પણ નજરે પડતું નથી. એક સેના જાય છે ત્યાં બીજી આવે છે. આજે અહીં તો કાલે ત્યાં લોહીની નદીઓ વહી રહી છે. લોકો આ કારમા તેમજ ભયંકર વાતાવરણથી 'ત્રાહિ' 'ત્રાહિ' પોકારી રહ્યા છે. મહારાષ્ટ્રમાં શાન્તિ તેમજ સહિસલામતી સ્થાપવા શિવાજી મહારાજ પોતાનાથી બને તેટલા તનતોડ પ્રયત્નો કરી રહ્યા છે.

બળવાન મોગલ શહેનશાહ ઔરંગઝેબને દક્ષિણ દેશ પોતાને તાબે કરવાનો એટલો બધો મોહ લાગ્યો છે કે તે જીતવા તેણે પોતાનું પાટનગર દિલ્હી છોડી દક્ષિણમાં જ લાંબા વખતથી વસવાટ કર્યો છે. તેની મહત્વાકાંક્ષા આખા હિંદમાં મોગલોનું રાજ્ય સ્થાપીને હિંદુ જાતિને સદાને માટે પરાધીનતાની બેડીમાં જકડી રાખવાની છે. હિંદુઓના રક્ષણહાર શિવાજીને તે પોતાનો હડહડતો શત્રુ લેખે છે, અને યુક્તિ પ્રયુક્તિથી તેને વશ ન કરી શકવાથી તે જાતે જ તેને તાબે કરવા એક મોટા લશ્કર સાથે મહારાષ્ટ્રમાં આવ્યો છે.

એક બાજુ અસંખ્ય સેનાથી ધન ધાન્ય તેમજ અન્ય લડાયક સામગ્રીથી સજ્જ થયેલા મોગલ શહેનશાહ છે; જ્યારે બીજી બાજુ પોતાના બાહુબળમાં વિશ્વાસ રાખનાર, ન્હાની ન્હાની ટુકડીઓ સાથે રાખનાર, દુશ્મનોની સાથે ખુલ્લા મેદાનમાં લડાઇ ન કરતાં ઓચિંતો છાપો મારી તેઓને વિખેરી નાંખનાર અને સ્વતંત્રતાના જીવનમંત્રની તીવ્રભાવનાથી દિક્ષીત થયેલા શિવાજી મહારાજ છે.

આ કટોકટીને સમયે શિવાજી મહારાજના સૈનિકો તેમજ સરદારોમાં સ્વામિભક્તિ, આત્મત્યાગ, સ્વદેશાભિમાન, સાહસ તેમજ ધૈર્ય આદિ આવશ્યક ગુણો ન હોત તો શિવાજી મહારાજ મહારાષ્ટ્રમાં ફરીથી હિન્દુ સામ્રાજ્ય સ્થાપવા સમર્થ થયા હોત કે કેમ તે ખરેખર શંકાસ્પદ જ છે. શિવાજી મહારાજના એવા એક તેજસ્વી સ્વામીભક્ત સરદારના આત્મત્યાગની આ કથા છે.

શિવાજી મહારાજ બિજાપુર નરેશના સરદાર અફઝુલખાનનો વધ કરી પન્હાળાના કિલ્લામાં વિશ્રાન્તિ લેતા હતા, તે વખતે અફઝુલખાંનો પુત્ર ફાઝલખાં પોતાના પિતાનું વેર લેવા તેમજ શિવાજી મહારાજનો અંત આણવા, એક મહાન્ સેના લઇ આ દુર્ગની પાસે આવ્યો અને તેણે ચારે તરફથી દુર્ગને ઘેરી લીધો.

શત્રુઓની સેનાનું પ્રમાણ ઘણું વધારે હતું. પણ તેથી શું નિડર મરાઠા યોદ્ધાઓ ડરી જાય એમ હતા ? કેટલાયે દિવસો સુધી આ મોરચા ચાલુ રહ્યા. શત્રુઓએ ધનધાન્યને બહારથી કિલ્લામાં જતાં કેટલેક અંશે અટકાવવાથી મરાઠાઓ મુશીબતમાં તો આવી પડયા, પણ તેમણે નમતું ન આપ્યું.

બીજી બાજુ શત્રુઓ પણ ઘણા દૃઢ તેમજ નિશ્ચયાત્મક હતા. તે જોઇને શિવાજી મહારાજ વિચાર કરવા લાગ્યા :

"આવી રીતે આ કિલ્લામાં કેટલાયે દિવસો ભરાઈ રહેવું પડશે. શત્રુઓનું સૈન્ય પ્રમાણમાં ઘણું વધારે છે. વળી, મ્હારા થોડા શુરવીર યોદ્ધાઓ આ અગણિત મુસલમાનો સ્હામે ક્યાં સુધી ટક્કર ઝીલી શકે એમ છે ? માટે કોઇપણ યુક્તિ પ્રયુક્તિથી આ કાર્ય પાર પાડવું જોઇએ." આમ વિચાર કરી અંતે જ્યારે મોગલસેના નિદ્રાધીન થાય ત્યારે કિલ્લામાંથી નીકળીને તેમના ઉપર ઓચિંતો હલ્લો કરી નાસી છુટવું એવો તેમણે નિશ્ચય કર્યો.

આથી એક રાત્રીએ પોતાના વીર યોદ્ધાઓને સાથે લઇને મહારાજા શિવાજીએ નિદ્રાધીન થયેલી મોગલસેના ઉપર ઓચિંતો હલ્લો કર્યો. મુસલમાન સૈન્યમાં ભંગાણ પડયું. તેઓ આ ઓચિંતો હલ્લો થવાથી ગુંચવાડામાં પડી ગયા. આ તકનો લાભ લઇ શિવાજી મહારાજ પલાયન કરી ગયા.

જ્યારે મુસલમાન સેનાને માલમ પડયું કે શિવાજી આમ તેઓને થાપ આપી કિલ્લા બહાર નીકળી ગયા ત્યારે તેઓ તેના પરાક્રમથી, અદ્દ્ભુત હિંમતથી, તેમજ આશ્ચર્યકારક સાહસથી દિગ્મુઢ થયા. જેને પકડવા માટે તેઓએ આજ સુધી કિલ્લાની બહાર પડી રહી સખત તાપ તેમજ ઠંડી સહન કરી હતી તેમજ જેને માટે તેઓએ અનેકાનેક કષ્ટો સહન કર્યાં હતાં, વળી જેને માટે તેમનાં કેટલાંયે માણસો મૃત્યુને શરણ થયાં હતાં, તે તેમના હાથમાંથી છટકી જવાથી તેમનાં સર્વે કાર્યો ઉપર પાણી ફરી વળ્યું–તેઓની આશા નષ્ટ થઇ ગઇ. છતાં પણ તેઓ હિંમત હાર્યા નહિં, અને ગમે તે પ્રકારે પણ શિવાજીને પકડી બંદિવાન કરવો એવો નિશ્ચય કરી તેઓ તુરત જ તેની પાછળ પડયા.

શિવાજીને મોગલો પોતાની પાછળ પડયાના સમાચાર જ્યારે મળ્યા ત્યારે તરત જ તેઓ ઉભા રહી ગયા. પોતાનાં માણસોને પણ સાવચેતીથી વર્તવાનું કહ્યું, અને શત્રુઓનો સામનો કરવા પોતાનો ભાલો હાથમાં રાખી દુશ્મનોની રાહ જોતા માર્ગમાં જ ઉભા રહ્યા.

પરંતુ શિવાજી મહારાજના સદ્દ્ભાગ્યે એમની સાથે એમના સ્વામિભક્ત સેનાપતિ **બાજી પ્રભુ દેશપાંડે** હતા. જ્યારે બાજીરાવના જાણવામાં આવ્યું કે મુસલમાનોએ તેઓની પુંઠ પકડી છે અને ગમે તે પ્રકારે તેઓ મહારાજા શિવાજીને કેદ કરવા ધારે છે ત્યારે આ અનર્થથી થનારી હાનિ સમજીને શિવાજી પાસે તે ગયો અને હાથ જોડી કહેવા લાગ્યો :

"મહારાજ! યવનોને આપણે સહિસલામત નીકળી ગયાના સમાચાર મળી ગયા છે. આથી તેઓની બધી મહેનત નષ્ટ થઈ છે અને તેઓ આપના પર ગુસ્સે થયા છે, અને આ ક્રોધના આવેશમાં જ તેઓએ આપણી પુંઠ પકડી છે. મહારાજ! આપણા મુઠ્ઠિભર માણસો આ અસંખ્ય મુસલમાનો સ્હામે વધુ સમય ટકી શકે એમ નથી. અને કદાચ આ યુદ્ધમાં આપ મહારાજના પ્રાણ પણ જોખમમાં આવી પડે એવી મ્હને દહેશત લાગે છે. માટે આપને અહિંઆ ઉભા રહેવામાં જરા પણ લાભ નથી, અને જો ઉભા રહેશો તો આપની કુશળતા જળવાશે નહિં. આથી સમયને યોગ્ય યુક્તિથી જ કાર્ય કરવામાં લાભ છે. મ્હારૂં કહેવું છે કે મુસલમાનો અહિંઆ આવી પહોંચે તે પહેલાં જેમ બને તેમ જલદીથી આગળ ચાલવું એમાં જ આપની તેમજ આખા મહારાષ્ટ્રની સહીસલામતિ છે. હઠ તેમજ દુરાગ્રહ કરવાથી નિરર્થક હાનિ થશે. વળી, જો તમો થોડા માણસો સાથે નીકળી જશો તો તમો જ્યાં સુધી રાયગઢ સહિસલામત પહોંચી જશો નહિં ત્યાંસુધી હું મુસલમાન સેનાને મ્હારા બાહુબળના પરાક્રમે જીવ જતાં સુધી અહીં જ રોકી રાખી તેને લગાર પણ આગળ વધવા દઈશ નહિં."

પોતાના સેનાપતિના સ્વદેશાભિમાનના તેમજ સ્વામિનિષ્ઠાના આ ઉદ્દગારો સાંભળી શિવાજી મહારાજ હર્ષોન્મત્ત થઇ ગયા. પણ તરત જ મુખમુદ્રા ગંભીર કરી કહેવા લાગ્યા:

"વીર બાજીરાવ! શું ત્હને અહીં મૃત્યુના મુખમાં રહેવા દઈ હમો હિચકારાની પેઠે હમારા પ્રાણની રક્ષા કરવા ન્હાસી છુટીએ? શું એ હમને શોભે? ભાઈ, ત્હારી દેશપ્રેમની ઉન્નત ભાવનાથી મ્હને સંતોષ થયો છે, પણ મ્હારા વ્હાલા સેનાનાયકને આમ દુશ્મનોના હાથમાં મૂકી જતાં મ્હારૂં હૃદય કેમ કબુલ કરે? મ્હારી તેમજ સમસ્ત મહારાષ્ટ્રની ગમે તે દશા થાય, પણ ત્હારી આ સલાહ

હું સ્વીકારી શકું એમ નથી. ત્હારા પ્રાણને જોખમમાં મૂકીને ન્હાસી છુટવા કરતાં ત્હારી સાથે મ્હારા પણ પ્રાણ આપવાનું હું વિશેષ પસંદ કરૂં છું !"

શિવાજી મહારાજનો આ ઉત્તર સાંભળી બાજીરાવ ઘણા ગળગળા તેમજ અધીરા થયા. તેમની આંખમાંથી અશ્રુની ધારા વહી રહી, અને અશ્રુપૂર્ણ નયને તેમણે મહારાજા શિવાજીને વિનંતી કરતાં કહ્યું :

"અન્નદાતાજી ! તમ્હો મ્હારા માટે શા સારૂ આટલી બધી ચિન્તા કરો છો ? આપના જીવનનો જો એક વાર અંત આવશે અથવા આપ મહારાજ જો બંદિવાન થશો તો પછી સ્વતંત્રતા અને હિંદુ સામ્રાજ્યનાં સેવેલાં સ્વપ્નાં નષ્ટ થઇ જશે. મહારાજ ! આપના બંધનથી સમસ્ત મહારાષ્ટ્ર પરાધીન થઇ રહેશે, અને આ અસંખ્ય યોદ્ધાઓ સ્હામે યુદ્ધ કરતાં આપનો પ્રાણ જરૂર જશે. વળી, મ્હારા જેવા ઘણાયે સૈનિકો આપની પાસે છે, પણ સમસ્ત ભારતભૂમિમાં શિવાજી મહારાજ તો કેવળ એકજ છે. માટે મ્હારા મરણની ખોટ તો તરત જ પુરાશે પણ આપના પછી તો મહારાષ્ટ્રની સ્વતંત્રતાની આશા અકાળે ધૂળમાં મળી જશે, માટે મહારાજ ! મ્હારૂં કહ્યું માનો. વાદવિવાદને ત્યજીદો અને શત્રુઓ આપણી તરફ વેગથી ધસી આવે તે પહેલાં તમો નિર્ભય રીતે આ સ્થાન છોડી આગળ રાયગઢની દિશા તરફ ચાલ્યા જાઓ !"

પોતાના સેનાનાયકના તેમજ અન્ય સરદારોના અતિ આગ્રહના પરિણામે, તેમજ વસ્તુસ્થિતિની વિકટતા સમજીને શિવાજી મહારાજે પોતાનો દુરાગ્રહ છોડયો, અને પોતાની ઇચ્છા વિરૂદ્ધ ઘોડેસ્વારની એક ન્હાની ટુકડીને સાથે લઇ રાયગઢની દિશા તરફ કૂચ કરી. આમ કરવામાં તેમના અંતરાત્માને મહાન્ દુઃખ થયું. પણ આ પગલું અનિવાર્ય હોઈ સખ્ત હૃદય કરી તેઓએ આગળને આગળ પ્રયાણ કર્યું.

શિવાજી મહારાજના ગયા પછી બાજીરાવ પોતાના સૈનિકોને લઇ પાસેના એક ઘાટમાં છુપાયા, અને શત્રુઓના આગમનની રાહ જોતા ઉભા રહ્યા.

જ્યારે શત્રુઓ આવી પહોંચ્યા ત્યારે બાજીરાવ અચાનક સિંહ-સમાન ગર્જના કરી તેઓના ઉપર તુટી પડયો. કેટલાક સમય સુધી દારૂણ યુદ્ધ ચાલી રહ્યું. અનેક માણસો ધરાશાયી થયા, લોહીની નદીઓ વહી રહી, મરાઠાઓ અને મુસલમાનો જીવ હાથમાં લઈને લઢવા લાગ્યા. ભયંકર કોલાહલ થવા લાગ્યો. મુસલમાનોએ મરાઠા સૈન્યને છિન્નભિન્ન કરી આગળ વધવાના ઘણાયે પ્રયત્નો કર્યા, પણ મરાઠાઓ મરણીયા થઇને લડતા હોવાથી તેઓ આગળ વધી ન શકયા. બાજીરાવ પણ સિંહગર્જનાં કરતા, તેમજ તલવાર શત્રુઓની ગરદન પર ફેરવતા, શત્રુઓ જરાપણ આગળ ન વધે એવી તનતોડ મહેનત કરવા લાગ્યો. જ્યારે એની પાસે થોડાં જ માણસો રહ્યાં તેમજ એનું શરીર અસંખ્ય ઘાના પ્રહારોથી વીંધાઈ ગયું, ત્યારે પણ શત્રુના વેગને તે ઘણી જ વીરતાથી રોકી રહ્યો હતો.

આ બાજુ શિવાજી મહારાજ નિર્વિઘ્ને રાયગઢ પહોંચી ગયા, અને પહોંચતાની સાથે જ તેમણે સહિસલામતીસૂચક તોપોના પાંચ અવાજ કરાવ્યા.

તોપોના અવાજ સાંભળતાં જ બાજીરાવની મુખમુદ્રા ઉપર પ્રસન્નતા છવાઇ ગઇ. તેમની આંખોની કીકીમાં તેજ ઝળકી ઉઠયું. પોતે ઘાના અનેક પ્રહારોથી વીંધાઇ ગયા હતા, અને તેમને અસહ્ય પીડા થતી હતી, છતાં પણ પોતાના સ્વામિના પ્રાણ બચાવવાને પોતે ભાગ્યશાળી થયા એમ જાણી તે ખુશી થયા અને પોતાની જાતને ધન્યવાદ આપવા લાગ્યા. અંતે સિંહનાદ કરતા તેમજ આ સફળતા પ્રાપ્ત કરવા માટે પરમાત્માને ધન્યવાદ આપતા તેઓ શાન્તિથી તેમજ આનંદથી પરમાત્માની પરમ જ્યોતિમાં લીન થઈ ગયા. તેમની આ સ્વામીભક્તિથી તેમનું નામ ઇતિહાસમાં અમર થઈ ગયું છે.

# સ્વામિભક્ત જેત્યાજીરાવ

મહારાષ્ટ્રભૂષણ શિવાજી મહારાજની વિજયપતાકા તેમના રાજ્યકાળમાં સંપૂર્ણતાથી ફરકતી હતી. તેમના સમયમાં મરાઠાઓને શાન્ત તેમજ સુવ્યવસ્થિત રાજ્યતંત્ર પ્રાપ્ત થયું હતું. સમસ્ત મહારાષ્ટ્રમાં જ્યાં ઠેરઠેર અંધાધુંધી, અશાન્તિ તેમજ કતલો થતી હતી ત્યાં ધીમે ધીમે શાન્તિ પ્રસરી હતી. મોગલોની આપખુદ સત્તા, જુની કાયદાઓ, જુલ્મી કરવેરા, હિંદુઓ પ્રત્યેનું નૈસર્ગિક વૈર, હિંદુઓને સનદી નોકરીનો પ્રતિબંધ, તેમજ હિંદુઓ પ્રત્યે ગુજારવામાં આવતો જોરજુલમ: આવા આવા અનેકાનેક દુઃખદ ત્રાસોથી તે સમયના હિંદુઓ કંટાળી ગયા હતા, અને શિવાજીના રાજ્યારોહણ પછીથી જ તેઓને સમાજમાં તેમજ રાષ્ટ્રમાં થોડે ઘણે અંશે શાન્તિ મળી હતી. પણ શિવાજીના અકાળ મૃત્યુથી તેના મનોરથો તેમજ મહત્વાકાંક્ષાઓ પરિપૂર્ણ થયાં નહિં, અને તેના વંશજોની નિર્બળતા તેમજ નિર્માલ્યતાને પરિણામે એ મુરાદ ભવિષ્યમાં પણ બર આવી નહિં, અને મરાઠાઓની સ્થિતિ આ દુઃખદ અવસાનથી ઘણી જ કફોડી થઇ પડી.

રાજ્યસિંહાસનના ઉત્તરાધિકારી તરીકે શિવાજી મહારાજને બે પુત્રો હતા. તેમાં જયેષ્ઠ પુત્ર શંભાજીરાવ ટુંકી બુદ્ધિનો, દુરાગ્રહી, દુર્વ્યસની તેમજ ભોળા સ્વભાવનો હતો. તે સમયે તેની ઉમર બાવીસ વર્ષની હોઇ તેનામાં યૌવનનો તોર, ઉદ્ધતાઈ તેમજ ઉછાંછળાપણું પ્રમાણમાં વિશેષ હતું. આથી રાજ્યવહિવટ ચલાવવા તે સર્વ પ્રકારે અયોગ્ય છે, એમ સૌ કોઈને લાગતું. શાહજી તેમજ શિવાજીને પણ તેના ઉપર વિશ્વાસ ન હતો. જ્યારે ન્હાનો પુત્ર રાજારામ ધીરવીર,

આશાવાદી, સદાચારી, ન્યાયી તેમજ ધર્મપ્રિય હતો. તેની બુદ્ધિમત્તા પણ અસાધારણ હતી.

મહારાજ શિવાજી પોતાના મૃત્યુ સમયે રાજ્યગાદી કોને આપવી તે વિષે સંપૂર્ણ નિર્ણય ન કરી શકવાથી, તેમના મૃત્યુ પછી તે વિષે મંત્રિમંડળમાં ભારે ખટપટ તેમજ વિવાદ થવા લાગ્યાં.

શંભાજીરાવે તેના પિતાના રાજ્યકાર્યમાં ઘણીયે વખત પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરી મોગલ સરદારોને આશ્રયે જઈ પોતાની ટુંકી બુદ્ધિનું ભાન સૌને કરાવ્યું હતું. આવાં કારણોથી રાયગઢના પ્રધાનમંડળે એવો નિશ્ચય કર્યો કે કોઈ પણ પ્રકારે શંભાજીરાવ ઉચ્ચ આદર્શો તેમજ આદર્શ રાજ્યનીતિનું પાલન કરવાને શક્તિમાન્ નથી. આમ સંપૂર્ણ વિચાર તેમજ વાટાઘાટ પછી ગમે તે યુક્તિ-પ્રયુક્તિથી તેઓએ રાજારામને જ તખ્તનશીન કરવાનો નિશ્ચય કર્યો, અને શંભાજીરાવને ખબર ન પડે તેમ મહારાજા શિવાજીના મૃત્યુની વાત છૂપાવી રાખી રાજારામને તખ્તનશીન કર્યો.

શિવાજી મહારાજના મૃત્યુની બાતમી બહુ દિવસ છૂપાવી શકાય એમ ન હતું. એટલે જો પ્રપંચ ગોઠવવામાં આવે તો તે પ્રપંચ સંપૂર્ણ રીતે પાર પડે એવી યોગ્ય વ્યવસ્થા તેમજ એકતાની ખાસ આવશ્યકતા હતી. પણ આવી વ્યવસ્થા અને એકતાના અભાવે પ્રધાનમંડળ પોતાની અભિલાષા પાર પાડી શકયા નહિં. તેઓની આશારૂપી દુર્ગની દુર્ગમ દિવાલો તુટી પડી, અને શિવાજી મહારાજનો ઉચ્ચ ઉદ્દેશ સદાને માટે અસ્તવ્યસ્ત થઈ ગયો.

શંભાજીરાવને શિવાજીના મૃત્યુના સમાચાર મળ્યા કે તરત જ તેણે પન્નાળ તરફ કૂચ કરી, અને સોનાજી, સૂર્યાજી આદિ મુખ્ય માણસોને મારી નાખ્યાં. મરાઠા સરદાર વીર હંબીરરાવ મોહિતે પણ તેને આવી મળ્યો. આમ સર્વ વિઘ્નો દૂર કરી શંભાજીરાવ રાયગઢ આવ્યો. ત્યાં મોરો-પંત પણ તેને મળી ગયો. વળી, સોયરાબાઈના પક્ષનાં ઘણાં માણસો

ખપી ગયાં, અને જે જીવવા પામ્યાં તે શંભાજીરાવને આવી મળ્યાં. કિલ્લાના રખેવાળો પણ માણસો સહિત તેને તાબે થયા, અને કિલ્લાના દરવાજા બંધ ન થવાથી શંભાજીરાવે કિલ્લામાં સ્હેલાઇથી પ્રવેશ કરી રાજારામને ગાદી ઉપરથી પદભ્રષ્ટ કર્યો. શિવાજીના મૃત્યુ પછી લગભગ સાડાત્રણ મહિને શંભાજીરાવ રાયગઢની ગાદીએ તખ્તનશીન થયો અને ત્હેણે રાજ્યકારભાર હાથમાં લીધો.

રાજ્યસિંહાસન પર આવતાંની વારમાં જ શંભાજીરાવને એમ લાગ્યું કે શિવાજીના સમયના સઘળા આગેવાનો પોતાના દુશ્મનો છે, તેમજ તેઓ પ્રત્યેક ક્ષણે પોતાનું અહિત વાંછે છે, અને એથી જ એ સર્વેનો જ્યાં સુધી અંત ન આવે ત્યાં સુધી પોતાની સહિસલામતી જળવાય તેમ નથી. આથી નિર્ભયતા સાધવા માટે જ શંભાજીરાવે પોતાની અદૂરદર્શિતા, નૈસર્ગિક ક્રુરતા તેમજ દુષ્ટતાનો સાક્ષાત્કાર કરાવવાનું શરૂ કર્યું. જો રાજ્ય નિષ્કંટક તેમજ નિર્ભય રીતે ચલાવવું હોય તો જેમ બને તેમ શત્રુઓને દૂર કરવા જોઇએ, આવા વિચારથી તેમજ હઠીલા અને દુરાગ્રહી સ્વભાવને પરિણામે શંભાજીરાવે અનેક માણસોને ક્રુર રીતે મારી નાંખ્યા. આ શંકાના બલિદાનમાં અનેક નરપુંગવોનો ભોગ અપાયો.

પોતાની સાવકી માતા સોયરાબાઇને બંદિવાસમાં પુરી ત્રણ ત્રણ દિવસ ક્ષુધા અને તૃષાથી રીબાવી રીબાવીને મારી નાંખી. તેમજ અન્નાજી, બાલાજી અને શ્યામજી આદિ પુરાણા પ્રધાનો અને સામન્તોને હાથીના પગ નીચે કચરાવી મારી નાંખ્યા. શિવાજીના સમયના અનુભવી શિરસ્તેદારોને નોકરીમાંથી બરતરફ કર્યા, તેમજ તે સમયના સ્વામિનિષ્ઠ, નિમકહલાલ સરદારો, સૈનિકો, આદિને દૂર કરી તેઓની જગ્યાએ પોતાને મનપસંદ એવા હલકી કોમના, દુરાચારી, વ્યસની તેમજ વિષયાસક્ત પુરૂષોને આણી શંભાજીએ પોતાની નાલાયકાત તેમજ નીચતાનો પરિચય સાક્ષાત્ કરાવ્યો.

શંભાજીરાવ પોતે પણ મદિરા આદિ નિન્દનીય વ્યસનોમાં તેમજ વેશ્યાસંગમાં રાત દિન મસ્ત રહેવા લાગ્યો. આથી એટલું તો સિદ્ધ થયું કે શિવાજીના સર્વે આદર્શો, કાર્યો તેમજ ભાવનાઓથી તે તદ્દન વિરૂદ્ધ હતો. શિવાજી મહારાજ જ્યારે ન્યાયી, સત્યપ્રિય તેમજ સ્પષ્ટવક્તા હતા, ત્યારે શંભાજીરાવ દુરાચારી, દુર્વ્યસની તેમજ અદૂરદર્શી હતો. એક પરસ્ત્રીને પોતાની મા તેમજ બ્હેન સમાન ગણી માન આપતો અને તેમની આબરૂની રક્ષા કરતો ત્યારે બીજો તેઓની મશ્કરી કરી પાતિવ્રત્ય લુંટવાની કોશીશ કરતો. એક ધર્મના રક્ષણને માટે મરી ફીટતો ત્યારે બીજો ધર્મ એ શું છે તે પણ સમજતો નહિં. એક દુશ્મનો સ્હામે સઘળું કામ યુકિતપ્રયુકિત, કાવાદાવા, તેમજ પ્રપંચથી લઇ તેઓને છિન્નભિન્ન કરતો, ત્યારે બીજો દુરાગ્રહી, ઉદ્ધત તેમજ ભોળો હોઈ રાજ્યનીતિના મૂળ સિદ્ધાંતો પણ સમજવાને અશકિતમાન્ હતો. એક સ્વતંત્રતા પ્રાપ્ત કરવાને, આખા હિંદુસ્થાનમાં હિંદુ પાદશાહી સ્થાપવાને, મ્લેચ્છોને ભારતવર્ષમાંથી સદાને માટે હાંકી કાઢવાને, તેમજ ગોબ્રાહ્મણની રક્ષા કરવા માટે સંકટો તેમજ વિપત્તિઓ સહન કરતો, તેમજ એ આખો દિવસ અને રાત સુખની કે શાંતિની લગાર પણ દરકાર કર્યા વિના ટાઢ તડકો વેઠી પર્વતોમાં ભટકતો. વળી જેણે મરાઠાઓની ન્હાની ન્હાની ટુકડીઓ લઇ દુશ્મનો પર ઓચિંતા છાપા મારી તેઓને 'ત્રાહિ' 'ત્રાહિ' પોકરાવતો, તેમજ અપાર દુઃખ ભોગવ્યા છતાં પણ જેણે પોતાની પ્રતિષ્ઠા, ધર્મ, ગૌરવ તેમજ કીર્તિ વધારી, પોતાના બળે જ બળવાન બની, પોતે મેળવેલી સ્વતંત્રતામાં આનંદ માની સમસ્ત ભારતવર્ષમાં હિંદુ રાજ્યનો પુનરૂદ્ધાર કર્યો, તેમજ જેણે પરધર્મીઓને દુઃખ ન દેતાં તેઓને ધર્મની બાબતમાં છુટ આપી પોતાની ધર્મસહિષ્ણુતાનો જગતને પરિચય કરાવ્યો, જ્યારે બીજાએ રાષ્ટ્ર તેમજ સમાજ અને ધર્મ એ શું છે તે જાણવાની પણ દરકાર ન કરી. બસ, મદ્ય, મૃગયા અને વેશ્યાની સંગતમાં રસ લેવામાં જ કર્તવ્ય

માન્યું. બહાર શું થાય છે અને શત્રુઓ આખા રાજ્યમાં કેવા ફરી વળેલા છે તેનું પણ તેને ભાન ન રહ્યું. આથી કરીને જ આર્યધર્મનો લોપ કરવામાં તે કારણભૂત બન્યો. મોગલ શહેનશાહના હાથમાં તે જીવતો કેદ પકડાયો, હિંદુની પ્રતિષ્ઠાને સખત ધોકો પહોંચાડી પોતે રાજ્યભ્રષ્ટ થયો અને આખરે મોગલ શહેનશાહને હાથે તેનો ઘણી ક્રુર રીતે વધ થયો, અને શિવાજીના જ્વલન્ત નામ પર કાળું કલંક લગાડી વણમોતે માર્યો ગયો, અને મરાઠા શહેનશાહતને ડૂબાડતો ગયો.

આ વિરોધાભાસના પરિણામે શિવાજીની અભિલાષાઓ અધુરી રહી ગઈ, અને શંભાજીરાવનાં નિન્દનીય કૃત્યોથી શિવાજીનાં અમર કાર્યોને, પ્રતિષ્ઠાને તેમજ ડહાપણભરી રાજ્યનીતિને સખત ફટકો લાગ્યો, અને મહારાષ્ટ્રમાં શિવાજીનાં કાર્યોને તેમજ ગૌરવને સ્થાયી તેમજ ચિરંજીવ બનાવવાને તે સર્વથા અયોગ્ય નીવડયો. જે પ્રજા શિવાજીને પ્રાણથી પણ અધિક ગણી પૂજતી, ચ્હાતી અને અનુસરતી તે જ પ્રજા તેના ઉત્તરાધિકારીને જોવામાં પણ પાપ માનતી, અને તેની દુષ્ટ નીતિ રીતિ પ્રત્યે ક્રોધ, તિરસ્કાર તેમજ ઘૃણા દર્શાવતી. આથી શિવાજીએ સ્થાપિત કરેલાં ધોરણો, વ્યવસ્થા, નિયમો અને સખ્તાઈ તુટતાં ગયાં, લશ્કરનો બંદોબસ્ત બગડતો ચાલ્યો, નિર્માલ્ય લોકો જવાબદારીવાળી જગ્યા ઉપર આવવા લાગ્યા. આ સર્વ ચિન્હોથી મહારાષ્ટ્રનું અધઃપતન હવે ઘણું પાસે છે એવી ખાત્રી થવા લાગી.

* * *

તુલસી નામની એક ગણિકાના બાહ્ય સૌન્દર્યથી શંભાજીરાવ તેની ઉપર મુગ્ધ થયો હતો, અને સમયના વ્હેણ સાથે તે તેનો ગુલામ થઇ રહ્યો હતો. તુલસી મીઠું મીઠું બોલતી, મંત્રસાધનાના ચમત્કારોની વાતો કરતી, અને શંભાજીરાવનું ભોળું ચિત્ત ચોરતી. એક ક્ષણ પણ તેના વિના પસાર કરવાને તે અશક્ત થઈ પડયો હતો, તેમજ તેના દર્શનઃ

વિના ભોજન પણ ન લેવું એવી તેણે પ્રતિજ્ઞા કરી હતી. શંભાજી-રાવનો આ ગણિકા ઉપર ઘણો ગાઢ પ્રેમ બંધાયો હતો, પણ આ અધમ, કપટપટુ, નીચ તેમજ હરામજાદી ગણિકાનો પ્રેમ કેવળ ઉપરછલ્લો, નામનો તેમજ માત્ર દેખાવ પુરતો જ હતો. આ પ્રેમને પોતાનો સ્વાર્થ સાધવામાં એક સાધન માત્ર તે ગણતી હતી.

આટલાથી જ કેવળ તુલસીને સંતોષ થતો ન હતો. આ રાક્ષસી, તેમજ ક્રુર ગણિકા દિલ્હીપતિ ઔરંગઝેબની આજ્ઞાનુસાર ઘણા દિવસોથી શંભાજીરાવનો વધ કરાવવાને યુક્તિપ્રયુક્તિઓ યોજી રહી હતી. કારણકે ઔરંગઝેબે આ કાર્ય માટે તેને ઘણી મ્હોટી લાંચ આપવાનું વચન આપ્યું હતું.

હાય ! દુર્દૈવ ! એક મરાઠાનરેશની પ્રાણપ્રિયા તરીકે રહેવાથી પણ જેને સંતોષ ન થયો અને કેવળ વિશેષ ધનલોલુપતાને લઇને જ જે પોતાના પ્રિયકરનો અકાળ અન્ત આણવાને તત્પર થાય તેના કરતાં વિશેષ નિર્દય, વિશેષ ક્રુર, વિશેષ વજ્રહૃદયી બીજું કોણ હોઈ શકે ?

પરંતુ તુલસી વેશ્યાની લાંબા સમયથી ધારેલી મુરાદ બર આવી શકી નહિં. કારણકે શંભાજીરાવનો સ્વામિભક્ત સેવક વીર જોત્યાજી-રાવ રાતદિવસ એની સેવાસુશ્રુષામાં હાજર રહેતો, અને એક ક્ષણ પણ પોતાના સ્વામિને તે છુટો પડવા દેતો નહિં. આથી આ દુષ્ટ સ્ત્રી પોતાના પાપી કાર્યમાં એકદમ સફળ નીવડી નહિં. આ કાર્યને ફતેહમંદ રીતે પાર પાડવામાં જોત્યાજીને વિઘ્નરૂપ સમજી કોઈ પણ પ્રકારે તેને દૂર કરવાનો નિશ્ચય કર્યો.

આથી તેણે એક યુક્તિ શોધી કાઢી. તેણે જોત્યાજીરાવની મા જે દૂરના ગામમાં રહેતી હતી તેના નામનો એક પત્ર લખાવ્યો, અને એ પત્ર લઇ અનેક પ્રકારના હાવભાવો કરતી, નયનના ચમકારથી

તેમજ પ્રેમગોષ્ટિથી વશીભૂત કરેલા એવા પોતાના સૌન્દર્યના દાસ બની રહેલા શંભાજીરાવ પાસે જઇ પ્રેમપૂર્વક પત્ર આપી કહેવા લાગી:

"મહારાજ! આપ બિચારા જોત્યાજીને તેની માતાને મળવા શા માટે જવા દેતા નથી? એની વયોવૃદ્ધ માતાની સ્થિતિ ઘણી ગંભીર તેમજ દુઃખદાયક છે! તેની વૃદ્ધાવસ્થા હોઈ તેના દિવસો ગણાઇ રહ્યા છે! મૃત્યુનું આમંત્રણ તેને મળી ચુકયું છે, અને મૃત્યુ-શય્યા પર બેશુદ્ધ પડેલી હોવા છતાં પણ આ અન્તિમ વેળાએ તેને પોતાના એકના એક વ્હાલસોયા પુત્રને જોવાની, મળવાની, તેમજ મિઠી બે ચાર વાતો કરવાની ઘણી હોંશ તેમજ ઉમેદ છે. જો આમ થશે તો જ તેના પ્રાણ સુખેથી જશે, નહિં તો પુત્રવિયોગના પરિણામે તેનો જીવ આકુળવ્યાકુળ થઈ ગુંગળાશે, તેને સખત ત્રાસ પડશે અને પોતાની અન્તિમ અભિલાષા આમ અપરિપૂર્ણ રહી ગઇ જાણી તે અત્યંત કલ્પાંત કરી દેહનો ત્યાગ કરશે. આ કારણથી જ તેણે મ્હારી ઉપર આ પત્ર પાઠવ્યો છે. તો મ્હારી સંપૂર્ણ ખાત્રી છે કે આપ એને અવશ્ય રજા આપશો, એની માતાની અન્તિમ વેળાની અભિલાષા પરિપૂર્ણ કરશો, અને આપની આ દાસીનો બોલ માન્ય રાખશો. ઈશ્વર ન કરે પણ જો એ બિચારી હમણા જ મૃત્યુ પામશે તો તેની પુત્રદર્શનની અભિલાષા અતૃપ્ત જ રહી જશે, અને આપ સેવકધર્મમાંથી ચૂકયા ગણાશો. માટે મ્હારૂં કહ્યું માનો અને જોત્યાજીને કૃપા કરીને થોડા દિવસની રજા આપો."

તુલસીના આ શબ્દો સાંભળી શંભાજીરાવ આશ્ચર્ય–ચકિત થયા. પોતે વ્યસનાધીન હતો છતાં પણ ત્હેને એટલી તો ખાત્રી હતી કે જોત્યાજીરાવ જ તેનો ખરો શરીરરક્ષક હતો, અને તેની દેખ-રેખ તેમજ સાવચેતીથી જ તે આજ સુધી સહિસલામત રીતે જીવી રહ્યો હતો. આથી વસ્તુસ્થિતિ સ્હમજી ત્હેણે પ્રશ્ન કર્યો:

"તુલસી! મ્હારા દિલની દેદાર! મ્હારા હૃદયની અધિષ્ઠાત્રિ!

તું શામાટે ત્હને દાસી કહીને સંબોધે છે? જ્યાં સુધી સમસ્ત મહારાષ્ટ્રાધિપતિના હૃદયમાં તને સ્થાન છે ત્યાં સુધી શું કોઇ પણ ત્હારો બોલ ઉથાપવાને શક્તિમાન્ છે? પણ મ્હારે એટલું તો કહેવું જ પડશે કે જોત્યાજીરાવ મ્હારો એક વિશ્વાસુ તેમજ પરમ હિતૈષી સેવક છે. મ્હારે માટે પ્રાણ પાથરવા તેમજ મ્હારા સુખે સુખી તેમજ દુઃખે દુઃખી રહેવા એ તૈયાર છે. જો એને હું અહિંઆથી થોડા દિવસ માટે જવાની રજા આપું તો પછી મ્હારી સેવા-સુશ્રુષા કોણ કરે? તેમજ મ્હારી સહિસલામતી પણ કોણ જાળવી શકે? જોત્યાજી વિના એક ક્ષણ પણ મ્હારે મન જીવન જોખમભર્યું છે. માટે જો એની માતાને જોત્યાજીને મળવાની તીવ્ર ઇચ્છા હોય તો એક પાલખી મોકલાવી એની માતાને અહિંઆ જ બોલાવો એવી મ્હારી આજ્ઞા છે."

આ સાંભળી તુલસી સ્તબ્ધ થઇ ગઇ, તેનો મદ ઉતરી ગયો; તેનો અહંકાર ખંડિત થયો. જોત્યાજી પ્રત્યે રાજાજીનું માન જોઇ તે સાવ ફિક્કી પડી ગઈ. અને જયારે એ સહન થયું નહિં ત્યારે કૃત્રિમ ઢોંગ કરી, ભવાં ચઢાવી, આંખો લાલચોળ કરી, કોપ અને ક્રોધના આવેશમાં આવી જઇ એક વિફરેલ સર્પિણીની માફક ફુંફાડા મારતી તે બોલી :

"રાજાજી! ખરેખર આજે તો તમ્હે ખૂબ કર્યું! શું તમ્હારા જેવા રાજા કને જોત્યાજી જેવા એક જ નોકર છે કે આવા તુચ્છ સેવકને આવું અને આટલું બધું માન આપો છો? તેમજ તેની માતાને અહિંઆ બોલાવવા સારૂ વળી પાલખી મોકલવા પણ તૈયાર થયા છો? આવા સેવકો તો આપની પાસે હજારો છે! અને સૌ કોઈ આપની સહિસલામતી જાળવી શકે એમ છે. તો મ્હારી પ્રાર્થના છે કે જેમ બને તેમ જોત્યાજીને અહિંઆથી જવાની જલદી રજા આપો. મ્હારી આ પ્રાર્થના જો આપ રાજાજીને સ્વીકારણીય નહિં હોય તો હું માની લઇ શકે કોઈ પણ પ્રકારે આપની પ્રેમપાત્ર થવાને હું યોગ્ય નથી." આમ કહી, મુખમુદ્રા

ગંભીર કરી, મ્હોં ચઢાવી, પુનઃ આંખો લાલચોળ કરી, ગુસ્સાથી તુલસી ત્યાંથી ઝટ દઇને ઉઠી અને ચાલી જવાનો આડંબર કર્યો. આ જ સમયે વીર જોત્યાજીરાવ શયનગૃહમાં શંભાજીને મળવા આવી પહોંચ્યા અને રાજાજીને વિનયપૂર્વક નમન કરી, પાસેના આસન પર બેઠા. જોત્યાજીરાવને આવેલો જોઇ રાજા શંભાજી બોલ્યા:

"ભાઇ! ત્હારા ગામથી આજે પત્ર આવ્યો છે, ત્હેમાં ત્હારી માની ગંભીર માંદગી વિષે ઉલ્લેખ છે. ત્હને મળવાની તેમજ જોવાની તેને ઘણી ઉમેદ છે, અને એ માટે તેણે ત્હને ત્યાં બોલાવ્યો છે. માટે હું ત્હને ત્હારી માને મળવા જવાની આઠ દિવસની રજા ખુશીથી આપું છું. તો તે દરમ્યાનમાં ત્હારી વયોવૃદ્ધ માતાને મળતો આવ અને તેને ધૈર્ય તેમજ આશ્વાસન આપી જલદીથી પાછો આવી રહે!"

આ વાર્તાલાપ ચાલતો હતો એટલામાં તુલસી વચ્ચે જ બોલી ઉઠી: "જોત્યાજીરાવ! ત્હમોને જે છૂટ મળી છે તે કેવળ મ્હારા અનુનય અને આગ્રહનું જ ફળ છે, આથી ત્હમારે મ્હારો ઉપકાર માનવો જોઇએ. ભાઇ! સાત આઠ દિવસ તમો તમ્હારી માતાની પાસે રહેશો તો જરૂર તેના પ્રાણમાં પ્રાણ આવશે, તેમજ તેની શારીરિક વેદના ઓછી થશે, અને પુત્રદર્શનના લાભથી કદાચ સ્વસ્થતા પણ વધુ સમય એ જાળવી શકશે. તમ્હારે અહિંઆની કોઈ પણ પ્રકારની ચિન્તા કરવી નહિં. જ્યાં સુધી તુલસી હયાત છે, તેમજ તુલસીના હૃદયમાં પ્રાણ છે ત્યાં સુધી મ્હારાજા શંભાજીરાવનો કોઈ વાળ પણ વાંકો કરી શકે એમ નથી, તે વિષે તમ્હારે નિશ્ચિન્ત રહેવું."

એકાએક રાજા શંભાજીનાં તેમજ આવાં તુલસીનાં વાક્યો સાંભળી જોત્યાજીરાવ દિગ્મુઢ જેવો થઇ ગયો, અને શું બોલવું તેનો વિચાર કરવા લાગ્યો. અંતે ધૈર્ય ધારી તે બોલ્યો:

"અન્નદાતાજી! મ્હને જે આજ્ઞા મળી છે તેને શિરસાવંદ્ય

કરવાને હું તૈયાર છું. પણ મ્હને આ બાબતમાં કાંઇક ભેદ તેમજ દગોફટકો લાગે છે. આ કારણથી મ્હારી આપ મહારાજાને એક નમ્ર વિનંતી છે અને તે એ કે જ્યાં સુધી હું પાછો ન આવું ત્યાં સુધી આપે ઘણી સાવધાનીથી રહેવાની જરૂર છે." આટલા શબ્દો ગદ્દગદ કંઠે બોલી, આંખમાંથી અશ્રુ સારતો, વીર જોત્યાજીરાવ પોતાની ફરજ સમજી તેમજ પોતાની માતાની ગંભીર સ્થિતિના દુઃખદ સમાચાર જાણી ભગ્નહૃદયે રાજાજીને નમન કરી ત્યાંથી ચાલી નીકળ્યો.

વેશ્યાઓનાં હૃદય કેટલાં ક્રુર, કુટિલ, અધમ તેમજ નિર્દય હોય છે ? પોતાનો સ્વાર્થ સાધવા તેમજ પોતાની ધનતૃષ્ણાને પોષવા તેઓ ગમે તેવાં અધમ, દુષ્ટ તેમજ ક્રુર કાર્યો કરવાને તત્પર થાય છે. પોતાના પ્રેમપાત્રને તેમ જ અન્યને પણ તેઓ પોતાની સ્વાર્થસિદ્ધિ માટે એક સાધનરૂપ ગણે છે. સ્ત્રીઓ કે જે કુદરતી રીતે કોમલાઙ્ગી તેમ જ કોમળહૃદયી હોય છે, તેમજ તેઓનામાં સ્નેહ, દયાર્દ્રતા અને ગુણગ્રાહકતા પ્રમાણમાં નજરે પડે છે તે જ સ્ત્રીઓ આમ કુસંગથી, કુટેવથી તેમ જ નિન્દનીય વાતાવરણથી ધર્મભ્રષ્ટ, જાતિભ્રષ્ટ અને દેહભ્રષ્ટ થાય છે. સત્ય જ કહેવાયું છે કે:

स्त्रीचरित्रं पुरुषस्य भाग्यं
दैवो न जानाति कुतः मनुष्यः ।*

એ તો સત્ય જ છે કે જો સ્ત્રી સદાચારિણી હોય તો તે ખરેખર સ્વર્ગની સાક્ષાત્ પૂજ્ય દેવી સમાન ગણાય છે, પણ જો તે જ સ્ત્રી દુરાચારિણી હોય તો વિશ્વવિનાશક ભયાનક રાક્ષસી કરતાં પણ અત્યંત ક્રુર, નિષ્ઠુર અને વજ્રહૃદયી ગણાય છે.

પોતાની સ્વર્ગની દેવી સમાન પ્રિયતમાઓને ત્યજી આવી દુષ્ટ

* સ્ત્રીનું ચરિત્ર અને પુરૂષનું ભાગ્ય—આ બે વસ્તુને સંપૂર્ણ રીતે જાણવાને ખુદ વિધાતા પણ અશક્તિમાન્ છે, ત્યારે મનુષ્ય માત્રનું તો પુછવું જ શું ?

રંડાઓ તેમ જ ક્રુર અને ઝેરી સર્પિણીઓના મોહમાં પુરુષો શા માટે લુપ્ત થતા હશે? શું પ્રેમનો ખરો સાક્ષાત્કાર તેઓને વેશ્યાઓને ત્યાં જ થતો હશે? કદાપિ નહિં. પ્રેમ એ એક એવી દિવ્ય તેમ જ સ્વર્ગીય ચીજ છે કે જે ધનથી તેમ જ અન્ય સામગ્રીથી વેચાતી મળતી નથી. પ્રેમને ધન સાથે કાંઈ પણ સંબંધ નથી. પ્રેમનું મહત્વ તેમ જ ગૌરવ એ નરકખાણની જીવાત શું સ્હમજી શકે? કુલટાનો પ્રેમ એ કાંઈ સ્વર્ગીય પ્રેમ નથી, પણ માત્ર ભોગ, આસક્તિ અને રૂપતૃષ્ણા છે! તેઓના હૃદયમાં તો માત્ર રૂપને ચુંથી નાંખવાની જ દુષ્ટ વૃત્તિ છે. તેમની બાહ્ય સુંદરતા મનુષ્યોને તેમનો માત્ર રમકડાંની પેઠે ઉપયોગ કરવાને માટે અધમ જીજ્ઞાસા ઉત્પન્ન કરે છે. એ પ્રેમ નથી, પણ કામવિકારની શાંતિને માટે ઉભરી આવેલ ઉભરો છે. એ સ્નેહ નથી પણ પાપી વૃત્તિનું પોષણ તેમ જ સાંત્વન કરવાનું સાધન માત્ર છે.

અલબત્ત, પ્રેમ એ ઘણી જ સુંદર, તેમ જ પવિત્ર વસ્તુ છે. મનુષ્યની ઉન્નતિ પ્રેમમાં છે, મનુષ્યની મુક્તિ પ્રેમમાં છે, મનુષ્યની પ્રગતિ તેમજ વિકાસ પણ પ્રેમમાં છે. જ્યાં સાત્વિક પ્રેમ છે ત્યાં સર્વસ્વ છે. માનવ સમાજ પ્રેમનો જેટલો આદર કરી શકશે, જેટલો મહિમા જાણશે, તેમ જ જેટલી પૂજા કરશે, તેટલા જ પ્રમાણમાં તે આ મૃત્યુ લોકમાં સ્વર્ગસુખ ભોગવી શકશે.

મનુષ્યોએ જો પ્રેમનું મહત્વ સમજવું હોય તેમજ સ્વર્ગીય પ્રેમી જીવનનો લ્હાવો લેવો હોય, તો તે મનુષ્યો પોતાની પવિત્ર ગૃહિણી પાસેથી જ મેળવી શકે એમ છે. કારણ કે ગૃહિણી પતિની સાથે સંપત્તિ કે વિપત્તિમાં ત્હેની છાયા રૂપે હરહમેશ સાથે રહે છે. પતિને દરેક પ્રસંગે આશા તેમજ ઉત્સાહ આપી પ્રેરણાન્વિત કરે છે. પતિને મીઠા બોલોથી રિઝવી આનન્દ પમાડે છે, અને પતિના સુખે સુખી અને પતિના દુઃખે દુઃખી થઈ રહે છે.

જોત્યાજીના ગયા પછી તુલસીએ શંભાજીરાવને સંગમેશ્વર હવાફેરને માટે જવા સૂચવ્યું, અને તુલસીની સૂચના પ્રમાણે બીજે જ દિવસે પ્રાતઃકાળે સંગમેશ્વર જવાની તૈયારીઓ થવા લાગી.

તે સમયમાં સંગમેશ્વર ખરેખર પ્રકૃતિ દેવીનું એક અત્યંત રમણીય અને મનોહર સૌન્દર્યસ્થળ હતું. એની હરિયાળી જમીન, લીલાંછમ વૃક્ષો, આસોપાલવની વેલો, અહર્નિશ ગુંજી રહેલાં પશુ પક્ષીનો કર્ણપ્રિય તેમજ આલ્હાદિક કિલકિલ રવ, પાસે વ્હેતી સરિતાનો મીઠો તેમ જ મધુરો ઘુઘવાટ, પર્વતોની રમણીય હારમાળા, પર્વત ઉપરનાં ઘનઘોર વૃક્ષો અને તેમાંથી તેમ જ નદીમાંથી આવતો ઠંડો, સુરમ્ય, સમીર, વળી ચાંદની રાતે નદીના પાણીમાં પડતાં તારલિયાનાં રંગબેરંગી ચિત્રો તેમ જ શાન્ત વાતાવરણ: આ સર્વે ખરેખર હૃદયને આનંદ પમાડતાં. રાયગઢનાં રાજાઓ અહિંઆ જ પોતાના રસાલા સહિત ગ્રીષ્મ ઋતુમાં આવી રહેતા અને સૃષ્ટિસૌન્દર્યનો અનેક રીતે લ્હાવો લેતા. રાજા શંભાજીરાવે પણ ત્યાં જ જવાનો નિશ્ચય કર્યો.

સંગમેશ્વર ગયા પછી શંભાજીરાવ પોતાના દિવસો તુલસી સાથે કામકેલિ તથા આનંદોપભોગમાં નિર્ગમન કરવા લાગ્યો. ચાર પાંચ દિવસ પછી એક દિવસ જ્યારે મધ્યાન્હ સમયે શંભાજીરાવ મદિરાના નિશામાં ચકચૂર થઇ પર્યંકમાં પડ્યો પડ્યો તુલસીના ઓષ્ટો પર ચુંબનો કરી રહ્યો હતો તેમ જ તુલસીને પોતાના ભુજદ્વયમાં દબાવી રહ્યો હતો ત્યારે તુલસીના સંકેત અનુસાર મોગલ ઘોડેસ્વારોએ આવી, શંભાજીરાવને કેદ કરી લીધા, અને પાલખીમાં બેસાડી તુલજાપુર લઈ જવાની તૈયારી કરવા લાગ્યા. આમ આ અધમ વારાઙ્ગનાએ પોતાના પ્રેમપાત્રને ભયંકર દગો દઇ અને વિશ્વાસઘાત કરી દારૂણ દુઃખસમુદ્રમાં ધકેલી મુકયો.

જ્યારે મોગલ ઘોડેસ્વારો શંભાજીને તુલજાપુર લઈ જતા હતા તે જ સમયે દૈવયોગે એમ બન્યું કે એની પાસેના બીજે જ માર્ગથી કાંઇક અશુભ અવશ્ય થનાર છે એવી આશંકાથી—જોત્યાજીરાવ

જલદીથી પાછો આવતો હતો, અને માર્ગમાં એક જાણીતો મરાઠા સૈનિક મળતાં તેને પ્રશ્ન કર્યો :

"કેમ ભાઈ, મહારાજા કુશળ છે ને ?"

આ સાંભળી સૈનિકે શોકયુક્ત હૃદયે ઉત્તર આપ્યો :

"કુશળ શી રીતે હોય ? જ્યાં કપટપટુ વારાઙ્ગના તુલસીના કૃત્રિમ પ્રેમપાશમાં મહારાજા જકડાયેલા હોય, અને તમ્હારા જેવા સ્વામિનિષ્ઠ સેવકની ગેરહાજરી હોય, ત્યાં કુશળતાની વાત શી પૂછવી ? એ નિર્દયી તેમ જ અધમ કુલટાએ મહારાજાને ગઈ કાલે વિકાર મૂર્છિત અવસ્થામાં મોગલોને હસ્તગત કરી દીધા છે, અને મોગલ સેનાનાયક સુકબરખાન મહારાજાને કેદ કરી પાલખીમાં બેસાડી તુલજાપુરની દિશા તરફ કૂચ કરી ગયા છે. ભાઈ, અહિંઆથી તુલજાપુરનો માર્ગ ઘણો પાસે છે, માટે તમો જો તે તરફ ઉતાવળે જાઓ તો મહારાજાનો ભેટો તમોને થઇ શકે તેમ છે. પછી તો જેવી આપની ઇચ્છા !"

આ અશુભ સમાચાર સાંભળતાં જ જોત્યાજીરાવના હોશ-કોશ ઉડી ગયા. ત્હેનાં ગાત્રો શિથિલ થવા લાગ્યાં. ત્હેને શરીરે મૂર્છા વળી, કપાળે કરચલીઓ પડી, અને આખે શરીરે પરસેવાની ઝેબેઝેબ છુટવા લાગી. તુલસીના વિશ્વાસઘાત વિષેની ત્હેની આશંકા ખરી પડી, અને પોતાના સ્વામિની નિર્દોષતા, નિખાલસતા તેમજ ભોળાપણા વિષે મનમાં ને મનમાં જ સંતાપ કરી તે રોવા લાગ્યો. તુલસીની કૃતઘ્નતા ઉપર ત્હેને ધિક્કાર આવ્યો, અને આ છળકપટ કરવા માટે તે રંડાનો અંત આણવાનો તેમ જ મોગલ સૈનિકોના બંધનમાંથી મહારાજા શંભાજીરાવને ગમે તે પ્રકારે મુક્ત કરાવવાનો તેણે દૃઢ નિશ્ચય કર્યો.

પોતાના સ્વામિના બંધનના સમાચાર મળતાં જ એણે જોત્યાજીએ વાયુવેગે બીજી કોઈ પણ જાતનો વિચાર કર્યા વિના તેમ જ

પ્રાણની પણ પરવા ન કરતાં પોતાનો ઘોડો તુલજાપુરની દિશા તરફ દોડાવી મુકયો. અર્ધોએ પ્રહર વીત્યો નહિં હશે એટલામાં તો એ મોગલ સૈનિકોની પાસે પાસે જઈ પહોંચ્યો, અને ઘોડેસ્વારોથી વીંટળાયેલી એક પાલખીને જોઈ. જોત્યાજીએ તરત જ અટકળ કરી કે આ પાલખીમાં જ મહારાજા શંભાજી કેદી તરીકે છે. આ દશ્ય જોઈ વીર જોત્યાજીરાવે મુખમુદ્રા ગંભીર કરી, તલવાર મ્યાનમાંથી બહાર કાઢી, અને છાતી ફુલાવી ઘોડાની લગામ ડાબા હાથે સખ્ત ઝાલીને ઘણા પ્રચંડ અવાજે મોગલ સૈનિકોને પડકાર કર્યો :

"સૈનિકો ! ખબરદાર ! જો તમે અહિંઆથી એક ડગલું પણ આગળ વધ્યા તો ! તમે લોકો ચોરોની માફક અમારા મહારાજા શંભાજીને છળકપટથી, દગાફટકાથી તેમ જ વિશ્વાસઘાતથી આમ કેદ કરી લઇ આવ્યા છો તે માટે તમારી બેવકુફી, હિચકારાપણું તેમજ નિર્લજ્જતા ઉપર મ્હને હસવું આવે છે. તમારી વીરતા, સાહસિકતા અને મર્દાનગી ઉપર મ્હને ધિક્કાર આવે છે, અને તમ્હારૂં આ કાયરકૃત્ય જ તમ્હારી નિર્માલ્યતા તેમ જ નિર્બળતાનું ભાન કરાવે છે. તો આક્ષણે જ મ્હારા સ્વામિને બંધનમુક્ત કરો, નહિં તો મ્હારી આ તાતી તલવારનો આસ્વાદ લેવા કટિબદ્ધ થાઓ !"

આટલા શબ્દો બોલ્યા બાદ વીર જોત્યાજીરાવ ઉત્તરની પણ પરવા કર્યા વિના, હિમંત આણી, ગર્વ સહિત મોગલ દળ પર વાઘની માફક તુટી પડયો, અને ક્રોધ તેમજ કોપના આવેશમાં તેણે જોત-જોતામાં સાત આઠ સૈનિકોને ઠાર કર્યા. મોગલ સરદારો આ દૃશ્ય વધુ સમય જોઈ શકયા નહિં. આથી તેઓ શંભાજીની પાલખી એક બાજુએ રાખી તેમજ તેના રક્ષણ માટે ઠીક બંદોબસ્ત કરી સર્વેએ ભેગા મળી વીર જોત્યાજીરાવ જે હવે શ્રમિત થયો હતો તેના ઉપર ઓચિંતો હલ્લો કર્યો. જોત્યાજીરાવ આમ ચારે તરફથી ઘેરાઇ ગયો. ઘણા દુશ્મનો સ્હામે તે એકલા શુરવીરનું શું ગજું ! આમ હોવા છતાં પણ મરતાં મરતાં તેણે પોતાની વીરતા તેમજ સાહસિકતાનો ઉત્તમ પરિચય

મોગલોને કરી બતલાવ્યો. જ્યારે તે ઘણો ઘાયલ થયો, અને અંતે ઘાનું દુઃખ ઘણું અસહ્ય થઈ પડયું ત્યારે તે મૂર્ચ્છા ખાઇ પૃથ્વી ઉપર પડયો. પોતે આમ સર્વ પ્રકારે નિસ્સહાય હોવાથી ત્હેના હૃદયમાં દારૂણ દુઃખ થયું; મહારાજા શંભાજીનું હિત તેમજ સ્થિતિ સાંભરી આવતાં તેનાથી રોવાઈ જવાયું, અને તે ધીમે ધીમે બોલવા લાગ્યો :

"અન્નદાતાજી! મ્હારા સ્વામિન્! મ્હારા હૃદયના દિલદાર! મ્હને મૃત્યુની લેશ પણ ભીતિ તેમજ ચિન્તા નથી. કારણ કે મ્હેં મ્હારા પ્રાણ મ્હારા સ્વામિના રક્ષણ માટે ત્યજવાની પ્રતિજ્ઞા લીધેલી છે, અને તે પ્રતિજ્ઞા આજે ફળીભૂત થઈ છે તેથી મ્હને ગર્વ તેમજ આનન્દનો ઉમળકો આવે છે. પણ મહારાજ! મ્હને એક જ દુઃખ મ્હારી અંતિમ વેળાએ સાલે છે, અને તે એ કે હું શત્રુઓનો પરાભવ કરી આપને બંધનમુક્ત કરી ન શકયો."

આટલું બોલી જોત્યાજીરાવ ડુસકે ડુસકે રોવા લાગ્યો. તેના મુખમાં ડીબો આવ્યો છતાં પણ ધૈર્ય ધારી તે બોલવા લાગ્યો :

"અન્નદાતાજી! આપની સ્થિતિ મોગલ દરબારમાં કેટલી દુઃખાવહ અને દયાજનક થશે તેનો મ્હને આજે ઝાંખો પરિચય થાય છે. મહારાજ! આપના બંધનથી સમસ્ત મહારાષ્ટ્ર સ્મશાનવત થશે. મહારાષ્ટ્રની સ્વતંત્રતા હવે સદાને માટે ગુલામીના જંજીર નીચે જકડાયેલી રહેશે. મહારાષ્ટ્રની પ્રજાનાં સુખ સમ્પતિ હવે સદાને માટે નષ્ટ થશે. મહારાષ્ટ્રીય લલનાઓનાં સૌભાગ્ય સદાને માટે રંજાડાશે. મહારાજ! તમ્હારા બંધનથી મહારાષ્ટ્રની સંસ્કૃતિ જડમૂળથી ઉખડી જશે. મહારાષ્ટ્ર કે જ્યાં હિંદુ સામ્રાજ્યનું નિશાન ફરકતું હતું ત્યાં ધર્માન્ધ ઔરંગઝેબ રાજ્ય કરશે. મહારાષ્ટ્રની ભવિષ્યની સ્થિતિનો વિચાર કરતાં મ્હારા હૃદયના કટકા થાય છે. મ્હારી એકજ વિનતી છે, અને તે એ કે આ સેવકે આપ મહારાજની જીવનપર્યંત જે સેવાસુશ્રુષા કરી છે, તેમજ રાત દિવસ આપની ચાકરી ઉઠાવી છે તેના બદલમાં મરતી

વખતે મ્હને આપનાં દર્શન કરાવો. તો ઉઠો, ઉઠો, મહારાજ! મ્હારી આ અંતિમ અભિલાષા પરિપૂર્ણ કરો. પણ હાય! હવે એ દિવસ ક્યાંથી? બસ! હવે બસ!" આટલું બોલતાં બોલતાં તો જોત્યાજીરાવને મૂર્છા આવી અને બેશુદ્ધ જેવા થઇ ગયા.

શંભાજીરાવ આ સમયે પણ મદિરાની નિશામાં ચકચૂર થઈ પાલખીમાં બેશુદ્ધ થઇ પડયા હતા, પણ એકાએક પાલખીના ખડખડાટના અવાજથી, જોત્યાજી અને મોગલ સૈનિકો વચ્ચે ચાલેલી જીવલેણ ઝપાઝપીથી, તેમજ પોતાના સ્વામિનિષ્ઠ સેવકના પરિચિત અવાજના ઉદ્‌ગારથી ત્હેને એકદમ શુદ્ધિ આવી. પોતાની દયાજનક સ્થિતિનું ત્હેને ભાન થયું, અને જોત્યાજીની દુઃખદ સ્થિતિ જોઇ, ત્હેને મરણાસન્ન દેખી ત્હેની આંખમાંથી અશ્રુ આવી ગયાં; અને ધૈર્ય લાવી ગદ્‌ગદ્‌ કંઠે તે કહેવા લાગ્યા:

"વીર જોત્યાજી! ધન્ય છે ત્હારી વીરતા તેમજ સાહસિક વૃત્તિને! ધન્ય છે ત્હારી સ્વામિભક્તિને! ધન્ય છે ત્હારા અસાધારણ રણકૌશલ્યને, અપરિસીમ સ્વદેશપ્રેમને, અનેરી નિઃસ્વાર્થ કર્તવ્યનિષ્ઠાને. ધન્ય છે ત્હારા ત્યાગને અને સ્વદેશાભિમાનને!

"વીર જોત્યાજી! ધન્ય છે ત્હારી જાતિ અને કુળને! ધન્ય છે સમસ્ત હિંદુ જાત અને મહારાષ્ટ્ર દેશને કે જ્યાં ત્હારા જેવા અલૌકિક નરપુંગવો ઉત્પન્ન થઈ પોતાના પ્રાણની પણ પરવા ન કરતાં પોતાના માલીકને માટે આખું જીવન અર્પણ કરી દે છે! વીર જોત્યાજી! ત્હેં ત્હારા સંબંધીઓની તેમજ દેહની લગાર પણ પરવા કર્યા વિના મ્હારા પ્રાણના રક્ષણાર્થે ત્હારી કાયા હોમી દીધી છે. ભાઇ! ત્હારી આ એકનિષ્ઠ સેવાથી સમસ્ત મહારાષ્ટ્ર ત્હારા જન્મ તેમજ મરણમાં ગર્વ લેશે, અને મ્હારા જેવા વિવેકભ્રષ્ટ, વિચારશૂન્ય, દુરાગ્રહી તેમજ દુર્વ્યસની અને નિર્લજ્જ સ્વામિની રક્ષા માટે પ્રાણ અર્પવા ત્હને શતશઃ ધન્યવાદ આપશે."

"ભાઈ જોત્યા ! મ્હારે લીધે આજ સુધી ત્હારે કેટલીયે આપત્તિઓ સહન કરવી પડી છે તે તો હું અને તું જ જાણી શકીએ એમ છે. મ્હારી ખાતર તેં જેટલું કષ્ટ સહન કર્યું છે, તેટલું ભાગ્યે જ કોઈ પણ સેવકે તેના સ્વામિ માટે સહન કર્યું હશે ! ભાઈ ! આમ કર્યાં છતાં પણ હું અંતે ત્હને સંતોષ આપવાને અસમર્થ નીવડયો ! ત્હારૂં મૃત્યુ અને મ્હારો બંદિવાસ ! આના કરતાં વિશેષ પરતંત્રી તેમજ વિશેષ દુઃખકર બીજું શું હોઇ શકે ?

"વીર જોત્યાજી ! મ્હેં મુસલમાનોનું જે દાસત્વ સ્વીકાર્યું છે તે કેવળ મ્હારા વ્યસનના જ પરિણામે ! એમાં બીજાનો શો દોષ ? છતાં પણ ભાઇ ! ત્હારી સ્વામિનિષ્ઠા, અતુલ પરાક્રમ, તેમજ ત્હારૂં શૌર્ય જોઈ મ્હને ઘણો આનંદ થયો છે. મ્હારા દુઃખના અને આપત્તિના સમયમાં પણ મ્હને ગર્વ પમાડે એવું ત્હારૂં શૌર્ય જોઇ હું મ્હારૂં દુઃખ ભૂલી જાઉં છું. જ્યાં સુધી મહારાષ્ટ્રમાં ત્હારા જેવા સાચા સેવકો અને સલાહકારો હશે ત્યાં સુધી મહારાષ્ટ્રની સ્વતંત્રતા અવશ્ય સ્થાયી રહેશે. ત્હારૂં રણકૌશલ્ય તેમજ ત્હારો પ્રાણાર્પણ સદાને માટે મહારાષ્ટ્રીય ઇતિહાસમાં સુવર્ણ અક્ષરે લખાઇ રહેશે. ત્હારૂં નામ સાંભળતાં જ મહારાષ્ટ્રીય પ્રજાનું હૃદય આનંદ તેમજ દેશાભિમાનના ઉમળકાથી ઉભરાઇ જશે. બસ, આ જ મ્હારો સંતોષ છે—આ જ મ્હારો આનંદ છે.

"છતાં પણ મ્હારા સ્વામિનિષ્ઠ સેવક ! જો ત્હારી ઇચ્છાનુસાર જ હું પ્રથમથી વર્ત્યો હોત તો મ્હારી, ત્હારી તેમજ સમસ્ત મહારાષ્ટ્રની આવી દુર્દશા ન જ થાત ! પણ દુર્બુદ્ધિ એવા મ્હેં વારંવાર ત્હારી આદર્શ આજ્ઞાનું ઉલંઘન કરી ત્હારી ચેતવણીની અવગણના કરી અને તેમ કરવા માટે મ્હને આ યોગ્ય જ ફળ પ્રાપ્ત થયું છે."

શંભાજીરાવ પોતાની પાલખીમાંથી બેઠા થઈ જોત્યાજીરાવને આમ આશ્વાસન આપતા હતા એટલામાં તો મોગલ સૈનિકો આવી લાગ્યા અને પાલખી જમીન ઉપરથી ઉપાડી લઇ તુલજાપુરની દિશાએ ચાલી

નીકળ્યા. વીર જોત્યાજીરાવ આ દુઃખદ તેમજ કરૂણોત્પાદક ઘટના અશ્રુપૂર્ણ નયને નિહાળતાં આંખો બંધ કરી તરત જ પંચત્વગતિને પામ્યા.

થોડા દિવસ પછી દિલ્હીનરેશ ઔરંગઝેબે પણ શંભાજીરાવનો ઘણી જ ક્રુર તેમજ નિર્દય રીતે વધ કરાવ્યો.

સમયની પણ કેવી વિચિત્ર ગતિ છે! જે મહારાષ્ટ્રકેસરી છત્રપતિ શિવાજી મહારાજના ભયથી ઔરંગઝેબ જેવા મોગલ શાહેનશાહને ઘડીભર સુખેથી નિદ્રા આવતી નહોતી, જેનો ત્રાસ તેમ જ અસ્તિત્વ ઔરંગઝેબને હરહમેશ કંટક સમાન લાગ્યા કરતું; વળી, જેને જીતવા તેમ જ વશ કરવા જેણે અનેકાનેક યુક્તિપ્રયુક્તિઓ, કાવાદાવા તેમ જ પ્રપંચો રચ્યા હતા, અને જે આ સર્વે પ્રયાસોમાં નિષ્ફળ નીવડયો હતો; જેને પોતાનો તાબેદાર બનાવવા ઔરંગઝેબે પોતાના જાનમાલની, તેમ જ હજારો સૈનિકોની ખુવારી કરી નાંખી હતી, અને જેના માટે તેને વીસ વીસ વર્ષોથી દિલ્હી છોડવું પડયું હતું, જેના માટે સમસ્ત મોગલ શહેનશાહત ડાલમડોલ થઇ રહી હતી, તે શિવાજી મહારાજના સમયનો મરાઠાઓનો ગર્વ, આનંદ અને ગૌરવનો દિવસ કયાં અને આજે તેજ નરશાર્દૂલ શિવાજીના જયેષ્ઠ પુત્રનો શોચનીય તેમ જ હૃદયવિદારક અંત કયાં? શિવાજી પછી ભારત માતાના દેદીપ્યમાન ભાલ ઉપર સ્વતંત્રતાનો ઝગઝગતો મુકુટ-મણિ પહેરાવનાર કોઇ શુરવીર યોદ્ધો રહ્યો નહિં.

વારૂણી અને વારાઙ્ગનાના વ્યસનમાં લીન થનારા પુરૂષોના જીવનનાં પરિણામો સ્વાભાવિક રીતે જ આમ દયાજનક, દુઃખી અને હાસ્યાસ્પદ આવે છે, એ નિર્વિવાદ છે. તેમજ જોત્યાજીરાવ જેવા સાચા સ્વામીભક્ત વીરનરો પણ વીરલા પાકે છે.

---

# વીર દુર્ગાદાસ અથવા મારવાડનો પુનરૂદ્ધાર.

## ( ૧ )

પોતાની માનીતી બેગમ મુમતાજ માટે ભવ્ય તાજમહાલ બંધાવનાર, દિલ્હી શહેરને કલાત્મક મહેલોથી સુશોભિત કરનાર, મયૂરાસનનો માલીક, વિલાસપ્રિય, કલાપ્રિય અને શાંતિપ્રિય શાહજહાં પોતાની વૃદ્ધાવસ્થામાં કેદખાનામાં રીબાઈ રીબાઈને મૃત્યુ પામ્યો હતો. તેના મૃત્યુથી જ મોગલાઈનો સૂર્ય અસ્ત થવા માંડયો હતો.

શાહજહાં પછી શહેનશાહ ઔરંગઝેબ દિલ્હીની ગાદીએ તખ્તનશીન થયો. તેણે પોતાના બાપને કેદમાં પૂરીને, ભાઈઓને હાથીના પગ તળે ચગદાવીને અને ભત્રીજાઓને ઝેર આપીને રાજ્યગાદી સર કરી હતી. એક સેનાની તરીકે તે અદ્ભુત હતો, બુદ્ધિમત્તામાં તે અજોડ હતો, પણ રાજનીતિમાં તે કાચો હતો. ધર્મની બાબતમાં તેના વિચારો ઘણા સંકુચિત હતા. તે સાદો, સરળ અને પ્રમાણિક હતો, પણ તેની સાથે તે ઝનુની, જુલ્મી અને ક્રૂર હતો.

ઔરંગઝેબના સમયથી જ મોગલ શહેનશાહતની અધોગતિનાં મંડાણ મંડાઈ ચુકયાં હતાં. શહેનશાહતની સ્થિતિ ડાલમડોલ થઈ રહી હતી. આખું રાજસ્થાન તેની રાજનીતિથી કંટાળી ગયું હતું. જજીઆવેરાથી તેમ જ જાત્રાળુઓ પર નાંખેલા અન્યાયી કરથી, તેમ જ હિંદુઓને શાહી નોકરીમાંથી બાતલ કર્યાથી બધી હિન્દુ પ્રજા તેના પર રોષે ભરાઈ હતી.

દક્ષિણમાં મરાઠાઓએ શિવાજી મહારાજની સરદારી હેઠળ માથું ઉચકી મોગલ શહેનશાહતને સખત ફટકો લગાવ્યો હતો.

વળી, દક્ષિણમાં આવેલાં બિજાપુર અને ગોવળકોંડાનાં મુસલમાની રાજ્યો અને શહેનશાહ ઔરંગઝેબ વચ્ચે ધાર્મિક મતભેદ હોવાથી તેઓ વચ્ચે હરહમેશ ચકમક ઝરતી હતી, અને જ્યારે ઔરંગઝેબે આ બે મુસલમાની રાજ્યોનો નાશ કર્યો ત્યારે મરાઠાઓ વધારે સ્વતંત્ર થયા. તેમનાપર જે અંકુશ હતો તે આમ નષ્ટ થયો, અને આ બે રાજ્યોના હારેલા મુસલમાનો મરાઠાઓને જઈ મળ્યા. આમ ઔરંગઝેબે પોતાના હાથે જ પોતાના પગ પર કુહાડી મારી અને મરાઠાઓને સ્વતંત્ર કર્યા. વળી, શિખો અને સતરામીઓ પણ પોતાની સ્વતંત્રતા મેળવવા કટિબદ્ધ થયા હતા, અને યોગ્ય તકની રાહ જોતા બેઠા હતા.

ગાદીએ આવ્યા પછી પણ શહેનશાહ ઔરંગઝેબે પોતાની રાજ્ય તેમ જ ધર્મનીતિમાં જરા પણ ફેરફાર કર્યો નહિ. તેણે હિંદુઓને સનદી નોકરીમાંથી કાઢી મુકયા. હિંદુઓ પર અન્યાયી જજીઆવેરો નાંખ્યો, હિંદુમંદિરો તોડી પાડી ત્યાં નવેસરથી મસ્જીદો બંધાવી, હિંદુઓનાં ધર્મપુસ્તકોને જ્યાં ત્યાંથી મેળવી પાણીમાં બોળ્યાં, અને હિંદુ પ્રજા ઉપર સખત અત્યાચારો કરવા માંડયા. તેની આવી સંકુચિત ધાર્મિક નીતિથી, તેમ જ અવિશ્વાસથી મોગલાઈ ડુબી. જે મોગલ સામ્રાજ્ય શાહજહાંના સમયમાં જાહોજલાલીને ટોચે પહોંચ્યું હતું, જે સામ્રાજ્યે શિલ્પ, સ્થાપત્ય અને કળાની દિશામાં પહેલ કરી હતી, જે સામ્રાજ્યમાં હિંદુ અને મુસલમાન એકદીલીથી રહેતા હતા, જે સામ્રાજ્યમાં સર્વધર્મીઓને ધાર્મિક ઉદારતા બક્ષવામાં આવી હતી, તે જ મોગલોનું જ્વલંત અને બળવાન સામ્રાજ્ય, તે વંશના અંતિમ રાજાની સંકુચિત ધાર્મિક નીતિથી છિન્નભિન્ન થઇ ગયું: કાગળના ઘરની માફક તે તુટી પડયું, અને અન્તે તેનું નામનિશાન પણ રહેવા પામ્યું નહિ.

તે સમયે મારવાડ મોગલોને તાબે હતું. મારવાડનો રાજા

જશવંતસિંહ મોગલોના સુબા તરીકે જોધપૂરમાં રાજ્ય અમલ ચલાવતો હતો. ઔરંગઝેબને મારવાડને નાવારસ કરી ખાલસા કરવું હતું. એથી તેણે જશવંતસિંહને કાબુલમાં સુબેદાર તરીકે મોકલ્યો. જ્યાં અફઘાનોનો બળવો શમાવતાં તેમના બે પુત્રો માર્યા ગયા હતા. ત્યાર બાદ ઔરંગઝેબે મહારાજા જશવંતસિંહના પાટવીકુંવર પ્રથીસિંહનો પણ છળકપટથી અંત આણ્યો હતો. આ જ અરસામાં વૃદ્ધાવસ્થાને લીધે, તેમ જ પોતાના ત્રણ ત્રણ પુત્રોને પોતાની આંખ આગળ મરણ પામેલા જોવાથી મહારાજા જશવંતસિંહની પ્રકૃતિ દિનપ્રતિદિન બગડતી ગઇ, અને પોતાની પાછળ કોઈ પણ રાજ્યવારસ ન રહેવાથી શહેનશાહ જોધપૂરનું રાજ્ય ખાલસા કરશે એમ જાણી તેઓ ભારે ચિન્તા કરવા લાગ્યા. આથી મૃત્યુ સમયે તેઓએ પોતાના સરદારોને બોલાવીને મારવાડની સ્વતંત્રતાનું ગમે તે ભોગે રક્ષણ કરવાનું અને પોતાની પટ્ટરાણી મહામાયા જે ગર્ભવંતી હતી તેને જો પુત્ર અવતરે તો તે પુત્રની એકનિષ્ઠાથી સેવા કરી મોગલો પર વેર લેવાનું કહી આખરે કાબુલમાં દેહ છોડયો.

મહારાજા જશવંતસિંહની પાસે ઘણા વફાદાર, પ્રમાણિક અને નિમકહલાલ બાર સરદારો હતા; પરંતુ તે સર્વેમાં વીર દુર્ગાદાસ મુખ્ય હતો. તે કલ્યાણગઢનો ઠાકોર હતો, અને તે રગેરગમાં શુદ્ધ ક્ષત્રિય હતો. તે મારવાડને મોગલોના જુલમમાંથી મુક્ત કરવાને જ જન્મ્યો હતો. તેનામાં રાણા સંગનું શૌર્યબળ હતું, પ્રતાપસિંહની સ્વદેશપ્રેમની ભાવના હતી અને રાણા રાજસિંહની યુદ્ધનીતિ હતી.

આ સમયે તેની ઉંમર છત્રીસ વર્ષની હતી અને તેની પ્રકૃતિ શાંત તથા ઠરેલ હતી. તે ઘણી દીર્ઘદ્રષ્ટિવાળો હતો. દિવામાં પતંગીયાં ઝંપલાવે છે તેની પેઠે ઝંપલાવે તેવો તે અવિચારી ન હતો સંકટના સમયે કુનેહથી કામ કેવી રીતે કાઢી લેવું એ તે સારી પેઠે જાણતો હતો. રાજપૂતોની પેઠે તે કેવળ માત્ર કલ્પનાવાદી તેમ જ આશાવાદી ન હતો, પણ વ્યવહારકુશળ તેમ જ ભારે સમય સૂચકતાવાળો હતો.

તેની પ્રતિભા ઘણી આકર્ષક હતી. તેનો ચ્હેરો લંબગોળ અને તેજસ્વી હતો. તેની આંખો વિશાળ તેમજ ચળકતી હતી. તેના ગાલ ગુલાબી હતા, તેમજ કપાળ મ્હોટું અને ભવ્ય હતું. તેનો બાંધો ઘણો મજબુત હતો. સામે જોનારને તે પોતાની પ્રતિભાથી આંજી નાંખતો. તેને જોતાં જ કાયરો ન્હાસી છૂટતા. આમ છતાં તે ક્રૂર ન હતો. હથિયાર વગરના માણસો પર તે કદાપિ હાથ ઉગામતો નહિં. અબળાઓનું રક્ષણ કરવામાં તે એક્કો હતો. તેની નારિપ્રતિષ્ઠાની ભાવના ઘણી ઉન્નત હતી. ધર્મની બાબતમાં તે બહુ આગ્રહી ન હતો. સ્ત્રીઓના શીયળની રક્ષા કરવા માટે તે પોતાનું સર્વસ્વ સ્વાહા કરી દેવા તૈયાર થતો.

તે અદ્‌ભુત સંયમી હતો. ગમે તેવાં પ્રલોભનોથી તેમજ લાલચોથી તે ચળતો નહિં. દેવાઙ્ગના સમી રૂપસુંદરીઓ તેનો પ્યાર જીતવા માટે મરી ફિટતી; તેમજ બાદશાહની રાણીઓ તેના ભુજપિંજરમાં સમાઇ જવા યત્નો કરતી, એ સર્વેનો દુર્ગાદાસ નકારમાં જ જવાબ વાળતો, અને તેઓને માબ્હેન તરીકે માન આપી અનેક રીતે સમજણ આપી, ખરો ધર્મ બતાવી. પાછો વાળતો.

તે હરહમેશ સુસજ્જીત રહેતો. તે હંમેશાં હાથમાં ઢાલ, તલવાર, ભાલો ને બરછી રાખતો. ઘણીયે વખત તે ઘોડા ઉપર જ ખાતો અને ઘોડા ઉપર જ શયન કરતો. ટાઢ, તડકો તેમજ પર્વત કે જંગલની તે દરકાર ન કરતો. તેના બાહુબળમાં તેને ઘણો વિશ્વાસ હતો. આથી ગમે તેવા સંજોગોમાં તે પોતાનું રક્ષણ કરી શકતો.

તેની કીર્તિ આખા રાજસ્થાનમાં ફેલાઇ હતી. ઉદેપુરના મહારાણા રાજસિંહ તો તેના શૌર્ય અને સાહસિકતા પર ઘણા મુગ્ધ હતા, અને અણીને પ્રસંગે તેને સહાય કરવાને તૈયાર હતા. મરાઠાઓમાં પણ તેના શૌર્યનાં વખાણ થતાં હતાં. શિખો પણ તેની પ્રશંસા કરતા. ખુદ લાહોર અને કાબુલમાં પણ તેની ખ્યાતિ ફેલાઇ હતી.

મારવાડની પવિત્ર તેમજ સ્વતંત્રભૂમિને મોગલોના પગ તળે કચરાતી જોતાં તેનો અકલંકિત આત્મા કકળી ઉઠતો. 'હું મરૂ દેશને મોગલો વિનાનો કરીશ ત્યારે જ મ્હારી તલવાર મ્યાન કરીશ.' એવી તેણે પ્રતિજ્ઞા લીધી હતી. અર્થાત્ મારવાડની પરાધીનતા તેને કંટક સમાન દુઃખરૂપ હતી.

તેણે મોગલો સ્હામે બ્હારવટું લીધું હતું. મારવાડમાંથી મોગલોને મારી હઠાવી, ત્યાં રાઠોડોનું રાજ્ય સ્થાપવા તે મેદાને પડયો હતો. મારવાડની સ્વતંત્રતાનાં જ તે રાતદિવસ સ્વપ્નાં સેવતો, અને મોગલ સામ્રાજ્ય પાસેથી મારવાડની સ્વતંત્રતા મેળવવા તે અનેકાનેક તર્ક-વિતર્કો કરતો.

મહારાજા જશવંતસિંહના મૃત્યુ સમયે તે કાબુલમાં હાજર હતો, અને મૃત્યુ સમયે મહારાજે જે સૂચનાઓ આપી હતી તે તેણે ધ્યાનપૂર્વક સાંભળી હતી; અને તે સૂચનાઓનું અક્ષરશઃ પાલન પ્રાણના પણ ભોગે કરવાનું તેણે મહારાજાને વચન આપ્યું હતું. આથી જ મહારાજાનો દેહોત્સર્ગ શાંતિથી થવા પામ્યો હતો.

જશવંતસિંહના મૃત્યુ પછી તેની સઘળી રાણીઓ સતી થઇ હતી; પણ દુર્ગાદાસના આગ્રહથી મહારાજાની પટ્ટરાણી મહામાયા જે ગર્ભવંતી હતી તે જીવતી રહી. તેને પુરા દિવસે એક પુત્ર પ્રસવ્યો. તેનું નામ અજીતસિંહ રાખવામાં આવ્યું. દુર્ગાદાસે રાજાના આ પુત્રને ઘણી સંભાળથી ઉછેર્યો.

દિલ્હીમાં જ્યારે શહેનશાહ ઔરંગઝેબને જશવંતસિંહના મૃત્યુના સમાચાર મળ્યા ત્યારે તેના આનંદનો પાર રહ્યો નહિં. પોતાની લાંબા સમયની મુરાદ હવે બર આવશે એમ સમજી તે મનમાં જ મલકાવા લાગ્યો. તેણે મારવાડના રાજ્યને નાવારસ જાહેર કરી ખાલસા કર્યું, અને ત્યાં એક મુસલમાન સુબેદાર નીમ્યો. આ મુસલમાન સુબેદાર જ મારવાડનો ધણીરણી થઇ પડયો.

મારવાડમાં મોગલાઇ અમલ-દાખલ થઇ ગયો. આ મોગલાઈ અમલે કાળો કેર વર્તાવી મુક્યો. મારવાડની કાયર પ્રજા મુંગે મ્હોડે આ બધું સહન કરવા લાગી. કોઇથી પણ આ અત્યાચાર, જુલમ અને પરિતાપ સ્હામે માથું ઉંચું કરી શકાયું નહિં. હિન્દુઓની વહુ દીકરીઓનું અપમાન ધોળે દિવસે થવા લાગ્યું, છતાં પણ હિન્દુથી બોલી શકાતું નહિં.

જશવંતસિંહ મહારાજના વડિલ બંધુ અમરસિંહનો પુત્ર નાગોરવાળો ઇંદ્રસિંહ પણ ઔરંગઝેબને મળી ગયો હતો. તેણે પોતાની સ્વતંત્રતા વેચી દીધી હતી.

જે મારવાડી રાજપૂતો જશવંતસિંહની સરદારી હેઠળ મુસલમાનો-ની સ્હામે મારવાડના મેદાનોમાં, ગંગા જમનાના કાંઠા ઉપર મારવાડના રણમાં કે લાહોર, કાબુલ અને પેશાવરના પહાડી પ્રદેશોમાં સિંહની પેઠે તુટી પડતા, જે મારવાડીઓ ભયનું નામનિશાન પણ ન જાણતા, તેમ જ જેઓ પીઠ બતાવવાનો તો સ્વપ્ને પણ વિચાર ન કરતા, જેઓ તોપો સ્હામે નિર્ભયતાથી ઝઝુમતા, તે મારવાડીઓને આમ નિર્વીર્ય, કાયર અને હતાશ થયેલા જોઈ દુર્ગાદાસ નિરાશ થયો. તેના ક્રોધનો પાર રહ્યો નહિં. તેણે મારવાડીઓમાં ઉત્સાહ અને ચેતન આણવાનો નિશ્ચય કર્યો. મારવાડની પ્રજાને રણરસિયેલ બનાવવા તે તૈયાર થયો.

પણ જ્યારે શહેનશાહ ઔરંગઝેબને બાળકુંવર અજીતસિંહના જન્મના સમાચાર મળ્યા ત્યારે તેના ક્રોધની તેમજ ચિંતાની સીમા રહી નહિં. મારવાડ પચાવી પાડવાની તેની મહત્વાકાંક્ષા આથી ધૂળમાં મળી એમ સમજી તેણે બાળક અજીતનો અંત આણવા એક યુક્તિ રચી. તેણે અજીતસિંહને તેની મા સાથે દિલ્હી આવવાની આજ્ઞા કરી.

શહેનશાહની આજ્ઞાને માન આપી વીર દુર્ગાદાસ પોતાના વિશ્વાસુ માણસોની સાથે મહારાણી મહામાયા અને રાજકુંવર અજીતને લઈ દિલ્હી આવી પહોંચ્યો. દિલ્હી પહોંચતાં શહેનશાહે દુર્ગાદાસને કહાવ્યું કે :

"મહારાજા જશવંતસિંહનાં બાળકુંવર અજીતસિંહને હમોને સ્વાધીન કરો. એક રાજકુંવરને ઘટે તેવી રીતે મોગલ દરબારમાં તેનું લાલનપાલન કરવામાં આવશે, અને જ્યારે તે ઉંમર લાયક થશે ત્યારે જોધપૂરની રાજગાદીએ તેનો રાજ્યાભિષેક કરવામાં આવશે!"

વીર દુર્ગાદાસ ઔરંગઝેબનો ગુપ્ત તેમ જ દુષ્ટ આશય સમજી ગયો. જે બાદશાહે જશવંતસિંહને દેશવટો દીધો હતો, જેણે તેના એક પુત્રને ઝેરીલો પોશાક પહેરાવી મારી નાંખ્યો હતો, અને જેણે મારવાડના રાજ્યને નાવારસ જાહેર કર્યું હતું, તે જ બાદશાહ જશવંતસિંહ મહારાજના બાળપુત્ર તરફ આટલી બધી લાગણી દર્શાવે એ જ તેને સારૂં લાગતું ન હતું. વીર દુર્ગાદાસ ઘણો દીર્ઘદર્શી હતો. આથી તેણે શહેનશાહને યોગ્ય જવાબ આપતાં જણાવ્યું:

"શહેનશાહ! હમારો બાળકુંવર હજુ ધાવણો છે, આવી સ્થિતિમાં તેને તેની માતાથી છૂટો પાડવો એ ખરેખર અશક્ય છે. હિંદુ ધર્મ પ્રમાણે હમારાં રાણી સાહેબ મોગલ દરબારમાં રહી શકે નહિં, માટે તમ્હો જે માગણી કરો છો તે માગણીનો અમલ હમારાથી થઇ શકે એમ નથી."

દુર્ગાદાસનો ઉત્તર સાંભળી આ ક્રોધી બાદશાહના ક્રોધને ઘણો ઉછાળો આવ્યો. તેણે બળાત્કારે પણ બાળકને કબજે કરવાનો નિશ્ચય કર્યો. તેનો વિચાર બાળક અજીતને મારી નાંખી મારવાડની ગાદી પોતાના હસ્તક કાયમ માટે રાખવાનો હતો. આમાં દુર્ગાદાસ તેને અંતરાયરૂપ લાગતાં તેનો પણ ઘાટ ઘડવાનો તેણે વિચાર કર્યો. તેણે ફરીથી દુર્ગાદાસને કહાવ્યું કે:

"ચોવીસ કલાકમાં બાળક અજીતને તેની માતા સાથે હમોને સ્વાધીન કરો, નહિં તો યુદ્ધ કરવાને તૈયાર થાઓ!"

દુર્ગાદાસે શહેનશાહની આજ્ઞાનો ઇન્કાર કર્યો,અને યુદ્ધ માટે તૈયારી કરી. દુર્ગાદાસે પોતાના સરદારોને બોલાવી કહ્યું:

"ભાઇઓ ! બાળક કુમાર અજીતને તેમ જ મહારાણી મહામાયાને ગિરફતાર કરવાનો શહેનશાહે નિશ્ચય કર્યો છે. મોગલસેના હમણાં જ આપણા મહેલને ઘેરો ઘાલશે, તો જેઓ મરવાને તૈયાર હોય તેઓ એકદમ કટિબદ્ધ થાઓ ! "

આ સાંભળી સર્વે સરદારોએ ઉત્તર વાળ્યો :

"મહારાણીની રક્ષા હમો પ્રાણના પણ ભોગે કરીશું. હમો સઘળા આ યુદ્ધમાં ખપી જશું પણ મારવાડના ભવિષ્યના રાજાને કદાપિ પણ મોગલ બાદશાહના હાથમાં જવા દેશું નહિં. તેમના પ્રાણની રક્ષા માટે તો હમો આજ સુધી જીવી રહ્યા છીએ ! "

દુર્ગાદાસે કહ્યું :

"ભાઇઓ ! તમ્હારી હિંમત તેમ જ સાહસિકતા માટે મ્હને ઘણું માન છે, પણ અહિંઆ આપણે કુનેહથી કામ લેવાનું છે. મોગલોની અસંખ્ય સેના આગળ આપણે ગણ્યાગાંઠયા મારૂ સરદારો શા વિશાતમાં છીએ ? માટે આપણે કોઈ પણ પ્રકારે યુદ્ધ શરૂ થાય તે પહેલાં મહારાણી તેમ જ કુંવરને કોઈ નિર્ભય સ્થાને મોકલી દેવાં જોઇએ કે જેથી આપણે યુદ્ધ કરતી વેળા નિશ્ચિંત રહીએ. જો મહારાણી બચવા પામશે તો ભવિષ્યમાં તે પોતાના પુત્રને સ્વદેશાભિમાનના મંત્રોથી વાકેફગાર કરશે, અને તેના પિતાનું વેર લેવા કુંવરને પ્રેરશે ! "

દુર્ગાદાસનાં વાકયો સાંભળી મહારાણી મહામાયા જે પાસેના જ ખંડમાં હતી તે ત્યાં આવી અને સર્વે સરદારોને સંબોધી કહેવા લાગી :

"મ્હારા વ્હાલા સરદારો ! તમ્હો તમ્હારી મહારાણીની જરા પણ ચિન્તા કરશો નહિં. તમ્હો ફક્ત મારવાડના ભવિષ્યના રાજાનું રક્ષણ કરો. એનું રક્ષણ કરવાથી જ એક દિવસ મારવાડ સ્વતંત્ર થશે. હવે મ્હને આ સંસારમાં જરા પણ મોહ રહ્યો નથી. મ્હારે સતી

દુર્ગાદાસનો નિશ્ચય જાણી મુકુંદદાને કહ્યું :

"કુમારના રક્ષણ માટે એક ઉપાય મ્હને સુઝે છે, અને તે એ કે બાળક અજીતને એક મદારીના કરંડીઆમાં સુવાડવા અને કોઇને પણ શંકા ન આવે તેવી રીતે તેને દિલ્હી બહાર લઈ જવા. ત્યાંથી તેમને મારવાડમાં ન રાખતાં શીરોહીના રાજ્યમાં આવેલા અર્બુદ પર્વત પર છુપા વેશે રાખીને ઉછેરવા, કે જેથી કોઇ પણ પ્રકારે તેમના જીવનને આંચ આવે નહિં. મ્હારો એક વફાદાર મુસલમાન મિત્ર છે તે જરૂર આ કાર્ય કરશે અને ઘણી સહિસલામતિથી બાળકુંવર અજીતને દિલ્હીની બહાર લઇ જશે. પછીથી અર્બુદ પર્વત પર એને ઉછેરવાનું તેમ જ મ્હોટા કરી યોગ્ય લશ્કરી તાલીમ આપવાનું કામ મ્હારૂં છે."

વીર દુર્ગાદાસને આ યુક્તિ ઘણી સરસ લાગી. રાણીએ પણ તેને બહાલી આપી એટલે તરત જ બાળક અજીતને મદારીના કરંડીઆમાં સુવાડી રવાના કરવામાં આવ્યો. મુકુંદદાન બનતી ઉતાવળે દિલ્હી છોડી અર્બુદ પર્વતની તળેટીમાં જઇ પહોંચ્યો, અને શીરોહી રાજ્યમાં આવેલા ડોડવા ગામમાં જઇ ત્યાંના બ્રાહ્મણ જયદેવને ત્યાં બાળક અજીત સાથે રહ્યો.

દિલ્હીમાં ઔરંગઝેબે જશવંતસિંહના મહેલને ઘેરો ઘાલવાનો હુકમ કર્યો. આ સમયે મારૂ સરદારો કેવળ ગણ્યાગાંઠયા જ હતા. પણ બાળકુંવર અજીત સહિસલામત રીતે વિદાય થઇ ગયો હતો તેથી તેઓ ઉત્સાહી થયા અને મોગલ સેનાને ભેટવાને તૈયાર થયા.

મહારાણી પણ સુસજ્જિત થઇને મોગલોને પોતાની શમશેરનું પાણી બતલાવવાને તૈયાર થઈ.

જોતજોતામાં મોગલો આવી પહોંચ્યા. તેઓ જશવંતસિંહના મહેલને ઘેરો ઘાલે એટલામાં જ આ શુરા રાજપૂતો તે અસાવધ મોગલો પર તુટી પડયા. તેઓએ મોગલ સેનાનો કચ્ચરઘાણ વાળ્યો, અને મુસલમાનોને હાથતાળી આપી વીર દુર્ગાદાસ, મહારાણી અને બીજા ૭ સાત સરદારો બહાદુરીથી દિલ્હીમાંથી છટકી ગયા.

તેઓ ઘાયલ થયા હતા, પણ મહા મહેનતે દિલ્હીમાંથી છટકી શકયા હતા. આવા સહિસલામત છૂટકારા માટે દુર્ગાદાસને ઘણો આનંદ થયો. તેઓ શીરોહી જઈ કુંવર અજીતને મળ્યા.

ત્યાં અજીતસિંહની યોગ્ય વ્યવસ્થા કરી દુર્ગાદાસ રાણી મહામાયા સાથે મહારાણા રાજસિંહની રાજધાની ઉદેપુરમાં ગયા. જ્યાં રાણા રાજસિંહે તેમનો સારો આદરસત્કાર કર્યો, અને જ્યારે દુર્ગાદાસે તેમને સઘળી હકીકતથી વાકેફ કર્યા ત્યારે તેમના આનંદનો પાર રહ્યો નહિં.

મહારાણા રાજસિંહ ઘણા ઉદાર મતવાદી તેમ જ રાજનીતિજ્ઞ પુરૂષ હતા. વીરોની પરીક્ષા કરવામાં તેઓ નિપુણ હતા. જ્યારે તેમણે સર્વે હકીકત સાંભળી ત્યારે દુર્ગાદાસને તેમણે ધન્યવાદ આપ્યો, અને સારવાડની સ્વતંત્રતા મેળવવા માટે બનતી મદદ આપવાનું વચન આપ્યું.

મહારાણી મહામાયાએ પણ રાણા રાજસિંહને પોતાનો બાળક જે આબુ પર્વતમાં હતો તેની રક્ષા કરવા તેમ જ સમય આવે મારવાડની સ્વતંત્રતા મેળવવા માટે મદદ કરવાની વિનતી કરીને મારવાડ જવાની ઇચ્છા દર્શાવી. પણ રાણા રાજસિંહના આગ્રહને માન આપી રાણીએ થોડા દિવસો ઉદેપુરમાં જ કાઢવાનો નિશ્ચય કર્યો.

જ્યારે ઔરંગઝેબને ખબર પડી કે દુર્ગાદાસ, મહારાણી તેમ જ કુમાર અજીત સાથે સહિસલામત છટકી ગયો છે ત્યારે તેના ક્રોધનો પાર રહ્યો નહિં. પોતાની અસંખ્ય સેનાનો પરાભવ કરી દુર્ગાદાસ નહાસી જાય એ ખરેખર મુસલમાનોને શરમાવનારૂં હતું. તેણે તેના સરદારોને ઘણો જ ઠપકો આપ્યો. ગમે તે પ્રકારે તેણે બાળકુંવરનો અંત આણવાનો નિશ્ચય કર્યો.

આ જ અરસામાં તેને ખબર મળી કે મેવાડના પ્રતાપી રાણા રાજસિંહે દુર્ગાદાસને અને મહારાજા જશવંતસિંહના કુટુંબને આશરો આપ્યો છે. આ સમાચારથી ઔરંગઝેબનું મગજ ફરી ગયું. તેનો

ક્રોધ પ્રજ્વળી ઉઠયો. ગમે તે પ્રકારે પણ તેણે રાજપૂતોને હરાવવાની પ્રતિજ્ઞા લીધી.

ઔરંગઝેબે મેવાડ પર ચઢાઇ કરવાની તૈયારી કરી, પણ યુદ્ધ શરૂ કરતાં પહેલાં તેણે એક યુક્તિ વાપરી. તેણે મહારાજ રાજસિંહને બાળક અજીતસિંહ પોતાને સ્વાધીન કરવાનું કહ્યું. ટેકીલા રાણા રાજસિંહે ઔરંગઝેબની આજ્ઞા હસી કાઢી અને યુદ્ધ માટે તૈયાર થવા કહ્યું. સાથે સાથે પોતાની રાજ્ય તેમ જ ધર્મનીતિમાં ઉદાર થવાની સલાહ આપી.

ઔરંગઝેબના ક્રૂર હૃદયમાં ક્રોધાગ્નિ ધૂંધવાયા કરતો હતો તે રાણાના આ જવાબથી એકદમ ભભુકી ઉઠયો. તેણે તાબડતોબ મેવાડ પર સવારી કરવાનો હુકમ કર્યો.

થોડા જ વખતમાં શાહી સૈન્ય તૈયાર થઇ મેવાડની દિશા તરફ કૂચ કરવા લાગ્યું. તે આજુબાજુનાં ગામોમાં લુંટફાટ કરતું, ખેતરો બાળતું તેમ જ નિર્દોષ પ્રજા પર અત્યાચાર ગુજારતું સાગરના પૂરની માફક વધવા લાગ્યું. મોગલ સેનાનો સેનાપતિ દિલેરખાન હતો.

અહિંઆ મેવાડમાં પણ મહારાણા રાજસિંહે વીર દુર્ગાદાસની સરદારી હેઠળ એક મોટું સૈન્ય ઉભું કર્યું. તેમને રૂપનગરથી વિક્રમ સોલંકી અને રાઠોડ વીર ગોપીનાથ પોતપોતાના માણસો સાથે આવી મળ્યા.

મોગલ સૈન્યની સાથે સરખાવતાં રાજપૂત સૈન્ય પ્રમાણમાં ઘણું ન્હાનું હતું, છતાં પણ મેવાડ અને મારવાડે આજે પરધર્મી શત્રુ સ્હામે યુદ્ધ કરવા માટે બનતી તૈયારી કરી. વીર દુર્ગાદાસને રાજપૂતોના બાહુબળમાં ઘણો વિશ્વાસ હતો, તેથી તેણે મુસલમાનો સ્હામે ખુલ્લા મેદાનમાં યુદ્ધ કરવાનો વિચાર દર્શાવ્યો. પણ યુદ્ધનીતિજ્ઞ રાણા રાજસિંહને આ સલાહ યોગ્ય લાગી નહિં. તેમણે કહ્યું કે :

" મ્હારા વ્હાલા સરદારો ! મોગલસેના આપણા કરતાં ઘણી વધારે છે તેથી તેમની સ્હામે ખુલ્લા મેદાનમાં યુદ્ધ કરવાથી પરિણામ વિપરીત આવશે, અને આપણો પરાજય થશે. એના કરતાં જો આપણે

મરાઠાઓની યુદ્ધનીતિ ગ્રહણ કરીએ તો અવશ્ય આપણને લાભ થાય એમ હું ધારૂં છું. શિવાજી જેવા એક સાધારણ સરદારે પોતાની સેનાના ન્હાની ન્હાની ટુકડીઓ પાડીને મોગલ શહેનશાહતને છિન્નભિન્ન કરી નાખી હતી. તેણે શાહી સૈન્યને જેર કર્યું હતું, અને એક પછી એક કિલ્લાઓ સર કરી દક્ષિણમાં મરાઠા સામ્રાજ્ય સ્થાપવા તે શક્તિમાન્ થયો હતો. તેની યુદ્ધનીતિ જ તેના વિજયનું કારણ હતું. માટે આવા સંજોગોમાં આપણે તેની યુદ્ધનીતિનો ઉપયોગ કરીશું તો જ વિજયની આશા છે, નહિં તો આ અસંખ્ય મોગલસેના આગળ આપણે ખુલ્લા મેદાનમાં લડતાં ખપી જશું.!"

વીર દુર્ગાદાસે રાણા રાજસિંહની સલાહનો અમલ કરવાનો નિશ્ચય કર્યો. આખા રાજપૂત સૈન્યની ન્હાની ન્હાની ટુકડીઓ કરવામાં આવી.

મારવાડ અને મેવાડના સંયુક્ત સૈન્યનું સેનાધિપત્ય વીર દુર્ગાદાસને આપવામાં આવ્યું. તેના હાથતળે રાણા રાજસિંહે પોતાના બે પુત્રો–રાણા નીમસિંહ ને રાણા જયસિંહને મુક્યા.

મેવાડના પહાડી પ્રદેશમાં રાજપૂત અને મોગલ સૈન્યનો ભેટો થયો. વીર દુર્ગાદાસે ઘણી બહાદુરીથી યુદ્ધ કરી મોગલોને છિન્નભિન્ન કરી નાખ્યા. દિલેરખાન ન્હાસી છુટયો, શાહજાદો અકબર રાજપૂતોના હાથમાં જીવતો કેદ પકડાયો, અને ઔરંગઝેબની સૌન્દર્યવતી તેમ જ માનીતી બેગમ ગુલનાર પણ રાજપૂત વીર દુર્ગાદાસના હાથમાં કેદી થઇ.

ઔરંગઝેબના ગર્વના ચૂરેચૂરા થયા. તેનો મદ ગળી ગયો. જશ-વંતસિંહની મહારાણીને કબજે લેતાં તે પોતાની માનીતી બેગમ ગુમાવી બેઠો. જશવંતસિંહના પુત્રને હસ્તગત કરતાં તે પોતાના માનીતા શાહજાદા અકબરને ગુમાવી બેઠો. મારવાડને પાયમાલ કરવા જતાં પોતે જ પાયમાલ થયો. દુર્ગાદાસ અને રાણા રાજસિંહનો ઘાટ ઘડવા જતા તેનો પોતાનો જ ઘાટ ઘડાઇ ગયો.

તેની ચિન્તા વધી પડી. તેના ક્રોધનો પાર રહ્યો નહિં. તેણે તેના સેનાનાયક દિલેરખાન ઉપર ક્રોધનો અગ્નિ વર્ષાવ્યો, અને આ પરાજય માટે તેને સખત ઠપકો આપ્યો.

યુદ્ધ પુરૂં થયું એટલે રાજપૂતો આનંદના આવેશમાં આવી ગયા. વીર દુર્ગાદાસે જે શૌર્ય બતાવ્યું હતું તે માટે તેને ધન્યવાદ આપવા રાણા રાજસિંહે મેવાડના પહાડી પ્રદેશમાં એક દરબાર ભરી સર્વે સભાજનોના દેખતાં કહ્યું :

"મ્હારા વીર સૈનિકો! આજના વિજયનો સઘળો યશ વીર દુર્ગાદાસને ઘટે છે. એમની શુરવીરતાના પ્રતાપે જ આજે મોગલોનો પરાજય થયો છે, અને બાદશાહની માનીતી બેગમ ગુલનાર તેમ જ શાહજાદો અકબર આપણા હાથમાં કેદી તરીકે આવ્યાં છે. આજે આપણી આશાઓ ફળીભૂત થઇ છે. આજે શહેનશાહ ઔરંગઝેબના ગર્વ અને મદ ઉપર એક સખત ફટકો પડયો છે. આજે એને રાજપૂતોની શુરવીરતાનું ખરૂં ભાન થયું છે. સંકટને સમયે રાજપૂતો એકત્ર થઈ શુરવીરતાથી કેમ લડે છે તેનું એને ભાન થયું છે. આપણને આવો યશ અપાવનાર વીર દુર્ગાદાસને હું તમ્હો સર્વે સમક્ષ આ સુવર્ણ-જડિત તલવાર ભેટ કરૂં છું."

વીર દુર્ગાદાસે રાણા રાજસિંહનો ઉપકાર માન્યો, અને રાણાજીએ આ યુદ્ધમાં જે જે મદદ કરી હતી તે માટે રાણાજીને ધન્યવાદ આપ્યો.

ત્યાર બાદ રાણાજીએ શાહજાદા અકબર અને બેગમ ગુલનારને રાજદરબારમાં બોલાવ્યાં, અને તેમને માનપૂર્વક બેસાડયાં. દુર્ગાદાસ પણ હાથમાં સુવર્ણજડિત તલવાર લઇ તેમની સ્હામે જ ઉભો.

રાણાજીએ દુર્ગાદાસને પ્રશ્ન કર્યો :

"વીર દુર્ગાદાસ! ઔરંગઝેબની માનીતી બેગમ ગુલનાર તમ્હારા હાથે કેદ પકડાઇ છે તો તેને શી શિક્ષા કરીએ તે કહો?"

દુર્ગાદાસ આ પ્રશ્ન સાંભળી બેગમ ગુલનાર તરફ એકીટસે જોઇ રહ્યો. ગુલનાર પણ દુર્ગાદાસને જોઈ મુગ્ધ થઇ. દુર્ગાદાસ માટે તેના હૃદયમાં પ્રેમનો ફણગો ફુટયો. ગમે તે પ્રકારે દુર્ગાદાસને પોતાનો કરી લેવાનો ત્હેણે નિશ્ચય કર્યો. ત્હેણે મોગલ દરબારમાં ઘણાયે સરદારો જોયા હતા, પણ દુર્ગાદાસ જેવો મજબુત બાંધાનો આકર્ષક પુરૂષ જોયો ન હતો.

બેગમ ગુલનારને જોતાં જ દુર્ગાદાસને શહેનશાહ ઔરંગઝેબ સાંભર્યો. જે શહેનશાહે તેના રાજાને દેશવટો દીધો હતો, જેણે તેના રાજાના ત્રણ ત્રણ પુત્રોનો અંત આણ્યો હતો, જેણે તેના રાજાની રાણીને પકડવા ભગીરથ પ્રયત્નો કર્યા હતા, તેમજ જેણે હિંદુ પ્રજા પર અત્યાચારો ગુજાર્યા હતા, તે શહેનશાહને ધ્યાનમાં લેતાં તો તેની બેગમ જરા પણ દયાને પાત્ર ન હતી. છતાં પણ બેગમ ગુલનાર સ્ત્રી હતી, અને રાજપૂતો કદી પણ સ્ત્રીઓ ઉપર અત્યાચાર કે જુલમ ગુજારતા નથી. રાજપૂતો પ્રાણના પણ ભોગે સ્ત્રીઓની રક્ષા કરે છે. આથી પોતાના શત્રુની રાણી હોવા છતાં પણ દુર્ગાદાસે તેના તરફ જરા પણ ક્રુરતા ન બતાવતાં તેને છોડી દેવાનું જણાવ્યું.

ત્યાર બાદ રાણા રાજસિંહે બેગમ ગુલનારને સંબોધીને કહ્યું:

" બેગમ સાહેબ! તમ્હો શહેનશાહ ઔરંગઝેબનાં માનીતાં બેગમ છો પણ આજે હમારે ત્યાં કેદી તરીકે છો. જો હમો ધારીએ તો ત્હમારા હાલહવાલ પણ કરી શકીએ એમ છે. ત્હમારા પતિની નિષ્ઠુરતાનો વિચાર કરતાં હમારાં ગાત્રો કંપે છે. તેની રાજનીતિ સંભારતાં તો તમ્હો જરા પણ દયાને પાત્ર થઈ શકો એમ નથી, છતાં પણ તમ્હો સ્ત્રી છો. પતિનાં કૃત્યો માટે પત્નીને શિક્ષા કરવી એ રાજપૂતોનો ધર્મ નથી. હમો તમ્હોને મુક્ત કરીએ છીએ. તમ્હો શહેનશાહને 'કહેજો કે હવેથી તેઓ પોતાની રાજનીતિમાં ઉદાર થાય અને હિંદુઓ સાથે મિત્રભાવથી વર્તે."

મહારાણા રાજસિંહ અને વીર દુર્ગાદાસની આવી ઉદારતા

તેમ જ ક્ષમાશીલતા માટે બેગમ ગુલનારે તેમનો ઉપકાર માન્યો. પછી ઘણા સન્માનથી તેમને મોગલ તંબુમાં મોકલવામાં આવ્યાં, અને શાહજાદા અકબર તેમ જ તેની પુત્રીને લઈ દુર્ગાદાસ રાણી મહામાયા સાથે મારવાડ ગયો.

મેવાડના મહારાણાની સહાયતાથી વીર દુર્ગાદાસ મારવાડનો પણ પુનરૂદ્ધાર કરી શક્યો. તેણે જોધપુર પણ કબજે કર્યું, અને જોધપુરમાં આ વિજય ઉજવવા માટે મ્હોટો સમારંભ કર્યો. આખા મારવાડના સરદારો ત્યાં ભેગા થયા. તેમને ઉદ્દેશીને દુર્ગાદાસે કહ્યું :

" મ્હારા વ્હાલા ભાઇઓ ! આજે રાણા રાજસિંહની સહાયતાથી આપણે જોધપુર જીતવાને શક્તિમાન્ થયા છીએ. આજે મારવાડમાંથી મુસલમાનોનો ધ્વજ ફરકતો બંધ થયો છે. આપણે સત્ય, ધર્મ અને નીતિને માર્ગે જ ચાલનારા હોવાથી ઈશ્વરે આપણને સહાય કરી છે. આપણને સંપૂર્ણ વિજય મળ્યો છે, પણ એટલાથી જ આપણે સંતોષ માની બેસી રહેવાનું નથી. દિલ્હીનો શહેનશાહ આ એક જ પરાજયથી હિંમત હારી જાય તેવો નથી. તેનું અસંખ્ય સૈન્ય હિંદુસ્થાનના ભિન્ન ભિન્ન પ્રદેશમાં પથરાયેલું છે, તેનો ક્રોધાગ્નિ ધુંધવાયા કરે છે. તે ક્યારે પોતાનું સઘળું સૈન્ય એકઠું કરી મારવાડ અને મેવાડ પર સવારી કરશે તે કહી શકાય એમ નથી. આથી આપણે વિજયથી ફુલાઇ ન જતાં ઘણી સાવચેતીથી કાર્ય લેવાનું છે. વળી, શાહજાદો અકબર તેની પુત્રી સાથે આપણે ત્યાં કેદી તરીકે છે એટલે તો શહેનશાહ વ્હેલો મોડો જરૂર જ મારવાડ ઉપર પાછી ચઢાઈ કરશે, માટે તે સમયે હિંમત ન હારતાં શુદ્ધ ક્ષત્રિયોની પેઠે સ્હામી-છાતીએ લડી દુશ્મનોનો પરાજય કરજો.

" આપણા સ્વર્ગસ્થ મહારાજા જશવંતસિંહનો બાળપુત્ર અજીતસિંહ જીવે છે, પરંતુ તે હજુ ઘણો ન્હાનો બાળક હોવાથી શહેનશાહ ઔરંગઝેબના દગાફટકામાં સપડાઈ ન જાય તે માટે તેને

એક નિર્ભય તેમ જ એકાંત સ્થળે ઉછેરવામાં આવે છે. જ્યાં સુધી ઔરંગઝેબ સાથે માનપૂર્વક સંધિ થાય નહિ ત્યાં સુધી તેને જાહેરમાં ન આણવાનો મ્હેં નિશ્ચય કર્યો છે; પરંતુ જ્યારે યોગ્ય સમય આવશે કે તરત જ તેનો મારવાડની ગાદી પર રાજ્યાભિષેક કરવામાં આવશે.

"આજે મ્હારી તમ્હોને હવે એક જ વિનંતી છે, અને તે એ કે આપણે તો આપણા બાળરાજા–મહારાજા જશવંતસિંહના વારસકુંવર-અજીતસિંહની ખાતર, આપણા દેશની સ્વતંત્રતા અને રક્ષણની ખાતર, આપણા કુળની, ધર્મની અને સ્ત્રીઓની ઇજ્જતના રક્ષણની ખાતર પણ એકદીલ થવું પડશે; આપણને એક બીજાની ઇર્ષ્યા ત્યજવી પડશે.

"આપણો મારવાડ દેશ આજે મોગલોના આક્રમણથી પાયમાલ તેમ જ ઉજ્જડ થઈ ગયો છે. આજે આપણે એને આબાદ બનાવવાની પ્રતિજ્ઞા લેવાની છે. મારવાડની સ્વતંત્રતા સ્થાયી કર્યા સિવાય તમ્હો તમ્હારી તલવાર મ્યાન કરશો નહિં. મારવાડની મરૂભૂમિની માટીમાં તમ્હારે મુસલમાનોને રગદોળી નાંખવા છે. જ્યાં સુધી તલવાર પકડવાની તમ્હારાં કાંડાંમાં શક્તિ રહે ત્યાં સુધી જરા પણ નમતું ન આપશો. એક વખત જીત મેળવ્યાથી જ આપણી સ્વતંત્રતા સ્થાયી થતી નથી. જો તમ્હો જીત મેળવ્યા પછી પણ ભવિષ્યમાં નાહિંમત થશો તો મારવાડ ડૂબ્યું એમ નિશ્ચે જાણજો."

દુર્ગાદાસની આજ્ઞાને સૌ સરદારોએ વધાવી લીધી અને તેઓએ એકદીલથી કુમાર અજીતસિંહની બાલ્યાવસ્થા દરમ્યાન વીર દુર્ગાદાસને મારવાડનો રાજ્યરક્ષક નીમ્યો. વીર દુર્ગાદાસ આ મહાન્ પદને યોગ્ય જ હતો.

મહારાણી મહામાયા પણ પોતાના દેશને સ્વતંત્ર થયેલો જોઇ આનંદ પામી, અને આ જ અરસામાં તેણે ઘણી શાન્તિથી દેહ છોડયો.

( ૨ )

જોધપુરની જીતના સમાચાર આખા રાજસ્થાનમાં વાયુવેગે પ્રસરી ગયા. દુર્ગાદાસની કીર્તિનાં ગુણગાન આખા રાજસ્થાનમાં ગવાઈ રહ્યાં. તે આ વિજયથી અભિમાની થયો નહિં. મારવાડના રાજ્ય-રક્ષક તરીકે તેણે કુશળતાથી રાજ્યકારભાર કરવા માંડયો. તેણે વેપાર, ઉદ્યોગ અને ખેતીવાડીને ઉત્તેજન આપી મારવાડની જાહો-જલાલી અને આબાદીમાં વધારો કર્યો. તેણે મારવાડની પ્રજાને સુખી કરવાના ભગીરથ પ્રયત્નો કર્યા. મોગલોના ત્રાસથી કંટાળી ગયેલી મારવાડની પ્રજા દુર્ગાદાસના સુવ્યવસ્થિત રાજ્યકારભારની મુક્તકંઠે પ્રશંસા કરવા લાગી.

જીત મેળવ્યાથી તેમ જ રાજ્યરક્ષક થવાથી જ દુર્ગાદાસને શાન્તિ વળી નહિં. ત્હેણે મોગલો સાથે આબરૂદાર સંધિ થાય તે માટે બનતા સર્વ પ્રયત્નો કરવાનો નિશ્ચય કર્યો.

શાહજાદો અકબર પણ તેની સાથે જ જોધપુરમાં રહ્યો હતો. તે ઔરંગઝેબનાં અન્યાયી કૃત્યોથી કંટાળી ગયો હતો. ઔરંગઝેબના અવિશ્વાસુ તેમ જ શંકાશીલ હૃદયથી ત્હેને ઘણું ઘણું સહન કરવું પડયું હતું. આથી ત્હેણે ઔરંગઝેબ પાસે ન જતાં વીર દુર્ગાદાસ સાથે જોધપુરમાં રહી દિવસો ગાળવાનો નિશ્ચય કર્યો હતો.

દુર્ગાદાસ અને શાહજાદો અકબર એકમેક પ્રત્યે મિત્રભાવથી વર્તતા હતા. બન્ને વચ્ચે ગાઢ મૈત્રી બંધાઈ.

એક દિવસ દુર્ગાદાસ જોધપુરમાં આવેલા મહેલમાં બેસી મારવાડના ભવિષ્ય વિષે વિચાર કરી રહ્યા હતા, તેવામાં શાહજાદો અકબર ત્યાં આવી પહોંચ્યો. તેને જોતાં જ વીર દુર્ગાદાસે ઉઠીને માન આપી આસને બેસાડયો. દુર્ગાદાસે ત્હેને સંબોધીને કહ્યું :

" ભાઈ અકબર ! ત્હમારા પિતાએ હમારા દેશ પર કાળો કેર વર્તાવ્યો છે. તેણે મારવાડના રાજ્યવંશને જડમૂળથી ઉખેડી નાંખવાની

પ્રતિજ્ઞા લીધી છે. મારવાડના રાજવંશનાં ચાર ચાર અમૂલ્ય બલિદાનો લીધા છતાં પણ તેનો આત્મા ધરાતો નથી. તેની વૈરરૂપી ક્ષુધા તેમ જ તૃષા હજુ પણ મટી નથી. તેણે અમારા દેશની ભૂમિને, ખેતીને અને વેપારવણજને ઘણું નુકસાન પહોંચાડયું છે. તેમની નીતિથી ઠેકઠેકાણે બંડો ઉઠવા માંડયાં છે. આ બંડનો પવન હવે ક્યાં જઈ અટકશે તે હમારાથી કહી શકાતું નથી. પરંતુ મોગલ શહેનશાહતનો મૃત્યુઘંટ હવે વાગી રહ્યો છે. આ મારવાડની ભૂમિ તો સ્વતંત્ર થઇ છે. દક્ષિણમાં મરાઠાઓ પણ સ્વતંત્ર થઈ ચુક્યા છે. પઠાણો તો તમ્હારાથી પહેલેથી જ જુદા છે. ગુજરાત અને માળવા ઉદેપુરને શરણે થયાં છે. શીખ અને સંતરામીઓ પણ હવે વધારે વખત જંપવાના નથી. બિજાપુર અને ગોવળકોંડાનાં મુસલમાની રાજ્યો તો તમ્હારા પિતાને ધિક્કારતાં જ આવ્યાં છે. તમ્હારા પિતાએ જ્યાં જુઓ ત્યાં વૈર અને ઇર્ષ્યાનાં બી વાવ્યાં છે. જ્યાંથી આધાર મળવાની આશા હતી તે આધારભૂત મજબુત ડાળીઓને તેમણે કાપી નાંખી છે. રાજપૂતોની સહાયથી જ તમારા પ્રપિતામહ અકબરે મોગલ સામ્રાજ્યને વિસ્તીર્ણ તેમ જ દૃઢીભૂત બનાવ્યું હતું. રાજપૂતોની સહાયતાથી જ મોગલ સામ્રાજ્ય સમૃદ્ધ થયું હતું. રાજપૂત પ્રધાનો, સલાહકારો, સુબાઓ અને સેનાનાયકોની સહાયતાથી જ મોગલોએ આખું હિંદુસ્થાન સર કર્યું હતું; પણ તમ્હારા પિતાજીએ તે નીતિને કોરે મુકી પક્ષપાતી નીતિ અખત્યાર કરી છે. તેના દુષ્ટ પરિણામ તમ્હારા પિતાને તેમ જ તમ્હોને વ્હેલાં મોડાં ભોગવ્યે જ છૂટકો છે.

" વળી, તમ્હારા પિતાને કેવળ હિંદુઓ પર જ અવિશ્વાસ અને અશ્રદ્ધા છે એમ નથી; પરંતુ તેને પોતાના સરદારો અને પુત્રોમાં પણ ક્યાં વિશ્વાસ છે ? જ્યાં સુધી તમ્હારા પિત પોતાની નીતિરીતિમાં ફેરફાર કરશે નહિં ત્યાં સુધી મોગલ શહેનશાહતની ઉન્નતિની આશા રાખવી ફોકટ છે. "

આ સાંભળી શાહજાદાએ કહ્યું :

"વીર દુર્ગાદાસ ! તમ્હે કહો છો તે બધું હું સારી પેઠે સમજું છું. આ બધું મ્હેં નજરે જોયું છે અને અનુભવ્યું છે. પણ શહેનશાહને સલાહ આપવાની કોઈનામાં હિંમત નથી, અને જો કોઈ સલાહ આપનારો નીકળે તો તેનામાં બાદશાહને વિશ્વાસ ન હોય ! વળી, મ્હારા પિતા પોતાને સર્વજ્ઞ તેમ જ દીર્ઘદર્શી માને છે; તેથી તે કોઇની સલાહની દરકાર કરે એમ નથી. જે રાજનીતિ તેણે આદરી છે તે તેણે જાણી જોઇને જ આદરી છે. એટલે પ્રાણના પણ ભોગે તે તેમાંથી ચલાયમાન થાય એમ નથી. હું તો તેથી કંટાળીને છુટયો છું, અને આજે નિરૂપાયે તમ્હારી પાસે આવી રહ્યો છું. હું મોગલાઇનો અંત ક્ષિતિજમાં જોઇ રહ્યો છું. બાદશાહ બાબરે સ્થાપેલી, અકબરશાહે પાળી પોષીને સમૃદ્ધ તેમજ વિસ્તીર્ણ કરેલી, અને શાહજહાંએ ધનભંડારથી પૂર્ણ કરેલી તેમજ જાહોજલાલીની ટોચે પહોંચાડેલી મોગલાઈ હવે થોડા દિવસમાં ડુબવાની અણીપર આવી પહોંચી છે. પણ એને બચાવવાનો હવે એકે ઉપાય રહ્યો નથી !"

દુર્ગાદાસે કહ્યું : ' જો મોગલાઇને ટકાવી રાખવી હોય તો તેનો ઉપાય મ્હારી પાસે છે. જો તમ્હારે મોગલાઇને ડુબતી બચાવવી હોય, જો તમ્હારે દેશની પાયમાલી થતી અટકાવવી હોય, જો તમ્હારે હિંદુ મુસલમાનમાં સંપ રહે તેવી રીતે આખા હિંદુસ્થાનમાં એકછત્રે રાજ્ય કરવું હોય, તો હવે એક જ માર્ગ છે, અને તે એ કે દિલ્હીની ગાદીએ તમ્હો તખ્તનશીન થાઓ. તમ્હોને રાજગાદી મેળવી આપવામાં હમો બનતી મદદ કરીશું. હજુ સમય વહી ગયો નથી. બાદશાહને ઘેરી લઇ કેદ કરવો એ કાંઇ મુશ્કેલ કામ નથી. રાજપૂતો તો આપણા પક્ષમાં છે જ, અને મરાઠાઓને આપણા પક્ષમાં લેતાં કાંઇ સમય લાગે એમ નથી. તમો જો તમ્હારી ધર્મની નીતિમાં ઉદારતા દર્શાવી જજીઆવેરો કાઢી નાંખી હિંદુઓને મુસલમાનોની પેઠે સરખા ગણી હક્ક અને માન

આપશો તો પછી હિંદુઓને તમ્હારી સાથે લડવાનું જરા પણ કારણ રહેશે નહિં. મોગલાઇને દબાવવાનો કેવળ આટલો જ ઉપાય છે. જો તમ્હારામાં હિંમત તેમજ સાહસ હોય તો આ ઉપાય અમલમાં મુકવા જેવો છે."

દુર્ગાદાસની આ યુક્તિ સાંભળી અકબર ભારે વિમાસણમાં પડયો. એક બાજુ રાજગાદીનો મોહ લાગવાથી તેને તે યુક્તિ ગમી, પણ બીજી બાજુ રાજગાદી પ્રાપ્ત કરતાં તેના પિતાએ જે પાપી અને દુષ્ટ રાજનીતિ આદરી હતી, એ જ નીતિનું અવલંબન કરવું પડશે એમ ધારી તે ચિન્તાતુર થયો. પોતાના પિતાને રાજગાદી પરથી ઉઠાડી પોતે રાજ્ય કરવું એ પણ તેને ગમ્યું નહિં. તેણે કાંઇ પણ જવાબ આપ્યો નહિં.

તેની આવી સ્થિતિ જોઇ દુર્ગાદાસે કહ્યું :

"શાહજાદા! તમ્હો કેમ ચિન્તાતુર થયા લાગો છો? તમ્હોને રાજ્યનીતિનું હજી જ્ઞાન નથી. તમ્હારા પિતાએ પાપી નીતિથી રાજ્યગાદી મેળવી છે માટે તેવી જ નીતિ આદરી તેની પાસેથી રાજ્યગાદી છીનવી લેવામાં ખરી રાજ્યનીતિ સમાયેલી છે. તમ્હારા પિતાની નીતિથી આજે સર્વત્ર મારામારી અને કાપાકાપી થઇ રહી છે. માટે તમ્હો આ બધાનો વિચાર કરો અને પાપનો વિચાર જ તમ્હારા હૃદયમાંથી દૂર કરો. પરંતુ એક વાત ખાસ ધ્યાનમાં રાખજો અને તે એ કે દિલ્હીની ગાદીએ આવ્યા પછી તમ્હારા પિતાએ તેમના પિતા શાહજહાંને કેદમાં પુરી તેને અસહ્ય દુઃખ દઇ રીબાવી રીબાવીને માર્યો હતો, તેમજ તેમનાં ભાઈ ભાંડુઓનો જેવી રીતે અંત આણ્યો હતો, તેમાંનું જરા પણ તમ્હો કરશો નહિં. તમ્હો ગાદીએ બેસી લોકકલ્યાણનાં, પુણ્યનાં અને સલાહસંપનાં પરોપકારી કાર્ય કરશો તો લોકો તમ્હને પ્રાણથી પણ અધિક ગણી માન આપશે, અને તમ્હારાં કાર્યોને વધાવી લેશે!"

અકબરને આ યુક્તિ ઠીક લાગી. તેણે દુર્ગાદાસનો આ યુક્તિ સુઝાડવા માટે ઉપકાર માન્યો અને કહ્યું :

"તમ્હારી નિઃસ્વાર્થી સલાહથી હું સંતુષ્ટ થાઉં છું. તમ્હારી સૂચનાનો અમલ કરવો એ મ્હારૂં કર્તવ્ય છે. તમ્હારી સહાયતાથી હું જો મોગલાઈનું રક્ષણ કરી શકીશ તો તેનો યશ તમ્હોને જ છે !"

અકબરના ઉત્તરથી દુર્ગાદાસે તેને શહેનશાહ બનાવવાનો નિશ્ચય કર્યો. આથી તેણે પોતાની ઇચ્છા સર્વે સરદારોને તેમજ આખા રાજસ્થાનના રાજાઓને જણાવી દીધી. સર્વેએ તેને અનુમતિ આપી. દરેક દિશામાંથી ઉત્તેજન મળતાં દુર્ગાદાસે અકબરનો ખોડ ગામમાં રાજ્યાભિષેક કરાવ્યો. તેણે દરેક સરદારને અકબરને વફાદાર રહેવાનું કહ્યું, અને શહેનશાહ ઔરંગઝેબ આ સમયે અજમેરમાં ભરાઇ બેઠો હતો તેના ઉપર ઓચિંતો હલ્લો કરી તેને પદભ્રષ્ટ કરવાનો નિશ્ચય કર્યો.

દુર્ગાદાસે જોધપુર જીત્યું અને ત્યાં હિંદુ ધ્વજ ફરકાવ્યો. આથી શહેનશાહ ઔરંગઝેબ દુઃખી થયો. પણ તેનો ક્રોધ આટલેથી જ અટક્યો નહિં. જ્યારે તેને જણાવવામાં આવ્યું કે દુર્ગાદાસે શાહજાદા અકબરને રાજા તરીકે જાહેર કર્યો છે અને તે તેને પદભ્રષ્ટ કરવાની પેરવી કરે છે ત્યારે તેનું હૈયું તેના હાથમાં રહ્યું નહિ.

તેણે ગમે તે પ્રકારે દુર્ગાદાસ અને અકબરને છુટા પાડવાના પ્રયત્નો કર્યા. અંતે તેને એક યુક્તિ સુઝી. તેણે એક બનાવટી પત્ર લખ્યો અને તેના ઉપર શાહજાદા અકબરનું શીરનામું લખ્યું. શહેનશાહે તે પત્ર પોતાના એક વિશ્વાસુ માણસ સાથે દુર્ગાદાસના તંબુમાં દુર્ગાદાસના હાથમાં જ જાય તેવી યોજનાથી ગુપ્ત રીતે મોકલાવ્યો.

અહિંઆ પ્રાતઃકાળ થતાં દુર્ગાદાસ જાગ્યો તો તેણે પોતાના તંબુમાં શાહજાદા અકબરના નામનો પત્ર જોયો. પત્ર જોતાં જ તેના પવિત્ર હૃદયમાં શંકા ઉત્પન્ન થઈ. આથી કેવળ કુતુહળતાથી તેમણે પત્ર ઉઘાડયો. પત્રમાં નીચે પ્રમાણે લખ્યું હતું :

"બેટા અકબર ! ત્હારી યુક્તિ મ્હને ઘણી પસંદ પડી છે. તું ખરેખર મ્હારો લાડકવાયો દીકરો છે. ત્હારા ઉપર મ્હેં જે વ્હાલ

વર્ણાવ્યું છે તે વ્હાલને તું ખરેખર યોગ્ય છે. કાફરોને કાં તો બળથી કે છળથી મારવામાં જ લાભ છે. હમો જ્યારે દુર્ગાદાસ પર હલ્લો કરીએ ત્યારે તમ્હારે પાછળથી હલ્લો કરવો કે જેથી રાજપૂત સેના ચારે બાજુએથી ઘેરાઈ જઈ આપણને શરણ થાય. તમ્હો દુર્ગાદાસના તંબુમાં સાવચેતીથી રહેજો. દુર્ગાદાસ ઘણો બાહોશ માણસ છે માટે આપણી યુક્તિ એના જાણવામાં ન આવે તેની સંભાળ રાખજો. તમ્હો દુર્ગાદાસ સાથે ચોકસાઇથી રહેજો કે જેથી તેને તમ્હારા કોઈ-પણ કૃત્ય માટે શંકા ન આવે. રાજપૂતોને ખેદાનમેદાન કરવાની આ સોનેરી તક છે, માટે એ એળે ન જાય તેમ વર્તશો. હમો થોડા જ દિવસમાં યુદ્ધની તૈયારી કરી ત્હને આવી મળીશું.”

આ પત્ર વાંચી દુર્ગાદાસના હોશકોશ ઉડી ગયા. તેનો અકબર ઉપરથી વિશ્વાસ ઉઠી ગયો. મુસલમાનોના છળકપટ માટે તેને પ્રથમથી જ ભય હતો અને આ પત્ર વાંચ્યા પછી તો તેને સંપૂર્ણ ખાત્રી થઇ.

મુસલમાનોના છળકપટે અને દગાફટકાએ હિંદુઓને ઘણીયે વાર મ્હાત કર્યા હતા. શાહબુદ્દીન ઘોરીએ સમ્રાટ પૃથિવીરાજનો દગા-ફટકાથી જ પરાજય કર્યો હતો. ક્રોધી અલાઉદ્દીન ખીલજીએ પણ રાણા ભીમસિંહને છળકપટથી જ કેદ કર્યો હતો. જોધપુરના રાજા માલદેવના સમયમાં શેરખાન છળકપટથી જ ફાવી ગયો હતો. હિંદુ-ઓનાં સોનેરી સ્વપ્નો આવા છળકપટથી જ ઉડી ગયાં હતાં. શાહેનશાહ ઔરંગઝેબે અને શાહજાદા અકબરે પણ આવી જ છળ-કપટની નીતિથી રજપૂતોને મ્હાત કરવાનો નિશ્ચય કર્યો છે એમ જાણી તેનો ક્રોધ પ્રજવળી ઉઠ્યો.

તે અકબરના કૃત્યને ધિક્કારવા લાગ્યો. અકબર વિષે તેના હૃદયમાં તિરસ્કાર પેદા થયો. પણ તેને ખબર ન હતી કે શહેનશાહ ઔરંગઝેબની કુટિલ નીતિના પરિણામનો એ પત્ર હતો. ગમે તેમ હોય પણ દુર્ગાદાસે અકબરને ત્યજી જવાનો નિશ્ચય કર્યો.

તેણે વિચાર્યું કે શહેનશાહે અકબ્બરને જે લખ્યું છે તે મ્હારે વિચારવાનું છે. તેણે જરાપણ વખત ન ગુમાવતાં શહેનશાહનો પત્ર પોતાના સરદારોને બતલાવ્યો. સર્વેને આ પત્રથી દગાની ખાત્રી થઈ.

જોતજોતામાં રાત્રિ પડી. સર્વત્ર શાંતિ પ્રસરી હતી. રાજપૂતો ઘોડેસ્વાર થઈ અકબ્બર અને તેના કુટુંબને ત્યજી અરવલ્લીની દિશા તરફ ચાલી નીકળ્યા. ધીમે ધીમે તેઓ દેબારી આગળ આવી પહોંચ્યા.

મોગલો સ્હામે યુદ્ધ કરવા માટે દુર્ગાદાસે દેબારીનું સ્થળ પસંદ કર્યું. હલ્દીઘાટના સ્થળ જેવું જ એ સાંકડી નેળવાળું સ્થળ હતું. સર્વે રાજપૂતોએ અહિંઆ ઉતરી વિશ્રામ લીધો, અને મોગલોને આવવાની તેઓ રાહ જોતા બેઠા.

અહિંઆ પ્રાતઃકાળ થતાં જોધપુરની છાવણીમાં અકબ્બર જાગ્યો. તે પોતાની એકલવાયી સ્થિતિ જોઇ દિગ્મૂઢ થઈ ગયો. દુર્ગાદાસ જેવો શુરવીર રાજપૂત તેનો વિશ્વાસઘાત કરશે એવો તેને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. તેણે વિચાર્યું કે કદાચ અવિશ્વાસથી રાજપૂતોએ તેને ત્યજી દીધો હોય એ બને, છતાં પણ અકબ્બરના હૃદયને શાન્તિ વળી નહિં. તેનું ચિત્ત ચકડોળે ચઢયું.

તરત જ ત્હેને સમજાયું કે શહેનશાહની કુટિલ નીતિના પરિણામે જ દુર્ગાદાસે તેને ત્યજી દીધો હશે. એની એ ગેરસમજ દૂર કરવા તેણે દુર્ગાદાસને મળી સઘળી વાત કહી ખુલાસો કરવાનો નિશ્ચય કર્યો. તેને દુર્ગાદાસમાં અખંડ શ્રદ્ધા અને વિશ્વાસ હતાં. જે માર્ગે દુર્ગાદાસ ગયો હતો તે જ માર્ગે તે પણ પોતાના કુટુંબ સાથે ગયો.

દેબારીના ક્ષેત્રમાં દુર્ગાદાસ પોતાના સરદારો સાથે મોગલો સાથે કેવી રીતે યુદ્ધ કરવું તે વિષે મસલત ચલાવી રહ્યો હતો, એટલામાં તેને શાહજાદો અકબ્બર ત્યાં આવી પહોંચ્યાના સમાચાર કહેવામાં આવ્યા.

દુર્ગાદાસ શુદ્ધ ક્ષત્રિય હતો. શરણાંગતને આશ્રય આપવામાં તે એક્કો હતો. અકબરે પોતાનો વિશ્વાસઘાત કર્યો હતો એમ તે માનતો હતો છતાં પણ તેને માનપૂર્વક તેણે તંબુમાં બોલાવ્યો. દુર્ગાદાસને જોતાં જ અકબર તેને નમી પડયો. તેણે તેના ચરણની રજ લીધી. તેણે પોતાની સત્ય સ્થિતિ વ્યક્ત કરવાનો પ્રયત્ન કર્યો પણ બોલાયું નહિ. તેનીઆંખમાં નિર્દોષતા હતી, તેના મુખ ઉપર સરળતા હતી, તેના આત્મામાં પવિત્રતા હતી.

તેની આવીસ્થિતિ જોઈ દુર્ગાદાસે તેને પત્ર વિષેની સત્ય હકીકત રજુ કરવાનું કહ્યું. શાહજાદા અકબરે સત્ય વસ્તુનું સ્ફોટન કર્યું એટલે દુર્ગાદાસનો ભ્રમ ટળ્યો. તેને પોતાના અવિચારી કૃત્ય માટે પસ્તાવો થયો અને તેણે શાહજાદા અકબરની માફી માંગી.

રાજપૂતો પુનઃ યુદ્ધ માટે તૈયારી કરવા લાગ્યા. જોત જોતામાં શાહી સૈન્ય દેબારી આગળ આવી પહોંચ્યું. ઔરંગઝેબ પણ આ યુદ્ધમાં રાજપૂતોને હરાવવા લશ્કરની સાથે જાતે આવ્યો હતો.

દેબારીની ખીણમાં રાજપૂતોએ કુનેહથી કામ લીધું. આખી મોગલ સેના દેબારીની સાંકડી નેળમાં ઘેરાઈ ગઇ, અને રાજપૂતોએ તેમના પર બંને બાજુએથી મારો ચલાવ્યો.

જોતજોતામાં તો મોગલોનાં મડદાંના ઢગલા થયા. શહેનશાહ મ્હાત થયો. તે પણ ચારે બાજુએથી ઘેરાઈ ગયો. આખરે તે વેશ બદલી છુપાતો લપાતો ત્રીજે દિવસે અજમેર પહોંચ્યો. દિલ્હીના શહેનશાહની આવી વિષમ તેમજ દુઃખદાયક સ્થિતિ પહેલાંના કોઈ પણ યુદ્ધમાં થઇ ન હતી. ઔરંગઝેબની માફક તેના બે શાહજાદાઓ પણ યુદ્ધમાંથી ન્હાસી છુટ્યા. વિજય મેળવવાથી રાજપૂતો આનંદોત્સવ કરવા લાગ્યા.

આ પરાજય પછી પણ ઔરંગઝેબે પોતાના શાહજાદાને મેળવવા બીજી એક યુક્તિ રચી. પણ તેમાં તે ફાવ્યો નહિં. તેણે પંજાબ, આગ્રા, બંગાળા અને દક્ષિણમાંથી પોતાનું સૈન્ય અજમેરમાં બોલાવ્યું.

ધીમે ધીમે અજમેરમાં સૈન્યની ભરતી થવા માંડી અને શહેનશાહ ફરી ચડાઇ કરવા સારૂ યોગ્ય તકની રાહ જોતો બેઠો.

અહિંઆ દુર્ગાદાસને શાહજાદા અકબરને મારવાડમાં રાજપૂતોની સાથે રાખવામાં તેના જીવનું જોખમ જણાયું. આથી તેને મારવાડમાંથી કોઇ બીજી જગ્યાએ લઇ જવાનો નિશ્ચય કર્યો. ઘણો વિચાર કર્યા પછી દુર્ગાદાસને મહારાજા શિવાજી સાંભર્યો.

આ સમયે શિવાજી મહારાજ સ્વર્ગસ્થ થયા હતા. તેમને બદલે દક્ષિણમાં આવેલા સતારા શહેરમાં તેમનો પુત્ર શંભાજી રાજ્ય કરતો હતો. શંભાજી તેના પિતાની માફક મોગલોનો કટ્ટો શત્રુ હતો. તેનામાં શિવાજી મહારાજના ઘણા ગુણો ઉતર્યા હતા, પણ નઠારી સોબતથી તે બગડયો હતો. તે જેટલો બાહોશ હતો તેટલો જ બેદરકાર હતો.

પોતે દારૂડીઓ હતો છતાં પણ શરણાગતને આશ્રય આપવામાં તે પાછી પાની કરતો નહિં. દુર્ગાદાસે ધાર્યું કે તે જરૂર શાહજાદા અકબરનું રક્ષણ કરશે. આથી શાહજાદાને દક્ષિણમાં તેને ત્યાં મુકી આવવાનો તેણે નિશ્ચય કર્યો.

અકબરને પણ આ યુક્તિપસંદ પડી. તે મહારાજા શંભાજીને સારી રીતે ઓળખતો હતો. આથી તેણે દુર્ગાદાસની વિનતીને વધાવી લીધી.

બીજે જ દિવસે પ્રાતઃકાળે દુર્ગાદાસે શાહજાદાને તેમજ પોતાના વફાદાર માણસોને સાથે લઇ દક્ષિણ તરફ કૂચ કરી. તેણે ઘણી સાવચેતીથી મુસાફરી કરી અને જોતજોતામાં તેઓ શંભાજીના પાટનગર સતારામાં આવી પહોંચ્યા.

દુર્ગાદાસને પોતાની રાજધાનીમાં આવેલો જોઈ શંભાજી આનંદના આવેશમાં આવી ગયો. મારવાડમાં મોગલોને ત્રાહ ત્રાહ પોકરાવનાર દુર્ગાદાસની કીર્તિ આખા મહારાષ્ટ્રમાં ફેલાઇ હતી. શંભાજીએ તેનો યોગ્ય આદરસત્કાર કર્યો અને આવવાનું કારણ પૂછયું.

દુર્ગાદાસે કહ્યું: "મહારાજ ! મ્હારી સાથે જે મુસલમાન ગૃહસ્થ આવેલ છે એ બીજો કોઈ નથી પણ શહેનશાહ ઔરંગઝેબનો પુત્ર અકબર છે. પોતાના પિતાની કપટનીતિથી કંટાળી એણે મ્હારો આશ્રય લીધો હતો. આજ સુધી મ્હેં મ્હારા જીવના જોખમે પણ એને આશ્રય આપ્યો હતો અને એની સહિસલામતી જાળવી હતી. પણ હવે એમને વધુ સમય મારવાડમાં રાખવામાં એના જીવનું જોખમ છે એમ જાણી હું એને તમ્હારી પાસે લાવ્યો છું. એ મુસલમાન છે છતાં પણ એનામાં મુસલમાનોનો એક પણ દુર્ગુણ નથી. તમ્હો જ્યારે તમ્હારા પિતાજી સાથે દિલ્હીમાં કેદી તરીકે હતા ત્યારે તમ્હોને સહાય કરનાર એ પોતે જ હતો. તમ્હારાથી એનો ઉપકાર ભૂલી શકાય એમ નથી. શાહજાદો ઔરંગઝેબનો પુત્ર છે એ વાત સાચી છે, પણ તેથી તમ્હો જરા પણ ડરશો નહિં. એની નીતિ, રીતિ અને ચારિત્ર્યથી હું સંપૂર્ણ માહિતગાર છું. એના ધર્મ સંબંધી ઉદાર વિચારોથી જ એ એના પિતાનો અપમાનીત થયો છે. એ આજે તમ્હારી સાથે દગો રમવા આવ્યો નથી પણ શરણે આવ્યો છે. તો શરણાગતને આશ્રય આપવો એ તમ્હારી પવિત્ર ફરજ છે."

શંભાજીએ દુર્ગાદાસની આજ્ઞાને માન આપી શાહજાદા અકબરને પોતાના આશ્રય હેઠળ સતારામાં જ રાખ્યો. દુર્ગાદાસ આથી પ્રસન્ન થયો, અને તેણે મારવાડ જવાની ઇચ્છા દર્શાવી. પણ શંભાજીએ તેને થોડા દિવસો સતારામાં જ રહેવાનો આગ્રહ કર્યો.

શંભાજી બહાદુર હતો, પણ તેના મિત્રો નાલાયક હતા, તેથી તેનામાં ઘણા દુર્ગુણો ઉતરી આવ્યા હતા. તેને દારૂ પીવાનો ઘણો શોખ હતો, અને દારૂ પીવાથી તે ઘણીક વખત પોતાનું ભાન પણ ભુલી જતો. તેની બેભાન અવસ્થામાં તે ન કરવાનું કરી બેસતો.

દારૂના નશામાં તેને મિત્રોની પણ પરવા કરવાનું ભાન રહેતું નહિ.

તે રાજ્યવ્યવસ્થામાં ધ્યાન આપતો નહિં તેમજ અબળાઓ પર અત્યાચાર ગુજારતાં પણ અચકાતો નહિં.

* * * *

એક દિવસ સતારાના મહેલમાં રાત્રિના સમયે વીર દુર્ગાદાસ ઘસઘસાટ ઉંઘતા હતા, એટલામાં પાસેના ખંડમાંથી કોઇ નિરાધાર અબળાની કરૂણ ચીસ તેમને કાને પડી.

આ કરૂણ સ્વર સાંભળી દુર્ગાદાસ તરત જ પથારીમાંથી ઉઠી ખંડની બહાર આવ્યા ત્યાં તો તેમણે એક નિરાધાર યુવાન બાળાને ધ્રુજતી તેમજ રોતી કકળતી દીઠી. દુર્ગાદાસને જોતાં જ તે બાળાને હિંમત આવી. તે દુર્ગાદાસને પગે પડી કહેવા લાગી :

" સરદાર ! હું તમારે શરણે છું. મ્હને બચાવો. શંભાજી મહારાજે આજે ઘણો દારૂ પીધો છે અને પોતાના નીચ નોકર કબિલ-સખાંની સહાયથી એક અબળાપર અત્યાચાર કરવાનો તેનો ઇરાદો હતો. મ્હેં તે નિર્દોષ-પવિત્ર અબળાને દુષ્ટોના પંજામાંથી બચાવી મહેલની બહાર ન્હસાડી મુકી છે, તેથી શંભાજી અને કબિલસખાં મ્હારા પર જુલમ ગુજારે છે. હું રાજાની દાસી છું. તો મ્હારૂં રક્ષણ કરો. "

" બ્હેન, તમ્હો જરા પણ ડરશો નહિં. પ્રાણ પાથરીને પણ હું તમ્હારૂં રક્ષણ કરીશ. હું જોઉં છું કે શંભાજી તમોને કેવી રીતે સતાવે છે ? " દુર્ગાદાસે તે દાસીને આમ ધીરજ આપી શાંત કરી.

આ અરસામાં જ શંભાજી દારૂના ઘેનમાં લથડતો લથડતો ત્યાં આવી પહોંચ્યો. કબિલસખાં પણ તેની સાથે જ હતો. તેણે દાસીને દુર્ગાદાસની પાસે ઉભેલી જોઈ કહ્યું :

" ઓ નીચ અભાગિની ! ઓ વિશ્વાસઘાતિની ! ત્હેં શા માટે મ્હારી બાજી ધૂળ મેળવી ? ત્હેં જાણી જોઇને પેલી સ્ત્રીને ન્હસાડી મુકી છે. રંડા, આજ ત્હારો અંત આણ્યા સિવાય હું સુખે સુવાનો નથી ! "

" હું નીચ નથી, મહારાજ ! પણ આપ પોતે નીચ છો. એક પતિવ્રતા અબળા પર અત્યાચાર ગુજારવો એ શિવાજી મહારાજના

દુર્ગાદાસે કહ્યું: "મહારાજ! મ્હારી સાથે જે મુસલમાન ગૃહસ્થ આવેલ છે એ બીજો કોઈ નથી પણ શાહેનશાહ ઔરંગઝેબનો પુત્ર અકબર છે. પોતાના પિતાની કપટનીતિથી કંટાળી એણે મ્હારો આશ્રય લીધો હતો. આજ સુધી મ્હેં મ્હારા જીવના જોખમે પણ એને આશ્રય આપ્યો હતો અને એની સહિસલામતી જાળવી હતી. પણ હવે એમને વધુ સમય મારવાડમાં રાખવામાં એના જીવનું જોખમ છે એમ જાણી હું એને તમ્હારી પાસે લાવ્યો છું. એ મુસલમાન છે છતાં પણ એનામાં મુસલમાનોનો એક પણ દુર્ગુણ નથી. તમ્હો જ્યારે તમ્હારા પિતાજી સાથે દિલ્હીમાં કેદી તરીકે હતા ત્યારે તમ્હોને સહાય કરનાર એ પોતે જ હતો. તમ્હારાથી એનો ઉપકાર ભૂલી શકાય એમ નથી. શાહજાદો ઔરંગઝેબનો પુત્ર છે એ વાત સાચી છે, પણ તેથી તમ્હો જરા પણ ડરશો નહિં. એની નીતિ, રીતિ અને ચારિત્ર્યથી હું સંપૂર્ણ માહિતગાર છું. એના ધર્મ સંબંધી ઉદાર વિચારોથી જ એ એના પિતાનો અપમાનીત થયો છે. એ આજે તમ્હારી સાથે દગો રમવા આવ્યો નથી પણ શરણે આવ્યો છે. તો શરણાગતને આશ્રય આપવો એ તમ્હારી પવિત્ર ફરજ છે."

શંભાજીએ દુર્ગાદાસની આજ્ઞાને માન આપી શાહજાદા અકબરને પોતાના આશ્રય હેઠળ સતારામાં જ રાખ્યો. દુર્ગાદાસ આથી પ્રસન્ન થયો, અને તેણે મારવાડ જવાની ઇચ્છા દર્શાવી. પણ શંભાજીએ તેને થોડા દિવસો સતારામાં જ રહેવાનો આગ્રહ કર્યો.

શંભાજી બહાદુર હતો, પણ તેના મિત્રો નાલાયક હતા, તેથી તેનામાં ઘણા દુર્ગુણો ઉતરી આવ્યા હતા. તેને દારૂ પીવાનો ઘણો શોખ હતો, અને દારૂ પીધાથી તે ઘણીક વખત પોતાનું ભાન પણ ભુલી જતો. તેની બેભાન અવસ્થામાં તે ન કરવાનું કરી બેસતો.

દારૂના નશામાં તેને મિત્રોની પણ પરવા કરવાનું ભાન રહેતું નહિ.

"જો તમ્હારામાં આટલું બધું ડહાપણ અને વિવેકબુદ્ધિ છે તો આ નિર્દોષ અબળાનો કેડો જ છોડી દ્યોને !"

"અરે શયતાન ! ચાલ નીકળ ! તલવાર પકડ !"

"તલવાર પકડું ! શા માટે ? કોની સ્હામે ? દારૂડીઆને મારવા તલવારની જરૂર નથી. તમ્હારા જેવા સત્વહીન માણસને મારવા દુર્ગાદાસને શમશેર લેવાની જરૂર જ નથી ! મહારાજ ! તમ્હારી તાકાત નથી કે મ્હારે શરણે આવેલી એક અબળાનો તમ્હો વાળ પણ વાંકો કરી શકો."

"દુષ્ટ કુલાંગાર ! ચાલ તૈયાર થા !" આમ કહી શંભાજીએ દુર્ગાદાસ ઉપર ધસારો કર્યો. પણ એટલામાંજ દુર્ગાદાસે સમયસૂચકતાથી શંભાજીની તલવાર ખેંચી લઈ તેને જમીન પર ફેંકી દીધી. પછી તેનો ફેંટો ઉતારી તેનાથી શંભાજીના હાથ પગ બાંધી લીધા અને દાસીને આશ્વાસન આપી ત્યાંથી ચાલી જવાનું કહ્યું.

ત્યારબાદ દુર્ગાદાસે શંભાજીને કહ્યું :

"તું શિવાજીનો પુત્ર છે ? ધિક્કાર છે ત્હને ! એક નિર્દોષ સ્ત્રી પર અત્યાચાર ગુજારતાં કે સમશેર ઉચકતાં પણ જે શરમાતો નથી તેની સાથે વાત કરતાં મ્હને શરમ આવે છે !"

પણ આ જ અરસામાં શંભાજીના 'પકડો' 'પકડો'ના અવાજથી કબિલસખાં કેટલાક સૈનિકોને લઈ ત્યાં આવી પહોંચ્યો. તેને જોતાં જ શંભાજીએ કહ્યું :

"કબિલસખાં ! આ કુલાંગારને ગિરફતાર કરો ! એને હાથે પગે બેડી પહેરાવો !"

દુર્ગાદાસે વીર રાજપુતને ઘટે તેવી રીતે કહ્યું :

"યવનો ! દૂર રહો ! હું તમ્હારાથી ડરી ન્હાસી જાઉં તેમ નથી. તમ્હારા જેવાં પચાસ શિયાળવાં સ્હામે સ્વરક્ષણ કરવાની મ્હારામાં શક્તિ છે. પણ મ્હારા પ્રાણ બચાવવા માટે મ્હારે મ્હારા જાતિ ભાઈઓના લોહીની નદી વહેવડાવવી નથી. મ્હેં એક નિર્દોષ અબળાના

પુત્રને શોભે ? તમ્હો પોતે જ વિચારો કે તમ્હારાં મહારાણી પર જો કોઇ અત્યાચાર ગુજારે તો તમ્હારી સ્થિતિ કેવી થાય ?" દાસીએ હિંમતથી આટલા શબ્દો કહ્યા, પણ આથી તો શંભાજીનો ક્રોધ વધ્યો. તેણે ક્રોધથી પોતાની તલવાર દાસી તરફ ઉગામી, એટલામાં દુર્ગાદાસે વચ્ચે પડી તેમને અટકાવ્યા અને કહ્યું :

"મહારાજ તમ્હો આ શું કરી રહ્યા છો ? આજે હિંદુધર્મ ડુબવા બેઠો છે. આજે હિંદુઓની પડતીના ગણેશ મંડાયા છે. નહિં તો મહારાષ્ટ્રભૂષણ વીર શિવાજીનો પુત્ર એક અબળાપર અત્યાચાર ગુજારતાં શું શરમાય પણ નહિ ? મહારાજ ! આજે હિંદુઓની પનોતી લોઢાને પાયે બેઠી લાગે છે, નહિં તો આવી સ્થિતિ સંભવે જ કેમ ?"

દુર્ગાદાસના આ શબ્દોથી તો કામી અને નીશાથી ચકચૂર થયેલા શંભાજીના ક્રોધમાં વધારો થયો. ક્રોધના આવેશમાં તે ધ્રુજવા લાગ્યો. તેણે દુર્ગાદાસને ચૂપ રહેવાનું કહ્યું. દુર્ગાદાસે કહ્યું :

"મહારાજ ! હું તમ્હારો અતિથિ છું એટલે આજે હું તમ્હારા આશ્રયે છું, પણ ધ્યાનમાં રાખજો કે મારવાડનો અટંકી વીર દુર્ગાદાસ પ્રાણના પણ ભોગે એક નિર્દોષ અબળા ઉપર ગુજારવામાં આવેલો અત્યાચાર સહન નહિ કરે !"

"દુર્ગાદાસ ! ત્હને ખબર છે કે એ કોણ છે ?"

"હા, હું એને સારી પેઠે જાણું છું. એ મ્હારી ધર્મભગિની છે!"

"અરે શયતાન ! દૂર ખસ, નહિં તો હમણાં જ ત્હને પણ મ્હારી આ શમશેરનો ભોગ કરી દઇશ !"

"મહારાજ ! તમ્હોએ આજે ઘણો દારૂ પીધો લાગે છે. તમ્હારી શુધસુધ આજે ઠેકાણે નથી. હિન્દુ જાતિનું ભવિષ્ય હવેથી અવળું જણાય છે, નહિં તો તમ્હો આમ એક નિર્દોષ અબળા ઉપર જુલમ ન કરો !"

"દુર્ગાદાસ ! મ્હને ત્હારૂં ડહાપણ જોઇતું નથી. ચાલો, તલવાર પકડો અને સામનો કરવા તૈયાર થાઓ. નિઃશસ્ત્ર ઉપર હું ઘા કરતો નથી."

બાંધી લીધો, અને આ માટે શહેનશાહ પોતાને ભારે ઇનામ આપશે એમ વિચારતાં તે હર્ષના આવેશમાં આવી ગયો.

જતાં જતાં દુર્ગાદાસે શંભાજીને કહ્યું:

"મહારાજ શંભાજી! હું મરવા તૈયાર છું; પણ યાદ રાખજો કે એક દિવસ તમ્હારી પણ આવી દયાજનક સ્થિતિ થનાર છે. તમ્હારૂં ભવિષ્ય હું નજરે જોઈ રહ્યો છું. જો તમ્હો હજુ પણ તમ્હારૂં હિત ઇચ્છતા હો તો આ દુષ્ટોની સોબત છોડી દેજો; નિર્દોષ અબળાઓ પર અત્યાચાર કરવાનું બંધ કરજો; પરસ્ત્રીઓને તમ્હારા પિતાની માફક મા બ્હેન ગણી માન આપતાં શીખજો, દારૂ પીવાનું બંધ કરજો અને સારા સલાહકારોની સલાહથી જ રાજ્ય કરજો. તમ્હારા પિતાએ ઘણા પ્રકારની મુશ્કેલીઓને સહન કરીને સ્થાપેલું મરાઠા સામ્રાજ્ય અકાળ મૃત્યુ ન પામે તેની સંભાળ રાખજો. મહારાજ! હજુ પણ સમજવાનો સમય છે માટે જ હું તમ્હોને આટલી વિનતી કરૂં છું."

શંભાજીએ દુર્ગાદાસની શિખામણને હસી કાઢી અને તેને મોગલ તંબુમાં લઇ જવાની આજ્ઞા કરી.

(૩)

શહેનશાહ ઔરંગઝેબે દુર્ગાદાસને પકડવા માટે ભગીરથ પ્રયત્નો કર્યા હતા, પણ તે મારવાડી સિંહ તેના હાથમાં આવ્યો ન હતો. દરેક પ્રસંગે દુર્ગાદાસે તેને થાપ આપી હતી. જ્યારે દુર્ગાદાસને પકડવાનો એક પણ ઉપાય રહ્યો નહિ ત્યારે શહેનશાહે દુર્ગાદાસને પકડવા માટે દશ હજાર અશર્ફિનું ઇનામ જાહેર કરાવ્યું હતું.

ઔરંગઝેબની લાંબા સમયની ધારેલી ઇચ્છા ફળીભૂત થઇ. શંભાજીએ દુર્ગાદાસને ઔરંગઝેબને ત્યાં પહોંચતો કર્યો. એક હિન્દુ રાજાએ એક દેશભક્ત હિન્દુ સરદારને મોગલ શહેનશાહના હાથમાં સોંપ્યો! જે કાર્ય અનેક યુદ્ધોથી ન થયું તે કાર્ય આટલી સરળતાથી થઇ ગયું તેથી ઔરંગઝેબના આનંદમાં વધારો થયો. કબિલસખાંને

શિયળની રક્ષા કરી મ્હારો ધર્મ બજાવ્યો છે. મ્હને જીવવાની કે મરવાની જરા પણ દરકાર નથી. મ્હારી તલવાર હું તમોને આપું છું. તમ્હો મ્હને બાંધી લ્યો. મ્હારૂં ત્હમે ગમે તે કરો તેની પણ મ્હને દરકાર નથી !"

આટલું કહી દુર્ગાદાસે તલવાર ફેંકી દીધી. શંભાજીના કહેવાથી કબિલસખાંએ તેના હાથ પગ બાંધ્યા. દુર્ગાદાસે કબિલસખાંને નિર્ભયતાથી પોતાના હાથ પગ બાંધવામાં સહાય કરી.

શંભાજીએ દુર્ગાદાસને બંધાયેલો જોઈ કહ્યું :

" દુર્ગાદાસ ! તું ખરેખર બડો બહાદુર પુરૂષ છે, તો બોલ હવે તને હું શી શિક્ષા કરૂં ? ત્હારે કેવા પ્રકારનું મોત જોઇએ છે તે જણાવ ! બોલ, બોલ, મારવાડી સરદાર ! ત્હારી છેલ્લી ઇચ્છા પુરી પાડવા હું તૈયાર છું !"

શંભાજીના શબ્દો સાંભળી કબિલસખાંએ કહ્યું :

" મહારાજ ! એ આજે તમ્હારે ત્યાં અતિથિ તરીકે છે તેથી તેને મોતની સજા ફરમાવવી એ ખરેખર યોગ્ય નથી. એને જો તમ્હારે ઘટતી શિક્ષા કરવી હોય તો એને શહેનશાહ ઔરંગઝેબ પાસે મોકલી આપો. આમ કરવાથી તમ્હોને બેવડો લાભ થશે. એક તો તમ્હો મનુષ્ય-હત્યાના પાતકમાંથી બચશો, અને બીજો શહેનશાહ ઔરંગઝેબ તમોને આ કાર્ય માટે ધન્યવાદ આપશે. દુર્ગાદાસને કેદ કરવાની શહેનશાહીની ઘણા લાંબા સમયથી ઇચ્છા છે. મોગલ દરબારમાં એને એની ચાલ-ચલગતનુંયોગ્ય ફળ મળી રહેશે."

શંભાજીને આ યુક્તિ પસંદ પડી. તેણે કહ્યું :

" આ યુક્તિ ઘણી સારી છે. એને ઔરંગઝેબ પાસે મોકલવો અને મૃત્યુના મુખમાં મોકલવો એ બંને સરખું જ છે. ઔરંગઝેબ જ એને ઠેકાણે આણશે. પારકાની બાબતમાં માથું મારવાથી કેવાં અનિષ્ટ પરિણામો આવે છે તેનું ભાન એને ઔરંગઝેબજ કરાવશે !"

શંભાજીની આજ્ઞાથી કબિલસખાંએ દુર્ગાદાસને સખ્ત રીતે

બાંધી લીધો, અને આ માટે શહેનશાહ પોતાને ભારે ઇનામ આપશે એમ વિચારતાં તે હર્ષના આવેશમાં આવી ગયો.

જતાં જતાં દુર્ગાદાસે શંભાજીને કહ્યું :

"મહારાજ શંભાજી! હું મરવા તૈયાર છું; પણ યાદ રાખજો કે એક દિવસ તમ્હારી પણ આવી દયાજનક સ્થિતિ થનાર છે. તમ્હારૂં ભવિષ્ય હું નજરે જોઈ રહ્યો છું. જો તમ્હો હજુ પણ તમ્હારૂં હિત ઇચ્છતા હો તો આ દુષ્ટોની સોબત છોડી દેજો; નિર્દોષ અબળાઓ પર અત્યાચાર કરવાનું બંધ કરજો; પરસ્ત્રીઓને તમ્હારા પિતાની માફક મા બ્હેન ગણી માન આપતાં શીખજો, દારૂ પીવાનું બંધ કરજો અને સારા સલાહકારોની સલાહથી જ રાજ્ય કરજો. તમ્હારા પિતાએ ઘણા પ્રકારની મુશ્કેલીઓને સહન કરીને સ્થાપેલું મરાઠા સામ્રાજ્ય અકાળ મૃત્યુ ન પામે તેની સંભાળ રાખજો. મહારાજ! હજુ પણ સમજવાનો સમય છે માટે જ હું તમ્હોને આટલી વિનતી કરૂં છું."

શંભાજીએ દુર્ગાદાસની શિખામણને હસી કાઢી અને તેને મોગલ તંબુમાં લઇ જવાની આજ્ઞા કરી.

(૩)

શહેનશાહ ઔરંગઝેબે દુર્ગાદાસને પકડવા માટે ભગીરથ પ્રયત્નો કર્યા હતા, પણ તે મારવાડી સિંહ તેના હાથમાં આવ્યો ન હતો. દરેક પ્રસંગે દુર્ગાદાસે તેને થાપ આપી હતી. જ્યારે દુર્ગાદાસને પકડવાનો એક પણ ઉપાય રહ્યો નહિ ત્યારે શહેનશાહે દુર્ગાદાસને પકડવા માટે દશ હજાર અશર્ફીનું ઇનામ જાહેર કરાવ્યું હતું.

ઔરંગઝેબની લાંબા સમયની ધારેલી ઇચ્છા ફળીભૂત થઇ. શંભાજીએ દુર્ગાદાસને ઔરંગઝેબને ત્યાં પહોંચતો કર્યો. એક હિન્દુ રાજાએ એક દેશભક્ત હિન્દુ સરદારને મોગલ શાહેનશાહના હાથમાં સોંપ્યો! જે કાર્ય અનેક યુદ્ધોથી ન થયું તે કાર્ય આટલી સરળતાથી થઇ ગયું તેથી ઔરંગઝેબના આનંદમાં વધારો થયો. કમ્બિલસખાંને

શિયળની રક્ષા કરી મ્હારો ધર્મ બજાવ્યો છે. મ્હને જીવવાની કે મરવાની જરા પણ દરકાર નથી. મ્હારી તલવાર હું તમોને આપું છું. તમ્હો મ્હને બાંધી લ્યો. મ્હારૂં ત્હમે ગમે તે કરો તેની પણ મ્હને દરકાર નથી!"

આટલું કહી દુર્ગાદાસે તલવાર ફેંકી દીધી. શંભાજીના કહેવાથી કબિલસખાંએ તેના હાથ પગ બાંધ્યા. દુર્ગાદાસે કબિલસખાંને નિર્ભયતાથી પોતાના હાથ પગ બાંધવામાં સહાય કરી.

શંભાજીએ દુર્ગાદાસને બંધાયેલો જોઇ કહ્યું:

"દુર્ગાદાસ! તું ખરેખર બડો બહાદુર પુરૂષ છે, તો બોલ હવે તને હું શી શિક્ષા કરૂં? ત્હારે કેવા પ્રકારનું મોત જોઇએ છે તે જણાવ! બોલ, બોલ, મારવાડી સરદાર! ત્હારી છેલ્લી ઇચ્છા પુરી પાડવા હું તૈયાર છું!"

શંભાજીના શબ્દો સાંભળી કબિલસખાંએ કહ્યું:

"મહારાજ! એ આજે તમ્હારે ત્યાં અતિથિ તરીકે છે તેથી તેને મોતની સજા ફરમાવવી એ ખરેખર યોગ્ય નથી. એને જો તમ્હારે ઘટતી શિક્ષા કરવી હોય તો એને શહેનશાહ ઔરંગઝેબ પાસે મોકલી આપો. આમ કરવાથી તમ્હોને બેવડો લાભ થશે. એક તો તમ્હો મનુષ્ય-હત્યાના પાતકમાંથી બચશો, અને બીજો શહેનશાહ ઔરંગઝેબ તમોને આ કાર્ય માટે ધન્યવાદ આપશે. દુર્ગાદાસને કેદ કરવાની શહેનશાહીની ઘણા લાંબા સમયથી ઇચ્છા છે. મોગલ દરબારમાં એને એની ચાલ-ચલગતનુંયોગ્ય ફળ મળી રહેશે."

શંભાજીને આ યુક્તિ પસંદ પડી. તેણે કહ્યું:

"આ યુક્તિ ઘણી સારી છે. એને ઔરંગઝેબ પાસે મોકલવો અને મૃત્યુના મુખમાં મોકલવો એ બંને સરખું જ છે. ઔરંગઝેબ જ એને ઠેકાણે આણશે. પારકાની બાબતમાં માથું મારવાથી કેવાં અનિષ્ટ પરિણામો આવે છે તેનું ભાન એને ઔરંગઝેબજ કરાવશે!"

શંભાજીની આજ્ઞાથી કબિલસખાંએ દુર્ગાદાસને સખ્ત રીતે

બાંધી લીધો, અને આ માટે શહેનશાહ પોતાને ભારે ઇનામ આપશે એમ વિચારતાં તે હર્ષના આવેશમાં આવી ગયો.

જતાં જતાં દુર્ગાદાસે શંભાજીને કહ્યું :

"મહારાજ શંભાજી! હું મરવા તૈયાર છું; પણ યાદ રાખજો કે એક દિવસ તમ્હારી પણ આવી દયાજનક સ્થિતિ થનાર છે. તમ્હારૂં ભવિષ્ય હું નજરે જોઈ રહ્યો છું. જો તમ્હો હજુ પણ તમ્હારૂં હિત ઇચ્છતા હો તો આ દુષ્ટોની સોબત છોડી દેજો; નિર્દોષ અબળાઓ પર અત્યાચાર કરવાનું બંધ કરજો; પરસ્ત્રીઓને તમ્હારા પિતાની માફક મા બ્હેન ગણી માન આપતાં શીખજો, દારૂ પીવાનું બંધ કરજો અને સારા સલાહકારોની સલાહથી જ રાજ્ય કરજો. તમ્હારા પિતાએ ઘણા પ્રકારની મુશ્કેલીઓને સહન કરીને સ્થાપેલું મરાઠા સામ્રાજ્ય અકાળ મૃત્યુ ન પામે તેની સંભાળ રાખજો. મહારાજ! હજુ પણ સમજવાનો સમય છે માટે જ હું તમ્હોને આટલી વિનતી કરૂં છું."

શંભાજીએ દુર્ગાદાસની શિખામણને હસી કાઢી અને તેને મોગલ તંબુમાં લઇ જવાની આજ્ઞા કરી.

(૩)

શહેનશાહ ઔરંગઝેબે દુર્ગાદાસને પકડવા માટે ભગીરથ પ્રયત્નો કર્યા હતા, પણ તે મારવાડી સિંહ તેના હાથમાં આવ્યો ન હતો. દરેક પ્રસંગે દુર્ગાદાસે તેને થાપ આપી હતી. જ્યારે દુર્ગાદાસને પકડવાનો એક પણ ઉપાય રહ્યો નહિં ત્યારે શહેનશાહે દુર્ગાદાસને પકડવા માટે દશ હજાર અશર્ફિનું ઇનામ જાહેર કરાવ્યું હતું.

ઔરંગઝેબની લાંબા સમયની ધારેલી ઇચ્છા ફળીભૂત થઇ. શંભાજીએ દુર્ગાદાસને ઔરંગઝેબને ત્યાં પહોંચતો કર્યો. એક હિન્દુ રાજાએ એક દેશભક્ત હિન્દુ સરદારને મોગલ શહેનશાહના હાથમાં સોંપ્યો! જે કાર્ય અનેક યુદ્ધોથી ન થયું તે કાર્ય આટલી સરળતાથી થઇ ગયું તેથી ઔરંગઝેબના આનંદમાં વધારો થયો. કબ્મિલસખાંને

ભારે કરી ! રાણા રાજસિંહના દરબારમાં ત્હેં મ્હારી સ્હામે એક મિઠ્ઠી નજર પણ ન ફેંકી ? મ્હને જોઇ ત્હારા હૃદયમાં ગરમી પણ પેદા ન થઈ ? મ્હારૂં રૂપયૌવન જોઇ મ્હને ત્હારી પોતાની કરવાની ઇચ્છા પણ તને ન થઇ ? તમ્હોએ મ્હારા હૃદયમાં મદનની ગરમી પેદા કરી મ્હને મુગ્ધ કરી નાંખી છે ! અરે, તમ્હારી પ્રેમભાગિની થવા માટે તો હું શહેનશાહને દિલ્હીથી મારવાડ, મારવાડથી અજમેર અને અજમેરથી આજ દક્ષિણમાં અહમદનગરમાં લઈ આવી છું. જો તમ્હને મ્હારા ત્હમારા ઉપરના પ્રેમની ખબર હોય તો તમ્હે કદાપી પણ મ્હારો પ્યાર તુચ્છકારો નહિં ! મ્હને કદિ પણ નિરાશ કરો નહિં ! અરે, પણ તેમાં તમ્હારો શો વાંક ! આ ગુલનો તમ્હારા પર આટલો બધો નિઃસીમ પ્રેમ છે એની તમને ખબર ક્યાંથી હોય ? દુર્ગાદાસ ! ત્હમારા સિવાય હું કોઇને પણ આ જગતમાં પુરૂષ કહેતી નથી. આ પ્રેમની આગ ઘણી પ્રચંડ છે. એનું દર્દ જેટલું સખત છે તેટલું જ અસહ્ય છે. દુર્ગાદાસ ! ત્હમે મ્હારા તનમાં તાલાવેલી લગાડી છે. તો શું ત્હમે હજુ પણ મ્હને નિરાશ કરશો ?" આમ અનેક પ્રકારના વિચારો કરતી બેગમ ગુલનાર પોતાના પલંગમાં ઢળી પડી.

* * *

દુર્ગાદાસ કેદ થયાના સમાચાર ઔરંગઝેબ પોતાની માનીતી બેગમ ગુલનારને કહેવા અંતઃપુરમાં ગયો. અંતઃપુરમાં ગુલનાર બેભાન અવસ્થામાં શરીરના વસ્ત્રની પણ દરકાર વિના પર્યંકમાં પડી આમ તેમ આળોટતી હતી. તેની તેવી સ્થિતિ જોઈ ઔરંગઝેબ મ્હાત થયો. તે તરત જ બેગમની પાસે પલંગ ઉપર જઇ બેઠો અને શરીરે હાથ ફેરવતાં કહેવા લાગ્યો :

"પ્યારી ગુલ ! આપણી ઘણા દિવસની મુરાદ આજે બર આવી છે. મારવાડનો સિંહ આપણે ત્યાં કેદી થઇ આવ્યો છે !"

"શું તમ્હો મ્હારી મશ્કરી કરવા આવ્યા છો ?"

"નહિ, બેગમ ! હું તમ્હોને આ ખુશખબર આપવા આ-

છું. હું સત્ય કહું છું. હું મશ્કરી કરતો નથી. આપણો સરદાર કબિલ સખાં એને શંભાજીને ત્યાંથી બાંધીને લઇ આવ્યો છે !"

"હાશ ! મ્હને ઘણો આનંદ થાય છે. એક સાધારણ સરદારને હાથે મારવાડનો સિંહ કેદ પકડાય એ ખરેખર આશ્ચર્યજનક છે !"

"બેગમ ! તે ગમે તેમ હો, પણ આજે એ આપણો કેદી છે. આજનો દિવસ આપણે માટે ગર્વનો તેમજ આનંદનો છે !"

"જહાંપનાહ ! આથી તમ્હારા કરતાં મ્હને આનંદ વધારે થયો છે. મ્હારી વિનંતી છે કે દુર્ગાદાસને કાંઇ પણ સજા ન કરતાં છોડી દેવો."

"શું હાથમાં આવેલા દુશ્મનને છોડી દેવો ?"

"જહાંપનાહ ! હું સાચું કહું છું કે તમ્હારે એને છોડી દેવો પડશે !"

"બેગમ સાહેબ ! તમ્હો આ બોલો છો કે બકો છો ? તમ્હોને દારૂનું ઘેન ચડયું લાગે છે. તેમાં જ તમ્હો કાંઇનું કાંઇ લવો છો. તેમ ન હોય તો પિંજરમાં પુરાયેલા સિંહને છોડવાની વાત જ ન કરો !"

"જહાંપનાહ ! ખરેખર હું નસામાં છું, તેથી જ આવું બોલું છું. પણ તમ્હારે એ કેદીને છોડવો પડશે જ !"

"ગુલનાર ! તું અત્યારે ભાનમાં નથી તેથી ત્હારી સાથે વધુ વાત કરવા હું માંગતો નથી !"

"તો તમ્હોને વાત કરવા અહિંઆ કોણે બોલાવ્યા હતા ?"

"હું મ્હારી જાતે જ દુર્ગાદાસ કેદ થયાના સમાચાર કહેવા તારી પાસે આવ્યો છું. ત્યારે તું તેને છોડી દેવાની વાત કરે છે. જેને કેદ પકડવા તું મ્હને રાતદિવસ પજવતી હતી, જેને ગિરફતાર કરવા માટે તેં મ્હને સુખે સુવા પણ દીધો ન હતો તે જ માણસ કેદી તરીકે પકડાય ત્યારે તેને છોડી દેવાની વાત કરવી એ શું સૂચવે છે ? એજ કે ત્હારી માનસિક સ્થિતિ ઠેકાણે નથી. અત્યારે તું ત્હારૂં ભાન ભૂલી છે ! બેગમ ! સુખેથી નિદ્રા લ્યો !"

"મ્હને બધું ભાન છે. જહાંપનાહ! કહો દુર્ગાદાસ ક્યાં છે? તેને ક્યાં કેદ રાખવામાં આવ્યો છે?"

"દિલેરખાનની દેખરેખ હેઠળ. એ કેદીએ મ્હારૂં સત્યાનાશ વાળ્યું છે. એણે મ્હને મ્હાત કર્યો છે. એણે મ્હારા પિતૃદ્રોહી શાહજાદાને આશ્રય આપ્યો છે, અને એણે જ મોગલાઈનો અંત આણવા માટે મ્હારી સ્હામે મોરચા માંડ્યા છે. તો બોલ કે આવા કેદીને મ્હારે શી સજા કરવી?"

"હું તો કહું છું કે તમ્હો એને છોડી દો."

"એમ કેમ બને વ્હાલી ગુલનાર!"

"ઘણી ખુશીથી એમ બની શકે છે. જો તમ્હો એને નહિ છોડશો તો હું જાતે જઇ એને મુક્ત કરીશ."

'હું જોઉં છું કે તું એને કેવી રીતે છોડે છે?"

આટલું કહી શહેનશાહ અંતઃપુર છોડી ચાલ્યા ગયા. પોતાની બેગમની વર્તણુકમાં તેને અદ્દભુત પરિવર્તન લાગ્યું, છતાં પણ દારૂના નસામાં બેગમ આમ બોલતી હશે એમ ધારી તેણે મન વાર્યું.

અહિંઆ ગુલનારનો આનંદ માતો નથી. જે વસ્તુ મેળવવા તે આજ સુધી ઝંખતી હતી તે વસ્તુ આમ અનાયાસે એકાએક આવી મળવાથી તે હર્ષના આવેશમાં આવી ગઇ. તે મનમાં જ વિચાર કરવા લાગી :–

"દુર્ગાદાસ! ત્હને હું આજે જ કેદમાંથી મુક્ત કરીશ. હું મ્હારા હાથે ત્હારી લોહશૃંખલા તોડીશ. ત્હને મ્હારી વિશાળ છાતીપર સુવાડીશ. આજે ત્હારા બાહુપિંજરમાં ભરાઇ જઇ હું મ્હારો કામાગ્નિ શાંત કરીશ. આ શહેનશાહની તો મ્હારી આગળ એક કોડી જેટલી પણ કિંમત નથી. એ તો મ્હારા હાથમાં એક પુતળા સમાન છે. દુર્ગાદાસ! ત્હારૂં શૌર્ય, ત્હારો પ્રભાવ અને ત્હારી વાણીના વિલાસ આગળ મ્હને આ બેગમનું પદ તુચ્છ લાગે છે. દુર્ગાદાસ! તેં ગમે તેવા ગુન્હા કર્યા હોય છતાં તું મ્હારી ક્ષમાને પાત્ર છે!"

આમ વિચાર કરતી કરતી બેગમ પુનઃ આનંદના આ

છું. હું સત્ય કહું છું. હું મશ્કરી કરતો નથી. આપણો સરદાર કબિલ સરખાં એને શંભાજીને ત્યાંથી બાંધીને લઇ આવ્યો છે !"

"હાશ ! મ્હને ઘણો આનંદ થાય છે. એક સાધારણ સરદારને હાથે મારવાડનો સિંહ કેદ પકડાય એ ખરેખર આશ્ચર્યજનક છે !"

"બેગમ ! તે ગમે તેમ હો, પણ આજે એ આપણો કેદી છે. આજનો દિવસ આપણે માટે ગર્વનો તેમજ આનંદનો છે !"

"જહાંપનાહ ! આથી તમ્હારા કરતાં મ્હને આનંદ વધારે થયો છે. મ્હારી વિનંતી છે કે દુર્ગાદાસને કાંઇ પણ સજા ન કરતાં છોડી દેવો."

"શું હાથમાં આવેલા દુશ્મનને છોડી દેવો ?"

"જહાંપનાહ ! હું સાચું કહું છું કે તમ્હારે એને છોડી દેવો પડશે !"

"બેગમ સાહેબ ! તમ્હો આ બોલો છો કે બકો છો ! તમ્હોને દારૂનું ઘેન ચડયું લાગે છે. તેમાં જ તમ્હો કાંઇનું કાંઇ લવો છો. તેમ ન હોય તો પિંજરમાં પુરાયેલા સિંહને છોડવાની વાત જ ન કરો !"

"જહાંપનાહ ! ખરેખર હું નસામાં છું, તેથી જ આવું બોલું છું. પણ તમ્હારે એ કેદીને છોડવો પડશે જ !"

"ગુલનાર ! તું અત્યારે ભાનમાં નથી તેથી ત્હારી સાથે વધુ વાત કરવા હું માંગતો નથી !"

"તો તમ્હોને વાત કરવા અહિંઆ કોણે બોલાવ્યા હતા ?"

"હું મ્હારી જાતે જ દુર્ગાદાસ કેદ થયાના સમાચાર કહેવા તારી પાસે આવ્યો છું. ત્યારે તું તેને છોડી દેવાની વાત કરે છે. જેને કેદ પકડવા તું મ્હને રાતદિવસ પજવતી હતી, જેને ગિરફતાર કરવા માટે તેં મ્હને સુખે સુવા પણ દીધો ન હતો તે જ માણસ કેદી તરીકે પકડાય ત્યારે તેને છોડી દેવાની વાત કરવી એ શું સૂચવે છે ? એજ કે ત્હારી માનસિક સ્થિતિ ઠેકાણે નથી. અત્યારે તું ત્હારૂં ભાન ભૂલી છે ! બેગમ ! સુખેથી નિદ્રા લ્યો !"

"મ્હને બધું ભાન છે. જહાંપનાહ! કહો દુર્ગાદાસ ક્યાં છે? તેને ક્યાં કેદ રાખવામાં આવ્યો છે?"

"દિલેરખાનની દેખરેખ હેઠળ. એ કેદીએ મ્હારૂં સત્યાનાશ વાળ્યું છે. એણે મ્હને મ્હાત કર્યો છે. એણે મ્હારા પિતૃદ્રોહી શાહજાદાને આશ્રય આપ્યો છે, અને એણે જ મોગલાઈનો અંત આણવા માટે મ્હારી સ્હામે મોરચા માંડ્યા છે. તો બોલ કે આવા કેદીને મ્હારે શી સજા કરવી?"

"હું તો કહું છું કે તમ્હો એને છોડી દો."

"એમ કેમ બને વ્હાલી ગુલનાર!"

"ઘણી ખુશીથી એમ બની શકે છે. જો તમ્હો એને નહિં છોડશો તો હું જાતે જઇ એને મુક્ત કરીશ."

'હું જોઉં છું કે તું એને કેવી રીતે છોડે છે?"

આટલું કહી શહેનશાહ અંતઃપુર છોડી ચાલ્યા ગયા. પોતાની બેગમની વર્તણુકમાં તેને અદ્‌ભુત પરિવર્તન લાગ્યું, છતાં પણ દારૂના નસામાં બેગમ આમ બોલતી હશે એમ ધારી તેણે મન વાર્યું.

અહિંઆ ગુલનારનો આનંદ માતો નથી. જે વસ્તુ મેળવવા તે આજ સુધી ઝંખતી હતી તે વસ્તુ આમ અનાયાસે એકાએક આવી મળવાથી તે હર્ષના આવેશમાં આવી ગઇ. તે મનમાં જ વિચાર કરવા લાગી :—

"દુર્ગાદાસ! ત્હને હું આજે જ કેદમાંથી મુક્ત કરીશ. હું મ્હારા હાથે ત્હારી લોહશૃંખલા તોડીશ. ત્હને મ્હારી વિશાળ છાતીપર સુવાડીશ. આજે ત્હારા બાહુપિંજરમાં ભરાઇ જઇ હું મ્હારો કામાગ્નિ શાંત કરીશ. આ શહેનશાહની તો મ્હારી આગળ એક કોડી જેટલી પણ કિંમત નથી. એ તો મ્હારા હાથમાં એક પુતળા સમાન છે. દુર્ગાદાસ! ત્હારૂં શૌર્ય, ત્હારો પ્રભાવ અને ત્હારી વાણીના વિલાસ આગળ મ્હને આ બેગમનું પદ તુચ્છ લાગે છે. દુર્ગાદાસ! તેં ગમે તેવા ગુન્હા કર્યા હોય છતાં તું મ્હારી ક્ષમાને પાત્ર છે!"

આમ વિચાર કરતી કરતી બેગમ પુનઃ આનંદના આવેશમાં

આવી ગઈ, અને તરત જ પલંગમાંથી ઉઠી જે દિશામાં દુર્ગાદાસને કેદી તરીકે રાખવામાં આવ્યો હતો તે દિશામાં ગઇ. આ સમયે બેગમના શરીર પર ઘણું બારીક વસ્ત્ર હતું. તેણે પોતાના શરીર પર કિંમતી આભૂષણો પહેર્યાં હતાં. પણ તેના બારીક વસ્ત્રમાંથી તેનું બધું શરીર આરપાર દેખાતું હતું. ગમે તેવા સંયમીને પણ ભાન ભુલાવે એવું બેગમનું સૌન્દર્ય હતું. દુર્ગાદાસને વશ કરવાના ઇરાદે બેગમે કામકળાના સઘળા ઉપાયો યોજ્યા હતા.

* * *

મધ્યરાત્રિનો સમય હતો. દુર્ગાદાસને એક ભોંયરામાં કેદી તરીકે પુરી રાખવામાં આવ્યો હતો. દુર્ગાદાસ સુતો હતો. હ્હેનો એક હાથ તેણે માથા તળે રાખ્યો હતો. હ્હેના પ્રત્યેક અંગની મોહકતા જોનારને નજરે પડતી હતી. સ્નાયુએ સ્નાયુએ તેના અંગનો મરોડ સ્પષ્ટ દેખાતો હતો.

હ્હેની સુવાની છટામાં વીરતાને યોગ્ય એવો તેનો અહંભાવ દેખાઇ આવતો હતો. કોઇને પણ ન નમે એવો તે અદ્દ્ભુત મારવાડનો સિંહ આજે મોગલ શહેનશાહને ત્યાં કેદી હતો. તેને હાથે પગે લોઢાની ભારે બેડીઓ હતી. હ્હેના જાતિભાઇએ જ તેની આ દશા કરાવી હતી, તે માટે જ તે શોક કરતો હતો. હ્હેને કેદખાનાનો ડર ન હતો. હ્હેને મનથી મૃત્યુ તો રમત સમાન હતું. તે શંભાજીના ભવિષ્ય વિષે જ સુતો સુતો વિચાર કરી રહ્યો હતો. મધ્યરાત્રિ થઇ હતી પણ આ જ્યોતિર્ધરની પાંપણ સરખી પણ મળી ન હતી. તે બેપરવાઇથી તેમજ તિરસ્કારથી ભોંયરામાં પડી રહ્યો હતો. તેનું ચિત્ત અનેક વિચારપરંપરામાં ગુંથાયેલું હતું.

બેગમ ગુલનારે પોતાની ઇચ્છા પરિપૂર્ણ કરવા આજે નિશ્ચય કર્યો હતો. તે કેદખાનાના ભોંયરા પાસે આવી. બારણા આગળ પળવાર ઉભી રહી. હ્હેની આંખમાં ગભરાટ હતો, ક્ષોભ હતો, મોહિની હતી. તેના ચિત્તમાં જરા પણ શાન્તિ ન હતી.

તેને દુર્ગાદાસ પર ઘણી મોહિની લાગી ગઇ હતી. દુર્ગાદાસને મળવા

ત્હેની આંખો તલસી રહી હતી. ત્હેને આલિંગન આપવા માટે તેના હાથ હસી રહ્યા હતા, ત્હેને ભેટવા ત્હેનું હૈયું ઉછાળા મારી રહ્યું હતું. તે એક ડગલું આગળ વધી અને ધીમેથી ભોંયરાનું બારણું ઉઘાડી તે ભોંયરામાં દાખલ થઈ.

"મધ્યરાત્રિએ અહિં એકાન્તમાં પરપુરૂષને મળવા આવનાર આપ કોણ છો ?" દુર્ગાદાસે ત્હેને જોતાં વિસ્મયતાથી પ્રશ્ન કર્યો. તે સંયમી હતો, પણ આ સ્ત્રીનું અદ્દભુત રૂપલાવણ્ય જોઈ તે પ્રથમ દર્શને સ્હેજ શિથિલ થયો. તે સ્ત્રીની તેજસ્વી મુખમુદ્રા તેને આકર્ષી રહી. તેણે ઘણીએ સૌન્દર્યવતી સુન્દરીઓ જોઈ હતી પણ આ સુંદરીનું લાવણ્ય ખરેખર અદ્દભુત હતું.

"સરદાર ! હું છું શહેનશાહ ઔરંગઝેબની માનીતી બેગમ ગુલનાર !" ગુલનારે મીઠી જબાનથી જવાબ દીધો.

"બેગમ ગુલનાર !"

"હા ! હા ! બેગમ ગુલનાર ! તે જ બેગમ કે જેને તમ્હોએ જીવતદાન આપી ઉગારી હતી. શું તમ્હો મ્હને ઓળખતા નથી ?"

"બેગમ ! ઘણી સારી રીતે ઓળખું છું. પણ અહિંઆ મધ્યરાત્રિએ પરપુરૂષને એકલાં મળવા આવવાનું કાંઈ કારણ ?"

"કારણ કાંઇ નહિ. તે દિવસે હું તમ્હારે ત્યાં કેદી હતી, આજે તમ્હો મ્હારે ત્યાં કેદી છો."

"તો શું આપ તેનો બદલો લેવા આવ્યાં છો ?"

"ના, હું તમ્હોને આશ્વાસન આપવા આવી છું. હું તમ્હોને મુક્ત કરવા આવી છું."

"કોની આજ્ઞાથી ?"

"આજ્ઞા ! બેગમ ગુલનારને તે વળી આજ્ઞાની શી જરૂર ?"

"શું તમ્હોને શહેનશાહનો જરા પણ ડર નથી લાગતો ?"

"ગુલનાર શહેનશાહની પરવા નથી કરતી. શહેનશાહ તો મ્હારા

તમાં એક રમકડા બરાબર છે. એની તાકાત નથી કે એ આ આગસનો બોલ પાછો વાળે !"

"તમ્હોને મ્હને મુક્ત કરવાથી શો લાભ થાય એમ છે ?"

"લાભ ? ઘણાયે લાભો થાય એમ છે. વીર દુર્ગાદાસ ! હું તમ્હોને ચાહું છું. તમ્હને મ્હારૂં દિલ આપવા આવી છું."

"શું તમ્હો મ્હારી મશ્કરી કરો છો ?"

"નહિં ! દીલદાર ! જરાએ નહિં."

"તમ્હને ખબર છે કે તમે કોની સાથે, ક્યાં અને કેવી સ્થિતિમાં વાત કરો છો ?"

"ઘણી ખબર છે દીલદાર ! હું સારાયે હિન્દુસ્તાનના શહેનશાહ ઔરંગઝેબની માનીતી બેગમ ગુલનાર આજે અડધી રાત્રિએ આ ભોંયરામાં મારવાડના એક સાધારણ પણ મ્હારે મન અસાધારણ એવા અલૌકિક સરદાર સાથે વાત કરી રહી છું. હું તમ્હારા પર મોહીત થઇ છું. તમ્હારા મોહક મુખે, તહમારા પ્રચંડ કદે, તેમ જ તમ્હારા મરોડદાર સ્નાયુએ મ્હને તમ્હારી પ્રત્યે આકર્ષી લીધી છે. જે દિવસથી મ્હેં તમને રાણા રાજસિંહના દરબારમાં જોયા હતા તે દિવસથી જ હું તમ્હારી થઇ રહી છું. તમ્હારો પ્રેમ મેળવવા માટે હું દક્ષિણમાં આવી છું, તો મ્હારા કુદરતી પ્રેમને ઠેલશો નહિં.

"બેગમ સાહેબ......!"

"સરદાર, તમ્હો આટલા બધા અકળાવ છો કેમ ? તમ્હો શા માટે ગભરાવ છો ? હું શહેનશાહની બેગમ છું, તમ્હારૂં નામ કોઇ પણ લે એમ નથી !"

"અરે પણ તમ્હો આ શું કરવા બેઠાં છો ?"

"કાંઈ નહિં, દીલદાર ! હું તમ્હોને ચાહું છું !"

"તહમે મ્હને કદાચ વ્હાતાં હશો, પણ હું તમ્હોને વ્હાતો નથી ! રાજપૂતો પરસ્ત્રીને મા બ્હેન સમાન ગણે છે."

"દુર્ગાદાસ ! હું કોઇ સાધારણ સ્ત્રી નથી. હું બાદશાહની બેગમ છું. મ્હેં તમ્હોને મ્હારા હૃદયસિંહાસન પર બેસાડયા છે-તમ્હોને મ્હારા દિલદાર કર્યા છે. દુર્ગાદાસ ! તમ્હોને જોતાં જ મ્હારા હૃદયમાં ઉષ્માની સત્તા વ્યાપી ગઈ છે. અત્યારે મ્હારૂં હૃદય મ્હારા કબજામાં નથી પણ તમને સોંપાઇ ગયું છે. એક દુઃખી પ્રેમી સ્ત્રીને કામાગ્નિથી બચાવવાનું ઔષધ તમ્હારી પાસે જ છે !"

"પણ એવું ઔષધ મ્હારાથી ન અપાય !"

"દુર્ગાદાસ ! ત્હમારા એક આલિંગનથી, ત્હમારા એક માત્ર હાથ ફેરવવાથી, ત્હમારા એક મધુરા ચુંબનથી મ્હારા હૃદયની વ્યથા શાંત થાય એમ છે. મ્હારાં નયનો ઘેરાય છે. મ્હને ચક્કર આવે છે. આ ગુલબદનનું હૃદય કેટલું નિર્મળ છે તે તમ્હો નહિં જાણો. દુર્ગાદાસ ! મ્હને બચાવવી કે મારવી એ ત્હમારા હાથમાં છે !"

"બેગમ સાહેબ ! મ્હને માફ કરો. હું ત્હમારો વ્યાધિ મટાડી શકું એમ નથી."

"દુર્ગાદાસ ! તમ્હો આ શું કહો છો ? મ્હારી પાસે શું નથી ? શું તમ્હો મ્હારી આટલી પણ ઇચ્છા પરિપૂર્ણ નહિં કરશો ? જે દિવસે મ્હેં તમ્હોને પ્રથમ જોયા હતા તે દિવસે જ મ્હેં માની લીધું હતું કે તમ્હો મ્હારા માનનું મર્દન કરશો. તમ્હો મ્હારા સંતપ્ત હૃદયને શાંતિ આપશો. તે દિવસે હું તમ્હારે ત્યાં કેદી હતી એટલે કેદી તરીકે પ્રેમની ભિક્ષા માંગવી એ મ્હારી પ્રકૃતિ વિરૂદ્ધ હોવાથી હું મુંગી રહી હતી. પણ આજે તમ્હો મ્હારા કેદી છો એટલે તમ્હારા ચરણે પડીને પણ હું પ્રેમની ભિક્ષા માગું છું !"

"પરંતુ એ ભિક્ષા મ્હારાથી આપી શકાય તેમ નથી."

"તમ્હો શા સારૂ મ્હને તરછોડો છો ? હું મોગલ શહેનશાહની માનીતી રાણી-મ્હારી પાસે શું નથી ? મ્હારી આંગળીના ઇશારા પર આખી મોગલ સલ્તનત ટકી રહી છે. જેને માટે શહેનશાહ ઔરંગઝેબ

ગાંડોઘેલો બની જાય છે, જેનાં મદભર નયણાંનું એક મટકું માણવાને શહેનશાહ દિવસમાં હજારો આંટા ખાય છે તે આ વખતે અને આવી હાલતમાં ચાલતી તમ્હારી પાસે આવી ભિક્ષા માંગે છે, તો ત્હેને તમ્હો પાછી ઠેલો છો ? ”

“ બેગમ સાહેબ ! વિશ્વમાં બધા જ ઔરંગઝેબ નથી હોતા ! ”

“ મ્હારા વ્હાલા સરદાર ! તમ્હો શા માટે મ્હારી મશ્કરી કરો છો ? તમ્હો ઘડીભર મ્હારા આ મરોડદાર ખીલી રહેલા અંગ તરફ તો જુઓ. આજ તમ્હોને જોઇને મારૂં હૈયું થનથનાટ કરી રહ્યું છે. દુર્ગાદાસ ! તમ્હોને શું મ્હારી દયા પણ આવતી નથી ? મારવાડના સરદાર ! હું ત્હને ન્યાલ કરીશ ! ત્હને દિલ્હીના રાજસિંહાસન પર બેસાડીશ ! બાદશાહ તો મ્હારો એક ગુલામ માત્ર છે ! એની મ્હને જરા પણ દરકાર નથી. આવો ! આવો ! મ્હારા દીલદાર ! મ્હને તમ્હારા બાહુપિંજરમાં સમાવી હૃદયદાન દો. ”

“ બેગમ સાહેબ ! આવી બુરી રીતે મ્હને દિલ્હીનું સામ્રાજ્ય તો શું પણ આખા વિશ્વનું સામ્રાજ્ય આપવામાં આવે તો તેને પણ લાત મારવા હું તૈયાર છું. મ્હને માફ કરો. હું તમ્હોને વિનવું છું. તમ્હારી આ નિર્લજ્જ માગણીનો સ્વીકાર દુર્ગાદાસથી થઇ શકે એમ નથી ! ”

“ શું મોગલ સલ્તનતના માલીક અને ગુલનાર જેવી સૌન્દર્ય-વતી બેગમના નાથ થવાનું તમોને પસંદ નથી ? વ્હાલા દુર્ગાદાસ ! મ્હને એક જ વખત હસીને બોલાવો. મ્હને એક જ વખત તમ્હારા બાહુમાં સમાવી દ્યો. મ્હને એક જ મિઠા ચુંબનનો લ્હાવો આપો. ”

“ બેગમ ! અસત્ય અને અધર્મના માર્ગે આખી સૃષ્ટિની બાદશાહી મ્હને મળતી હોય તો તે પણ મ્હારા મનથી તુચ્છ છે. સત્ય અને ધર્મ આગળ આ બધું વૃથા છે. બેગમ ! તમ્હારે શી ખોટ છે ? શાહેનશાહ ઔરંગઝેબનાં બેગમ ! તમ્હો પાછાં ફરો ! તમ્હો તમ્હારૂં

ભાન ભૂલ્યાં છો. તમ્હો પાપી વિચારથી પરવરદિગારના ગુન્હેગાર બનો છો. તમ્હો મોગલ શહેનશાહતને કલંકિત કરો છો, અને તમ્હારા પતિના નામ પર પાણી ફેરવો છો."

"ત્યારે શું તમ્હો મ્હને ચાહતા નથી? શું મારૂં સૌન્દર્ય તમને મુગ્ધ કરતું નથી? તમ્હો રસહીણ છો?"

"બેગમ! હું સૌન્દર્યનો ઉપાસક છું. અનેક મહત્વાકાંક્ષાઓ અને કલ્પનાઓ મ્હેં મ્હારા જીવનમાં સેવી છે અને હજુ પણ સેવું છું. અબળાનું રક્ષણ કરવું એ મ્હારા જીવનનું પ્રથમ કર્તવ્ય છે. સ્ત્રીઓને હું પૂજું છું. દુઃખમાં ઘેરાયેલી સ્ત્રીઓને હું બચાવું છું. પણ તમ્હારા જેવી અવળે માર્ગે ચઢેલી સ્ત્રીઓને તો હું દૂરથી જ નમસ્કાર કરૂં છું. બેગમ! તમ્હો ધર્મભ્રષ્ટ થયાં છો. રાજપૂતો કદાપિ તમ્હારા જેવી સ્ત્રીઓનું રક્ષણ ન કરે. મોગલ શહેનશાહની જે બેગમનાં દર્શન મ્હને એક સમયે પાવનકારી લાગ્યાં હતાં, તે જ બેગમનાં દર્શન મ્હને આજે પાપમય લાગે છે. એક દિવસ તમ્હો મ્હને પૂજ્ય લાગતાં હતાં, આજે હું તમ્હોને ધિક્કારૂં છું!"

"ત્યારે શું તમ્હો મ્હને ખરેખર નહિં જ ચાહો?"

"જરાયે નહિં. હું તમ્હને ધિક્કારૂં છું."

"સરદાર! હું તમ્હોને દુઃખમાંથી મુક્ત કરી સુખમાં વધારો કરવા આવી છું. તમ્હને આ તુરંગમાંથી મુક્ત કરી દિલ્હીના રાજ્યસિંહાસને બેસાડવા આવી છું. એક સાધારણ પંક્તિના સરદારને મોગલ બાદશાહની બેગમનો દીલદાર કરવા આવી છું. માટે વિચારો, સરદાર! હજી વિચારો!"

"દેવી, મ્હેં ખૂબ વિચાર કીધો છે. મ્હારે એમાંનું કાંઈ પણ જોઈતું નથી. એ બધાંના કરતાં આ કેદખાનું જ સારૂં છે. એક પરસ્ત્રી સાથે વ્યભિચાર કરવો એ મ્હારે મનથી મ્હોટામાં મ્હોટું

પાપ છે. સાચો રાજપૂત પોતાના પ્રાણના ભોગે પણ આ પાતક વ્હોરશે નહિં. બેગમ ! તમ્હારૂં જીવન અપવિત્ર થયું છે. તમ્હો માનસિક વ્યભિચારથી પતિત થયાં છો. હજુ પણ વિચારણા બદલવાનો સમય છે. તમ્હારા જીવનનો માર્ગ સુપંથે વાળી શકાય એમ છે. ત્હમે હવે પાછાં ફરો. મ્હારી આંખો ઘેરાય છે. તમ્હોને તમ્હારી ઇજ્જત વ્હાલી નથી, તમ્હોને તમ્હારા 'શિયળ'ની કિંમત નથી. જો તમે તમ્હારી ઈજ્જત નહિં રાખશો તો તે રખાવવાનો હું પરાણે પ્રયત્ન કરીશ. બેગમ ! મ્હને માફ કરો."

"દુર્ગાદાસ ! આ ગુલનારની આજ્ઞા પાછી ઠેલવાથી શું પરિણામ આવશે તેનો તમને ખ્યાલ પણ છે કે ?"

"હા, મ્હને તેનો ખ્યાલ સારી પેઠે છે."

"દુર્ગાદાસ ! તમ્હારી સમક્ષ કેવળ બે વસ્તુ છે: એક ગુલનારનો પ્રેમ અથવા તમારૂં મોત. પસંદ કરો આ બેમાંથી એક !"

"બેગમ ! ઘણી ખુશીથી મ્હેં મ્હારૂં મોત પસંદ કરી લીધું છે."

"દુર્ગાદાસ ! તમ્હો હજુ પણ મ્હારી મશ્કરી કરો છો ?"

"બેગમ ! મ્હેં જીવનમાં આજ સુધી કોઈ પણ સ્ત્રીની મશ્કરી કરી નથી. હું મરવાને તૈયાર છું. હવે મ્હારે કાંઇ કરવાપણું રહ્યું નથી."

"ઠીક છે અભિમાની સરદાર ! તેમજ થશે. ત્હને કુતરાંના મોતે મરતો હું જોઈશ ત્યારે જ આ બેગમને શાંતિ થશે."

"કામબખ્શ ! અંદર આવ !" બેગમે તેના દીકરાને બોલાવ્યો.

"આ આવ્યો. શી આજ્ઞા છે અમ્મીજાન ?"

"આ કેદીને આ ઘડીએજ કાપી નાંખ !"

"શું કહો છો અમ્મીજાન ? બાદશાહનો હુકમ છે ?"

"બાદશાહના હુકમની શી જરૂર છે ? મ્હારો હુકમ છે કે તું એના શરીરના કટકા કર. કામબખ્શ ! તું શું જોઈ રહ્યો છે ? ચલાવ તારી તલવાર અને આણ આ કાફરનો અંત !"

"કેદી! મરવા તૈયાર થા." કામબખ્શે કહ્યું.

"હું તૈયાર જ છું." કહી દુર્ગાદાસ ટટાર થયો. મૃત્યુ પાસે આવતાં તેનું વદન આનંદથી પ્રફુલ્લિત થયું. તેના મ્હોં પર શોક, ભય તેમ જ ચિન્તાની એક પણ રેખા દેખાતી ન હતી. કામબખ્શ એક ડગલું આગળ વધ્યો અને દુર્ગાદાસના શરીરના બે ટુકડા કરવા તેણે પોતાની તલવાર ઉગામી. જેવો તે પ્રહાર કરવા જાય છે એટલામાં જ મોગલ સેનાનાયક દિલેરખાંએ આવી તેના હાથમાંથી તલવાર છીનવી લીધી. તેને ધક્કો મારી ભોંયપર ગબડાવ્યો, અને દુર્ગાદાસની લોહશૃંખલા તોડવાનો પ્રયત્ન કરવા લાગ્યો.

સેનાપતિને જોતાં બેગમે તેને પ્રશ્ન કર્યો: "દિલેરખાન! તમ્હો કોની આજ્ઞાથી મ્હારા હુકમની આડે આવ્યા?"

"દિલેરખાન કોઈથી ડરતો નથી. સત્ય ને ધર્મના રક્ષણ માટે દિલેરખાન કોઇની પણ આજ્ઞાની પરવા કરતો નથી."

"દિલેરખાન! ત્હને ખબર છે કે તું કોની આગળ આ બધું બોલે છે? મ્હારા હુકમનો અનાદર કરવાની ત્હારી શી તાકાત?"

"હું સમજું છું, બેગમ! હું આજે એક પાપિણી સ્ત્રીની સમક્ષ ઉભો છું. તમ્હો આજ સુધી મ્હારાં પૂજ્ય બેગમ સાહેબા હતાં, મ્હારા મસ્તકના મણિરૂપ હતાં, પણ આજના તમ્હારા આ નીચ વર્તનથી તમ્હો નિર્લજ્જ અને નફટ-પાપિણી છો એમ મ્હારા જોવામાં આવ્યું છે. બેગમ! શું તમ્હો એમ ધારો છો કે હું તમ્હારી વર્તણુકથી અજ્ઞાત છું? શું તમ્હારી વાત મ્હેં સાંભળી જ નથી? તમ્હારી અને દુર્ગાદાસની બધી વાતચીત મ્હેં સાંભળી છે. બેગમ! તમ્હો વિશ્વાસઘાતિની છો, પાપિણી છો, નીચ છો, કુલટા છો, એક અધમ વારાંગના છો. જ્યારે દુર્ગાદાસ! ખરેખર એક દેવી ફરિસ્તો છે! તે રાજપૂતભૂષણ છે!"

"કમજાત સેનાપતિ! વિચારીને બોલ, નહિં તો તું પણ નાહકનો માર્યો જઇશ. એક બેગમનો અપરાધ વ્હોરવાથી શું ભયંકર પરિણામ નીપજે છે તેની ત્હને ખબર છે?"

"પણ હું તમ્હોને હવે બેગમ તરીકે ઓળખતો જ નથી તેનું કેમ ? તમ્હારી આજ્ઞાને આજ્ઞા જ કોણ કહે છે ? તમ્હોને હું બેગમ ગણતો જ નથી. તમ્હો મ્હને શું કરી શકવાનાં હતાં ? બેગમ ! તમ્હારી મ્હને દયા આવે છે ! તમ્હારૂં રૂપ–લાવણ્ય જોઇ મ્હને હસવું આવે છે. તમ્હારો ગર્વ જોઈ મ્હને હાસ્ય ઉપજે છે. કોણ કહે કે તમ્હો બેગમ છો ? તમ્હો ઝેરી નાગણ છો. ત્હમે મોગલ શાહેનશાહના અકલંકિત નામ ઉપર કલંક લગાડયું છે. એક ચુસ્ત મુસલમાન છતાં એક વિધર્મી સાથે પ્રેમ બાંધવાની વૃત્તિથી ત્હમે ત્હમારી આખી જાતિને એબ લગાડી છે. તમ્હોને મ્હેં આજે બરોબર ઓળખ્યાં છે. તમ્હારૂં પોકળ આજે બરોબર ફુટયું છે. ઓ નીચ ! તું મ્હને શું કરનારી હતી ? દુર્ગાદાસને મારતાં તું જ મૃત્યુને ભેટવા તૈયાર થા. દુર્ગાદાસ સાથે પ્રેમ કરવાના ત્હેં બધા ઉપાયો અજમાવ્યા, અને જ્યારે તેમાં તું નાસીપાસ થઈ ત્યારે તેનો આથ અંત આણવાને તયાર થઈ છે ? ધિક્કાર છે ત્હને ! ત્હને એક જ ક્ષણમાં નિર્દય થતાં વાર ના લાગી ? જ્હેને તમે 'દેવ ! દીલદાર ! પ્રાણવલ્લભ ! નાથ' કહી બોલાવ્યો હતો તે જ માણસ એક ક્ષણમાં કમજાત અને કુલાંગાર થઇ ગયો ? બેગમ ! ત્હમારો વિશ્વાસ શો ? તમ્હારા બોલમાં, તમ્હારી વર્તણુકમાં, તમ્હારા જીવનના સિદ્ધાંતમાં વિશ્વાસ શો રખાય? તમ્હો કાલે ઉઠીને શહેનશાહને પણ ઝેર આપવા તૈયાર થાઓ, તો તેમાં નવાઈ શી ? હું આ સઘળી હકીકત શહેનશાહને કહીશ. બેટા કામબખ્શ ! ત્હેં પણ ત્હારી સામાન્ય બુદ્ધિનો ઉપયોગ કર્યો નહિં ? ત્હેં પણ શાહજાદાના નામને એબ લગાડી ? વગર ગુન્હે કોઇને પણ મારવાની તો કુરાનમાં પણ મના છે. હઝરત પયગંબરની આજ્ઞા આવાં નિર્દોષ ખૂન કરવાની નથી. વગર ગુન્હે આવા લોકોત્તર પુરૂષને મારવાથી શો ફાયદો થવાનો છે ? બેટા ! તમ્હો હાલમાં તો અંતઃપુરમાં તમ્હારી અમ્મીજાન સાથે જાઓ. પછીથી હું જોઈ લઇશ."

માનભંગ થયેલી બેગમ દુર્ગાદાસ તરફ જોતી તેમ જ દિલેરખાન પર ક્રોધનો વર્ષાદ વર્ષાવતી ભોંયરૂં છોડી ગઈ. એક તો દુર્ગાદાસે તેની પાપીઇચ્છા પૂરી પાડી નહિં તેથી તેનો ક્રોધ વધી ગયો હતો; બીજી બાજુથી દિલેરખાં જેવા એક સાધારણ સરદારે તેની આબરૂના કાંકરા કર્યા હતા. આથી બેગમની સ્થિતિ ઘણી દયાજનક થઇ ગઇ. ત્હેને જીવન ઉપરથી એકદમ મોહ ઉઠી ગયો. રાત્રિ પુરી થતાં જ કોઇ ન જાણે તેમ બેગમે હળાહળ ઝેરથી દુર્ગાદાસના નામનું જ સ્મરણ કરતાં પોતાનો અંત આણ્યો.

અહિંઆ દિલેરખાંએ દુર્ગાદાસની લોહશૃંખલા તોડી તેને મુક્ત કર્યો અને કહ્યું :

"વીર દુર્ગાદાસ ! ત્હમો મહાન્ દેશભક્ત હતા એ તો હું સારી પેઠે જાણતો હતો, પણ તમ્હો આટલા બધા મહાન્ થઈ શકો છો એ તો મ્હેં આજે જ જોયું અને જાણ્યું. એક મોગલ શહેનશાહની બેગમ તમ્હારા પ્રેમ માટે તેનું સર્વસ્વ સ્વાહા કરી દેવા તૈયાર થાય. એક બેગમ કે જેના સૌન્દર્ય ઉપર ભલભલા મરી ફિટે, એક બેગમ કે જેના શબ્દ પર આખી મોગલ શહેનશાહતનું લટકી રહે, તે જ બેગમની પ્રેમની યાચનાનો તમ્હો સવિનય અસ્વીકાર કરી તેને શિખામણ આપી પાછી વાળો એ જ તમ્હારી મહાનુભાવતાનું દર્શન કરાવે છે ! એ જ તમ્હારા ઉચ્ચ ચારિત્ર્યનું દર્શન કરાવે છે ! આવાં પ્રલોભનો આગળ તો દેવો પણ ભાન ભુલ્યા છે. પણ દુર્ગાદાસ, ત્હમારો મનઃસંયમ તો ખરેખર અદ્‌ભુત છે ! તમ્હો મહાન્ છો, ઉદાર છો, નીતિમાન્ છો. તમ્હારા જેવા પુણ્યશ્લોકને એક ક્ષણ પણ તુરંગમાં રાખવા એ હમોને લાજમ નથી. દુર્ગાદાસ ! ત્હમારી નીતિથી હું પ્રસન્ન થયો છું. ત્હમે રાજપૂત જાતિનું ગૌરવ વધાર્યું છે. ત્હમારી મુક્તિ જોવા હું ઇચ્છું છું. તમ્હારા જેવા પવિત્ર મનુષ્યો રાજસ્થાનમાં હોય ત્યાં આગળ આ કપટી તેમ જ સ્વાર્થી મોગલો ક્યાં સુધી ટકે એમ છે ?

હું મ્હારા હાથે તમ્હોને છુટા કરૂં છું, અને તમ્હોને સહિસલામત મારવાડ પહોંચાડવાની ગોઠવણ કરૂં છું. હું તમ્હોને પાંચસે ઘોડેસ્વારો આપું છું; ત્હેની સાથે તમ્હો સહિસલામત મારવાડ પહોંચી જાઓ. તમ્હો આજથી છૂટા છો. દુર્ગાદાસ! ત્હમારી પાસેથી મ્હને ઘણું ઘણું શીખવાનું ને જાણવાનું મળ્યું છે. મ્હારા હુકમથી કોઇ પણ મોગલ સરદાર તમોને રોકશે નહિં. તમ્હો જલદીથી મોગલ હદ છોડી જાઓ!"

દુર્ગાદાસ પાંચસે ઘોડેસ્વારો સહિત દિલેરખાંનો ઉપકાર માની તેમ જ તેની સાથે હાથ મિલાવી અહમદનગરની સીમા ઓળંગી ગયો. તે સીધો મારવાડ ન જતાં પોતાના મિત્ર શાહજાદા અકબરની ખબર કાઢવા શંભાજીના પાટનગર સતારામાં ગયો.

સતારામાં અકબરની સ્થિતિ ઘણી વિચિત્ર હતી. દુર્ગાદાસ કેદ થયાના સમાચાર સાંભળીને તે ઘણો દિલગીર થયો હતો. પણ તેની દિલગીરીનો અંત ત્યાંથી જ આવ્યો ન હતો. દુર્ગાદાસના કેદ થયા પછી થોડા જ દિવસોમાં ઔરંગઝેબના માણસોએ શંભાજીને પણ ગિરફતાર કર્યો હતો, અને ઘણી ક્રુર રીતે તેનો અંત આણવાનો વિચાર કર્યો હતો. શંભાજી વિષે દુર્ગાદાસે જે ભવિષ્યવાણી ઉચ્ચારી હતી તે આજે ખરી પડી હતી.

સતારાના એક મહેલમાં શાહજાદો અકબર હુક્કો પીતો બેઠો હતો. એટલામાં દુર્ગાદાસને ત્યાં અચાનક આવેલો જોઈ તે દિઙ્મુઢ થયો. તેણે તરત ઉઠીને દુર્ગાદાસને નમન કર્યાં, અને શાહી કેદખાનામાંથી કેવી રીતે છટકી આવ્યા તે વિષે પ્રશ્ન કર્યો.

દુર્ગાદાસે સઘળી વાત અથથી ઇતિ સુધી જણાવી, અને શંભાજી મહારાજના સમાચાર પૂછ્યા.

"શંભાજી! તે નિર્દોષ મરાઠો આજે કબિલસખાંના દગાથી શહેનશાહનો કેદી થયો છે. દુર્ગાદાસ! તમ્હારાં શબ્દો ખરા પડયા છે. ત્હેનો શહેનશાહે ક્રુર રીતે અંત આણવાનો નિશ્ચય કર્યો છે."

"અકબર ! મ્હેં પ્રથમથી જ તેમને ચેતવ્યા હતા, પણ જ્યાં માણસનું આવી બન્યું હોય ત્યાં ભલા ભગવાનની પણ શિખામણ મનાતી નથી. હશે, એના કરમનો વાંક. એનો હવે ઉપાય જ રહ્યો નથી."

"મ્હને શંભાજી વિષે ઘણું લાગે છે."

"હા, મ્હને પણ લાગે છે, પણ આપણે લાચાર છીએ. શાહજાદા ! તમ્હો પણ શરાબ છોડી દ્યો."

"સરદાર ! હું ખુશીથી શરાબ છોડી દઉં છું."

"શાહજાદા ! તમ્હો હવે મ્હારી સાથે મારવાડ ચાલો."

"સરદાર ! હવે તેમ નહિં બને. હું મારવાડ નહિં આવું. મ્હારે હવે મક્કા શરીફની મુસાફરીએ જવું છે. હું ઘણા દિવસથી તમ્હારે બોજે પડયો છું. મ્હેં આજ સુધી તમ્હોને ઘણી ઘણી તકલીફ આપી છે, તે માટે મ્હને માફ કરો. મ્હારા રક્ષણ માટે તમ્હોએ ઘણું ઘણું સહન કર્યું છે. મ્હારા માટે જ તમ્હો મૃત્યુના મુખમાં પડયા હતા. આજે તમ્હો તેમાંથી સુભાગ્યે બચવા પામ્યા છો, તો હવે મ્હારે તમોને જરા પણ વધારે દુઃખી કરવા નથી. મ્હેં બહુ ગુન્હાઓ કર્યા છે. હું મક્કા જાઉં છું. મ્હોટા ભાઇ ! તમ્હો મનમાં જરા પણ ઓછું આણશો નહિં. મ્હારાથી હવે કાંઇ પણ કાર્ય થઈ શકે એમ નથી. માટે મ્હને રજા આપો. મ્હારે હવે જરા પણ ખટપટ જોઈતી નથી. હું કંટાળ્યો છું. તમ્હો મ્હને રજા આપો."

દુર્ગાદાસે ખુશીથી અકબરને રજા આપી. અકબર મક્કાની મુસાફરીએ ગયો. ઔરંગઝેબે શંભાજીનો ક્રુર રીતે વધ કરાવ્યો. ઉદેપુરવાળા રાણા રાજસિંહ પણ મૃત્યુ પામ્યા હતા. દુર્ગાદાસ હવે મારવાડ તરફ ગયો.

( ૪ )

મારવાડ આવ્યા પછી પણ દુર્ગાદાસને શાન્તિ વળી નહિં. શહેનશાહ તેની સાથે યુદ્ધ કરવાને સઘળી તૈયારી કરી રહ્યો હતો. દુર્ગાદાસે પણ સઘળી તૈયારીઓ કરી રાખી હતી. જોતજોતામાં અજમેર આગળ એક મહાન્ યુદ્ધ શરૂ થયું. તલવારોનો ખડખડાટ થવા લાગ્યો, અને હિંદુ મુસલમાનો વચ્ચે 'મારો' 'મારો' 'કાપો' 'કાપો'ના પોકારો થઈ રહ્યા. બંને પક્ષના માણસો જીવ મુકી લડવા લાગ્યા.

પણ આ જ અરસામાં મોગલ સેનાનો બંદોબસ્ત તુટયો. શહેન-શાહ અને તેના સરદારો, સેનાપતિઓ અને સામાન્ય નાયકો, ઉંચા તેમ જ નીચા—એ સર્વે એકત્ર થઈ ગયા. તેઓ માર્ગમાં એકમેકને ઓળખ્યા સિવાય અવ્યવસ્થિતપણે લડવા લાગ્યા.

શહેનશાહ પણ ભાન ભૂલ્યો. તે પણ ધર્માન્ધ ભાવે સેનાને પ્રેરી રહેતો, છતાં પણ મોગલસેનામાં ભંગાણ પડયું. રાજપૂતોએ તેમને ઘેરી લીધા. રાજપૂતોના વિજયરૂપી ડંકાના અવાજ તેમને કાને પડયા.

રાજપૂતોએ સઘળું કામ વ્યવસ્થાપૂર્વક કર્યું હતું. તેમણે તોપો આગળ રાખી, મુસલમાનોને ચારે બાજુએથી ઘેરી લઇ તેમના ઉપર જોરથી ધસારો કર્યો. આ જોઇ ઔરંગઝેબ ગભરાયો. તે ન્હાસી છૂટયો, પણ ત્હેનું સૈન્ય બચ્યું નહિં.

તે રાજસ્થાનમાં દીનનો ઝુંડો રોપવા આવ્યો હતો; પણ તેને બદલે રાજસ્થાનની ભૂમિમાં તેનાં જ હજારો માણસો ધૂળમાં રગદોળાયાં. તેની આંખો ઉઘડી, તેનો ધાર્મિક જુસ્સો નષ્ટ થયો, અને તે આખરે નિરૂપાયે અજમેરગઢમાં ભરાઇ બેઠો. શહેનશાહે થોડું નવું લશ્કર અજમેરગઢમાં રાખી ગઢનાં બારણાં બંધ કરાવ્યાં, અને દક્ષિણ તથા પૂર્વનાં પોતાનાં માણસો આવે નહિં ત્યાં સુધી ગઢમાં જ રહી પોતાનો બચાવ કરવાનો નિશ્ચય કર્યો.

બાદશાહને અજમેરગઢમાં ભરાયેલો જોઇ રાજપૂતોએ અજમેરના કિલ્લાની આસપાસ ઘેરો નાખી પડાવ કર્યો. તેઓએ ચારે બાજુએથી સખત ઘેરો ઘાલી શહેનશાહને બહારથી ખોરાકી મળતી હતી તે પણ અટકાવી. ઘેરો ઘણા દિવસ સુધી ચાલુ રહ્યો. ઔરંગઝેબ ઘણો ગભરાવા લાગ્યો. કીલ્લામાંનું અન્નજળ ખુટવા લાગ્યું. વળી તેને દક્ષિણના સૈન્યની આશા જ નહતી. બંગાળામાં બળવો થયો હતો તેથી ત્યાંનું સૈન્ય પણ આવી શકે એમ નહતું. હવે શહેનશાહને જીવવાનો એક પણ આરો રહ્યો નહિ. તેની મહત્વાકાંક્ષા પર પાણી ફરી વળ્યું.

તેના હૃદયમાં ભયનો સંચાર થયો. તેને પોતાની સલામતિ માટે શંકા પેદા થઇ. અને હવે આ વિકટ સ્થિતિમાંથી કેમ ઉગરવું તેનો જ તે વિચાર કરવા લાગ્યો.

તેને આખરે એક યુકિત સુઝી. તેણે રાજપૂતોને ફોડવાનો નિશ્ચય કરી તેમની સાથે માનભરી સંધિ કરવાનો નિશ્ચય કર્યો.

બીજે દિવસે ઔરંગઝેબે અજમેરમાં ગઢ ઉપર સુલેહનો વાવટો ચઢાવ્યો. આ જોતાં જ રાજપૂતો આનંદમાં આવી ગયા. તેઓ પણ આ ઘેરાથી કંટાળ્યા હતા. ગમે તે પ્રકારે બંને પક્ષોનું માન જળવાય એવી જાતની માનભરી સંધિ કરવાને તેઓ તૈયાર હતા.

શહેનશાહે પોતાના શાહજાદા મોઆજીમને તથા સેનાપતિ ઝુલ્ફિકારને સુલેહની શરતો વિષે વાટાઘાટ કરવા રાજપૂત છાવણીમાં મોકલ્યા. દુર્ગાદાસ તો તેમને વધાવવાને તૈયાર જ હતો. આખી જીંદગી યુદ્ધ કરી કરીને તે કંટાળ્યો હતો. તે પણ હવે શાન્તિની તેમજ સુલેહની રાહ જોતો હતો.

શાહજાદાને આવતાં જોતાં જ દુર્ગાદાસે તેને માન આપ્યું, અને સુલેહની શરતો નક્કી કરવા માટે દુર્ગાદાસે રાજપૂત છાવણીમાં એક

દરબાર ભર્યો. ત્યારબાદ દુર્ગાદાસ શાહજાદાને તેમજ દરબારના માણસોને સંબોધીને કહેવા લાગ્યો:

" શાહજાદા ! આ યુદ્ધનું મૂળ કારણ તમ્હારા પિતાની રાજ્ય તેમજ ધર્મનીતિ છે. તે નીતિના પરિણામે જ હમોને હમારા રાજ્યના, ધર્મના, પ્રતિષ્ઠાના અને હક્કના રક્ષણ ખાતર હથિયાર લેવાં પડયાં છે. હમોએ મારવાડ સ્વતંત્ર કર્યું છે. હમોએ એને મેળવ્યું છે ને તે પર હમારો જન્મસિદ્ધ હક્ક છે. હમોને તે સુખેથી ભોગવવા દ્યો. તમ્હો હમારા કામમાં જરા પણ માથું મારશો નહિં. આ રાજસ્થાનનું હવે ભવિષ્યમાં નામનિશાન પણ લેશો નહિ. હમારૂં ઉપરીપણું તમ્હે સદાને માટે છોડી દો. હમારા ઉપરનો જજીઆ વેરો બંધ કરો. અજમેર હમારૂં છે તે ખાલી કરી હમોને પાછું સોંપો. મહારાજા જશવંતસિંહના બાળકુંવર અજીતસિંહને હાલમાં એક નિર્ભય સ્થળે ઉછેરવામાં આવે છે તેને મારવાડના સ્વતંત્ર રાજા તરીકે સ્વીકારો. હમારે મોગલ શહેનશાહત સાથે જરા પણ વેરભાવ નથી. હમો કદી પણ તમ્હારી બાબતમાં માથું મારીશું નહિં. શાહજાદા મોઆજીમ, જો તમ્હોને તેમજ તમ્હારા પિતાને આ સુલેહની શરતો માન્ય હોય તો હમો આ ઘેરો ઉઠાવી લેવાને તૈયાર છીએ. જો તમ્હારી ઇચ્છા હોય તો હમો બાળક અજીતને અહિં તેડી લાવીએ. હમો તમ્હોને જરા પણ હાનિ કરીશું નહિં. બાળક અજીતનો જોધપુરની ગાદીએ રાજ્યાભિષેક તમ્હો તમ્હારા પોતાના હાથે જ કરજો. ત્યાર બાદ હમો તમોને માનભેર દિલ્હી પહોંચતા કરીશું. તમ્હોને જો રાજપૂતોમાં વિશ્વાસ હોય તો આ સુલેહની શરતો કબુલ કરો. "

ઔરંઝેબની આજ્ઞાથી શાહજાદા મોઆજીમે દુર્ગાદાસની સઘળી શરતો કબુલ કરી. તેણે સંધિપત્ર પર પોતાની સહી આપી એટલે દુર્ગાદાસે ઘેરો ઉઠાવી લીધો અને શહેનશાહે અજમેરગઢના દરવાજા ખુલ્લા કર્યા. દુર્ગાદાસે અજમેરગઢમાં પ્રવેશ કર્યો, અને કિલ્લા ઉપર

રાઠોડી વાવટો ચઢાવ્યો. ઔરંગઝેબ પોતાના પુત્ર મોઆઝીમને અજમેરમાં બાળક અજીતના રાજ્યાભિષેકમાં ભાગ લેવા માટે મુકી હતાશ થઇને દિલ્હી ચાલી ગયો.

× × × ×

બાળક અજીતસિંહ હવે ઉંમરે મ્હોટો થયો હતો. અર્બુદ પર્વતના જંગલમાં ભીલનાં છોકરાંઓ સાથે હમેશાં રમવાથી તે તેમના જેવો ચંડાળ વૃત્તિનો થયો હતો. તે તીર મારવામાં, તલવાર ફેરવવામાં તેમજ ભાલાનો ઉપયોગ કરવામાં ઘણો હોંશિયાર થયો હતો. છતાં તેને ખબર ન હતી કે તે મારવાડની ગાદીનો વારસ છે.

તે મુકુંદદાન નામના રાજપૂતની દેખરેખ હેઠળ ઉછર્યો હતો. તેનો જન્મ તેનાથી છૂપો રાખવામાં આવ્યો હતો. તે પણ પોતાને ભીલ બાળક જ માનતો હતો. મુકુંદદાન તેમજ ભીલોનાં છોકરાં સિવાય તે બીજા કોઇને પણ ઓળખતો નહિં.

અહિંઆ અજમેરમાં રાજ્યાભિષેકની તડામાર તૈયારીઓ થઇ રહી. કુમાર અજીતસિંહને ઘણી ધામધૂમથી અજમેર લાવવામાં આવ્યો. તેનો રાજ્યાભિષેક વિધિપુરઃસર કરવામાં આવ્યો. શાહજાદા મોઆઝીમે તેના મસ્તક પર રાજ્યમુકુટ મુકયો. આખા અજમેરમાં આનંદ ઉત્સવ અને જયજયકાર થઇ રહ્યો.

મહારાજા જશવંતસિંહનો પુત્ર ફરીથી મારવાડની ગાદીએ આવ્યો છે એમ જાણી મારવાડની પ્રજા ગાંડીઘેલી થઇ ગઇ. દુર્ગાદાસની પણ મારવાડને મુક્ત કરવાની લાંબી સમયની ઈચ્છા પરિપૂર્ણ થઈ. એક મ્હોટો રાજદરબાર ભરી દુર્ગાદાસે કુમાર અજીતને તેનાં માતાપિતાની, તેના ભાઇઓના મૃત્યુની, તેના જન્મની, અને તેને ગુપ્ત વેષે રાખવામાં આવ્યો હતો તે વિષેની સઘળી હકીકત કહી સંભળાવી. તેના પિતાએ જે ઇચ્છા મૃત્યુ સમયે દર્શાવી હતી તે ઇચ્છા આજે પરિપૂર્ણ થઇ છે એમ દુર્ગાદાસે રાજદરબારમાં જાહેર કર્યું. આથી દરબારીઓ આનંદના આવેશમાં આવી ગયા.

શહેનશાહ ઔરંગઝેબનો શાહજાદો બીજે જ દિવસે અજમેર છોડી ગયો. જે જે સરદારો, સુબાઓ અને ભાયાતો આ રાજ્યાભિષેકના મહોત્સવ સમયે અજમેરમાં આવ્યા હતા તેમને દુર્ગાદાસે માન સહિત શીરપાવ આપીને વિદાય કર્યા. દુર્ગાદાસે રામસિંહ ઠાકોરને અજમેરનો સુબો નીમ્યો. બાળક અજીતસિંહ જે હવે રાજા તરીકે જાહેર થયો હતો તેને લઇને જોધપુરની દિશા તરફ દુર્ગાદાસ ચાલી નીકળ્યો.

મહારાજા જશવંતસિંહનો બાળપુત્ર અજીતસિંહ હજુ જીવે છે અને તેના શાહજાદા મોઆજીમના હાથે અજમેરમાં રાજ્યાભિષેક થયો છે, તેમજ દુર્ગાદાસ તેનો પ્રધાન નીમાયો છે, એ સમાચાર જોધપુર પહોંચતાં જોધપુરની રાજાઘેલી પ્રજા પોતાના નવા રાજાને જોવા તલપાપડ થઇ રહી.

જશવંતસિંહના અકાળ મૃત્યુથી, તેમજ તેમના ત્રણ ત્રણ પુત્રોના પણ કરૂણોત્પાદક અવસાનથી જોધપુરની પ્રજા હતાશ થઇ ગઈ હતી. આથી જ્યારે તેઓને કુમાર અજીતસિંહના રાજ્યાભિષેકના સમાચાર આપવામાં આવ્યા ત્યારે તેમનો આનંદ માયો નહિં.

હવે મારવાડમાંથી મોગલાઇનો સદાને માટે અંત આવશે; હવે મારવાડમાં રાજપુતોનું જ રાજ્ય સ્થાયી થશે; હવે રાજપૂતોને પોતાની વહુ દીકરીઓની ઇજ્જતની બાબતમાં ભય રાખવો પડશે નહિં, એમ વિચારી તેઓ હર્ષના પોકારો કરવા લાગ્યા.

મારવાડના મહારાજાને જોધપુરમાં લાવવા જોધપુરની પ્રજા ગાંડીઘેલી થઈ ગઈ. જોતજોતામાં તો મહારાજા અજીતસિંહ જોધપુરના પાદરે વાજતે ગાજતે આવી પહોંચ્યા.

આખા જોધપુર શહેરમાં 'મહારાજા અજીતસિંહની જય', ' વીર દુર્ગાદાસની જય ', ' મહારાજા જશવંતસિંહની જય 'ના પોકારો થઈ રહ્યા. પોતાના મહારાજાના કુંવરને જોઇ જોધપુરની પ્રજા સંતુષ્ઠ થઈ.

જોધપુરની રાજગાદીએ મહારાજા અજીતસિંહને તખ્તનશીન કરવામાં આવ્યો, અને મહારાજાની બાલ્યાવસ્થા દરમ્યાન વીર દુર્ગાદાસને રાજ્યરક્ષક નીમવામાં આવ્યો. દુર્ગાદાસની કુશળ રાજનીતિથી ઉજ્જડ થયેલા મરૂદેશમાં આબાદી અને જાહોજલાલી ફરીને થઈ. લોકો પૈસે ટકે સુખી થયાં. રાજ્યનો ખજાનો પણ ભરપૂર થયો. ખેતીવાડીને ઉત્તેજન મળ્યું. ચોર, લુંટારા અને લાંચીઆઓનો નાશ કરવામાં આવ્યો.

મારવાડની પ્રજાએ આજ સુધી ન અનુભવેલી એવી સાત્વિક શાન્તિ વીર દુર્ગાદાસના રાજ્યકાળમાં અનુભવી. દુર્ગાદાસની દેખરેખ હેઠળ જોધપુર શહેરે ઘણી પ્રગતિ કરી.

( ૫ )

મહારાજા અજીતસિંહે તેની બાલ્યાવસ્થા ભીલબાળકોની સાથે પસાર કરી હતી, એથી જેવી રીતે મહારાણા ઉદયસિંહમાં વાણીઆના છોકરાના સંસ્કારો આવ્યા હતા, તેવીજ રીતે અજીતસિંહમાં ભીલ બાળકોના સંસ્કારો સ્વાભાવિક રીતેજ ઉતરી આવ્યા હતા.

તે બહાદુર તેમજ સાહસિક હતો, પણ તેમનું ખરૂં ક્ષાત્રવટ નષ્ટ પામ્યું હતું. દુર્ગાદાસની સીધી નીતિ મહારાજાને આકરી લાગતી. દુર્ગાદાસને જોતાં જ મહારાજનાં હાંજાં ગગડી જતાં. દુર્ગાદાસના જીવતા સુધી પોતે કદાપિ પણ સુખી થશે નહિં એમ તેને શંકા થઈ. આથી કોઇ પણ રીતે દુર્ગાદાસથી સ્વતંત્ર થવાનો તેણે નિશ્ચય કર્યો.

અજીતસિંહના ભીલ મિત્રો પણ દુર્ગાદાસ વિષે મહારાજાના કાન ભંભેરતા. તેઓએ મળીને દુર્ગાદાસનું કાસળ કાઢવાનો નિશ્ચય કર્યો હતો. મહારાજ પણ દુર્ગાદાસથી કંટાળ્યા હતા, કારણ કે દુર્ગાદાસ તેના સ્વચ્છંદી વર્તનમાં અંતરાય રૂપે હતા. દુર્ગાદાસે પોતાની જીંદગી મારવાડની સ્વતંત્રતા માટે હોમી દીધી હતી. તેણે મારવાડને સ્વતંત્ર કરવા પોતાની માતા ગુમાવી હતી, પોતાનો ભાઈ ગુમાવ્યો હતો, પોતે ત્રણ ત્રણ વાર તુરંગમાં ગયો હતો, અને મોગલો સ્હામે ૭ છ

યુદ્ધો કર્યાં હતાં. મારવાડની સ્વતંત્રતા તેણે લોહી રેડીને મેળવી હતી. આવી રીતે મેળવેલી સ્વતંત્રતાને સ્થાયી રાખવાનો મુખ્ય આધાર મહારાજ અજીતસિંહના ચારિત્ર્ય તેમજ નીતિ ઉપર હતો. આથી અજીતસિંહના જીવન ઉપર ઉચ્ચ સંસ્કારો પડે અને રાજ્યકાર્યમાં કુશળ થાય એવી જાતની તેને તાલીમ આપવા માંડી હતી.

પણ અજીત તો તેથી તદ્દન વિરૂદ્ધ પ્રકૃતિનો હતો. તેને ન્હોતી જોઈતી સ્વતંત્રતા કે ન્હોતી જોઈતી રાજ્યસત્તા! તેને તો બસ મનમાનતી સ્ત્રીઓ સાથે સ્વચ્છંદી રીતે વર્તવામાં જ જીવનની સફળતા જણાતી હતી.

* * *

એક દિવસ અજીતસિંહ મહેલમાંની એક દાસી સાથે બાથ ભીડી સુઈ રહ્યો હતો. બંને દારૂની ઘેનમાં હતાં. એકેને પણ તનનું કે મનનું ભાન હતું નહિં.

આ અરસામાં જ દુર્ગાદાસ કાંઇક કારણથી મહારાજાને મળવા આવ્યા. તેની આવી નિર્લજ્જ સ્થિતિ જોઈ દુર્ગાદાસ હતાશ થયા. પોતાનું કરેલું ધૂળમાં મળશે એમ જાણી તેઓ ભારે પશ્ચાત્તાપ કરવા લાગ્યા. તેણે હિંમત કરી મહારાજાને જગાડયા. દાસી ભયની મારી વસ્ત્ર સમારી ત્યાંથી છટકી ગઇ. પોતાના આનંદમાં ભંગ કરવા માટે મહારાજા ગુસ્સે થયા, અને તેણે દુર્ગાદાસનું અપમાન કર્યું. દુર્ગાદાસ નમન કરી ચાલ્યા ગયા.

બીજે દિવસે જોધપુરમાં દરબાર ભરવામાં આવ્યો. મહારાજાએ દુર્ગાદાસને કહ્યું :

“ મ્હોટા ભાઇ ! તમ્હોને જોતાં મ્હને મ્હારાં માબાપ સાંભરે છે. તમ્હોને જોતાં મ્હને મ્હારા ભાઇઓની યાદ આવે છે. અરે ! તમ્હોને જોતાં મ્હને આબુપર્વતમાં પડેલાં દુઃખો યાદ આવે છે. ”

આ સાંભળી દુર્ગાદાસ મુંગો રહ્યો. તેની મુખમુદ્રા લાલચોળ થઈ ગઇ. તેને લાગ્યું કે મહારાજાનું મન પોતાના ઉપરથી ઉડી ગયું છે. હલકા લોકો સાથે રહેવાથી એનામાં હલકા ગુણો આવ્યા છે એ જાણી દુર્ગાદાસને શોક થયો. તેણે જોધપુર ત્યજી અન્ય સ્થળે જઇ વસવાનો નિશ્ચય કર્યો. તેણે મહારાજાને કહ્યું :

" મહારાજ ! મ્હારૂં કાર્ય હવે સમાપ્ત થયું છે. હું આજ સુધી મારવાડને સ્વતંત્ર કરવા તેમજ તેને સ્વતંત્ર કરી સારા પાયા પર મુકવા જ જીવ્યો હતો. આજે મ્હારી આ મહત્વાકાંક્ષા પરિપૂર્ણ થઇ છે. તમ્હારા પિતાને મૃત્યુ સમયે આપેલું વચન મ્હેં પુરૂં કર્યું છે. હું હવે વૃદ્ધ થયો છું. મ્હારે હવે કોઇ ધર્મક્ષેત્રમાં જઇ જીવનનો બાકીનો ભાગ વીતાડવો છે, તો મ્હને રજા આપો મહારાજ ! "

અજીતસિંહ તો આ ક્ષણની જ રાહ જોઇ રહ્યો હતો. તેણે જરા પણ આનાકાની કે માનસિક ક્ષોભ વિના દુર્ગાદાસને જવાની રજા આપી. તેણે જરા પણ તેના કાર્યની કદર કરી નહિં. તેની સમજ પ્રમાણે દુર્ગાદાસ જ તેને આડખીલી રૂપ હતો. તે જ તેના આનંદમાં ભંગ પાડતો હતો. આથી મહારાજને તો ઘણી શાંતિ થઈ ગઈ.

ભગ્ન હૃદયે, હતાશ થઇને આ મારવાડનો સિંહ પોતાની વૃદ્ધાવસ્થામાં મારવાડ છોડી ચાલ્યો ગયો. જે સરદારે પોતાના પરાક્રમથી, દીર્ઘદૃષ્ટિથી, વ્યવહારકુશળતાથી, વ્યવસ્થાશક્તિથી, સાહસથી અને ધૈર્યથી મારવાડનું ઘણાં વર્ષો સુધી રક્ષણ કર્યું હતું, જેણે એકલે હાથે મોગલ શહેનશાહતને છિન્નભિન્ન કરી હતી, જેણે મારવાડમાંથી મોગલાઇ સદાને માટે દૂર કરી હતી, જેણે પોતાના રાજાના વંશને ચાલુ રાખવાને પોતાનું સર્વસ્વ હોમી દીધું હતું, જેણે દુઃખ અને મૃત્યુને હસી કાઢ્યાં હતાં, જેણે સઘળું કામ નિઃસ્વાર્થ વૃત્તિથી કર્યું હતું તે જ મારવાડના જ્યોતિર્ધરની સ્થિતિ વૃદ્ધાવસ્થામાં આવી થાય એ ખરેખર દુઃખદાયક છે.

અજીતસિંહના જીવનની રક્ષા માટે ત્હેણે ઉઠાવેલી જહેમત આખરે નિષ્ફળતામાં પરિણમી હતી. તેના જન્મભરનું કાર્ય આમ કદર વિના ધોવાઇ ગયું.

દુર્ગાદાસ ! મારવાડનો અટંકી વીર દુર્ગાદાસ ! આજે મારવાડ છોડી ગયો. તેણે ઉદેપુરનો રસ્તો લીધો. આ સમયે ઉદેપુરમાં રાણા રાજસિંહના પુત્ર રાણા જયસિંહ રાજ્ય કરતા હતા.

દુર્ગાદાસને ઉદેપુરમાં આવેલો જોઈ રાણા જયસિંહ આનંદના આવેશમાં આવી ગયા. પણ જ્યારે દુર્ગાદાસના મ્હોંએ તેમણે સઘળી વાત સાંભળી ત્યારે તેમના દુઃખનો પાર રહ્યો નહિં. તેમણે દુર્ગાદાસને ઘણું આશ્વાસન આપ્યું, અને ત્હેને સુખેથી રહેવા માટે એક સ્થળ કાઢી આપ્યું. અહિંઆ જ દુર્ગાદાસે દેહ છોડયો. મારવાડનો સરદાર પોતાનો પુરૂષાર્થ સાધી આમ પંચત્વ ગતિને પામ્યો.

દુર્ગાદાસ ! તમ્હારૂં નામ સાંભળી આજે કયા રાઠોડની છાતી ગજગજ ફુલતી નથી ? તમ્હારાં પરાક્રમો સાંભળી આજે કયો રાઠોડ પોતાનું માથું ઉંચું કરી શકતો નથી ? તમ્હારી નીતિને સંભારી આજે કયો રાજપૂત આનંદના આવેશમાં આવી જતો નથી ? તમ્હારૂં શૌર્ય જોઇ આજે કયો રાજપૂત ગર્વ લેતો નથી ? દુર્ગાદાસ ! તમ્હો ખરેખર મારવાડનું જવાહર છો. મારવાડની મુક્તિ મેળવવા માટે તમ્હો જન્મ્યા હતા. તમ્હો બદલાનો વિચાર કર્યા વિના તમ્હારૂં કાર્ય સિદ્ધ કરી ગયા છો. તમ્હારૂં નામ સાંભળતાં હમારૂં મસ્તક તમોને નમે છે.

१८

# વીર મુરારિરાવ

મહારાષ્ટ્રકેસરી છત્રપતિ શિવાજી મહારાજના મૃત્યુ પછી એમના પુત્ર શંભાજીરાવ ગાદીએ આવ્યા, પણ એના રાજ્યકાલમાં મહારાજ શિવાજીએ અત્યંત પરિશ્રમ, વિટંબનાઓ, શારીરિક મુશ્કેલીઓ આદિથી સ્થાપિત કરેલું સ્વરાજ્યવૃક્ષ, તેના વંશજોની વિલાસપ્રિયતાથી, મદ્યપાનાદિ માદક પદાર્થોના સેવનથી, બુદ્ધિમત્તાના અભાવથી, સૈન્યની યોગ્ય વ્યવસ્થા ન રાખવાથી, સાહસિકતા, સહનશીલતા, શૌર્ય આદિ આવશ્યક ગુણોના અભાવથી, તેમજ રાજ્યકારભાર મંત્રીઓને સોંપવાથી ધીમે ધીમે સુકાવા લાગ્યું, અને જ્યારે મહાન્ સમ્રાટ ઔરંગઝેબે શંભાજીરાવનો ક્રૂર રીતે મોગલ દરબારમાં વધ કરાવ્યો ત્યારે તો સમસ્ત મહારાષ્ટ્રના રાષ્ટ્રજીવનની, સમાજજીવનની, તેમજ ધાર્મિક જીવનની અધોગતિનાં મંડાણ મંડાઈ ચુક્યાં. સર્વે મરાઠાઓ ઔરંગઝેબની કુટિલ, ક્રૂર તેમજ પાશવ વૃત્તિને ધિક્કારવા લાગ્યા, અને તેની ધર્માન્ધતા, શંકાશીલ હૃદય, તેમજ સંકુચિત વૃત્તિનો ફિટકાર કરી, પોતાના રાજાનો આમ ક્રૂર રીતે અંત આણવા માટે વેર લેવાને તત્પર થયા. આથી પુનઃ મહારાષ્ટ્રમાં જ્યાં ઠેરઠેર કુસંપ, અંધાધુંધી, કલહ, ઇર્ષ્યા, અસૂયા આદિ વિનિપાતસૂચક દુર્ગુણો વર્તમાન હતા ત્યાં સંપ, સંગઠન, સ્નેહભાવ, આદિ સદ્‌ગુણો આપમેળે આવ્યા, અને સર્વે મહારાષ્ટ્રવાસીઓ એકદીલી થઈ રહેવા લાગ્યા. અને જ્યારે શંભાજીરાવનો બન્ધુ રાજારામ ગાદીએ આવ્યો ત્યારે આ સ્વરાજ્યવૃક્ષ પુનઃ સંપ, સંગઠન તેમ જ સ્નેહ-

ભાવ રૂપી વારિના સિંચનથી નવપલ્લવિત તેમ જ ફલવંતું થયું; અને શંભાજીના રાજ્યકાળમાં જે જે ભય લોકોને દૃષ્ટિગોચર થતો હતો તે ભય હવે ધીમે ધીમે દૂર થતો ગયો.

મરાઠાઓ પહેલેથી જ સાહસિક, ધીરવીર તેમ જ સ્વામિ-ભક્ત છે. એમની નસેનસમાં ક્ષત્રિયોનું રક્ત વહે છે. એમનો માતૃ-પ્રેમ, દેશપ્રેમ, નૃપતિપ્રેમ ભલભલાને હરાવે એવો છે. ગોપ્રતિપાલન માટે એમની ધગશ, બ્રાહ્મણોના રક્ષણ માટેના એમના પ્રયાસો, પરધર્મીઓ પ્રત્યે એમનું સન્માન, પરસ્ત્રીઓ માટે એમની ઉદાર વૃત્તિ વગેરે જ્વલંત ગુણો જગતની અન્ય જાતિમાંથી પણ મેળવવા મુશ્કેલ છે. મહારાજાધિરાજ શિવાજી મહારાજના મહામંત્રોથી દિક્ષીત થયેલા સર્વે મહારાષ્ટ્રીઓ પોતપોતાની ફરજ રાષ્ટ્રજીવનમાં શું શું તેમ જ કેટલી અને કેવી છે તે સારી પેઠે સમજતા હોવાથી તેઓ દેશોન્નતિ, રાષ્ટ્રોન્નતિ, ધર્મોન્નતિ સમાજોન્નતિ તેમ જ સમસ્ત જનકલ્યાણની ઉન્નતિ કરવાને બનતા પ્રયાસો આદરતા. સમસ્ત મહારાષ્ટ્રમાં અનેક નરપુંગવોએ આમ પોતાની વીરતાનો, તેમ જ સાહસિકતા અને પ્રતિજ્ઞા પાલનનો પરિચય પોતાના દેશની તેમ જ જાતિની રક્ષા કરવા માટે કરાવી દીધો હતો. મહારાજા રાજારામના રાજ્યકાળમાં જે જે સરદારોએ પોતાના અતુલ પરાક્રમનો તેમ જ આત્મત્યાગનો સાક્ષાત્કાર કરી બતલાવ્યો છે તે સર્વેમાં વીર મુરારિરાવની સ્વામીભક્તિ, કર્તવ્યનિષ્ઠા, પ્રતિજ્ઞાપાલન, સહૃદયતા, સાદાઇ, તેમ જ તર્કશક્તિ, વિવાદકળા આદિ સદ્‌ગુણો ખરેખર ઘણા પ્રશંસનીય છે. આ નરશાર્દૂલે ઘણીયેવાર અદ્‌ભુત પરાક્રમો કર્યાં હતાં, અને આમ કરવામાં જ એનો દેહોત્સર્ગ પણ થયો હતો.

કુટિલ–નીતિ–વિશારદ મોગલ સમ્રાટ્ ઔરંગઝેબે મહારાજ શંભાજીના મૃત્યુ પછી દક્ષિણમાં મહારાજ શિવાજીએ જે જે કિલ્લાઓ તથા ગામો જીતી લીધાં હતાં તે સર્વે પુનઃ મેળવવાનો દૃઢ નિશ્ચય કર્યો, અને આ નિશ્ચય બર લાવવા માટે તે અનેકાનેક

યુક્તિ પ્રયુક્તિઓ યોજી રહ્યો. આ સમયે મહારાજ રાજારામ સુવર્ણ-ગઢમાં હતા, અને ઔરંગઝેબે પ્રથમ સુવર્ણગઢ હસ્તગત કરવાનો નિશ્ચય કર્યો. આથી તેણે પોતાના નિશ્ચયાનુસાર તેના સેનાનાયક ફિરોઝખાનના આધિપત્ય હેઠળ એક ગંજાવર મુગલસેના સુવર્ણગઢ તરફ મોકલવાનો નિશ્ચય કર્યો. શહેનશાહની આજ્ઞા મળતાં તરત જ મોગલસેનાએ સુવર્ણગઢ તરફ કૂચ કરી, અને ગઢની તળેટીમાં આવી તેને આસપાસથી ઘેરી લીધો, અને એવો બંદોબસ્ત કર્યો કે કોઇ પણ પ્રકારે કિલ્લામાંનું માણસ બહાર આવી શકે નહિં તેમ બહારથી અંદર પણ જઈ શકે નહિં. આમ થવાથી ગઢની અંદરનાં માણસોને ઘણી હેરાનગતિ પહોંચી.

આ દુઃખદ સ્થિતિ ઘણા દિવસ ચાલુ રહી. કેટલાક દિવસો તો મહારાજ રાજારામે ધૈર્ય ધારી, મુખમુદ્રા ગંભીર તેમ જ પ્રફુલ્લિત રાખી, સૈનિકોને ઉત્તેજન તેમ જ આશ્વાસન આપી, ગઢની વસ્તુ-સ્થિતિનું માપ કાઢી તેમ જ દુશ્મનોનું પ્રમાણ સંપૂર્ણ રીતે આંકી ગઢમાં જ શાન્તિપૂર્વક પસાર કર્યા. પણ હવે આ સ્થિતિ વધુ દિવસ લંબાવાય એમ ન હતું, કારણ કે ગઢમાં ખાવા પીવાની ગોઠવણ સુવ્યવસ્થિત ન હોવાથી અન્ન જળ દિવસે દિવસે ખુટતાં ગયાં. કિલ્લાવાસીઓની સ્થિતિ દુઃખી, દયાજનક તેમ જ હાસ્યજનક થઇ ગઈ. લોકોની ધીરજનો લોપ થતો ગયો, સર્વે સૈનિકો મહારાજા ઉપર રોષે ભરાયા, અને કેટલાક તો મનમાં ને મનમાં જ શ્રાપ આપવા લાગ્યા. હવે વધુ દિવસ સહિસલામતી જળવાય એમ ન હોવાથી મહારાજા રાજારામ, મંત્રીઓ તેમ જ અન્ય સરદારો ગંભીર મુંઝવણમાં પડયા.

એક દિવસ પ્રાતઃકાળે રાજારામ સુવર્ણગઢના પૂર્વ દિશામાં આવેલા પોતાના ઓરડામાં પગ પર પગ ચઢાવી, લલાટે ત્રિપુંડ કાઢી, મુખમાં હુક્કો રાખી, મહાન્ તેમ જ ગંભીર વિચારવમળમાં

ગુંથાયેલા દેખાતા બેઠા હતા. ત્હેમની આસપાસ ત્હેમનું મંત્રીમંડળ તેમ જ વિશ્વાસુ માણસો વીંટળાઇ બેઠા હતા. આખા ઓરડામાં શાન્તિનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું હતું. આ સમયે મહારાજાના વિશ્વાસુ તેમ જ નીમકહલાલ મંત્રી વીર હમીરરાવે મહારાજની સમક્ષ આવી, ભક્તિભાવથી મહારાજાના પગને નમી ગંભીર મુખમુદ્રાથી વિનયપૂર્વક આજીજી કરતાં કહ્યું :

" મહારાજાધિરાજ ! ગઢમાં અન્નસામગ્રી થોડા પ્રમાણમાં રહી છે; વળી પાણીની પણ પૂરતી વ્યવસ્થા નથી. આપણા માણસો ક્ષુધા તેમ જ તૃષાથી અત્યંત પીડાવા લાગ્યા છે. આથી આપણા સૈનિકોની શારીરિક દુર્બળતા દિન પ્રતિ દિન વધતી જાય છે. વળી, મોગલ સેનાપતિ ફિરોઝખાન આજ કેટલાક દિવસો થયાં સુવર્ણગઢની આસપાસ મહાન્ જંગી ફોજ લઈ ઘેરો ઘાલીને પડેલો છે. વળી, તે દરરોજ આપણને કિલ્લો એકદમ ખાલી કરવાની ધમકી આપે છે, અને આવી સ્થિતિમાં આપણને લડવું અગર તાબે થવું એ બે સિવાય ત્રીજો ઉપાય રહ્યો નથી. વળી આપ મહારાજના જાનમાલની સહિસલામતી જાળવવી એ કામ પણ આવી સ્થિતિમાં ઘણું મુશ્કેલીભર્યું છે. માટે આપ મહારાજને જો બચવાની ઇચ્છા હોય તો ગમે તે પ્રકારે બનતી ત્વરાએ આ કિલ્લો છોડી અન્ય સ્થળે જઇ રહેવાની મ્હારી ખાસ ભલામણ છે. જો આમ નહિં થાય તો આપની જીંદગી અવશ્ય જોખમમાં છે."

મહારાજા રાજારામે પોતાના વીર મંત્રીનાં આ વાક્યો સંપૂર્ણતાથી તેમ જ શાન્તિપૂર્વક સાંભળ્યા, અને ત્હેના હૃદયમાં મંત્રી માટે સન્માન પેદા થયું. મંત્રીની રાજા પ્રત્યેની સહાનુભૂતિ, તેના રક્ષણની ચિન્તા, તેમ જ મંત્રીના અન્ય સદ્‌ગુણો સંભારી મહારાજા રાજારામ ગળગળા થઇ ગયા, અને ધીમેથી વીરોને ઉચિત એવાં વાક્યોથી મંત્રીને સંબોધી કહેવા લાગ્યા :

"વીર હમીરરાવ! ત્હમોએ મ્હારાષ્ટ્રજાતિની પ્રતિષ્ઠાનું રક્ષણ કરવા અનેક પ્રકારનાં કષ્ટો સહન કર્યાં છે. મહારાષ્ટ્રીય સેનાના વીર સરદારોએ પોતાના પ્રાણની પણ પરવા ન કરતાં, હમારી સાથે રહી, ગમે તે સમયે, ગમે તેવાં દુઃખો, વિપત્તિઓ તેમ જ શારીરિક કષ્ટો સહન કરી, હમારી રક્ષા કરી છે. તમોએ સ્વામીનિષ્ઠા તેમ જ દેશભક્તિ દર્શાવી છે, તે માટે જેટલો ધન્યવાદ તમોને અપાય તેટલો થોડો છે. આજે આપણી સ્થિતિ ઘણી કફોડી થઇ ગઇ છે, પરંતુ તમોએ દર્શાવેલી નીતિ પ્રમાણે જો કિલ્લો ખાલી કરી હું અન્ય સ્થળે ચાલ્યો જાઉં તો તેમ કરવામાં તો અવશ્ય મ્હારી નિર્બળતા, કાયરતા તેમ જ હિચકારાપણું જ લેખાય. જો હું તમ્હારી નીતિને વ્યવહારમાં મુકું તો મ્હારા આ કૃત્યથી મ્હારા પિતાના અમર તેમ જ દેવોને પણ પ્રિય એવાં ઉજ્જવળ કાર્યોને લાંછન લાગે. મ્હારા પિતાની સર્વે મહત્વાકાંક્ષાઓ ધૂળમાં મળી જાય, મ્હારા પિતાએ સેવેલાં ઉન્નત તેમ જ ઉર્દ્વગામી સ્વપ્નાં હવાઇ કિલ્લામાં ફેરવાઈ જાય, સમસ્ત આર્યાવર્તમાં પુનઃ બ્રાહ્મણી રાજ્ય સ્થાપવાની તેમ જ યવનોને હાંકી કાઢવાની તીવ્ર ઇચ્છા સદાને માટે નષ્ટ થાય. વળી, મ્હારા આ કાયર કૃત્યથી સમસ્ત મરાઠા જાતિને કલંક લાગે. મ્હારી પૂજ્યપાદ જનનીની કુખ લાજે. મ્હારા પવિત્ર પિતા મ્હારા જેવા કપુતના પિતા થવા માટે સ્વર્ગમાં બેઠા બેઠા પણ પશ્ચત્તાપ કરે—અરે મ્હારૂં અસ્તિત્વ સદાને માટે નષ્ટ થાય! વીર હમીરરાવ! કુલાંગાર થઇ ન્હાસી છુટવા કરતાં હું મૃત્યુને વિશેષ પસંદ કરૂં છું. મ્હારી ચાહે તે દશા થાઓ! ભલે મ્હારૂં રાજ્યપાટ, સુખવૈભવ, ધન ધાન્ય, પુત્ર પત્ની, રાચરચીલું—અરે સર્વસ્વ નષ્ટ થાય, પણ આ અપયશ તેમ જ બદનામી મ્હારાથી એક ક્ષણ પણ સહન કરી શકાય એમ નથી. જો આપણા સૈનિકોને જીવન વ્હાલું હોય, જો તેઓ દુશ્મનોથી બ્હીતા હોય તો સુખેથી તેઓ આ

કિલ્લો છોડી ગમે ત્યાં જઇ શકે એમ છે. પણ મ્હારો તો દૃઢ નિશ્ચય છે કે મરતાં સુધી મ્હારે આ કિલ્લો ક્ષણ માટે પણ ત્યજવો નહિં. તો પછી દુશ્મનોના ત્રાસથી છુપી રીતે ન્હાસી જવાની તો વાત જ શી કરવી ? વીર હમીરરાવ ! આપની ઇચ્છા અને સુચના મ્હને માન્ય નથી છતાં પણ તમો સર્વેને સ્વતંત્ર રીતે વર્તવાનો સંપૂર્ણ હક્ક છે."

વીર હમીરરાવે મહારાજાનાં ગૌરવાન્વિત આ વાક્યો શાન્તિથી સાંભળ્યાં. તેની મુખમુદ્રા ચિન્તાતુર થઇ. તેના અંગો ધ્રૂજવા લાગ્યાં. સ્વામી માટેનો ત્હેનો પ્રેમ ઉભરાઇ જતો હતો. ગમે તે પ્રકારે પોતાના સ્વામીને બચાવવો એ જ તેની હૃદયેચ્છા હતી. આથી તેણે મુખમુદ્રા ઉપર આછું હાસ્ય લાવી, મહારાજને આગ્રહપૂર્વક વિનવણી કરી :

" મહારાજ ! આપને શિખામણ આપવાની મ્હારી યોગ્યતા નથી, છતાં પણ આવા કટોકટીના પ્રસંગે આમ હઠ કરવી એ પણ આપને ઉચિત નથી. સમયને અનુસરીને ચાલવામાં જ રાજા મહારાજાનો ધર્મ સમાયેલો છે. સામ, દામ, ભેદ અને દંડ આદિ ગમે તે સાધનોથી શત્રુનો પરાજય કરવો એમાં જ ખરી રાજ્યનીતિ સમાયેલી છે. મહારાજ ! તમ્હારે લગાર પણ હમારી સ્વામિભક્તિ માટે શંકા રાખવી નહિં. તમોને અહિંઆથી અન્ય સ્થળે લઇ જવામાં હમારો ઉદ્દેશ માત્ર એટલો જ છે કે જો આપ સહિસલામત રીતે રહી શકો તો ભવિષ્યમાં પુનઃ આપણે આપણી ઇચ્છાઓ સંપૂર્ણ રીતે પાર પાડી શકીએ. વળી, મહારાજ ! તમારી સહિસલામતી તેમ જ અસ્તિત્વમાં જ સમસ્ત મરાઠા રાજ્યની, મહારાષ્ટ્રીયપ્રજાના ઉત્કર્ષની સહિસલામતી સમાયેલી છે. તમ્હારે માટે સમસ્ત મહારાષ્ટ્ર પોતાના પ્રાણ પાથરવા તૈયાર છે. આથી હમારી એ નમ્ર માન્યતા છે કે જો આપ અહિં-આથી સહિસલામત રીતે અન્ય સ્થળે પહોંચી જાઓ તો હમો નિશ્ચિંત થઇએ; કારણ કે કહેવત છે કે સો માણસ ભલે મરે, પણ સોનો

પાળનાર મરશે નહિ. જો આપ કુશળ હો તો હમારામાં ધૈર્ય આવે, હમારૂં શુરાતન દ્વિગુણિત થાય, તેમ જ હમારો માર્ગ સીધો થાય. મહારાજ ! આપના પ્રાણની રક્ષા કરવા માટે મ્હારી પાસે અનેક યુક્તિઓ છે. જરૂર પડે તો શત્રુઓની સાથે કપટ કરવામાં કંઇ પણ દોષ નથી. છત્રપતિ મહારાજ શિવાજીએ પોતાના પ્રાણની રક્ષા કરવા માટે શત્રુઓ સાથે કેવી યુક્તિ પ્રયુક્તિથી, કપટનીતિથી તેમ જ કાવાદાવાથી કામ લીધું હતું તે આપને સુવિદિત છે. મોગલ સેનાપતિ અફઝુલખાનનો વધ તેમણે કેવી રીતે અને કેવા સંજોગોમાં કર્યો હતો, તેમજ શાઇસ્તખાનને કેવી સ્થિતિમાં ઘાયલ કર્યો હતો તે પણ આપ સારી પેઠે જાણો છો. વળી જ્યારે મહારાજ શિવાજીને તેમજ તમારા પૂજ્યપાદ જ્યેષ્ઠ બન્ધુને મોગલ દરબારમાં કેદ કરવામાં આવ્યા હતા ત્યારે કેવી યુક્તિ પ્રયુક્તિથી મીઠાઇની ટોપલીઓમાં સંતાઇ તેઓ દિલ્હી બહાર નીકળી આવ્યા હતા તે સર્વે વિગતોથી પણ આપ વાકેફગાર છો. રાજાના પ્રાણની રક્ષા કોઈ પણ પ્રકારે કરવી એ આપણા પિતાનો મુખ્ય જીવનસિદ્ધાંત હતો. માટે આજે કોઇપણ ઉપાયે ન્હાસી છુટવું એમાંજ આપણી રાજ્યનીતિની કુશળતા સમાયેલી છે. દુશ્મનોએ આપણા ઉપર ઓચિંતો હલ્લો કર્યો છે માટે આ કપટનો બદલો કપટથી જ લેવો એમ મ્હારો નમ્ર અભિપ્રાય છે. ”

આમ હમીરરાવે પોતાની તાર્કિક દલીલો પુરાવા સહિત રજુ કરવાથી મહારાજા રાજારામ ઉપર તેની ધારેલી અસર થઈ. તેણે પોતાના બીજા મંત્રીઓને બોલાવ્યા અને સઘળા સાથે આ વિષય વિષે ચર્ચા ચલાવી. આખરે સહમત થવાથી, રાજારામે મોગલ સેનાનાયક ફિરોઝખાનને કહાવ્યું કે, “ આવતી કાલે પ્રાતઃકાળે પાંચ વાગે હમો સુવર્ણગઢનો કિલ્લો તમોને સ્વાધીન કરી દઈશું. ” મોગલ સેનાપતિને આ સમાચાર મળતાં તે હર્ષના આવેશમાં આવી ગયો. તેની માનસિક સૃષ્ટિમાં ભવ્ય ઇમારતો ચણાવા લાગી. અને આનંદોન્મત્ત થઇ તેણે

તેની સેનાને આજ્ઞા કરી કે, "આજે તમારે જે આનંદ કરવો હોય તે કરી લ્યો, પણ કાલે પ્રાતઃકાળે પાંચ વાગ્યા પહેલાં આપણે સર્વેને સુસજ્જિત થઇ તૈયાર થવું પડશે." આ આજ્ઞા મળતાં જ આખી મોગલ સેના જે ઘણા દિવસના પરિશ્રમથી, ઉજાગરાથી, તેમજ રાતદિવસ ગઢની બહાર ટાઢ તડકો આદિના સખત પ્રહારથી નિસ્તેજ, નિર્વીર્ય તેમજ કોપાયમાન થયેલ હતી તે આનંદના આવેશમાં આવી જઈ વિજયનાદના પોકારો કરી રહી, અને શરાબ, મદ્યપાન આદિ માદક પદાર્થો સેવવા લાગી. ધીમે ધીમે રાત્રિના વ્હેણ સાથે સમસ્ત સેના મત્ત થઇ નિદ્રાદેવીને આધીન થઇ. ફિરોઝખાન પણ પ્રાતઃકાળે વ્હેલા ઉઠવાની ચિન્તાથી, સૈનિકો ઉપર વિશ્વાસ રાખી નિદ્રાધીન થયો. આખી મોગલ સેના મદિરાની નિશામાં ચકચુર અને બેશુદ્ધ થઇ પડી હતી. કોઇ કોઇ નિર્વ્યસની અમલદાર જાગૃત માલમ પડતો હતો. મોગલ સેનાની જ્યારે આવી દયાજનક દશા થઈ પડી હતી ત્યારે બરોબર અર્ધરાત્રિને સમયે, સુવર્ણગઢના કિલ્લાની પશ્ચિમ દિશાના દ્વારને ધીમે ધીમે ખોલી, ત્રણ મરાઠા સરદારોએ બહાર આવી જે જે મોગલ સૈનિકો અર્ધનિદ્રિત અવસ્થામાં પડ્યા પડ્યા કિલ્લાનું રક્ષણ કરતા હતા તેઓને મારી નાંખ્યા. તરતજ રાજારામ સો વીર સરદારોની સાથે સુવર્ણગઢના કિલ્લાની બહાર નીકળી ગયા.

અમાવાસ્યાની ઘોર અંધારી રાત્રિ હતી. સમસ્ત મોગલ સેના ઘસઘસાટ ઉંઘતી હતી. શીયાળાની ઋતુ હોવાથી ઠંડીનું પ્રમાણ સવિશેષ હતું, આથી કોઈ કોઇ સૈનિકો તાપણું કરી તાપતા હતા. આ તાપણાના ઉજાસમાં મોગલ સૈનિકોને કાંઇક હિલચાલ જેવું લાગ્યું. તેઓ શંકાશીલ થયા, પણ ઠંડી સખત હોવાથી તેઓએ ઉભા થઇ કોઇ પણ જાતની તપાસ કરી નહિ. પણ જ્યારે મરાઠા સરદારોના અશ્વોનો અવાજ તેમના સાંભળવામાં આવ્યો એટલે તરતજ તેઓ ઉઠ્યા અને વસ્તુસ્થિતિ સમજી ગયા, અને દગો થયો છે એમ જાણી

ઘુમરાણ કરવા લાગ્યા. જ્યારે સમસ્ત સેના જાગી અને સુસજ્જીત થઇ ત્યારે તો રાજારામ પોતાનું કાર્ય ઘણી સહિસલામતીથી પાર પાડી પોતાના માણસો સાથે ઘણે દૂર નીકળી ગયો હતો. ફિરોઝખાન આથી સર્વે સૈનિકો ઉપર ક્રોધે ભરાયો અને ન્હાસી છુટેલા દુશ્મનોને કેદ કરી પકડી લાવવાની સખત આજ્ઞા ફરમાવી.

અહિંઆ મરાઠાઓએ એક નવીન યુક્તિ રચી. રાજારામ તેના મંત્રી હમીરરાવના પુત્ર વીર મુરારિરાવ તેમજ બીજા દશ પંદર માણસો સાથે આગળ ચાલી નીકળ્યા, અને પચાસ સરદારોને રસ્તા ઉપર જ મુકતા ગયા, અને તેઓને ખાસ હુકમ કર્યો કે જો મોગલ સેના તેમની પાછળ આવે તો તેને રસ્તા ઉપર જ રોકી રાખી તેમની સાથે દ્વંદ્વ યુદ્ધ કરી ગમે તે પ્રકારે તેઓને આગળ વધતી અટકાવવી. વળી, ધનાજી, સંતાજી તેમજ હમીરરાવ આદિ અન્ય સરદારોએ આસપાસનાં ગામડાંમાં જઇ સમગ્ર મરાઠાઓને એકત્ર કરી, મરાઠા-સૈન્ય વધારવાનો પ્રયત્ન કરવો.

જે જે મરાઠાઓ મોગલસેનાને રોકવા રહ્યા હતા તેમણે દૃઢ નિશ્ચય કર્યો હતો કે પ્રાણના પણ ભોગે મોગલોને આગળ વધતા અટકાવવા. લગભગ અર્ધી ઘડી પણ વીતી નહિ હોય એટલામાં તો સમસ્ત મોગલ ફોજ ઉપરોક્ત સ્થાન સમીપ આવી પહોંચી. મરાઠાઓ અહિંઆ તેમનું સ્વાગત કરવાને તૈયાર જ હતા. આ મરાઠાઓનું પ્રમાણ ઘણું અલ્પ હોવાથી પ્રથમ તેઓ પાસેની ઝાડીમાં સંતાઇ રહ્યા. આથી જ્યારે લગભગ અર્ધી સેના રસ્તા ઉપર આવી કે તરતજ તેઓ ઝાડીમાંથી નીકળી આસપાસ ફરી વળ્યા, અને સમસ્ત સેનાને ઘેરી લીધી. આ ઓચિંતા હલ્લાથી મોગલ સેના ભયભીત થઇ ગઇ, પણ ધૈર્ય ધારી તેઓએ દુશ્મનનું પ્રમાણ જાણી લીધું. બન્ને પક્ષ વચ્ચે લગભગ બે ત્રણ કલાક સુધી તુમુલ યુદ્ધ મચી રહ્યું. સર્વે મરાઠાઓ ઘણી બહાદુરીથી લડયા, પણ કયાં મોગલોની અસંખ્ય સેના અને કયાં પચાસ ગણ્યાગાંઠયા મરાઠાઓ ! આથી ઝાઝા મુસલમાનો

સમક્ષ તેઓ વધુ વખત ટકી શક્યા નહિ, અને ધીમે ધીમે દરેકે દરેક સરદાર મોગલોને હાથે કપાઇ ગયો. આ રોકાણથી મોગલ સેના આગળ વધી શકી નહિ, અને રાજારામ આનો લાભ લઇ ઘણે દૂર નીકળી ગયો. મોગલ સેનાપતિ ફિરોઝખાને મરેલા મરાઠાઓમાંથી રાજારામનું શબ શોધી કાઢવાની આજ્ઞા કરી, પણ જ્યારે તેમાંથી તેનો પત્તો ન લાગ્યો ત્યારે તેણે પુનઃ મોગલ સેનાને આગળ વધવાનો હુકમ કર્યો.

મોગલ સેના ધીમે ધીમે આગળ વધવા લાગી, પણ જ્યારે ફિરોઝખાનના જાણવામાં આવ્યું કે રાજારામે તેઓને ભુલાવવા તેના માણસોની બે ટુકડીઓ કરીને તેઓને ભિન્ન ભિન્ન માર્ગે મોકલી છે, ત્યારે તે મહાન્ વિમાસણમાં પડયો. તેની ચિન્તા વધી પડી. હવે શો ઉપાય લેવો તે તેને સુઝયું નહિ. તેની મુખમુદ્રા ક્રોધથી લાલચોળ થઈ ગઇ. ત્હેના હાથમાંથી દુશ્મનો સહિસલામત ન્હાસી છૂટેલા હોવાથી તે તેના શૌર્યને તેમજ મુત્સદ્દીપણાને ધિક્કારવા લાગ્યો. પણ ધીમે રહી શાન્તિપૂર્વક તેણે વિચાર કર્યો કે " થોડા મરાઠાઓ અહીંઆંથી પશ્ચિમ દિશામાં ગયા છે, જ્યારે આ મોટે માર્ગે રાજારામ થોડાક સરદારો સાથે છુપાવાને બ્હાને ગયો હશે. " આમ અટકળ કરી ફિરોઝ-ખાને પોતાના શુરવીર પચાસ યોદ્ધાઓ લઈ તે રસ્તે ઘોડા દોડાવી મુકયા, અને બાકીના માણસોને ઉપરોક્ત સ્થાને છાવણી નાખી પડી રહેવાની આજ્ઞા કરી, અને જ્યાં સુધી બીજો હુકમ ન મળે ત્યાં સુધી તે સ્થાન ન છોડવાની પણ ફરજ પાડી.

મહારાજા રાજારામ વીર મુરારિરાવ આદિ અન્ય માણસો સાથે આગળ ને આગળ નીકળી ગયા. વીર હમીરરાવ તેમને દુશ્મનોની હીલચા-લથી વાકેફગાર રાખતો હતો. રાજારામને આગળ જતાં તુનાજી પરમારના કિલ્લામાં આશ્રય મળ્યો. આ મરાઠા સરદાર પહેલાં બિજાપુરની આદિલ-શાહીના પક્ષમાં હતો, પણ તેને પોતાના પક્ષમાં રાખવા માટે તેની જાગીર છીનવી ન લેતાં, ઓરંગઝેબે તે તેની પાસે જ કાયમ રાખી અને

તુનાજીને પોતાનો તાબેદાર બનાવી મુકયો. ઔરંગઝેબની એવી માન્યતા હતી કે હવેથી તુનાજી તેનાજ પક્ષમાં છે, પણ જ્યારે ઔરંગઝેબે સંભાજી-નો ક્રૂર રીતે વધ કરાવ્યો, હિંદુઓનાં મંદિરો તોડી પાડી ત્યાં મસજીદો બાંધી, હિંદુઓ ઉપર જજીઆવેરો નાખ્યો, તેમજ સરકારી નોકરી-માંથી તેમને બરતરફ કર્યા ત્યારથીજ તે એની કુટિલ રાજનીતિને, એની ધર્માન્ધતાને તેમજ સંકુચિત વૃત્તિને મનમાં જ ધિક્કારવા લાગ્યો. એને મનમાં ઔરંગઝેબ વિષે ઘણું જ દુઃખ હતું, પણ આ વૃત્તિ એ જાહેરમાં સ્પષ્ટ રીતે વ્યક્ત કરવાને અસમર્થ હતો. આથી એણે એવી પ્રતિજ્ઞા કરી હતી કે ભવિષ્યમાં કોઇ પણ પ્રકારે મરાઠા-ઓ સ્હામે શસ્ત્ર ઉઠાવવું નહિ તેમજ પોતાની જાગીર તેમજ પ્રાણના ભોગે પણ તેઓની સાથે સંપીને એકદીલી થઇ રહેવું, અને પ્રસંગ આવે કે તરતજ સમસ્ત મરાઠાસૈન્યને એકત્ર કરી મોગલ શહેનશાહતને અસ્તવ્યસ્ત કરવી. તુનાજીનો આ નિશ્ચય ઘણો મક્કમ હતો. આથી જ્યારે રાજારામ અને મુરારિરાવ એના કિલ્લાની સીમાપ્રદેશમાં આવી પહોંચ્યા ત્યારે ઘણા સન્માનથી તુનાજી પરમારે તેઓનું આતિથ્ય-સત્કાર કર્યું, અને એ દુશ્મનો હોવા છતાં પણ પોતાના કિલ્લામાં જીવને જોખમે આશ્રય આપ્યો. આમ વસ્તુસ્થિતિ ઘણી ભયંકર થઈ પડી હતી. તુનાજીને આનું સંપૂર્ણ ભાન હતું, પણ દેશદ્રોહી તેમજ કુલાંગાર થવા કરતાં તેને મૃત્યુ વધારે પ્રિયકર લાગતું હતું.

ફિરોઝખાન રાજારામની શોધમાં ધીમે ધીમે તુનાજીના કિલ્લા પાસે પોતાના માણસો સાથે આવી પહોંચ્યો, અને એના શંકાશીલ હૃદયમાં સ્વાભાવિક જ શંકા ઉત્પન્ન થઇ કે આ કિલ્લાના રક્ષક તુનાજીએ વીર રાજારામને તેમજ તેના માણસોને આશ્રય આપ્યો છે. આથી એણે તુનાજીને ધમકાવી કહેવડાવ્યું, “ હે તુનાજી ! દુશ્મનને આપના કિલ્લામાં આશ્રય આપી આપ મૃત્યુના મુખમાં આવી પડયા છો. રાજારામ આપણા શહેનશાહ ઔરંગઝેબનો કટ્ટો તેમજ હડહડતો શત્રુ છે.

એને પકડવા, તેમજ રાજ્યભ્રષ્ટ કરવા સમ્રાટ શહેનશાહે મ્હારા નેતૃત્વ હેઠળ શાહી સેના આજે કેટલાયે દિવસો થયાં મોકલી છે; પણ છળ-કપટથી અર્ધરાત્રિએ એ આમ ન્હાસી છુટયો છે. આથી હમારો વૈરાગ્નિ ઘણો જ પ્રજ્વલિત થયો છે. વળી, આપ શહેનશાહના વિશ્વાસુ માણસ હોઇ, શહેનશાહના કટ્ટા વિરોધીને આમ આશ્રય આપો એ યોગ્ય નથી. આપ એ ચોરને હમોને સ્વાધીન કરો, નહિ તો તમારા જીવનની પાયમાલી થશે, તમારી જાગીર છીનવી લેવાશે, તમારાં છોકરાં છૈયાં ભર દિલ્હીના બજારમાં વેચાશે, અને તમોને બંદીવાન્ તરીકે લઇ જવામાં આવશે જ્યાં શહેનશાહ તમોને દેહાંતદંડની સજા ફરમાવશે. જો જીવન તમોને વ્હાલું હોય તો મ્હારૂં કહ્યું માનો અને સત્વર મોતના મુખમાંથી બચી જાઓ!"

ફિરોઝખાનનાં વાક્યો સાંભળી તુનાજીએ તેને કહેવડાવ્યું: "જો આપને કોઇ પણ જાતનો ભ્રમ તેમજ ભ્રાન્તિ હોય તો આપ પોતે આવી અથવા સૈનિકો દ્વારા સમસ્ત કિલ્લાની તપાસ કરો, પછી ખરી હકીકત શું છે તે સમજાશે. હું ખાત્રીપૂર્વક કહું છું કે રાજારામ તેમજ તેના કોઇ પણ માણસો આ કિલ્લામાં નથી." આ જવાબ સાંભળી તરતજ ક્રોધાવેગથી લાલચોળ બનેલો ફિરોઝખાન પોતાના માણસો સહિત કિલ્લાના દ્વારમાં આવી પહોંચ્યો અને આખા કિલ્લાની સંપૂર્ણ તપાસ કરી. પણ રાજારામ તેમજ તેના માણસોનો બીલકુલ પત્તો લાગ્યો નહિ, કારણ કે પ્રથમથીજ તુનાજીએ તે સર્વેને એક ગુપ્ત ભોંયરામાં સંતાડી દીધા હતા.

ફિરોઝખાને આખા કિલ્લાની તપાસ કરી છતાં પણ તેને સંપૂર્ણ વિશ્વાસ આવ્યો નહિ, અને આખરે કંટાળીને તેણે કહ્યું કે, "હે તુનાજી! ચોવીસ કલાકની અંદર રાજારામને હમોને સ્વાધાન કરો નહિ તો સમસ્ત કિલ્લો ખોદવો પડશે, અને જે ભોંયરામાં રાજારામને તમોએ રાખ્યો હશે તે આપમેળે જ જણાઇ જશે!" તુનાજી આ હુકમ

સાંભળી ઘણો જ ચિંતાતુર થયો. રાજારામને ભોંયરામાં રાખ્યાને આજે લગભગ છ સાત દિવસ થઈ ગયા હતા. વળી દુશ્મનોથી બચવા તેમજ રાજારામના પ્રાણનું રક્ષણ કરવા કોઈપણ પ્રકારે ઉપાયો શોધી પ્રયત્નો કરવાના હતા. આથી તુનાજીએ આ સંબંધમાં રાજારામના વીર સરદાર મુરારિરાવની સાથે મસલત ચલાવી. અને અંતે મુરારિરાવની સલાહ વ્યવહારૂ તેમજ માર્ગદર્શક હોઇ તુનાજી એ તેનો સ્વીકાર કરી તે અમલમાં મુકવાનો વિચાર કર્યો. આથી તુનાજીએ મુરારિરાવને રાજારામ જે ભોંયરામાં હતા ત્યાં મોકલ્યો. મુરારિરાવ રાજારામ પાસે પહોંચી કરદ્વયથી નમન કરી વિવેકપૂર્વક કહેવા લાગ્યો :

"મહારાજા રાજારામ ! આપે આ કિલ્લો છોડી જવામાં જ આપના જાનમાલની સહીસલામતી સમાયેલી છે એમ મ્હારી તેમજ તુનાજીરાવની માન્યતા થઈ છે. દુશ્મનોએ આપણી પુંઠ પકડી છે, અને આપણે આ કિલ્લામાં જ છીએ એમ સાબિત કરવા આખા કિલ્લાની શોધખોળ કરી છે, પણ આપણો પત્તો ન લાગવાથી તેઓ આવતી કાલે પ્રાતઃકાળે કિલ્લો ખોદવાનું કામ શરૂ કરાવનાર છે. આ સંજોગોમાં આપણી તેમજ તુનાજીરાવની સ્થિતિ ઘણી કફોડી થઇ પડી છે. આથી આપના પ્રાણના રક્ષણાર્થે તેમજ તુનાજીરાવની મુશ્કેલી દૂર કરવા માટે, વળી દુશ્મનોને હંફાવવા તેમજ છિન્નભિન્ન કરવા માટે જો આપ આ સ્થળ છોડી અન્ય કોઇ સ્થળે પહોંચી જાઓ તો તેમાંજ આપનું કલ્યાણ છે. મહારાજ ! આ કાર્ય એકદમ પાર પાડવા મ્હેં એક યુક્તિ શોધી કાઢી છે. મહારાજ ! એટલા માટે હું આ સાદાં વસ્ત્રો લાવ્યો છું. તો આપ આ સાદાં વસ્ત્રોનું પરિધાન કરો અને આપનો રાજવંશી પોશાક મ્હને આપો. અને જ્યારે તુનાજીરાવ તમોને સંકેત કરે કે તરતજ આ ગુપ્ત સ્થળને ત્યજી આપણા વિશ્વાસુ માણસોને સાથે લઇ આપ આ સાદા વેશમાં અહિઆંથી નીકળી તાબડતોબ ધનાજીરાવની છાવણીમાં ચાલ્યા જજો."

સુરારિરાવનું કહેવું સાંભળી રાજારામે પ્રશ્ન કર્યો : “ભાઇ સુરારિરાવ! તું શું કહે છે તેનીજ મ્હને સમજ પડતી નથી, તો સ્પષ્ટ રીતે જણાવ કે મારો આ રાજવંશી પોષાક લઇ તું શું કરશે?”

સુરારિરાવે સ્પષ્ટતાથી ઉત્તર વાળ્યો, ‘મહારાજ! હું આપનો પોષાક પહેરી બહાર નીકળી જવા માગું છું. શત્રુઓ મ્હને રાજારામ ધારી મ્હારી પુંઠ પકડશે, અને આ દોડધામમાં આપ સકુશળ ધનાજીરાવની છાવણીમાં પહોંચી જશો. વળી, જો આપ આપની સહિસલામતી જાળવી શકશો તો પુનઃ આપણા આધિપત્ય હેઠળ સમસ્ત મહારાષ્ટ્રીય પ્રજા તેમજ સેના એકત્રિત થશે, સુવર્ણઢમાં આપણો અધિકાર જામશે, આપણા પૂર્વજોનું ગૌરવ જામશે, દુશ્મનો કંટાળી પાછા ફરશે, અને મહારાષ્ટ્ર-કેસરી વીર રાજારામની કીર્તિ દિગન્તમાં ફેલાશે. મહારાજ! જેટલી ઉપયોગિતા, તેમજ મહત્તા આપની છે તેટલી મ્હારી નથી. આપ મહાન્ છો હું ક્ષુદ્ર છું. આપ રાજા છો હું નોકર છું. આપ રક્ષક છો હું રક્ષ્ય છું. મહારાજ! આપના અસ્તિત્વથી પુનઃ મહારાષ્ટ્રમાં સંગઠન થવા પામશે માટે મ્હારૂં કહ્યું માનો અને સત્વર મારી આ ઇચ્છાને આધીન થાઓ. વિલંબ કરવાનો આ વખત નથી.”

“અરે સુરારિરાવ! તું મ્હારા પ્રાણ બચાવવા તત્પર થયો છે. પણ ત્હારી શી વલે થશે તેનું લગાર પણ તને ભાન છે ખરૂં કે?” રાજારામે પ્રશ્ન કર્યો.

સુરારિરાવેઉત્તર વાળ્યો : “મહારાજાધિરાજ! મ્હને મૃત્યુની લેશ પણ ભીતિ તેમ જ ચિન્તા નથી. મ્હારૂં જે થવાનું હોય તે ભલે થાય. આ માયાવી દુનીઆમાં મનુષ્યને એક જ વખત મૃત્યુને શરણ થવાનું છે. દેહ ક્ષણભંગુર છે, પણ આત્મા અમર છે. આ સંસારમાં સુખ સંપત્તિ નશ્વર છે, પણ કીર્તિ તેમ જ પ્રતિષ્ઠા સદાને માટે ટકી રહે છે. મહારાજ! આવી સ્થિતિમાં પુરૂષાર્થ સાધી સારા કાર્યને માટે મૃત્યુ થાય એવું

અહોભાગ્ય કોનું હોય! મ્હારા દેશરક્ષકના પ્રાણના રક્ષણાર્થે મ્હારી ચાહે તે દશા થાય તો તે સહેવાને હું તૈયાર છું. અન્નદાતા! જો મારાથી બનશે તો શત્રુદળમાંથી હું સહિસલામત નીકળી જવાને શક્તિમાન્ થઈશ; અગર જો શત્રુઓ સાથે બાથ ભીડવામાં કદાચ મ્હારે પ્રાણ ત્યજવા પડે તો તે ત્યજવા પણ હું તૈયાર છું. પણ જો આપના પ્રાણ બચે તો ઘણા વિઘ્નો દૂર થાય એમ છે. એથી સ્વરાજ્યની ભાવના પુનઃ મહારાષ્ટ્રમાં જાગૃત થશે, તેમ જ યવનોનો પગપેસારો સદાને માટે દક્ષિણમાંથી નાબુદ થશે. સંપૂર્ણ વિચાર કર્યા પછી જ મ્હેં આ સાહસિક કાર્ય આરંભ્યું છે.મહારાષ્ટ્રવાસીઓનો ઉત્કર્ષ સાધવા માટે આપે બનતી ત્વરાથી આ કાર્ય પાર પાડવું જોઇએ."

મુરારિરાવનાં આ વાક્યો સાંભળી મહારાજ રાજારામની આંખો અશ્રુથી ભરાઇ આવી, અને અશ્રુનો પ્રવાહ કેટલીયે વાર સુધી અસ્ખલિત વહી રહ્યો. ત્હેનો અવાજ બંધ થઈ ગયો, ત્હેનાં ગાત્રો શિથિલ થયાં, ત્હેની દેહકાન્તિ ફિક્કી પડી, અને મુરારિરાવની ઉન્નત ભાવનાઓ તેમ જ સ્વામિભક્તિ તથા દેશપ્રેમના આદર્શોની મનમાં ને મનમાં જ પ્રશંસા કરી તેણે ગદ્‌ગદ્ કંઠે જવાબ આપ્યો:

"મ્હારા વ્હાલા રાજનિષ્ઠ યુવક! સમસ્ત મહારાષ્ટ્રના આભૂષણ રૂપ વીર મુરારિરાવ! ખરેખર ત્હારાં વીરોચિત વેણો સાંભળી મ્હને હર્ષ તેમ જ આનંદનો ઉમળકો આવે છે. તમ્હે નિઃશંશય તમ્હારા પિતાના જેવા જ ધીરવીર તેમ જ સાહસિક પુરૂષ છો. પરંતુ ત્હમારા જેવા પુરૂષરત્નને આવા કટોકટીના પ્રસંગમાં ગુમાવતાં મ્હારાં અંગો ધ્રૂજે છે. મ્હારૂં મસ્તક ભ્રમી જાય છે. અરે! મ્હને મ્હારા અસ્તિત્વ ઉપર ધિક્કાર આવે છે! વીર મુરારિરાવ! ત્હારા જેવા સ્વામિનિષ્ઠ નરશાર્દૂલની ખોટ મ્હને કેટલી પડશે તે વિચાર જ મ્હને અકળાવી ગુંગળાવી મુકે છે. ત્હારી સ્વામિભક્તિ અદ્‌ભુત છે, ત્હારો આત્મ-ત્યાગ, ત્હારી ઉદારતા, તેમ જ ત્હારી વીર્યવાન્ પ્રતિભા ખરેખર

અપ્રતિમ છે. ત્હારા જેવા આદર્શમય સરદારની જોડી કેવળ મહારાષ્ટ્રમાં જ નહિં પણ સમસ્ત ભારતવર્ષમાં મેળવવી મુશ્કેલ પડશે. ત્હને ગુમાવી મ્હારા જીવનની રક્ષા કરવી એ મ્હને યોગ્ય લાગતું નથી, માટે એવો કોઇ અન્ય ઉપાય શોધી કાઢ કે જેના પરિણામે આપણા બન્નેના પ્રાણ બચે. નહિં તો પછી દુશ્મનોની સ્હામે થઈ આપણે આપણું શૌર્ય દર્શાવી ભાગ્ય અજમાવી જોઇએ !'

મુરારિરાવે આ વાક્યો સાંભળી હાથ જોડી નમન કરી શાન્તિથી પ્રફુલ્લિત વદને જવાબ આપ્યોઃ "પ્રભુ ! મહારાષ્ટ્રના આદર્શ એવા ઓ મહારાજા રાજારામ ! મહેરબાની કરી આ ધર્મકાર્યમાં કોઈ પણ જાતનું વિઘ્ન આણશો નહિં. જો મ્હારૂં આ નશ્વર શરીર મ્હારા સ્વામિના રક્ષણ અર્થે કામ નહિં આવે તો પછી એ બીજા શા કામમાં આવવાનું છે ? મ્હારા પિતાજી જ્યારે આ જાણશે ત્યારે તેમનું હૃદય હર્ષના ઉસળકાથી ઉભરાઈ જશે. તેમનો પુત્રપ્રેમ પ્રજ્વળી ઉઠશે, અને મ્હારા જેવા પુત્રના પિતા થવા માટે પોતાની જાતને ધન્યવાદ આપશે. એટલું જ નહિં, પણ જો મ્હારા પ્રાણત્યાગથી આપની વિજયપતાકા સુવર્ણગઢ ઉપર ફરીથી ફરકશે તો તેની સાથે સરખાવતાં મ્હારા પ્રાણની પરવા મ્હને જરા પણ નથી. મહારાજ ! વિલંબ કરવાથી પરિણામો અનિષ્ટ આવે એમ છે. શત્રુઓ કિલ્લો ખોદવાનાં બધાં સાધનો તૈયાર કરી રહ્યા છે, માટે આપે અહિંઆથી જેમ બને તેમ બનતી ત્વરાએ નીકળી જવું જોઈએ. મહારાજ ! આપ સઘળી મનની વેદનાઓ તેમ જ અન્ય મુશ્કેલીઓ દૂર કરો. મ્હારૂં કહ્યું માની મ્હારો આ સીપાહીનો સાદો પોષાક પહેરી લ્યો, તમ્હારો પોષાક મ્હને આપો, અને મ્હને આપનો અંતિમ આશિર્વાદ આપી મ્હારૂં કાર્ય સંપૂર્ણતાથી પાર પાડવાને તક આપો."

મહારાજા રાજારામને પણ હવે પોતાની ઇચ્છા વિરૂદ્ધ વીર મુરારિરાવની આજ્ઞા શિરસાવંદ્ય કરવી પડી. તેણે તરત જ ઉઠી

મુરારિરાવને અત્યંત વ્હાલથી છાતીસરસો ચાંપી, તેમજ ભેટી પોતાનાં વસ્ત્રો ઉતારી આપ્યાં અને અંતે આશિર્વાદ આપી સજળનયને મુરારિરાવને વિદાય કર્યો.

રાત્રિના ચાર વાગ્યા હતા. સમસ્ત મોગલસેના નિદ્રાધીન થઈ ગઈ હતી; કેવળ એક બે અમલદારો અર્ધનિદ્રિત અવસ્થામાં આમ તેમ પાસા બદલતા હતા. આવે સમયે વીર મુરારિરાવ પોતાના પ્રાણની લગાર પણ દરકાર કર્યા વિના, મહારાજા રાજારામનો રાજવંશી પોષાક પહેરી, અશ્વારૂઢ થઇ કિલ્લાની બહાર નીકળી ગયો. આ ઘટના એક મોગલ સૈનિકના જોવામાં આવી. આથી તરત જ તે કિલ્લાના દ્વાર પાસે આવી પહોંચ્યો, અને આવીને જુએ છે તો રાજારામ રૂપધારી એક યુવક તેની દૃષ્ટિમર્યાદામાં દોડતો માલમ પડયો. પણ તે તેની પાસે જાય છે એટલામાં તો આ યુવક ઘણે દૂર નીકળી ગયો. સૈનિકોને પૂછપરછ કરતાં જણાયું કે આ ન્હાસી છુટેલો યુવક તે કોઈ નહિં પણ મહારાજા રાજારામ જ છે. આમ પક્કી ખાત્રી થવાથી મોગલ સેનાએ તરત જ વીર મુરારિરાવની પુંઠ પકડી. પરંતુ મુરારિરાવે પોતાના ઘોડાને પુરપાટે દોડાવી મુકેલો હોવાથી મોગલસેનાથી એ ઘણો જ દૂર નીકળી ગયો હતો, અને જો ચાહતે તો એ મોગલોના હાથમાંથી પણ સદાને માટે બચી જાત એવી સહિસલામત જગાએ જઈ પહોંચ્યો હતો. પરંતુ એની ઇચ્છા પોતાના પ્રાણના રક્ષણની નહિં હતી પણ પોતાના સ્વામીના રક્ષણની હતી. આથી દુશ્મનોને થાપ ખવડાવવા એણે ઘોડો દોડતો જ રાખ્યો. કારણ કે એનો વિચાર એમ હતો કે મોગલસેના જો એની પાછળ આવ્યા કરે તો મહારાજ રાજારામ સુખેથી નિર્ભય રીતે તુનાળ પરમારનો કિલ્લો છોડી સુવર્ણગઢ પહોંચી જાય, અને ત્યાં અન્ય મરાઠાઓની સહાયથી પોતાનો અધિકાર જમાવી શકે. આમ વિચારી જાણી-બુઝીને એણે માર્ગમાં ઘોડો ઉભો રાખ્યો, પોતાનો ભાલો જમીનમાં દાટયો, અને દુશ્મનોની રાહ જોતો બેઠો. થોડા સમય પછી એને

દુશ્મનોનો પગરવ સંભળાયો. આથી તરત જ એ ભાલો ઉપાડી, અશ્વારૂઢ થઇ ધીમે ધીમે ઘોડો ચલાવવા લાગ્યો. આમ એ ચાલતો હતો એટલામાં મોગલસેનાએ આવી એને ચારે પાસથી ઘેરી લીધો. વીર મુરારિરાવનો ઘોડો ઘાયલ થયો અને તરત જ જમીન ઉપર ગબડી પડયો. પણ પોતે હિંમત આણી, દુશ્મનોની સંખ્યાની જરા પણ પરવા કર્યા વિના, પોતાની ઢાલ તલવાર હાથમાં રાખી યવન સેના સ્હામે બાથ ભીડવાની તૈયારી કરી લીધી. મોગલસેના પણ આ વીર યુવકને મહારાજા રાજારામ ધારી તેને મારી ન નાંખતાં જીવતો પકડવાના પ્રયત્નો કરી રહી. પચાસ સૈનિકો સ્હામે એક વીર યુવકનું શું ગજું! વસ્તુસ્થિતિ આમ હોવા છતાં પણ મુરારિરાવે પોતાના અદ્દભુત બાહુબળથી, તેમ જ તલવાર ફેરવવાની કુશળતાથી, ઘણાય મુસ્લિમોને ઘાયલ કર્યા, તેમ જ ખુદ ફિરોઝખાનને પણ વિસ્મીત કરી નાંખ્યો. ફિરોઝખાન તેનું આ બાહુબળ જોઇ દિઙ્મુઢ થયો, અને જ્યારે મુરારિરાવે ફિરોઝખાનની તલવારના કટકે કટકા કરી નાંખ્યા ત્યારે તરત જ એક મોગલ સૈનિકે ઓચિંતા પાછળથી આવી તલવાર એના હાથ ઉપર મારી. આ ઘા ઘણો જ દુઃસહ્ય થઇ પડયો, અને તરત જ વીર મુરારિરાવ મૂર્ચ્છિત થઇ જમીન ઉપર ગબડી પડયો. ત્હેના શરીરમાંથી લોહીની ધાર વહેવા લાગી. તેની સર્વે શક્તિઓનો લોપ ધીમે ધીમે થયો. પોતે આવી સ્થિતિમાં દુશ્મનોના હાથમાં આવ્યો તે માટે મહાન્ પશ્ચાત્તાપ કરવા લાગ્યો. તેની શારીરિક વેદનાઓ ધીમે ધીમે વધતી ગઇ. મોગલ સેનાએ તેને આવી સ્થિતિમાં બંદિવાન કરી સાથે લઇ લીધો, અને રાજારામ રૂપધારી યુવકને જીવતો પકડવાથી ફિરોઝખાનનો હર્ષ તેમ જ ઉત્સાહ માયો નહિં. ત્હેની નિરાશાઓ ફરીથી એક વાર દૂર થઇ અને તે પુનઃ આશાવાદી તેમ જ ઉત્સાહી બન્યો. ત્હેની સ્વપ્નસૃષ્ટિમાં રચાયેલી ઇમારતો ત્હેને સાર્થક થતી લાગી. હવે પોતાના મનોરથો પૂર્ણ થશે એવી તેને સંપૂર્ણ ખાત્રી થઇ. વીર રાજારામને સમ્રાટ

શહેનશાહ સમક્ષ જીવતો લઇ જવાથી તે તેના ઉપર અત્યંત પ્રસન્ન થશે, ત્હેને મહામૂલ્ય હિરા ઝવેરાતોથી નવાજશે, તેમ જ મહાન્ હોદ્દા ઉપર પણ ચઢાવશે, એમ સમજી તે ઘણો જ ઉત્સાહી થયો.

જે સમયે મોગલસેના વીર મુરારિરાવ સાથે કિલ્લા બહાર લડી રહી હતી તેજ વખતે આ સોનેરી તકનો લાભ લઇ મહારાજા રાજારામ તુનાજી પરમારને સાથે લઇ કિલ્લાની બહાર નીકળ્યા, અને ઘોડાઓને પુરપાટ દોડાવી બનતી ત્વરાએ ધનાજીરાવની છાવણીમાં જઇ પહોંચ્યા. જ્યારે મરાઠા સૈનિકોએ પોતાના મહારાજને આમ કુશળ અવસ્થામાં આવેલા જોયા ત્યારે તેઓનો આનંદ માયો નહિ, અને આનંદની ઘોષણાથી ચારે દિશા ગજાવી મુકી. વળી આ સર્વે મરાઠાઓ એકત્રિત થયા, અને માર્ગમાં છાવણી નાંખીને પડેલી મોગલસેનાને છિન્નભિન્ન કરી, વિજયઘોષણા કરતા કરતા તેઓ સુવર્ણગઢ પહોંચ્યા અને મહારાજા રાજારામે પુનઃ પોતાનો અધિકાર સુવર્ણગઢમાં સ્થાપી દીધો.

ફિરોઝખાન બચેલા પોતાના વીસેક માણસો તેમ જ બંદિવાન મુરારિરાવ સહિત પાછો આવી, જ્યાં પોતાની સેના છાવણી નાંખી પડી હતી ત્યાં જુએ છે તો મૃત મનુષ્યોના શબ સિવાય કાંઇ પણ તેના જોવામાં આવ્યું નહિ. વળી, ત્હેની સેના પર આવી ઓચિંતી તેમ જ અણધારી વિપત્તિ કેમ અને કેવા પ્રકારે આવી પડી તે કહેનાર પણ કોઇ મળ્યું નહિં. આથી ત્હેની ઉત્સુકતા તેમ જ કુતુહલતા ધીમે ધીમે વધી. તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિં. આ સઘળું ત્હેને એક સ્વપ્ન સમું લાગ્યું. આથી તરત જ તેણે તુનાજીરાવના કિલ્લા તરફ પોતાના માણસો સાથે જવાનો નિશ્ચય કર્યો. પણ જતાં જતાં માર્ગમાં જ તેને ખબર મળી કે તુનાજીરાવ કિલ્લો છોડી ચાલ્યા ગયા છે, અને આખા કિલ્લામાં કોઇ માણસ નજરે પડતું નથી. આથી ફિરોઝખાન અને તેના માણસોની ભીતિ તેમ જ નિરાશા વધતી ગઇ, અને ફિરોઝખાન ખરી વસ્તુસ્થિતિ હજુ પણ સમજી

શક્યો નહિં. છતાં પણ ધૈર્ય ધારી તે આગળ વધ્યો, અને પોતાના હાથમાં આવેલા કેદીને સમ્રાટ ઔરંગઝેબની સન્મુખ ઉપસ્થિત કરવાની તીવ્ર ઈચ્છાથી તેણે પોતાના બાકીના માણસો સાથે બાદશાહની છાવણી તરફ કુચ કરી.

જ્યારે ફિરોઝખાન મુરારિરાવને ઔરંગઝેબ પાસે લઈ આવ્યો હતો ત્યારે ધીમે ધીમે મુરારિરાવની મૂર્ચ્છા વળી હતી. તેનામાં હોંશીઆરી આવવા માંડી હતી; ત્હેની બેશુદ્ધિ દૂર થઈ હતી. વળી, અસહ્ય વેદના હોવા છતાં પણ, જ્યારે તેના જાણવામાં આવ્યું કે તે સમ્રાટ શાહેનશાહની સમક્ષ છે ત્યારે તરત જ તેનું હૃદય સ્વામીભક્તિની પરમ ઉપાસનાથી, દેશદીપકના રક્ષણથી, તેમ જ સમસ્ત મહારાષ્ટ્રના ઉત્કર્ષ માટે પોતે આપેલા ભોગથી એકદમ ઉત્તેજીત તેમ જ પ્રફુલ્લિત થયું. તેનું શરીર અનેક પ્રહારોથી જર્જરીત થયેલું હતું છતાં પણ તેની મુખમુદ્રા પર નરી ગંભીરતા તેમ જ પ્રસન્નતા છવાઇ રહી હતી. તેની નરી સુંદરતા, આંજી નાખે એવી પ્રતિભા, હસમુખો ચ્હેરો, વિશાળ તેમ જ ભવ્ય લલાટ, વગેરે જોઇ દુશ્મનો પણ તેની પ્રશંસા કરતા હતા. ખુદ ઔરંગઝેબ પણ તેના યૌવનના ચમત્કારથી, શૌર્યના પ્રભાવથી તેમ જ આત્મત્યાગના અનુપમ ઉદાહરણથી અંજાયો હતો. આમ હોવા છતાં પણ મોગલ સમ્રાટને જોતાંની વારમાં જ ક્રોધાવેશથી તેમ જ કોપાગ્નિથી તેની મુખમુદ્રા લાલચોળ થઇ ગઇ. ત્યાર બાદ ધીમેથી મુખમુદ્રા ગંભીર કરી તેણે સમ્રાટ ઔરંગઝેબને પ્રશ્ન કર્યો: "મોગલ સમ્રાટ્ ઔરંગઝેબ ! મ્હારે સખેદ જણાવવું પડે છે કે ત્હમારા સેનાપતિએ મહાન્ ઠોકર ખાધી છે. મહારાજા રાજારામને પકડવાને બદલે ત્હેણે મ્હને પકડયો છે. અને આમ હોવા છતાં પણ તે શરમાતો નથી, તેમજ તેનો આનંદ પણ અસ્ખલિત છે."

આ સાંભળી બાદશાહે પ્રશ્ન કર્યો : "તું કોણ છે ?"

મરાઠા વીરયુવક મુરારિરાવે અભિમાનથી છાતી ઠોકી ઉત્તર વાળ્યો : "મોગલ સમ્રાટ ! હું કોઈપણ જાતના ક્ષોભ તેમ જ સંકોચ

વિના સત્ય વસ્તુ આપને જણાવવા માગું છું. હું મહારાજા રાજારામના મંત્રી હમીરરાવનો પુત્ર મુરારિરાવ છું. મ્હારા અન્નદાતાના રક્ષણાર્થે મ્હેં એમનાં વસ્ત્રો પહેર્યાં, મ્હારાં સાદાં વસ્ત્રો એમને આપ્યાં, અને અર્ધરાત્રિએ આ રાજવંશી પોષાક પ્હેરી હું કિલ્લાની બહાર નીકળ્યો. તમ્હારા સેનાપતિ ફિરોઝખાને મ્હને રાજારામ ધારી મ્હારી પુંઠ પકડી, અને મ્હને જીવતો કેદ પકડી ખુશખુશાલ થઇ આપની સમક્ષ આણ્યો છે. મહારાજા રાજારામ આ તકનો લાભ લઇ સુખેથી કિલ્લો ત્યજી પોતાની છાવણીમાં પહોંચી ગયા હશે, અને જો પ્રમાદ ન થતો હોય તો હું કહીશ કે સુવર્ણદુર્ગ પર તેમણે પોતાનો અધિકાર પણ જમાવ્યો હશે !"

યુવકનાં આ વચનો સાંભળી ફિરોજખાન તો જ્યાં ઉભો હતો ત્યાં જ સ્તબ્ધ થઇ ગયો. પણ સમ્રાટ ઔરંગઝેબ સઘળી વસ્તુસ્થિતિ સમજી ગયો, અને શાન્તિથી મુખમુદ્રા પ્રસન્ન કરી તેણે યુવકને પ્રશ્ન કર્યો :

"હે મરાઠા સરદાર ! આ ખટપટમાં ભાગ લેવાથી ત્હને શો ફાયદો થયો છે તે જણાવ. તું ત્હારા પ્રાણ ખોવાની તૈયારીમાં છે ત્હેનું ત્હને ભાન પણ છે ખરૂં કે ?"

ઔરંગઝેબનાં આ વાક્યો સાંભળી મુરારિરાવનું મુખમંડળ ક્રોધથી લાલચોળ થઈ ગયું. વૈરાગ્નિ ત્હેની નસેનસમાં પ્રસરી ગયો. દુશ્મનો પર વેર લેવા માટે ત્હેનું હૃદય તલસી રહ્યું. પણ હાય ! અત્યારની ત્હેની નિરાધાર સ્થિતિથી ત્હેની આશાઓ મનમાં ને મનમાં જ રહી. ત્હેની આંખોમાં ઝનુન આવ્યું, ત્હેને મસ્તકે કરચલીઓ વળી, લલાટ પર પરસેવાના ઝેબઝેબ વળ્યા, ત્હેની સર્વે શક્તિઓ જાણે પાછી આવી ગઈ હોય તેમ એ દેખાવા લાગ્યો, અને અંતે પુલકિત હૃદયે તેણે ઉત્તર વાળ્યો :

"મોગલ સમ્રાટ ! એ તો હું પહેલેથી જ જાણતો હતો કે મ્હારે એક દિવસ અવશ્ય મરવાનું છે. વળી, આજ સુધી હું જીવી રહ્યો

છું એ પણ મ્હારી આશા બ્હારની વાત છે. પણ જ્યારે તમોએ પ્રશ્ન કર્યો કે ' આ ખટપટમાં ભાગ લેવાથી મ્હને શું મળનાર છે?' તો હું કહું તે જરા ધ્યાનપૂર્વક સાંભળી લ્યો. મોગલ શહેનશાહ! મ્હને સ્વર્ગ તો અવશ્ય મળનાર જ છે, પણ મ્હારા આ કાર્યથી મ્હારા કુળની તેમજ દેશની કીર્તિ વધશે. માતાની કુખને શોભા મળશે, અને સમસ્ત મહારાષ્ટ્ર ગ્હારા જીવન મરણમાં ગર્વ લેશે. મ્હારા મુકુટમણિ રાજારામ મહારાજ બચવા પામશે, સુવર્ણગઢમાં મહારાષ્ટ્રવાસી-ઓનું જ રાજ્ય કાયમ રહેશે. વળી, સર્વે મરાઠાઓનું સંગઠન થશે, અને અંતે યવનોને પણ તેઓની સ્હામે યુદ્ધ કરતાં ભારે પડશે. બસ! મ્હારી મહત્વાકાંક્ષાઓ આજે પરિપૂર્ણ થઇ છે, મ્હારા મનોરથો આજે સિદ્ધ થયા છે; મ્હારો ટેક આજે સચવાયો છે. મ્હારા સ્વામિને ખાતર, દેશને ખાતર તેમજ સમસ્ત જનકલ્યાણના ઉત્કર્ષને ખાતર મ્હેં મ્હારો પ્રાણ સમર્પ્યો છે એ જાણી મ્હારૂં મૃત્યુ ઘણી જ સુખી રીતે થશે એવી મ્હારી માન્યતા છે. હવે પછી મ્હારૂં ગમે તે થાઓ ત્હેની મ્હને લેશ માત્ર પણ ચિન્તા નથી ! ”

મરાઠા યુવકના આ અપ્રતિમ આત્મોસર્ગના પ્રભાવથી ઔરંગઝેબ જેવો ક્રૂર હૃદયી બાદશાહ પણ ઝાંખો પડયો, અને તરત જ એના મુખમાંથી નીચેના શબ્દો નીકળ્યા :

“ શાબાશ ! યુવક શાબાશ ! જો ત્હારા જેવા થોડા જ માણસો મ્હારી સેનામાં હોય તો અવશ્ય હું મ્હારી જાતિને ધન્યવાદ આપું, અને એમ હોવામાં મ્હારૂં અહોભાગ્ય માનું. યુવક ! ત્હારી મનોવેદના તેમજ શારીરિક કષ્ટોની આગાહી મ્હને કંપાવે છે. આથી ત્હારી ચિકિત્સા કરવા હું મ્હારા ઉત્તમોત્તમ હકીમોને ત્હારી સેવાસુશ્રુષામાં રોકું છું, અને મ્હારી સંપૂર્ણ ખાત્રી છે કે આ પરિચર્યાથી લગભગ ત્રણ ચાર દિવસમાં ત્હને સંપૂર્ણ આરામ વળશે, અને ત્યારબાદ જો તું મ્હારી નોકરીમાં રહેવાનું પસંદ કરશે તો જરૂર હું ત્હને ઘણા જ દબદબા

સહિત મ્હારા દક્ષિણ પ્રાન્તનો સુબો બનાવીશ. બોલ, મ્હારી આ આજ્ઞા ત્હને સ્વીકારણીય છે ? યુવક ! ત્હારી સ્થિતિ ઘણીજ દયાજનક છે. મૃત્યુના મુખમાં તું આવી પડયો છે, માટે જીવવાની તેમ જ અધિકાર ભોગવવાની જો ત્હારી ઇચ્છા હોય તો મ્હારી આજ્ઞાનું પાલન કરવા ઝટ તૈયાર થા !"

ઔરંગઝેબના આ શબ્દો સાંભળી મુરારિરાવે ગંભીરતાથી ઉત્તર આપ્યો : "મોગલ સમ્રાટ્ ! તમ્હોએ મ્હારી દયાજનક સ્થિતિ વિષે દર્શાવેલા ઉન્નત વિચારો, તમ્હારી અનુકંપા, તેમજ ત્હમારી સમજ પ્રમાણે મ્હારી સ્થિતિ સુધારવા તમોએ દર્શાવેલા ઉપાયોથી તમ્હારા માટે મ્હારા હૃદયમાં સન્માન વૃત્તિ પેદા થાય છે; પરંતુ મ્હારે સખેદ કહેવું પડે છે કે તમ્હારો એક પણ વિચાર મ્હને માન્ય નથી. આ જન્મમાં તો તમ્હારી સેવા કોઇ પણ પ્રકારે હું સ્વીકારી શકું એમ નથી. જો તમે ચાહો તો ભલે મ્હારી કત્લ કરો, ભલે મ્હને જીવતો બાળો અગર દાટી દ્યો, ભલે મ્હારા મૃત શરીરના ટુકડે ટુકડા કરી દિલ્હીના ભર બજારમાં ફેરવી મ્હારૂં અપમાન કરો, પણ મોગલ દરબારમાં તેમ જ શહેનશાહની નોકરીમાં એક ક્ષણ પણ ગાળવી મ્હારે મન રાજદ્રોહ, દેશદ્રોહ તેમજ ધર્મદ્રોહ છે. જે રાજ્યને, જે રાજાને, જે ધર્મને તેમજ જે સંસ્કૃતિને હું મનસા, વાચા તેમજ કર્મણા ધિક્કારૂં છું; જે રાજાની ધર્માન્ધતા, સંકુચિતવૃત્તિ તેમજ ક્રૂર હૃદય જગપ્રસિદ્ધ છે, જે રાજાનું મુખમંડળ જોવામાં પણ હું પાપ માનું છું, તેમજ જેણે સમસ્ત મરાઠાઓને પોતાના કટ્ટા શત્રુ માનેલા છે, જેણે મ્હારા સ્વામીના પૂજ્ય બન્ધુનો ક્રૂર રીતે વધ કરાવ્યો છે, તે રાજાની નોકરીમાં રહી જીવન પસાર કરવા કરતાં મ્હારે મન મૃત્યુ બહેતર છે. મોગલ બાદશાહ ! હું ખાત્રી પૂર્વક જણાવું છું કે જો સમસ્ત મોગલ શહેનશાહત મ્હને આપવામાં આવે તો તેને પણ લાત મારવાને હું તૈયાર છું. મરાઠાઓને મન દેશપ્રેમ, ધર્મપ્રેમ તેમજ નૃપતિપ્રેમ જીવનથી પણ અધિક છે, અને એના રક્ષણ માટે તેઓ કશાની પણ ચિન્તા કરતા નથી, તો કેવળ

છું એ પણ મ્હારી આશા બ્હારની વાત છે. પણ જ્યારે તમોએ પ્રશ્ન કર્યો કે 'આ ખટપટમાં ભાગ લેવાથી મ્હને શું મળનાર છે?' તો હું કહું તે જરા ધ્યાનપૂર્વક સાંભળી લ્યો. મોગલ શહેનશાહ! મ્હને સ્વર્ગ તો અવશ્ય મળનાર જ છે, પણ મ્હારા આ કાર્યથી મ્હારા કુળની તેમજ દેશની કીર્તિ વધશે. માતાની કુખને શોભા મળશે, અને સમસ્ત મહારાષ્ટ્ર મ્હારા જીવન મરણમાં ગર્વ લેશે. મ્હારા મુકુટમણિ રાજારામ મહારાજ બચવા પામશે, સુવર્ણગઢમાં મહારાષ્ટ્રવાસીઓનું જ રાજ્ય કાયમ રહેશે. વળી, સર્વે મરાઠાઓનું સંગઠન થશે, અને અંતે યવનોને પણ તેઓની સ્હામે યુદ્ધ કરતાં ભારે પડશે. બસ! મ્હારી મહત્વાકાંક્ષાઓ આજે પરિપૂર્ણ થઇ છે, મ્હારા મનોરથો આજે સિદ્ધ થયા છે; મ્હારો ટેક આજે સચવાયો છે. મ્હારા સ્વામિને ખાતર, દેશને ખાતર તેમજ સમસ્ત જનકલ્યાણના ઉત્કર્ષને ખાતર મ્હેં મ્હારો પ્રાણ સમર્પ્યો છે એ જાણી મ્હારૂં મૃત્યુ ઘણી જ સુખી રીતે થશે એવી મ્હારી માન્યતા છે. હવે પછી મ્હારૂં ગમે તે થાઓ ત્હેની મ્હને લેશ માત્ર પણ ચિન્તા નથી!"

મરાઠા યુવકના આ અપ્રતિમ આત્મોસર્ગના પ્રભાવથી ઔરંગઝેબ જેવો ક્રૂર હૃદયી બાદશાહ પણ ઝાંખો પડયો, અને તરત જ એના મુખમાંથી નીચેના શબ્દો નીકળ્યા :

"શાબાશ! યુવક શાબાશ! જો ત્હારા જેવા થોડા જ માણસો મ્હારી સેનામાં હોય તો અવશ્ય હું મ્હારી જાતિને ધન્યવાદ આપું, અને એમ હોવામાં મ્હારૂં અહોભાગ્ય માનું. યુવક! ત્હારી મનોવેદના તેમજ શારીરિક કષ્ટોની આગાહી મ્હને કંપાવે છે. આથી ત્હારી ચિકિત્સા કરવા હું મ્હારા ઉત્તમોત્તમ હકીમોને ત્હારી સેવાસુશ્રુષામાં રોકું છું, અને મ્હારી સંપૂર્ણ ખાત્રી છે કે આ પરિચર્યાથી લગભગ ત્રણ ચાર દિવસમાં ત્હને સંપૂર્ણ આરામ વળશે, અને ત્યારબાદ જો તું મ્હારી નોકરીમાં રહેવાનું પસંદ કરશે તો જરૂર હું ત્હને ઘણા જ દબદબા

સહિત મ્હારા દક્ષિણ પ્રાન્તનો સુબો બનાવીશ. બોલ, મ્હારી આ આજ્ઞા ત્હને સ્વીકારણીય છે ? યુવક ! ત્હારી સ્થિતિ ઘણીજ દયાજનક છે. મૃત્યુના મુખમાં તું આવી પડયો છે, માટે જીવવાની તેમ જ અધિકાર ભોગવવાની જો ત્હારી ઇચ્છા હોય તો મ્હારી આજ્ઞાનું પાલન કરવા ઝટ તૈયાર થા ! ”

ઔરંગઝેબના આ શબ્દો સાંભળી મુરારિવે ગંભીરતાથી ઉત્તર આપ્યો : “ મોગલ સમ્રાટ્ ! તમ્હોએ મ્હારી દયાજનક સ્થિતિ વિષે દર્શાવેલા ઉન્નત વિચારો, તમ્હારી અનુકંપા, તેમજ ત્હમારી સમજ પ્રમાણે મ્હારી સ્થિતિ સુધારવા તમોએ દર્શાવેલા ઉપાયોથી તમ્હારા માટે મ્હારા હૃદયમાં સન્માન વૃત્તિ પેદા થાય છે; પરંતુ મ્હારે સખેદ કહેવું પડે છે કે તમ્હારો એક પણ વિચાર મ્હને માન્ય નથી. આ જન્મમાં તો તમ્હારી સેવા કોઇ પણ પ્રકારે હું સ્વીકારી શકું એમ નથી. જો તમે ચાહો તો ભલે મ્હારી કત્લ કરો, ભલે મ્હને જીવતો બાળો અગર દાટી દ્યો, ભલે મ્હારા મૃત શરીરના ટુકડે ટુકડા કરી દિલ્હીના ભર બજારમાં ફેરવી મ્હારૂં અપમાન કરો, પણ મોગલ દરબારમાં તેમ જ શહેનશાહની નોકરીમાં એક ક્ષણ પણ ગાળવી મ્હારે મન રાજદ્રોહ, દેશદ્રોહ તેમજ ધર્મદ્રોહ છે. જે રાજ્યને, જે રાજાને, જે ધર્મને તેમજ જે સંસ્કૃતિને હું મનસા, વાચા તેમજ કર્મણા ધિક્કારૂં છું; જે રાજાની ધર્માન્ધતા, સંકુચિતવૃત્તિ તેમજ ક્રૂર હૃદય જગપ્રસિદ્ધ છે, જે રાજાનું મુખમંડળ જોવામાં પણ હું પાપ માનું છું, તેમજ જેણે સમસ્ત મરાઠાઓને પોતાના કટ્ટા શત્રુ માનેલા છે, જેણે મ્હારા સ્વામીના પૂજ્ય બન્ધુનો ક્રૂર રીતે વધ કરાવ્યો છે, તે રાજાની નોકરીમાં રહી જીવન પસાર કરવા કરતાં મ્હારે મન મૃત્યુ બહેતર છે. મોગલ બાદશાહ ! હું ખાત્રી પુર્વક જણાવું છું કે જો સમસ્ત મોગલ શહેનશાહત મ્હને આપવામાં આવે તો તેને પણ લાત મારવાને હું તૈયાર છું. મરાઠાઓને મન દેશપ્રેમ, ધર્મપ્રેમ તેમજ નૃપતિપ્રેમ જીવનથી પણ અધિક છે, અને એના રક્ષણ માટે તેઓ કશાની પણ ચિન્તા કરતા નથી, તો કેવળ

એક પ્રાંતની સુબેદારી ખાતર શું હું મ્હારો ટેક ગુમાવીશ? મ્હારાં કરેલાં યશસ્વી કાર્યોપર પાણી ફેરવીશ? મ્હારી જાતિને કલંકિત કરીશ? શું રાજદ્રોહનું પાતક હું માથે વ્હોરીશ? શું સમસ્ત મહારાષ્ટ્રમાં હું હાસ્યને પાત્ર બનીશ? શું મોગલ સલ્તનતનો હું પરતંત્રી ગુલામ બની રહીશ? શું જીવનની યથાર્થતા હું ભૂલી જઇશ? મોગલ શાહેનશાહ! તમ્હારા વિચારોનો હું સાવ ઇન્કાર કરૂં છું, અને મ્હારા આ જર્જરીત દેહને હું આપના હસ્તમાં સોંપું છું. તમો એ વિષે જે કાંઇ કરવા માંગતા હો તે ભલે કરો. તે કરવાનો હું તમોને સંપૂર્ણ અધિકાર આપું છું."

આટલા શબ્દો બોલતાં બોલતાં તો વીર મુરારિરાવ એટલા બધા ઉશ્કેરાઈ ગયા, તેમજ તેમનો જુસ્સો એટલો બધો વધી ગયો કે ક્રોધ તેમજ શોકના આવેશમાં આવી એકદમ તેઓ તેમના બેઠેલા આસન પરથી નીચે ગબડી પડયા. તેનો ઘા ખુલ્લો થઇ ગયો, અને ઘામાંથી પુનઃ અખંડ રકતધારા વ્હેવા લાગી, અને પ્રાયઃ નિષ્પ્રાણ થઇ તેઓ ભૂમિ ઉપર ઢળી પડયા. આ વીર તેમજ ઉદાર આત્મા તે જ ક્ષણે પરમાત્માની અખંડ જ્યોતિમાં મળી ગયો.

ઔરંગઝેબ આ દૃશ્ય કેટલીયે વાર સુધી જોઈ રહ્યો. શત્રુનો માણસ હોવા છતાં પણ તે મુકત કંઠે ત્હેની પ્રશંસા કરવા લાગ્યો, અને પોતના માણસો નિર્વીર્ય, નિસ્તેજ, વિલાસપ્રિય, મદાન્ધ તેમ જ ગર્વોન્મત્ત હોવા માટે મનમાં ને મનમાં જ તે મુંઝાવા લાગ્યો. મુરારિરાવના આત્મત્યાગથી ત્હેની આંખો ઉઘડી. ત્હેના બાહુબળની તેમજ આત્મત્યાગની યોગ્ય કદર કરવા માટે તેમજ તેના પવિત્ર આત્માને શાન્તિ મળે તેમ તેણે તેના મૃત દેહની યોગ્ય વ્યવસ્થા કરાવી અને ક્ષત્રિયોને ઉચિત એવી ધાર્મિક ક્રિયાથી તેને અગ્નિદાહ કરાવ્યો.

# ૧૯

# વીરાઙ્ગના લક્ષ્મીબાઈ

## ( ૧ )

ઇ. સ. ની ઓગણીસમી સદી ચાલતી હતી. હિંદમાંથી સાર્વભૌમ્ય સત્તા નષ્ટ થઇ હતી. દેશ ન્હાનાં ન્હાનાં રાજ્યોમાં વ્હેંચાઈ ગયો હતો. અંગ્રેજોએ હિંદનાં બારણાં તોડવાનો આરંભ કરી દીધો હતો. દેશમાં સંપનો સર્વથા અભાવ થઇ ગયો હતો. અંગ્રેજોની સત્તા ઉત્તરોત્તર વધતી જતી હતી. આખા દેશમાં કોઇ પણ તેજસ્વી તેમ જ પ્રતિભાશાળી હિંદુ તેમ જ મુસ્લિમ સમ્રાટ રહ્યો ન હતો. દેશની પરાધીનતા વધતી જતી હતી.

લોર્ડ ડેલ્હાઉસી આ સમયે હિંદનો હાકીમ હતો. તેણે દેશમાં ઘણા સુધારા દાખલ કર્યા હતા, પણ સાથે સાથે તેણે ઘણા રાજાઓનાં રાજ્યો પણ છીનવી લીધાં હતાં.

જે સંસ્થાનનો ઔરસ કિંવા કોઈ પણ જાતનો વારસ રહેલો ન હોય અને જેને હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે દત્તક લેવા માટે બ્રીટિશ સરકારની પરવાનગી માગવી પડે એવાં સંસ્થાનોને બીન-વારસી ઠરાવી ખાલસા કરવાનો પ્રસંગ કદી પણ જવા દેવો નહિં, એ નીતિ લોર્ડ ડેલ્હાઉસીએ જાહેર કરી અને અમલમાં પણ મૂકી હતી. આ નીતિને પરિણામે તેણે ઘણાં હિન્દુ રાજ્યો કે જ્યાંના રાજાઓને ઔરસ પુત્રો ન હતા તે ખાલસા કર્યાં, અને ઝાંસીનું સંસ્થાન જે પૂર્વે જાહોજલાલી અને આબાદી ભોગવતું હતું તે પણ લોર્ડ ડેલ્હાઉસીની આ નીતિથી કાળચક્રના પરિણામે અંગ્રેજોને હાથ ગયું.

એક પ્રાંતની સુબેદારી ખાતર શું હું મ્હારો ટેક ગુમાવીશ ? મ્હારાં કરેલાં યશસ્વી કાર્યોપર પાણી ફેરવીશ? મ્હારી જાતિને કલંકિત કરીશ ? શું રાજદ્રોહનું પાતક હું માથે વ્હોરીશ ? શું સમસ્ત મહારાષ્ટ્રમાં હું હાસ્યને પાત્ર બનીશ ? શું મોગલ સલ્તનતનો હું પરતંત્રી ગુલામ બની રહીશ ? શું જીવનની યથાર્થતા હું ભૂલી જઇશ ? મોગલ શાહેનશાહ ! તમ્હારા વિચારોનો હું સાવ ઇન્કાર કરૂં છું, અને મ્હારા આ જર્જરીત દેહને હું આપના હસ્તમાં સોંપું છું. તમો એ વિષે જે કાંઇ કરવા માંગતા હો તે ભલે કરો. તે કરવાનો હું તમોને સંપૂર્ણ અધિકાર આપું છું."

આટલા શબ્દો બોલતાં બોલતાં તો વીર સુરારિરાવ એટલા બધા ઉશ્કેરાઈ ગયા, તેમજ તેમનો જુસ્સો એટલો બધો વધી ગયો કે ક્રોધ તેમજ શોકના આવેશમાં આવી એકદમ તેઓ તેમના બેઠેલા આસન પરથી નીચે ગબડી પડયા. તેનો ઘા ખુલ્લો થઇ ગયો, અને ઘામાંથી પુનઃ અખંડ રકતધારા વ્હેવા લાગી, અને પ્રાયઃ નિષ્પ્રાણ થઇ તેઓ ભૂમિ ઉપર ઢળી પડયા. આ વીર તેમજ ઉદાર આત્મા તે જ ક્ષણે પરમાત્માની અખંડ જ્યોતિમાં મળી ગયો.

ઔરંગઝેબ આ દૃશ્ય કેટલીયે વાર સુધી જોઈ રહ્યો. શત્રુનો માણસ હોવા છતાં પણ તે મુકત કંઠે ત્હેની પ્રશંસા કરવા લાગ્યો, અને પોતના માણસો નિર્વીર્ય, નિસ્તેજ, વિલાસપ્રિય, મદાન્ધ તેમ જ ગર્વોન્મત્ત હોવા માટે મનમાં ને મનમાં જ તે મુંઝાવા લાગ્યો. સુરારિરાવના આત્મત્યાગથી ત્હેની આંખો ઉઘડી. ત્હેના બાહુબળની તેમજ આત્મત્યાગની યોગ્ય કદર કરવા માટે તેમજ તેના પવિત્ર આત્માને શાન્તિ મળે તેમ તેણે તેના મૃત દેહની યોગ્ય વ્યવસ્થા કરાવી અને ક્ષત્રિયોને ઉચિત એવી ધાર્મિક ક્રિયાથી તેને અગ્નિદાહ કરાવ્યો.

# વીરાઙ્ગના લક્ષ્મીબાઈ

## ( ૧ )

ઇ. સ. ની ઓગણીસમી સદી ચાલતી હતી. હિંદમાંથી સાર્વભૌમ્ય સત્તા નષ્ટ થઇ હતી. દેશ ન્હાનાં ન્હાનાં રાજ્યોમાં વ્હેંચાઈ ગયો હતો. અંગ્રેજોએ હિંદનાં બારણાં તોડવાનો આરંભ કરી દીધો હતો. દેશમાં સંપનો સર્વથા અભાવ થઇ ગયો હતો. અંગ્રેજોની સત્તા ઉત્તરોત્તર વધતી જતી હતી. આખા દેશમાં કોઇ પણ તેજસ્વી તેમ જ પ્રતિભાશાળી હિંદુ તેમ જ મુસ્લિમ સમ્રાટ રહ્યો ન હતો. દેશની પરાધીનતા વધતી જતી હતી.

લોર્ડ ડેલ્હાઉસી આ સમયે હિંદનો હાકીમ હતો. તેણે દેશમાં ઘણા સુધારા દાખલ કર્યા હતા, પણ સાથે સાથે તેણે ઘણા રાજાઓનાં રાજ્યો પણ છીનવી લીધાં હતાં.

જે સંસ્થાનનો ઔરસ કિંવા કોઈ પણ જાતનો વારસ રહેલો ન હોય અને જેને હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે દત્તક લેવા માટે બ્રીટિશ સરકારની પરવાનગી માગવી પડે એવાં સંસ્થાનોને બીન-વારસી ઠરાવી ખાલસા કરવાનો પ્રસંગ કદી પણ જવા દેવો નહિં, એ નીતિ લોર્ડ ડેલ્હાઉસીએ જાહેર કરી અને અમલમાં પણ મૂકી હતી. આ નીતિને પરિણામે તેણે ઘણાં હિન્દુ રાજ્યો કે જ્યાંના રાજાઓને ઔરસ પુત્રો ન હતા તે ખાલસા કર્યાં, અને ઝાંસીનું સંસ્થાન જે પૂર્વે જાહોજલાલી અને આબાદી ભોગવતું હતું તે પણ લોર્ડ ડેલ્હાઉસીની આ નીતિથી કાળચક્રના પરિણામે અંગ્રેજોને હાથ ગયું.

આ સમયે ઝાંશીમાં વીરાઙ્ગના લક્ષ્મીબાઈ રાજ્ય કરતાં હતાં. જ્યારે તેને જણાવવામાં આવ્યું કે તેનું સંસ્થાન ખાલસા થયું છે ત્યારે તેને પારાવાર દુઃખ થયું અને તે પાછું મેળવવા તેણે ઘણા પ્રયત્નો કર્યા, પણ તેની ઈચ્છા ફળીભૂત થઇ નહિં. અંગ્રેજોએ તેની વિનતીને હસી કાઢી ઝાંશી સંસ્થાનને ખાલસા કર્યું, અને રાણીને વર્ષાસન બાંધી આપ્યું.

ઝાંશી સંસ્થાન ખાલસા થતાં જ શિવરાવ ભાઉના જ્વલંત તેમ જ જાજવલ્યમાન રાજવંશી કુટુંબની રાજ્યસત્તા નષ્ટ થઇ. તે પ્રતિષ્ઠિત રાજવંશનો સદાને માટે નાશ થયો, અને આને પરિણામે ઝાંશીની નિર્દોષ પ્રજાને માથે વિનાકારણે પારાવાર દુઃખ આવી પડયું.

વળી જ્યારે રાણી લક્ષ્મીબાઇને જણાવવામાં આવ્યું કે તેના દત્તક લીધેલા પુત્ર દામોદરને પણ ઝાંશીનો રાજકારભાર મળશે નહીં ત્યારે તો આ સ્વદેશાભિમાની, સ્વાભિમાની તેમ જ તેજસ્વી રાણીને અનિવાર્ય શોક થયો, અને આ હૃદયવેધી વૃતાન્ત સાંભળી તેની માનસિક તેમ જ શારીરિક શક્તિ ઉત્તરોત્તર બગડતી ગઈ.

વસ્તુસ્થિતિ આમ હતી છતાં પણ આ ઉત્સાહી તેમ જ આશાવાદી રાણી હિંમત હારી નહિં. એક વીરાઙ્ગનાને છાજે તેવી વર્તણુકથી, નિશ્ચયથી અને હિંમતથી તે કહેતી કે: " પ્રાણના પણ ભોગે મ્હારા ઝાંશી સંસ્થાનને હું અંગ્રેજોના હાથમાં રહેવા દઇશ નહિં. ઝાંશીનું મ્હારૂં ખાલસા થયેલું રાજ્ય હું પુનઃ મેળવીશ, અથવા તેમ નહીં બને તો મૃત્યુને ભેટીશ, પણ આ પરાધીન જીવન હું કદાપિ પણ જીવીશ નહિં ! "

તે સમયની એ સંસ્થાનની સ્થિતિ જોતાં રાણીનાં આ વાકયો કેટલે અંશે ફળીભૂત થશે તે કહી શકાય એમ ન હતું, છતાં પણ વીરાઙ્ગના લક્ષ્મીબાઇમાં આ વાકયોને સફળ કરવા જોટલી શક્તિ, સાહસિકતા

અને હિંમત હતી. વીરાઙ્ગના લક્ષ્મીબાઈ હિન્દની જૉન ઓફ્ આર્ક અગર હિન્દની વીર બોડિશીયા સમાન હતી. તેનામાં અદ્‌ભુત શૌર્ય હતું. તેની હિંમત અને તેનો ઉત્સાહ અદમ્ય હતો. તે દુશ્મનોને કાળ-રૂપ હતી અને મિત્રો તેમ જ સૈનિકોને પ્રેરણારૂપ હતી.

તે જો કે અહંકારી હતી, પણ તેનો અહંકાર તેના રાણીપદને યોગ્ય હતો. તે રાણી હતી પણ આખરે એક બ્રાહ્મણ વિધવા હતી. તેની રાજ્ય ચલાવવાની કુશળતા ઘણી આકર્ષક અને લોકપ્રિય હતી. અને જ્યારે અંગ્રેજ સરકારે રાજ્યકારભાર ચલાવવાને તેને અસમર્થ ગણી તેની ઇચ્છા વિરૂદ્ધ તેનું સંસ્થાન જોરજુલમથી ખાલસા કર્યું, તેમ જ તેના દત્તક લીધેલ પુત્રને પણ ઝાંશીના રાજા તરીકે સ્વીકારવાની ના પાડી, એટલું જ નહિ પણ જ્યારે આ વીફરેલી સરકારે તેના પતિના દેવાની ભરપાઇ માટે તેને મળતું વર્ષાસન પણ બંધ કર્યું, ત્યારે આ પડદેનશીન બ્રાહ્મણ વિધવારાણીનો ક્રોધ પ્રજ્વળી ઉઠયો. અત્યંત પોતે શાંતિપ્રિય હોવા છતાં પણ તેનું હૈયું તેના હાથમાં રહ્યું નહિ. અંગ્રેજો પ્રત્યેની તેની સહાનુભૂતિ તિરસ્કારમાં ફેરવાઇ ગઇ અને અંગ્રેજોની સ્હામે તેણે કમ્મર કસી, અને એક મ્હોટી બળવાન્ તેમ જ સાહસિક સેના લઇ પેશ્વા આદિ અન્ય હિંદુ રાજાઓની સહાયતાથી ગ્વાલિયરના રાજાને હરાવી, તેનો કિલ્લો સર કરી, ત્યાં પોતાના હાથે પેશ્વાને ગાદીએ બેસાડી, તેમ જ અંગ્રેજ અમલદારોને છિન્નભિન્ન કરી જે પરાક્રમ, જે યુદ્ધકૌશલ્ય અને જે હિંમત દર્શાવી હતી, તેવી હિંમત ભાગ્યે જ કોઇ રાણીએ દર્શાવી હશે! વીરાઙ્ગના લક્ષ્મીબાઇ આખરે મૃત્યુ પામી, પણ દુશ્મનોને મારીને જ મરી. આના કરતાં વિશેષ ઉમદા અને ગૌરવભર્યું મૃત્યુ કોનું હોઇ શકે ?

( ૨ )

ભારતીય લલનાઓમાં વીરાઙ્ગના લક્ષ્મીબાઈનું સ્થાન એક અદ્વિતીય છે. બચપણથી જ તેનું સૌન્દર્ય અને લાવણ્ય આંજી

બ્રાહ્મણવિધવા ડુસકે ડુસકે રોતી, અને તેમાં તે પોતાના દેહનું ભાન પણ ભુલી જતી.

રાણી સહનશીલતાની સાક્ષાત્ પ્રતિમા હતાં, પણ આ સમયે તેની સહનશીલતા રાખી રહી નહિ.

ગંગાધરરાવના મૃત્યુથી ઝાંશીનું સંસ્થાન ખાલસા થયું, એટલે રાણી લક્ષ્મીબાઇને કિલ્લો છોડી રાજમહેલમાં રહેવાની ફરજ પડી. સુખ, સમૃદ્ધિ, સ્વતંત્રતા અને જાહોજલાલીમાં રહેનાર રાણીનું જીવન પરાધીન થઇ ગયું. આ પરાધીન જીવનથી આ સ્વાભિમાની રાણીના પવિત્ર આત્માને સખત આઘાત થયો. રાણીના દિવસો ઉદાસીનતામાં પસાર થવા લાગ્યા અને આખા રજવાડામાં શૂન્યકાર પથરાઇ રહ્યો.

સત્તા અને વૈભવમાં માણનારી રાણીએ પોતાના દિવસો પ્રભુ-ભક્તિમાં કાઢવા માંડ્યા. રાજ્યનો લોભ તેણે સદાને માટે ત્યજી દીધો. તેના મહત્વાકાંક્ષી જીવનમાં અદ્‌ભુત પલટો થયો. સવારસાંજ રાણી દેવદર્શને જવા લાગી, અને ઈશ્વર ભજનમાં તલ્લીન થતી ગઇ.

પણ આ સમયે એક એવો અસાધારણ બનાવ બન્યો કે જેના પરિણામે વીરાંગના લક્ષ્મીબાઇને ધાર્મિક જીવન ત્યજવું પડ્યું, અને અંગ્રેજો જેવા બહાદુર શત્રુઓ સ્હામે શસ્ત્રો સજવા પડયાં. અને જ્યારે તેના જ્વલંત, પવિત્ર, નિર્દોષ અને દેવોને પણ પ્રિય એવા અકલંકિત દેહની આહૂતિ આ યુદ્ધના યજ્ઞમાં અપાઇ, ત્યારે જ તેને સાત્વિક શાન્તિ વળી.

* * *

“બ્રીટીશ રાજનીતિ અસમાન છે, બ્રીટીશો હિંદમાં આવી હિંદુઓને ધર્મભ્રષ્ટ કરવા માગે છે, બ્રીટીશો હિંદીઓના વ્યાપારવણજ, ધંધોરોજગાર, શિલ્પ, સ્થાપત્ય, સાહિત્ય, સંસ્કૃતિ અને કળા વગેરેનો

અંત આણવા માંગે છે. વળી, તેએ હિંદુઓની વર્ણવ્યવસ્થા, સમાજ-રચના તેમજ જ્ઞાતિબંધારણને વિખેરી નાંખી તેની જગ્યાએ આંગ્લ સંસ્કૃતિ, આંગ્લ શિષ્ટાચાર તેમજ આંગ્લ ભાષા દાખલ કરી હિંદુઓને ધર્મભ્રષ્ટ કરવા માંગે છે, તેટલું જ નહિં પણ ઔરસ કે વારસ વિનાના રાજ્યોને વિના કારણે ખાલસા કરી તેઓ આખા દેશને દગલબાજીથી કબજે કરવા માંગે છે" એમ લોકોને લોર્ડ ડેલ્હાઉસીની નીતિ તેમ જ રાજ્યપ્રદ્ધતિ ઉપરથી લાગ્યું.

આ નીતિથી લોકમતમાં અદ્ભુત જાગૃતિ આવી. હિંદનાં લોકોએ કંઇ કંઇ કલ્પનાઓ બાંધી. પરિણામ એ આવ્યું કે આનાથી રાજા પ્રજાના પ્રેમમાં દિનપ્રતિદિન ઘટાડો થતો ગયો. દેશમાં અરાજકતા, અંધાધુંધી અને અશાન્તિનું પ્રમાણ ઉત્તરોત્તર વધતું ગયું.

વળી, જ્યારે તેની સાથે દેશી સિપાઇઓને નવી જાતનાં કાર્તુસ વાપરવાનો સરકાર તરફથી હુકમ થયો, અને જ્યારે એ કાર્તુસોને ગાય તથા ડુક્કરોની ચરબી લગાડેલી છે એવી વિગત ગામેગામ, શહેરેશહેર તથા છાવણીએ છાવણીએ ફેલાઈ રહી ત્યારે તો સૈનિકોનો ક્રોધ ધૂંધવા અગ્નિ જેમ ભડકી ઉઠે છે તેમ ભડકી ઉઠયો. તેઓએ ધાર્યું કે અંગ્રેજો હિંદુ મુસલમાનોનો ધર્મ ડૂબાડવા માંગે છે તેમજ તેઓને ધર્મ તેમજ જાતિભ્રષ્ટ કરવા માંગે છે. આ કારણથી કેટલાક ધર્મચૂસ્ત હિન્દુ સૈનિકોએ દરિઆપાર જવાના હુકમનો અનાદર કર્યો. સિપાઇઓ આવાં અનેકાનેક કારણોથી ક્રોધે ભરાયા હતા.

વળી, જે જે રાજાઓનાં રાજ્યો છીનવી લેવામાં આવ્યાં હતાં તેઓ પણ ક્રોધે ભરાયા હતા. તેથી તેમની સાથે મળી જઇ તેમને સહાય આપે એવા ઘણાયે તિરસ્કાર પામેલા ન્હાના ન્હાના અસંખ્ય જાગીરદારો હતા. અને બ્રહાનપૂરની બાબત બહાર આવતાં જ સર્વત્ર ધૂંધવાઈ રહેલો દ્વૈષાગ્નિ પૂર જોસથી પ્રજ્વલિત થઈ આખા હિંદુસ્તાનના પ્રત્યેક ભાગમાં સળગી ઉઠયો, અને આખા દેશમાં દૂરે

પ્રાંતના રાજાઓ અને જાગીરદારોની સહાયથી આ બંડે મહાન્ તેમજ ઉગ્ર સ્વરૂપ પકડયું.

એક સાધારણ ગણાતા બનાવે આખા દેશમાં ભારે ઉથલપાથલ કરી મૂકી. આ બનાવે મહાન્ રાજ્યક્રાન્તિનું વિકરાળ સ્વરૂપ ધારણ કર્યું. અંગ્રેજોને હિંદમાંથી મારી હઠાવવાને માટે આખા દેશના ભિન્ન ભિન્ન જાતિના, ધર્મના અને ભેદના રાજા મહારાજાઓ આગળપાછળ વૈરભાવ ભૂલી જઇ એકછત્ર હેઠળ એકઠા થયા.

અંગ્રેજોને હિંદમાંથી હાંકી કાઢવાને માટે આ છેલ્લી સોનેરી તક હતી. વળી આ સમયે હિંદુઓ અને મુસલમાનો વચ્ચે એકતા થઇ હતી, તેમજ રાજા પ્રજા પણ એકદીલ થયાં હતાં. પણ વ્યવસ્થાના અભાવે તેમ જ અતિશય અહંકાર અને ગર્વને પરિણામે હિંદીઓ આ છેલ્લી તક પણ ગુમાવી બેઠા, અને હિંદીઓની ગુલામીની શૃંખલા સખ્ત થઇ.

મુઠ્ઠિભર અંગ્રેજો સ્હામે હિંદીઓ હાર્યા. ઘણા રાજાઓ પાયમાલ થયા. કેટલાકને જીવતા બાળવામાં આવ્યા. કેટલાકને ફાંસીને માંચડે ચઢાવવામાં આવ્યા. કેટલાક કેદમાં પૂરાયા. દેશી સૈન્યનું પ્રમાણ ઘટાડવામાં આવ્યું અને ગોરા સિપાઇઓનું પ્રમાણ વધારવામાં આવ્યું. દેશી સિપાઇઓને આપેલા કેટલાક ઇજારાઓ છીનવી લેવામાં આવ્યા, અને રખેને તેઓ ભવિષ્યમાં પાછો બળવો ન જગાડે તેમાટે ચાંપતી દેખરેખ રાખવા લાગ્યા.

આ રાજ્યક્રાંતિથી હિંદને જરાપણ ફાયદો થયો નહિં. ઉલટું એનાથી હિંદને ઘણું ઘણું સહન કરવું પડયું; અને જગતની આંખમાં હિંદ હલકું પડયું.

* * *

મહારાણી લક્ષ્મીબાઈ ઘણા ઉદાર દીલનાં, બુદ્ધિમાન્, સંહનશીલ, રાજ્યનિષ્ઠ તેમજ વફાદાર હતાં. જોકે તેઓ સ્ત્રી હતાં, છતાં પણ

તેનામાં રાજ્યભક્તિ અને ધૈર્ય અપ્રતિહત હતાં. તેની તેજસ્વિતા, કાર્ય-દક્ષતા, સુશીલત્વ અને પ્રજાવાત્સલ્ય મુક્ત કંઠે પ્રશંસા કરાવે એવાં હતાં.

બ્રિટીશોએ તેનું રાજ્ય છીનવી લીધું હતું છતાં તેણે જરા પણ તેમના પ્રત્યે તિરસ્કાર બતલાવ્યો ન હતો; ઉલટું ઝાંશીની કત્લ વખતે તેણે ઘણાંયે અંગ્રેજ કુટુંબોને તેમજ કેટલીક અંગ્રેજ બાઇઓને પોતાના રાજમહેલમાં રાખી બંડાખોરોના ત્રાસમાંથી બચાવી રક્ષણ કર્યું હતું. તેમજ ત્યાર પછીથી પણ તેણે અંગ્રેજો સાથે યોગ્ય સંધિ કરવાને ઘણાયે પ્રયત્નો આદર્યા હતા, પણ તે દરેક પ્રયત્નમાં આ કમનસીબ રાણી નિષ્ફળ નીવડી હતી.

પણ જ્યારે તેને મળતું વર્ષાસન અંગ્રેજ સરકારે બંધ કર્યું, તેમજ જ્યારે તેના દેવસ્થાનની જમીન ઉપર જપ્તી મુકાઈ, અને ખુદ ઝાંશી શહેરમાં ગોવધ થવા માંડયો ત્યારે આ માયાળુ, ધર્મિષ્ઠ અને ઠરેલ રાણીની સહનશીલતા, ધૈર્ય અને રાજ્યભક્તિ ટકી રહી નહિ. અંગ્રેજોની અધમતા, સ્વાર્થ તેમજ હિચકારાપણા માટે તેને ધિક્કાર છૂટયો. અંગ્રેજો પ્રત્યે તેને જે થોડુંઘણું માન તેમજ ભક્તિ-ભાવ હતો તે પણ આ ઘટનાઓથી નષ્ટ થયો, અને જો કે તે પડદામાં રહેનારી બ્રાહ્મણ વિધવા હતી છતાં પણ તેનામાં અસાધારણ સાહસ, વીરતા અને ધૈર્ય હતાં.

આ સમયે તેણે જે અદ્દભુત શૌર્ય દાખવી જગતને આંજી નાખ્યું હતું તેવું શૌર્ય જોન ઓફ આર્ક સિવાય કોઈ પણ સ્ત્રીએ દર્શાવ્યું નહોતું. તેણે ભલભલા બ્રીટિશોનાં પાણી મુકાવ્યાં હતાં.

ઝાંશીમાં આમ બ્રીટિશ અમલ થયાને થોડા દિવસો ન વીત્યા એટલામાં ઝાંશીમાં બળવો જાગ્યો. આખા શહેરમાં ત્રાસ, હાહાકાર અને કાળો કેર વર્તી રહ્યો, અને બંડખોરોએ ઘણાયે નિર્દોષ લોકોનો કચ્ચરઘાણ કાઢયો.

આ બંડ અને કતલને પરિણામે રાણી લક્ષ્મીબાઈએ ઝાંશી સંસ્થાનની રાજ્યવ્યવસ્થા પુનઃ પોતાના હાથમાં લીધી, અને શહેરનો યોગ્ય બંદોબસ્ત કર્યો. પણ અંગ્રેજ અમલદારોના કાવાદાવા તેમજ પ્રપંચને પરિણામે રાણીની વફાદારીની તથા રાજ્યનિષ્ટાની અંગ્રેજ અમલદારોને ખાત્રી થઇ નહિં.

સિપાઇઓના બળવાથી ઝાંશી સંસ્થાન પુનઃ રાણી લક્ષ્મીબાઇના હાથમાં આવ્યું. ત્યાર બાદ સિપાઇઓને શાન્તિ વળી નહિં. તેઓએ દિલ્હી જવાનો નિશ્ચય કર્યો, અને ખર્ચ માટે રાણી પાસે ત્રણ લાખ રૂપીઆ માંગ્યા.

વીરાંઙ્ગના લક્ષ્મીબાઇમાં પ્રત્યુત્પન્ન મતિ હતી. તેણે પોતાનાં ઘરેણાં ગાંઠાં વેચી એક લાખ રૂપીઆ આપી સિપાઇઓને શાન્ત કર્યા. સિપાઇઓ પૈસા મળતાં "મુલક ખુદાકા, મુલક બાદશાહકા, અમલ રાણી લક્ષ્મીબાઈકા" કહેતા કહેતા દિલ્હી તરફ રવાના થયા.

સિપાઇઓના હલ્લાથી ઝાંશીમાં અંગ્રેજોનો અમલ નાશ પામ્યો હતો. અંગ્રેજોની ગેરહાજરીમાં રાણીએ બધી સત્તા પોતાના હાથમાં લઈ લીધી હતી.

ઝાંશી અંગ્રેજોના હાથમાંથી પોતાને મળ્યા બાદ રાણીએ દશ માસ વ્યવસ્થાપૂર્વક રાજ્ય ચલાવ્યું. તેનામાં જેવી પુરૂષને લાયકની શક્તિ હતી તેવી જ સ્ત્રીજન ઉચિત્ત વેરવૃત્તિ પણ હતી. સૈનિકોની વ્યવસ્થા, ન્યાય તોળવાનું કાર્ય, શાંતિની સ્થાપના વગેરે પ્રત્યેક કાર્યમાં તેની અસાધારણ પ્રતિભા પ્રગટ થઇ હતી.

યૌવનના પૂર્ણ વિકાસને લીધે જેમ તેનું શરીર સુગઠિત અને સૌંદર્યભર્યું હતું, તે જ રીતે દયા, સૌજન્ય વગેરે ગુણોના સમન્વયથી તેનો સ્વભાવ પણ તેટલો જ કમનીય થઇ પડયો હતો.

તે કોઇ પણ બાબતમાં નમતું આપતી નહોતી, કોઇ પણ બાબતમાં દુર્બળતા દર્શાવતી નહોતી, તેમજ કોઇ પણ પ્રકારનું કર્તવ્ય

બજાવવામાં પાછી પાની કરતી નહોતી. પ્રજા તેના આ ગુણો પર અનન્ય શ્રદ્ધા દર્શાવતી હતી. તે જેના પર શાસન ચલાવતી હતી તેના હૃદય પર તેની પુરેપુરી સત્તા જામી હતી.

તે પુરૂષ વેશમાં સજ્જ થઇને દરબારમાં જતી. પાયજામો, સંગણીઆ રંગનું અંગરખું, ટોપી અને તેના ઉપર પઠાણી પાઘડી, કમર પર જરીનો દુપટ્ટો, તેમાં લાંબી રત્નજડિત તલવાર: એ મરદનો વેશ તેની યૌવનથી ઉછાળા મારતી ધવલકાન્તિને અતિશય શોભતો હતો.

તેના વાળ બાંધેલા રહેતા. ધોળી સાડી અને ધોળી કાંચળી એ તેનો હમેશનો પહેરવેશ હતો. આવા વેશમાં તે સાક્ષાત્ ગૌરી સમાન જણાતી હતી.

પતિના મૃત્યુબાદ તે હાથમાં હીરાની બંગડી, ગળામાં મોતીની માળા અને આંગળીમાં હીરાની વીંટી સિવાય બીજાં કાંઈ પણ અલંકાર ધારણ કરતી નહિં.

તે દરબાર ભરવાના ઓરડામાં બેસતી નહિં; પણ તેનો એકાંત ઓરડો દરબારગૃહ સાથે જોડાએલો હતો. તેના દ્વાર પર પડદો ઝુલતો હોવાથી બહારના માણસો તેને જોઈ શકતા નહિં.

તે જાતે ઘવાએલાની સેવાસુશ્રુષા કરતી, અને સ્નેહમયી માતાની માફક પ્રજાપર અમીદૃષ્ટિ વર્ષાવતી. તેની દયાળુતા, સ્નિગ્ધ વ્યવહાર અને કોમળતાને લઇને તે પ્રજાની માતા બની હતી.

આ પ્રમાણે લક્ષ્મીબાઇએ દશ માસ સુધી ઝાંશીનું રાજ્ય શાન્તિ તેમજ સહિસલામતિથી કર્યું. તેણે ટંકશાળ સ્થાપી હતી, કિલ્લો સમાર્યો હતો, તોપો બનાવી હતી તેમજ સૈન્ય એકત્ર કર્યું હતું. અને સૌથી વિશેષ શક્તિમાન તેમજ વિશેષ કાર્યકુશળ રાજકર્તા તરીકે તે પ્રખ્યાત થઈ હતી. તે અંગ્રેજોની ગેરહાજરીમાં રાજ્ય ચલાવતી હતી તેનો ઉદ્દેશ એકજ હતો કે અંગ્રેજો આવે ત્યારે સુવ્યવસ્થિત સ્થિતિમાં રાજ્ય તેમને પાછું સોંપવું. રાણીને ખાત્રી હતી કે અંગ્રેજો તેના આ

કૃત્યથી સંતુષ્ઠ થશે, અને પોતાના પુત્રના હક્કમાં જરૂર લાભદાયી ગોઠવણ કરશે.

રાણી આશાવાદી હતી. બળવા વખતે કત્લમાં ભાગ ન લેતાં ઘણાં ગોરાં કુટુંબોને પોતાના મહેલમાં તેણે આશ્રય આપ્યો હતો. વળી કેટલીક અંગ્રેજ સ્ત્રીઓને બંડખોરોના હાથમાં સપડાતી બચાવી લીધી હતી. આથી તેને બ્રિટીશ સરકાર પાસેથી પોતાનું રાજ્ય પાછું મેળવવાની ઘણી આશા હતી. પણ આ સર્વની બ્રીટિશ અમલદારો ઉપર જરાયે અસર ન થઇ. એથી ઉલટું તેઓ એમ ધારવા લાગ્યા કે જે રાણીનું નામ બંડ ઉત્પન્ન કરવામાં કારણભૂત બન્યું છે, તે રાણીનો પરાજય થશે તો જ તેનું સામર્થ્ય, સાહસ અને વજન પ્રજાની આંખમાં ઓછું થશે, અને આમ હતાશ થવાથી તે ભવિષ્યમાં કદાપિ પણ અંગ્રેજો સ્હામે માથું ઉંચું કરશે નહિં. આમ વિચાર કરી બ્રીટિશ અમલદારોએ ઝાંશી સંસ્થાન કબજે કરવા એક જંગી ફોજ રવાના કરી. આમ રાણી સાહેબની આશા ફળવતી ન નીવડી. તેના ઉપર અંગ્રેજોની શંકા જન્મી, અને એ શંકા દુશ્મનાવટમાં પરિણમી.

પોતાનાં કરેલાં કાર્યો પર પાણી ફરી વળ્યું તેથી આ દયાળુ અને માયાળુ રાણીને જરા પણ શોક થયો નહિં, પણ અંગ્રેજ સૈન્ય ઝાંશી પાસે આવ્યું જાણીને તો આ સ્વાભિમાની રાણીને એક પ્રકારનો દ્વેષ ઉત્પન્ન થયો. તેણે યુદ્ધમાં જંપલાવવાનો નિશ્ચય કર્યો.

ક્ષત્રિય ધર્મ અનુસાર દીન થઇ શરણે ન જતાં, ઘણાં દુઃખ અને સંતાપથી તેમજ ચિન્તાગ્રસ્ત હૃદયે આ મહત્વાકાંક્ષી, નિર્ભય અને પડદેનશીન રાણીએ બ્રિટીશો સ્હામે યુદ્ધના મોરચા માંડવાની તૈયારી કરી. પરપુરૂષનું મ્હોં જોવામાં પણ પાપ માનનારી આ બ્રાહ્મણ વિધવા આવા કટોકટીના સમયે પરધર્મીઓ સાથે આખરી ફેંસલો કરવા રણે ચઢી.

બન્ને પક્ષો વચ્ચે યુદ્ધ શરૂ થયું. વીરાંગના લક્ષ્મીબાઇ ઘણી બહાદુરીથી લડી. તેણે પોતાના સૈન્યમાં અદ્‌ભુત ઉત્સાહ પ્રેર્યો. પણ તેના સૈન્યનો મ્હોટો ભાગ બંડખોરોનો હોવાથી તેઓ વ્યવસ્થિત અંગ્રેજો સ્હામે વધુ સમય ટકી શકયા નહિં. વળી આ જ અરસામાં ઝાંશીના સદ્‌ભાગ્યે તાત્યા ટોપી નામનો પેશ્વાનો સેનાપતિ ઝાંશીની રાણીની કુમકે આવી પહોંચ્યો.

તાત્યા ટોપી ઘણો પરાક્રમી તેમજ સાહસિક હતો. તે બ્રાહ્મણ કુળમાં ઉત્પન્ન થયેલો હતો. એ ઘણો બુદ્ધિમાન, બાહોશ તેમજ ધીરવીર હતો. સિપાઇગીરીના કાર્યમાં તે પાવરધો હતો. અંગ્રેજ લોકોની યુદ્ધવિદ્યાનું તેને સારૂં જ્ઞાન હતું.

તેણે અંગ્રેજોને ઘણી વખત થાપ આપી હતી. તેને પકડવા માટે અંગ્રેજોએ અપાર પ્રયત્નો કર્યા હતા. જે દિશામાં તે જતો તેમજ જે જે જંગલમાં તે આશ્રય લેતો ત્યાં ત્યાં અંગ્રેજોએ પુરતું લશ્કરી બળ રાખ્યું હતું.

તેણે અંગ્રેજોને હાથતાળી આપી હંફાવ્યા હતા. પણ આ મરાઠા સેનાપતિ એવો શક્તિસંપન્ન, એવો બુદ્ધિશાળી, એવો રણચતુર તેમજ પ્રત્યુત્પન્ન મતિવાળો હતો કે બ્રીટિશ સરકારની બધી પ્રવૃત્તિ નિષ્ફળ જતી.

તાત્યા ટોપી સ્વધર્મમાં નિષ્ઠાવાળો હતો. તેની સ્વામિભક્તિ અસાધારણ હતી. તેનું પરાક્રમ પણ અદ્‌ભુત હતું. આખા હિંદમાં તેની બહાદુરીનાં વખાણ થતાં હતાં. પેશ્વા સરકારનો તે એક મુખ્ય સ્થંભ હતો; પણ સાથે તેટલોજ મિથ્યાભિમાની, અહંકારી અને ગર્વિષ્ઠ હતો. તેને તેના બાહુબળમાં અડગ વિશ્વાસ હતો. આજ સુધીની કોઇ પણ લડાઇમાં તે હાર્યો ન હતો, અને એથીજ તે અહંકારી થયો હતો.

આથી જ્યારે તે વીસ હજાર માણસોને લઇને ઝાંશીની કુમકે

આવે છે એમ અંગ્રેજોના જાણવામાં આવ્યું ત્યારે તેઓ ભયથી કંપવા લાગ્યા. તેઓ ચિંતાતુર થયા.

*   *   *

કુદરતી અને માનવી શક્તિથી અજેય મનાતો ઝાંશીનો કિલ્લો હજુ અજેય ઉભો હતો. તેમાંનું સૈન્ય હજુ શરણ થયું નહોતું. તેની રક્ષણહાર વીર રાણી હજુ જેવી ને તેવી અજેય બની અડગ ઉભી હતી. વળી આવા સંકટના સમયે મોટા સૈન્ય સાથે બીજા એક રણકુશળ અને પ્રતિભાસંપન્ન સેનાપતિ સાથે યુદ્ધ કરવું પડે એ અંગ્રેજોને માટે મુશ્કેલ તો હતું જ છતાં પણ તેઓ કર્તવ્ય બજાવવામાં પાછા હઠયા નહિં.

આ કટોકટી અને ઉથલપાથલના સમયમાં ઘણે સ્થળે જણાયું કે સામો પક્ષ સંખ્યાબળ અને અસ્ત્રશસ્ત્રથી બળવાન છતાં અંગ્રેજો સમક્ષ હાર્યો છે. અંગ્રેજો જે ચતુરાઇ દર્શાવી શકયા છે તેવી ચતુરાઇ આ સિપાઈઓ દર્શાવી શકયા નથી. અંગ્રેજો જેટલો ઉત્સાહ, ઉદ્યમ, ધૈર્ય અને ખંત દર્શાવી શકયા છે તેટલાં આ સિપાઇઓ દર્શાવી શકયા નથી, અને આમાં જ અંગ્રેજોનો વિજય છે.

તાત્યા ટોપીની સાથે ૨૦ હજારનું સૈન્ય હતું અને ૨૮ તોપો હતી. તે વેત્રવતીના કિનારે છાવણી નાખી પડયો. અંગ્રેજોના સૈન્યની અલ્પતાએ તેને નિશ્ચિન્ત બનાવ્યો હતો. ઝાંશીનો ઘેરો ઉઠાડવા તેણે એક લશ્કર મોકલ્યું. પણ તેમાં તેનો પરાજય થયો.

તેના મિથ્યાભિમાને, અહંકારે અને ગર્વે તેને ડૂબાડયો. અસંખ્ય સૈન્ય હોવા છતાં એક મુઠ્ઠિભર અંગ્રેજો સ્હામે તેનો પરાજય થયો. પરિણામે તે ઝાંશી સંસ્થાનને જરાપણ સહાય આપી શકયો નહિં. અંગ્રેજો સાથેના યુદ્ધમાં તેના ઘણા માણસો માર્યા ગયા. તેની લગભગ બધી તોપો અંગ્રેજોના હાથમાં ગઈ.

તાત્યા ટોપીના મિથ્યાભિમાનથી તેમજ ઝાંશીના પડતા ભાગ્યથી આ સુવર્ણ તકનો સુયોગ્ય યોગ સધાયો નહિં. તાત્યાનો પરાજય

થયો. આથી તાત્યાની જ્વલંત કીર્તિને લાંછન લાગ્યું. તેની યુદ્ધ-કળા તેમજ રણકૌશલ્ય વિષે લોકોના મનમાં ખોટો ખ્યાલ આવ્યો. એની સર્વે યુદ્ધસામગ્રીઓ અનાયાસે અંગ્રેજોના હાથમાં આવવાથી અંગ્રેજોમાં નવો ઉત્સાહ, નવું જીવન, નવી પ્રેરણા, નવી હિંમત તેમજ નવું ચેતન આવ્યું, અને આ નૂતન પ્રેરણાના બળે તેઓએ ફરી બહાદુરીથી લડાઇ શરૂ કરી.

તાત્યાના આ દુઃખદાયક પરાજયથી વીરાઙ્ગના લક્ષ્મીબાઈને ઘણું દુઃખ થયું. હાથમાં આવેલી બાજી ધૂળમાં મળતાં તેનો પવિત્ર આત્મા કકળી ઉઠયો, છતાં પણ તે હિમત હારી નહિં. તેનો ઉત્સાહ પહેલાના જેવો જ રહ્યો. તાત્યાનો પરાજય કર્યા પછી અંગ્રેજોએ ઝાંશીપર છેલ્લો હલ્લો કરવાનો નિશ્ચય કર્યો.

રાણી લક્ષ્મીબાઇ પણ હવે ઘણી ઉત્સાહી થઇ. તેણે અંગ્રેજોને પોતાનું પરાક્રમ દર્શાવવાનો નિશ્ચય કર્યો. ઝાંશીની વીર રમણીઓ પણ તેને મદદ આપવા તૈયાર થઇ.

ઝાંસીનો કિલ્લો ઉંચા પર્વત પર મજબુતાઇથી બાંધેલો હતો. ચારે દિશાએ દુર્ભેદ્ય દિવાલો આવી રહી હતી. કિલ્લાની પશ્ચિમ અને દક્ષિણ દિશાના થોડા ભાગ સિવાય બીજી બધી બાજુએ ઝાંશી શહેર ફેલાઇ રહ્યું હતું.

વીરાઙ્ગના લક્ષ્મીબાઇએ આખી રાત મશાલો સળગાવી યુદ્ધની તૈયારી કરી હતી. તેણે સૈનિકોને ખૂબ ઉત્સાહ ચઢાવ્યો હતો. તે એટલે સુધી કે તાત્યાટોપીની હારના સમાચાર પણ સૈનિકોને નિરૂત્સાહી બનાવી શકયા નહિં. બે દિવસ બન્ને પક્ષો વચ્ચે લાગલગાટ યુદ્ધ ચાલુ રહ્યું.

ત્રીજે દિવસે અંગ્રેજોને શહેરમાં દાખલ થવાની સગવડ મળી. જોતજોતામાં તેઓ નીસરણીઓ માંડી દિવાલો ઉપર ચઢી ઝાંશી શહેરમાં દાખલ થયા. અંગ્રેજોએ આખા શહેરને આગ લગાડી. નાનાં બચ્ચાં

તેમજ સ્ત્રીઓ પણ આ ખુનરેજીમાંથી બચ્યાં નહિં. લોકો ભયના માર્યા આમતેમ ન્હાસવા લાગ્યાં.

ઝાંશીનો મૂલ્યવાન્ રાજમહેલ પણ અંગ્રેજોના હાથમાં આવતાં અંગ્રેજોએ તેમાં લૂંટ ચલાવી, અને અંગ્રેજોએ પુનઃ ઝાંશીમાં પોતાની રાજ્યસત્તા સ્થાપી. ઝાંશીના રાજમહેલનો રાષ્ટ્રધ્વજ પણ અંગ્રેજોના કબજામાં આવ્યો.

અંગ્રેજો શહેરમાં દાખલ થયા એટલે રાણી સાહેબ કિલ્લામાં જઇ રહ્યાં. ઝાંશી શહેરનો મોટો ભાગ બળી ગયો હતો. તેના સાહસિક ગોલંદાજો રણભૂમિમાં રોળાયા હતા, તેના વિશ્વાસુ સૈનિકોનો મોટો ભાગ રણભૂમિ પર પડયો હતો, કિલ્લાનાં ખોરાક પાણી પણ ખુટયાં હતાં.

અંગ્રેજોને તાત્યા સાથેની લડાઇમાં ઘણી યુદ્ધ સામગ્રી અનાયાસે મળી ગઇ હતી એથી તેની સેના ચઢિયાતી બની હતી.

આ દૃશ્ય જોઈ રાણી હતાશ થઇ. આ દુઃખદ પરિણામથી તેની આંખમાંથી દડદડ અશ્રુધારા વહી રહી. આખા શહેરમાં હાહાકાર વર્તી રહ્યો. રડારોળ, મારફાડ, લુંટફાટ, કાપાકાપી, અત્યાચાર, ત્રાસના પ્રચંડ પોકાર, અગ્નિની ભયંકર જ્વાળાઓ, તેમજ ગગનચુંબી મહેલોનું ભસ્મીભૂત થવું, આદિ જોઇ તેના ખોળીયામાં પ્રાણ રહ્યા નહિં. તેની આશા તુટી પડી અને હિંમત તેમજ સાહસ પણ ગગડી ગયાં. વળી જોતજોતામાં તો દરવાજાના બે મુખ્ય રક્ષકો પણ મૃત્યુને શરણ થયા, અને જ્યારે અંગ્રેજોએ નાકાબંધી કરવા માંડી ત્યારે રાણીએ ભગ્ન હૃદયે નીચે પ્રમાણે કરૂણ ઉદ્દગારો કાઢયા :

"આજે લાગલગાટ બાર દિવસના ભયંકર યુદ્ધ પછી મ્હારૂં પ્રિય શહેર યવનોને હાથ ગયું ! મ્હારી મહત્વાકાંક્ષાઓ અને કલ્પનાઓ નષ્ટ થઇ ! મ્હારાં ભવ્ય સ્વપ્ન અસ્તવ્યસ્ત થયાં ! મ્હારા હાથમાં આવેલી બાજી ધૂળમાં મળી ! વળી, નાકાબંધી કરવાથી તેમજ અન્ય સામગ્રીના આધારે અંગ્રેજોને આ કિલ્લો લેતાં હવે વધુ સમય લાગે

એમ નથી. અરે, જો આ કિલ્લામાંથી તેઓ મ્હને જીવતી પકડશે તો હું મ્હારૂં શરીર સળગાવી દઇ અગ્નિદેવીને આહૂતિ આપીશ, પણ યવનોને મ્હારા શરીરને સ્પર્શ કરવા દઇશ નહિ."

રાણી લક્ષ્મીબાઇનો આ નિશ્ચય સાંભળી તેના વૃદ્ધ અમાત્યે તેને આત્મહત્યાનું પાતક ન વ્હોરતાં પેશ્વા સરકારને મળી જવા સૂચવ્યું. રાણીને પણ આ સલાહ પસંદ પડતાં તેણે પોતાનું વ્હાલું વતન તજવાનો નિશ્ચય કર્યો.

તેના પિતા મોરોપંતે સઘળી તૈયારી કરી રાખી હતી. તેના વિશ્વાસુ નોકરો સજ્જ થયા. તેની દાસીઓ મુસાફરીની તૈયારી કરવા લાગી. તે પોતે પણ પુરૂષવેશ ધારી ઘોડેસ્વાર થઇ.

સાયંકાળ થતાં રાણી ઘોડેસ્વાર થઇ. કમ્મરે તલવાર લટકાવી, પોતાના દત્તક પુત્રને તેમજ અનુચરોને સાથે લઇ, અંગ્રેજોને હાથતાળી આપી કિલ્લાના ઉત્તર દરવાજામાંથી બહાર નીકળી ગઇ.

જ્યારે અંગ્રેજોને આ બાબતની ખબર પડી ત્યારે તેઓએ રાણીની પુંઠ પકડી. પણ રાણી કાંઇ તેમના હાથમાં આવે એમ નહતી.

જનાનખાનામાં રહેનારી એક અબળા, પરપુરૂષના દર્શનમાં પણ પાપ માનનારી બ્રાહ્મણ વિધવા આવા કટોકટીના પ્રસંગે એક વીર પુરૂષની પેઠે શસ્ત્રો સજી, ઘોડેસ્વાર થઇ અંગ્રેજો જેવા વીર અને સાવધ શત્રુઓને હાથતાળી આપી કિલ્લાની બહાર નીકળી જાય, અને એકવીસ એકવીસ માઇલ સુધી શત્રુઓ તેની પુંઠ પકડે છતાં પણ હાથમાં ન આવતાં સહિસલામતિથી પેશ્વાને ત્યાં પહોંચી જાય એ કાંઇ ન્હાનીસુની વાત ન કહેવાય !

લક્ષ્મીબાઈ તો પોતાના અનુચરો અને પુત્ર સાથે સહિસલામત કાલ્પી જઇ પહોંચ્યાં, પણ તેનો પિતા મોરોપંત અંગ્રેજોના હાથમાં સપડાયો અને તેને ફાંસી દેવામાં આવી.

તેમજ સ્ત્રીઓ પણ આ ખુનરેજીમાંથી બચ્યાં નહિં. લોકો ભયના આસતેમ ન્હાસવા લાગ્યાં.

ઝાંશીનો મૂલ્યવાન્ રાજમહેલ પણ અંગ્રેજોના હાથમાં ર અંગ્રેજોએ તેમાં લૂંટ ચલાવી, અને અંગ્રેજોએ પુનઃ ઝાંશીમાં રે રાજ્યસત્તા સ્થાપી. ઝાંશીના રાજમહેલનો રાષ્ટ્રધ્વજ પણ અંઃ કબજામાં આવ્યો.

અંગ્રેજો શહેરમાં દાખલ થયા એટલે રાણી સાહેબ કિ જઇ રહ્યાં. ઝાંશી શહેરનો મોટો ભાગ બળી ગયો હતો. તેના સિક ગોલંદાજો રણભૂમિમાં રોળાયા હતા, તેના વિશ્વાસુ સૈનિકોને ભાગ રણભૂમિ પર પડયો હતો, કિલ્લાનાં ખોરાક પાણી પણ ખુટયાં

અંગ્રેજોને તાત્યા સાથેની લડાઇમાં ઘણી યુદ્ધ સામગ્રી અ મળી ગઇ હતી એથી તેની સેના ચઢિયાતી બની હતી.

આ દૃશ્ય જોઈ રાણી હતાશ થઇ. આ દુઃખદ પરિ તેની આંખમાંથી દડદડ અશ્રુધારા વહી રહી. આખા શહેરમાં હ વર્તી રહ્યો. રડારોળ, મારફાડ, લુંટફાટ, કાપાકાપી, અ ત્રાસના પ્રચંડ પોકાર, અગ્નિની ભયંકર જવાળાઓ, તેમજ ચુંબી મહેલોનું ભસ્મીભૂત થવું, આદિ જોઇ તેના ખોળીયામાં રહ્યા નહિં. તેની આશા તુટી પડી અને હિંમત તેમજ સાહ ગગડી ગયાં. વળી જોતજોતામાં તો દરવાજાના બે મુખ્ય રક્ષ મૃત્યુને શરણ થયા, અને જ્યારે અંગ્રેજોએ નાકાબંધી કરવા ત્યારે રાણીએ ભગ્ન હૃદયે નીચે પ્રમાણે કરૂણ ઉદ્‌ગારો કાઢયા:

" આજે લાગલગાટ બાર દિવસના ભયંકર યુદ્ધ પછી પ્રિય શહેર યવનોને હાથ ગયું ! મ્હારી મહત્વાકાંક્ષાઓ અને કલ નષ્ટ થઇ ! મ્હારાં ભવ્ય સ્વપ્ન અસ્તવ્યસ્ત થયાં ! મ્હારા આવેલી બાજી ધૂળમાં મળી ! વળી, નાકાબંધી કરવાથી તેમજ સામગ્રીના આધારે અંગ્રેજોને આ કિલ્લો લેતાં હવે વધુ સમ

એમ નથી. અરે, જો આ કિલ્લામાંથી તેઓ મ્હને જીવતી પકડશે તો હું મ્હારૂં શરીર સળગાવી દઇ અગ્નિદેવીને આહૂતિ આપીશ, પણ યવનોને મ્હારા શરીરને સ્પર્શ કરવા દઇશ નહિ.”

રાણી લક્ષ્મીબાઇનો આ નિશ્ચય સાંભળી તેના વૃદ્ધ અમાત્યે તેને આત્મહત્યાનું પાતક ન વ્હોરતાં પેશ્વા સરકારને મળી જવા સૂચવ્યું. રાણીને પણ આ સલાહ પસંદ પડતાં તેણે પોતાનું વ્હાલું વતન તજવાનો નિશ્ચય કર્યો.

તેના પિતા મોરોપંતે સઘળી તૈયારી કરી રાખી હતી. તેના વિશ્વાસુ નોકરો સજ્જ થયા. તેની દાસીઓ મુસાફરીની તૈયારી કરવા લાગી. તે પોતે પણ પુરૂષવેશ ધારી ઘોડેસ્વાર થઇ.

સાયંકાળ થતાં રાણી ઘોડેસ્વાર થઇ. કમ્મરે તલવાર લટકાવી, પોતાના દત્તક પુત્રને તેમજ અનુચરોને સાથે લઇ, અંગ્રેજોને હાથ-તાળી આપી કિલ્લાના ઉત્તર દરવાજામાંથી બહાર નીકળી ગઇ.

જ્યારે અંગ્રેજોને આ બાબતની ખબર પડી ત્યારે તેઓએ રાણીની પુંઠ પકડી. પણ રાણી કાંઇ તેમના હાથમાં આવે એમ નહતી.

જનાનખાનામાં રહેનારી એક અબળા, પરપુરૂષના દર્શનમાં પણ પાપ માનનારી બ્રાહ્મણ વિધવા આવા કટોકટીના પ્રસંગે એક વીર પુરૂષની પેઠે શસ્ત્રો સજી, ઘોડેસ્વાર થઇ અંગ્રેજો જેવા વીર અને સાવધ શત્રુઓને હાથતાળી આપી કિલ્લાની બહાર નીકળી જાય, અને એકવીસ એકવીસ માઇલ સુધી શત્રુઓ તેની પુંઠ પકડે છતાં પણ હાથમાં ન આવતાં સહિસલામતિથી પેશ્વાને ત્યાં પહોંચી જાય એ કાંઇ ન્હાનીસુની વાત ન કહેવાય !

લક્ષ્મીબાઈ તો પોતાના અનુચરો અને પુત્ર સાથે સહિસલામત કાલ્પી જઇ પહોંચ્યાં, પણ તેનો પિતા મોરોપંત અંગ્રેજોના હાથમાં સપડાયો અને તેને ફાંસી દેવામાં આવી.

લક્ષ્મીબાઇના જવાથી અંગ્રેજોનો ઘણો પરિશ્રમ ઓછો થયો. તેઓએ આખા શહેરમાં લાગલગાટ દિવસોના દિવસો સુધી લૂંટ ચલાવી. અંગ્રેજોએ પાંચ હજાર ઝાંશીના શહેરીઓની કત્લ કરી.

અંગ્રેજોએ ઝાંશીને ધન, ધાન્ય, માણસ અને પશુશૂન્ય કરી નાખ્યું. ઝાંશીની આબાદી, જાહોજલાલી, શિલ્પ, સ્થાપત્ય અને રૈનકદાર મહેલો તેમજ ઇમારતોનો અંત આવ્યો. અંગ્રેજોએ વિજયના મદમાં મત્ત થઇ ઝાંશીનાં ભવ્ય દેવાલયો, તેમજ પ્રાચીનપુરાણી ઇમારતોને જમીનદોસ્ત કરી નાંખી. લોકસ્થિતિ દયાજનક થઇ પડી, અને ઝાંશી શહેર જે મહારાણીના સમયમાં ઇન્દ્રપ્રસ્થ સમાન દેદીપ્યમાન હતું તે જ સમૃદ્ધ શહેર આજે તેની રાણીના પડતા ભાગ્યના પરિણામે સ્મશાનવત્ થઇ રહ્યું.

તેર દિવસના દારૂણ યુદ્ધ પછી ઝાંશીનું સૈન્ય હાર્યું છતાં પણ જે વીરાઙ્ગના લક્ષ્મીબાઇના પ્રભાવથી તેઓ આ લડાઇમાં લડયા હતા તે રાણી જગતની સ્ત્રીસૈનિકોમાં તેમજ પ્રતિભાશાળી વીરપુરૂષોમાં સદાને માટે અમર થઇ ગયાં છે.

લક્ષ્મીબાઇ ઝાંશીથી નીકળી કાલ્પી આવી પહોંચ્યાં અને પેશ્વાને મળ્યાં. પેશ્વાએ તેનો ઘણો આદરસત્કાર કર્યો અને સહાય આપવાનું પણ વચન આપ્યું. જ્યારે લક્ષ્મીબાઈ કાલ્પી આવ્યાનું બીજાં રાજ્યોને જણાયું એટલે આસપાસના ન્હાના મ્હોટા રાજાઓ તેમજ જાગીરદારો પોતાના માણસોને કાલ્પીની દિશામાં મોકલવા લાગ્યા. પેશ્વાએ પોતાની આખી સેનાનું નેતૃત્વ સેનાપતિ તાત્યા ટોપીને અને રાણી લક્ષ્મીબાઇને આપ્યું.

કાલ્પીથી ચાળીસ માઇલ દૂર કુચ નામના ગામમાં પેશ્વાઓ અને અંગ્રેજોના સૈન્યો વચ્ચે યુદ્ધ થયું. પણ દેશી સિપાઇઓ કે જેનો મુખ્ય ભાગ બંડખોરોનો બનેલો હતો તેના અવ્યવસ્થિતપણાને તેમજ બેદરકારીને લીધે પેશ્વાના સૈન્યનો પરાજય થયો.

આ પરાજયથી પેશ્વા સાહેબ, રાણી લક્ષ્મીબાઈ અને તાત્યા ટોપી હતાશ થયાં. તેઓએ રણ છોડી જવાનો વિચાર કર્યો, પણ રાણીએ ધૈર્યથી યુદ્ધ ચાલુ રાખવાનું કહ્યું. રાણીનું આ વખતનું શૌર્ય જોઈ પેશ્વાના માણસોને શૂર ચઢ્યું અને આખું સૈન્ય મરણિયું થઇ લઢવા લાગ્યું. પણ અંતે અંગ્રેજોના વ્યવસ્થિત સૈન્ય સ્હામે ઝાઝો સમય ટકી શક્યું નહિં. અન્તે રાણીને ભગ્ન હૃદયે રણભૂમિ છોડવી પડી.

રાણી લક્ષ્મીબાઈમાં જે જે ગુણો હતા તેનો અંશ માત્ર પણ તેની સેનામાં ન હતો. આથી પેશ્વા સાહેબને, રાણીસાહેબને અને તાત્યા ટોપીને કાલ્પી છોડી ગોપાલપુર જઇ રહેવું પડ્યું. આ સ્થળ ગ્વાલિયરથી પચાસ માઇલ દૂર હતું.

કાલ્પીમાં જો કે પરાજય થયો પણ વીરાઙ્ગના લક્ષ્મીબાઇની વીરતા નષ્ટ ન થઇ. તે પણ પેશ્વા સાહેબની સાથે ગોપાલપૂરમાં ગઈ. આ સમય ઘણો બારીક અને કટોકટીનો હતો. સઘળું કાર્ય ઘણી બુદ્ધિમત્તાથી, યુક્તિપ્રયુક્તિથી, કાવાદાવાથી તેમજ કુનેહથી લઈ વિપત્તિનું વાદળ તરી જવામાં સમાયેલું હતું, અને હારેલી બાજી ફરીથી માંડ્યા સિવાય તેઓને છૂટકો જ ન હતો.

આ બાજુ અંગ્રેજો જીત પર જીત મેળવી આનંદમાં આવી ઉત્સાહી થયા હતા. તેઓને તેમના બુદ્ધિચાતુર્યમાં, વ્યૂહરચનામાં તેમજ યુદ્ધકળામાં સપૂર્ણ વિશ્વાસ હતો. દેશી રાજાઓના સન્યનાં ઘણાં માણસો ખપી ગયાં હતાં, તેઓના દુર્ગમ તેમજ અભેદ્ય કિલ્લાઓ પણ તેઓને હાથ આવ્યા હતા. વળી, દેશીઓનો દારૂગોળો પણ ખપી ગયો હતો, તેમજ તેમની મ્હોટી મ્હોટી તોપો પણ અંગ્રેજોના હાથમાં આવી હતી. અંગ્રેજો હવે દેશીઓને વધુ સમય જંપીને બેસવા દે એમ ન હતું. આ રીતે સર્વે આપત્તિના વાદળ તળે કચરાઇ ગયા હતા. નવી નવી યુક્તિઓ યોજાતી અને કોરે મુકાતી હતી. આમ તેઓની મુંઝવણ દિવસે દિવસે વધતી ગઇ.

(૩)

રાણી લક્ષ્મીબાઇ, પેશ્વા સાહેબ અને તાત્યાટોપી હવે ગોપાલપૂરમાં આવી રહ્યા, અને હવે પછી શું કરવું તેનો વિચાર કરવા લાગ્યા, તાત્યા ટોપી બહાદુર હતો પણ તે આ પ્રસંગે કોઈ પણ જાતની સલાહ આપી શકયો નહિં. આથી પેશ્વા સાહેબે રાણીની સલાહ માંગી.

વીરાઙ્ગના લક્ષ્મીબાઇમાં શૌર્ય અને બુદ્ધિનો સમન્વય થયો હતો. તેણે એક નવીન તેમજ વ્યવહારૂ ઉપાય શોધી કાઢયો અને પેશ્વા સાહેબને જણાવ્યું :

"શ્રીમંત પેશ્વા સાહેબ! આજ સુધી આપણા પૂર્વજોએ શત્રુઓ ઉપર જે ફતેહ મેળવી છે તે કેવળ આપણા દુર્ગોના પ્રતાપને લઇને જ છે! જો શિવાજી મહારાજ પાસે સિંહગઢ, રાયગઢ અને પન્હાલગઢ જેવા અજય્ય અને દુર્ભેદ્ય દુર્ગો ન હોત તો ઔરંગઝેબ જેવા શહેનશાહ સ્હામે લડવું તેમને ભારે થઇ પડત!

"આપણી સ્થિતિ પણ આજે એવી જ છે. આપણા ઝાંશી અને કાલ્પીના ગગનચુંબી દુર્ગો અંગ્રેજોના હાથમાં ગયા છે, એટલું જ નહિં પણ તેમાં રહેલી યુદ્ધસામગ્રી પણ તેઓને હાથ ગઇ છે. આજે આપણી સ્થિતિ કિલ્લા વગર દયાજનક થઈ પડી છે. આથી કિલ્લાના આધાર સિવાય યુદ્ધ કરવાથી કોઇ પણ જાતનો લાભ મળે એમ મ્હને લાગતું નથી. અંગ્રેજો સ્હામે યુદ્ધ કરતાં જો કોઇપણ કિલ્લો આપણે હાથ લાગે તો જ દુશ્મનો સ્હામે ટક્કર ઝીલી શકાય એમ છે.

"કિલ્લા સિવાય આપણી સ્થિતિ બગડતી જશે, અને અંગ્રેજોના ત્રાસથી આપણને આમથી તેમ ન્હાસવું પડશે. કિલ્લામાં આપણે ઘણી સાવચેતીથી રહી શકીએ તેમજ કટોકટીને પ્રસંગે પણ આપણું રક્ષણ કરી શકીએ. આ સંસારમાં મનુષ્ય માત્રને મરવાનું તો છે જ, પણ જો તે મરણ ઉમદા રીતે થાય તો તો અલબત્ત પુરૂષાર્થ સધાયો એમ માની મરનાર તેમજ મરનારનાં સગાં સંબંધીઓને સંતોષ

થાય. હવે ભવિષ્યની જરા પણ ચિન્તા કર્યા વિના આપણે કોઇપણ કિલ્લો શોધી કાઢવો જોઈએ. નિરાશાવાદમાં દિવસો પસાર કાર્યે આપણો કાંઇ પણ દહાડો વળવાનો નથી. સંસારમાં ટકી રહેવા માટે આપણને નિરાશા ત્યજવી જ પડશે. અંગ્રેજોએ આપણને ત્રણ ત્રણ વાર હરાવ્યા છે છતાં પણ આપણે હિંમત હારીશું નહિં. આપણે હવે યુદ્ધની સામગ્રી તૈયાર કરવા, કોઇ નવો કિલ્લો શોધી કાઢવા, આપણા અવ્યવસ્થિત સૈન્યમાં વ્યવસ્થા આણવા તેમજ આપણા મિથ્યાભિમાની માણસોનો અહંકાર તજાવવા બનતા પ્રયત્નો કરવાના છે !"

લક્ષ્મીબાઇનાં આ વાકયો સાંભળી પેશ્વા સાહેબના ઉત્સાહમાં તેમજ આનંદમાં વધારો થયો. તે આશાવાદી થઇ મુછ પર હાથ ફેરવવા લાગ્યો. લક્ષ્મીબાઇની સલાહ તેને ગમી. તેણે લક્ષ્મીબાઈને ધન્યવાદ આપ્યો અને કહ્યું:

"બેટા ! આવા કટોકટીને સમયે આપણને ઉપયોગમાં આવે એવો કોઇ કિલ્લો ત્હમારા ધ્યાનમાં છે ?"

"હા મહારાજ ! આપણને ઉપયોગમાં આવે એવો ફકત એકજ કિલ્લો છે અને તે ગ્વાલિયરનો. જો આ કિલ્લો આપણા હાથમાં આવે અને ધર્મ તથા સ્વદેશભક્તિ દ્વારા ત્યાંના સૈનિકોને અંગ્રેજો વિરૂદ્ધ આપણે ઉશ્કેરીયે તો જ અંગ્રેજો સ્હામે આપણે ટકી શકીએ. ગ્વાલીઅરનો અજય કિલ્લો ન ચઢી શકાય એવા પર્વત પર આવેલો છે. એ જો આપણે હાથ લાગે તો આપણો વિજય જરૂર છે. માટે ગમે તે પ્રકારે એ કિલ્લો મેળવવાની કોશીશ કરવી જોઇએ."

રાણી સાહેબની આ કિલ્લાની પસંદગી સૌને ગમી. તાત્યા ટોપીને પણ આ યુક્તિ વ્યવહારૂ જણાઈ, કારણકે ગ્વાલિયરના બંડખોર દેશી સિપાઇઓ તેને પ્રથમથી જ મળી ગયા હતા, અને તાત્યા ટોપીને તેઓની જબરી ઓથ હતી.

લક્ષ્મીબાઈની યોજના ઉત્તમ હતી. હારેલી બાજીમાં એકવાર પણ યશ મળશે એમ સૌ કોઇને લાગ્યું. જેઓ નિરાશ થયા હતા તેમને પણ આ યુક્તિથી પ્રેરણા મળી.

આ સમયે ગ્વાલિયરની ગાદી પર મહારાજ જયાજીરાવ સિંધીયા બીરાજતા હતા. પણ તે યુવાન તેમજ વિલાસી હોઇ રાજ્યનો સઘળો કારભાર મંત્રી દિનકરરાવજ ચલાવતા. આ જ અરસામાં ગ્વાલિયરમાં પણ ઘણાં બંડો થયાં હતાં, પણ સાવચેતી તેમજ સમયસૂચકતાથી એ સર્વેને દાબી દીધાં હતાં. હિન્દના દરેકે દરેક પ્રાન્તમાં અરાજકતાનો તેમજ દ્વેષાગ્નિનો અગ્નિ ધુંધવાતો હતો. અને અંગ્રેજ લોકોના વિજયનો આધાર આ વખતે કેવળ સિંધીઆની વફાદારી પર જ અવલંબતો હતો, અને તેમાં વળી આગ્રાથી અંગ્રેજ સૈન્ય ગ્વાલિયર પર આવી પહોંચે તે પહેલાં પેશ્વાનું સૈન્ય ગ્વાલિયર પર ચઢી ગયું એટલે તેમને માર્ગ કરવાનો યોગ્ય અવકાશ મળ્યો નહિ.

પેશ્વા સાહેબે પોતાના આવ્યાના સમાચાર જણાવી સિંધીઆને સહાય માટે વિનતી કરી. પણ સિંધીઆના દરબારમાં આ વિનતી જતાં કોલાહલ થઇ રહ્યો. સિંધીઆનાં માણસો પ્રથમથી જ પેશ્વાને મળી ગયાં હતાં, પણ મહારાજા અને મંત્રી દિનકરરાવ વિરૂદ્ધ હતા.

આ વિરોધથી ભારે કોલાહલ મચ્યો. પણ મહારાજા અંગ્રેજો પ્રત્યેની પોતાની વફાદારીમાં મકકમ રહ્યા, અને તેમણે બંડખોરોને જરા પણ સહાય નહિં આપવાનો પોતાનો નિશ્ચય પ્રકટ કર્યો.

બીજે દિવસે પેશ્વા અને સિંધિયા વચ્ચે યુદ્ધ શરૂ થયું. આમ પેશ્વા સાહેબને સિંધીઆના સૈન્યની જે મદદની આશા હતી તે નષ્ટ થઇ.

આ બાજુ સિંધિઆ સરકારની તોપો શરૂ થઇ. પેશ્વાનું સૈન્ય ગભરાવા લાગ્યું. આ જોઈ રાણી લક્ષ્મીબાઈ પોતાનાં માણસો સહિત તોપખાના પર તુટી પડયાં અને એટલી હિંમત તેમજ કુશળતાથી તેમણે તલવાર ચલાવી કે તોપવાળાઓ તોપો મુકી ન્હાસી છુટયા. બીજી

તરફના સૈનિકોએ તાત્યાટોપીને જોઈ વચનાનુસાર તોપો બંધ કરી, અને જોતજોતામાં મહારાજા જયાજીરાવ અને મહારાણી લક્ષ્મીબાઈ સ્હામસ્હામે આવી ગયાં.

રાણી લક્ષ્મીબાઇએ પોતાના શુરવીર સૈનિકોથી એવો સપાટો ચલાવ્યો કે સિંધીઆનાં માણસો જોતજોતામાં ન્હાસી છુટયાં, અને મહારાજા જયાજીરાવને આ બહાદુર વીરાઙ્ગનાના પ્રરાક્રમ આગળ ટકી ન શકાયાથી પોતાના પ્રાણ બચાવવા ખાતર એક કાયરની માફક પુંઠ બતાવી રણક્ષેત્રમાંથી ન્હાસી છુટવું પડયું.

લક્ષ્મીબાઈના આ ધસારા આગળ મહારાજા હાર્યા. તેના વફાદાર શરીરરક્ષકો ઘણા માર્યા ગયા, અને બાકી રહ્યા તે પણ ભયના માર્યા ન્હાસી છુટયા. મહારાજા ભયભીત થઇ એટલા વેગથી ન્હાસ્યા કે આગ્રાના ઝાંપામાં પગ મૂકયા પહેલાં ઘોડાની લગામ ખેંચી શકયા નહિં.

આમ ગ્વાલિયરના રણક્ષેત્ર પર વીરાઙ્ગના લક્ષ્મીબાઇએ પોતાનો વિજય ડંકો વગડાવ્યો. આ વિજયપ્રાપ્તિથી મહારાણીની ઘણી ખ્યાતિ વધી.

મંત્રી દિનકરરાવે પણ મહારાજાનું અનુસરણ કર્યું. આથી સિંધીઆના રજવાડામાં હાહાકાર થઈ રહ્યો. પેશ્વા સાહેબે ગ્વાલિયર શહેરમાં પ્રવેશ કર્યો અને વિજયનો ડંકો વગડાવ્યો. જોતજોતામાં કિલ્લો પણ પેશ્વા સાહેબના હાથમાં આવ્યો.

વિજયના આવેશમાં આવી જઈ પેશ્વાના સૈન્યે રેસિડન્સી લુટી તેમજ તેને બાળીને સાયમાલ કરી, અને ઘણી ધામધૂમથી શ્રીમંત પેશ્વા સાહેબનો ગ્યાલિયરની રાજયગાદી પર રાજ્યાભિષેક કરવામાં આવ્યો. મહારાણી લક્ષ્મીબાઇએ તેના મસ્તક પર રાજ્યમુકુટ પહેરાવ્યો.

આખા ગ્વાલિયર શહેરમાં આનંદની છોળો ઉછળી રહી. આ મહોત્સવ પૂર્ણ થયે પેશ્વા સાહેબ અને તેનાં માણસો બ્રહ્મભોજન

તેમજ અન્ય વિલાસોમાં દિવસો ગાળવા લાગ્યા. હજારો બ્રાહ્મણો દરરોજ જમવા લાગ્યા, અને સૈન્યની વ્યવસ્થા કરવાનું કાર્ય કોરે મુકાયું.

દિવસો પર દિવસો પસાર થતા ગયા છતાં પણ પેશ્વા સાહેબ બ્રહ્મભોજનમાંથી પરવાર્યા નહિં. મહારાણી લક્ષ્મીબાઇએ એક બે વાર તેમનું ધ્યાન ખેંચ્યું પણ પેશ્વા સાહેબે તે તરફ ધ્યાન ન આપ્યું તેથી રાણી સાહેબ ઘણાં દીલગીર થયાં. તેના અસંતોષમાં વધારો થયો. વસ્તુસ્થિતિ આમ હતી છતાં પણ લક્ષ્મીબાઇ હિંમત હાર્યા નહિં. તેણે પેશ્વાને સંદેશો પાઠવ્યો કે:

"મહારાજ! બાજીરાવ પેશ્વા જેવા શુરવીર મરાઠા નરેશે પોતાની પેશ્વાઈ કેવળ બ્રહ્મભોજનમાં તેમજ મિજબાનીઓ અને તાનબાજીમાં ગુમાવી હતી, તો આપ આ બ્રહ્મભોજનને ત્યજી દો અને આ મળેલા શુભ અવસરનો સદુપયોગ કરો. અંગ્રેજો ઘણા કાબેલ તેમ જ બાહોશ અને સ્વાભિમાની છે. આ પરાજયનો ડંખ તેને ઘણો લાગ્યો છે, તો તેઓ કયારે પણ હલ્લો કરવાના એ નક્કી છે, માટે સાવચેતીથી કાર્ય લેવામાંજ આપણા સર્વેના જાનમાલની સલામતિ છે. મહારાજ! હજુ પણ સમય છે માટે આ મિથ્યા મોજશોખને કોરે મુકો અને હવે અંગ્રેજોને હંફાવવા માટે કટીબદ્ધ થાઓ!"

રાણીનાં આ શિખામણનાં વાકયો પેશ્વા સાહેબને કડવાં ઝેર જેવાં લાગ્યાં. વિજય તેમજ અભિમાનના મદે મત્ત થયેલ પેશ્વા સાહેબને ખરી વસ્તુસ્થિતિનું ભાન થયું નહિં. તાત્યા ટોપી પણ પોતાના મિથ્યા મમત્વમાં મગ્ન રહ્યો, અને આખી પેશ્વાઇ સેના આનંદોપભોગમાં અને નાનાવિધ વિલસનોમાં દિવસો ગાળવા લાગી.

ગ્વાલિયરના રાજાના પરાજયના સમાચાર સાંભળી અંગ્રેજો હતાશ થયા. તેઓએ જરા પણ વિલંબ કર્યા વિના ગ્વાલિયર તરફ કૂચ કરી. અહિં આ મરાઠાઓ બ્રહ્મભોજનમાં એશઆરામી જીવન ગાળી રહ્યા હતા. જ્યારે અંગ્રેજો ગ્વાલિયર પર ચઢી આવે છે એમ તેઓને

જણાવવામાં આવ્યું ત્યારે પેશ્વાએ તાત્યા ટોપીને સૈન્યની વ્યવસ્થા કરવા કહ્યું.

તાત્યા ટોપી લશ્કરી પોશાક પહેરી સજ્જ થયો અને અંગ્રેજો તૈયાર થાય તે પહેલાંજ તેઓના પર તુટી પડયો. પણ તાત્યાના ઘણા માણસો બાયલા તેમજ નિરૂપયોગી હતા, એથી તાત્યાનો પરાજય થયો અને મોરારપંતની છાવણી અંગ્રેજોને હાથ ગઈ.

જ્યારે મોરારપંતની છાવણી અંગ્રેજોએ લીધાના સમાચાર પેશ્વા સાહેબને મળ્યા ત્યારે તેની આંખ ઉઘડી. જાણે કુંભકર્ણની નિદ્રામાંથી જાગ્યો હોય એમ પેશ્વાને થયું. બ્રહ્મભોજનમાં તેમજ અન્ય વિલસ-નોમાં રચ્યાપચ્યા રહેવાથી પેશ્વા સાહેબની માનસિક તેમજ શારીરિક શક્તિઓ શિથિલ થઇ ગઈ હતી. તેને હવે શું કરવું તે સુઝયું નહિ.

પણ આ કટોકટીને સમયે તેને રાણી લક્ષ્મીબાઇ સાંભરી. તેણે બ્રહ્મભોજનને તિલાંજલી આપી, અને હવે શું કરવું તે માટે લક્ષ્મીબાઇની સલાહ પૂછી. પોતાનું બબ્બે વાર અપમાન થયું હતું છતાં પણ વીરાઙ્ગના લક્ષ્મીબાઈ હતાશ થઇ હતી નહિ. તેનો ઉત્સાહ અદમ્ય હતો. તેણે પેશ્વાને કહ્યું :

" મહારાજ! આજના વાતાવરણ ઉપરથી આપણું ભાવિ દયાજનક દીસે છે. આટઆટલા દિવસો સુધી પરીશ્રમ કરી મેળવેલી અખંડ શાન્તિ હવે અવશ્ય નષ્ટ થનાર છે. બ્રહ્મભોજનમાં લીન રહેલા તમોને મ્હારી સલાહ આજ સુધી નાપસંદ પડી અને જ્યારે શત્રુઓ છાતીપર ચડી આવ્યા છે, જ્યારે ઉગરવાનો એક પણ આરો રહ્યો નથી ત્યારે તમ્હો મારી સલાહ પૂછો છો. છતાં પણ હજી કાંઇ બગડયું નથી. હજુ હિંમત હારવાનું કાંઈ કારણ નથી. હવે જેમ બને તેમ સૈન્યને તૈયાર કરી, સૈન્યની ન્હાની ન્હાની ટુકડીઓ પાડી શત્રુઓ ઉપર જુદે જુદે ઠેકાણેથી હલ્લો કરવામાં આવશે તો યશ મળી શકશે. જો આમ થશે તોજ અંગ્રેજોને આપણે અસ્તવ્યસ્ત કરી હરાવીશું. પછી તો ઇશ્વરેચ્છા!"

પોતાની નિષ્કાળજીથી અને બેદરકારીથી સોના જેવી તક જતી રહી છે એમ પેશ્વા સાહેબને હવે લાગ્યું. તેમજ સૈનિકોને વ્યવસ્થિત બનાવી અંગ્રેજોનો હલ્લો અટકાવવો જોઇએ તેનું પણ તેને ભાન થયું. તાત્યા ટોપીને પણ પોતાની ભૂલનું ભાન થયું.

ગ્વાલિયરનો પૂર્વભાગ રાણી લક્ષ્મીબાઇને સોંપવામાં આવ્યો. રાણી વીર પુરૂષના વેશમાં સજ્જ થઇ અને સૈનિકોને ગોઠવવા લાગી. તેણે બખ્તર પહેર્યું. તેની તેજસ્વિતા તેમજ ભવ્ય સ્વરૂપ જોઇ સૈન્યને પણ શૂર આવ્યું.

બન્ને પક્ષો વચ્ચે યુદ્ધ શરૂ થયું. અંગ્રેજ સૈન્ય જેવું આગળ વધે કે તરત જ રાણીએ તોપો છોડવાનો હુકમ કર્યો. પણ જોતજોતામાં રાણી ચારે તરફથી શત્રુના પંઝામાં ફસાઇ પડયાં. અંગ્રેજોની વ્યૂહરચના આગળ હિંદુઓ ફાવ્યા નહિં, અને રાણીને પાછું હઠવું પડયું.

આ યુદ્ધ ફુલબાગના રાજમહેલની પાસે આવેલા ડુંગરી પ્રદેશમાં થયું. આ સ્થળ કોઠાકી સરાઇના નામથી પ્રસિદ્ધ છે. આ સ્થળમાં વીરાઙ્ગના લક્ષ્મીબાઇએ આખો દિવસ સૈનિકોને ઉત્સાહ ચઢાવ્યો, છતાં એ બધું નિષ્ફળ નીવડયું. તેને આ પ્રથમ ધસારામાં જરા પણ વિજય મળ્યો નહિં.

રાણી સાહેબ ફરીથી તૈયાર થયાં, અને તેનો ઘોડો બહુ થાકી ગયેલો હોવાથી તેણે સિંધીઆની ઘોડારમાંથી એક નવો ઘોડો લીધો હતો. અશ્વપરીક્ષામાં રાણી પ્રવીણ હતી, પણ ઉત્તમ અશ્વની ગેર-હાજરીમાં રાણીને આ ઘોડો પસંદ કરવાની ફરજ પડી હતી.

નવા ઘોડા પર સ્વાર થઇ રાણી ફરીથી યુદ્ધે ચઢી. આ વખતના યુદ્ધમાં રાણીની તેજસ્વિતા કાંઇ ઓર ખીલી નીકળી હતી. પણ આ જ અરસામાં રાણી સાહેબનું પાયદળ જીવ લઇને રણમાંથી ન્હાઠું, અને તેની પાછળ પિંઢારાઓ પણ ન્હાઠા એટલે હવે રાણી સાહેબને પોતાની તલ-વાર સિવાય બીજો કાંઇ આધાર નથી એમ જાણી જીવ મુકી લડવા લાગ્યાં.

રાણી સાહેબ હવે પેશ્વાના સૈન્યને મળી જવા માગતાં હતાં, પણ અંગ્રેજો તેમ થવા દે એમ નહતા. આ સમયે પણ રાણીએ પોતાનું અદ્વિતીય શૌર્ય દર્શાવ્યું.

અંગ્રેજોને રાણી સાહેબને જીવતી કેદ પકડવાની ઉમેદ હતી. પણ રાણીસાહેબ કાંઇ જીવતાં કેદ પકડાય એવાં કાચાં ન હતાં. તેણે તે જ ક્ષણે દુશ્મનોને હંફાવી, અંગ્રેજ સેનાને પોતાની બહાદુર સમશેરનો તીક્ષ્ણ સ્વાદ ચખાડી તેમને છિન્નભિન્ન કરી પોતાનો ઘોડો બહાદુરીથી બહાર કાઢયો, અને પોતાની બે દાસીઓ કે જેનાં નામ સુંદરા અને કાશી હતાં, તેમને સાથે લઇ ઘોડો દોડાવી મુકયો. કાશી તો રણક્ષેત્રમાંથી બહાર નીકળતાં જ કપાઈ ગઇ.

રાણીએ પોતાનો ઘોડો પુરપાટે દોડાવી મુકયો, પણ રસ્તામાં 'મરી ગઇ રે, મરી ગઇ રે! બચાવો! બચાવો!' ના અવાજો તેના કાને પડયા. રાણીએ પાછું વળી જોયું તો પોતાની દાસી સુંદરાને એક અંગ્રેજ ઘોડેસ્વારના પંઝામાં સપડાએલી જોઈ. તે ઘોડેસ્વારે તેના શરીરપરનું વસ્ત્ર ખેંચી લીધું હતું, અને તેની ઇજ્જત લુંટવાની તે કોશીશ કરતો હતો. એટલામાં જ રાણીસાહેબે પોતાનો ઘોડો વીજળીના વેગે તેના તરફ દોડાવી મુકયો અને તલવારના એકજ પ્રહારથી તે નીચ હુમલો કરનાર અંગ્રેજને જમીનદોસ્ત કર્યો, અને દાસીને આશ્વાસન આપી પોતાની પાછળ આવવાનું કહી તેણે ઘોડો ફરીથી દોડાવી મુકયો.

દોડતાં દોડતાં સામે એક સાંકડું નાળું આવ્યું, અને ઘોડો નાળામાં પાણીનો પ્રવાહ વહેતો જોઈ સ્થિર થઇ ઉભો. રાણીએ ઘોડાને કુદાવવા બનતી કોશીશ કરી પણ તે નિષ્ઠુર પ્રાણી જેમનું તેમ ઉભું.

ઘોડાએ રાણીને નિરાધાર કરી મુકી, અને એ ઘોડો જ છેવટે રાણીનો કાળસ્વરૂપ નીવડયો. એ દરમ્યાન કેટલાક અંગ્રેજ ઘોડેસ્વારો

નજીક આવી પહોંચ્યા. ઘોડાની હઠથી રાણીએ એક દીર્ઘ નિશ્વાસ મુકયો. તેને લાગ્યું કે હવે તેનો અંત પાસે છે.

રાણી સાથે બીજું કોઇ માણસ ન હતું. સ્વારોએ આવી રાણીને ઘેરી લીધી. રાણી પણ તેઓની સાથે જીવ મુકીને તલવારના દાવ ખેલવા લાગી. પ્રથમ તો રાણીએ તેમને હંફાવ્યા, પણ એકલી વીરાઙ્ગનાનું આટઆટલા સૈનિકો સ્હામે શું ગજું !

આખા દિવસના સતત યુદ્ધથી રાણી થાકી ગયાં હતાં, અને તેમને સખત ઘા થયા હતા છતાં પણ રાણી ભયભીત તેમજ હતાશ થયાં નહિં. તેણે યુદ્ધ શરૂ જ રાખ્યું. પણ આ જ અરસામાં એક શત્રુની તલવારના ઘાથી રાણીનો જમણો હાથ કપાઈ ગયો. ત્યાર બાદ શત્રુએ તેની છાતી પર સંગીનનો ઘા કર્યો. આમ ઘવાયા છતાં રાણીએ હલ્લો કરનારને જમીનદોસ્ત કર્યો, અને ડાબા હાથે તલવાર ફેરવવા માંડી. અંતે રૂધિરના અસ્ખલિત વહી જવાથી તે શિથીલ થઇ. તેને ધીમે ધીમે અસ્વસ્થતા થઈ ઢળી પડી. છતાં પણ આ અન્તિમ જીવલેણની વેળાયે તેણે પોતાની સમશેર શોભાવી !

અનેક જખમોથી જેનું શરીર જર્જરીત થયેલું હતું તેમજ જેનાં દક્ષિણ પાર્શ્વ તેમજ આંખ નીકળી પડી હતી, એવી વીરાઙ્ગના લક્ષ્મીબાઇ ત્રેવીસ વર્ષની કુમળી વયે પોતાનું અસાધારણ રણકૌશલ્ય જગતને બતલાવીને પરમાત્માની પરમ જ્યોતિમાં મળી ગઇ !

તેના વિશ્વાસુ નોકર રામચંદ્રે અંગ્રેજ સેના રાણીના દેહને સ્પર્શ ન કરી શકે એ ખાતર પાસેના સુકાએલા ઘાસના ગંજમાં ચિતા ખડકી રાણીના દેહને સુવાડયો. જોત જોતામાં એ વીરાંઙ્ગનાનો દેહ ભસ્મીભૂત થઇ ગયો.

લક્ષ્મીબાઈ જો કે સ્ત્રી હતી પણ ઘણી શૂર, અદ્ભુત તેમજ દક્ષ હતી. તેની ઉમરના પ્રમાણમાં તેનું વીરત્વ અસાધારણ હતું. અંગ્રેજોના અન્યાયથી જ તે બળવામાં ભળી હતી. તેણે પોતાના દેશ ખાતર જન્મ લીધો હતો અને દેશ ખાતર પ્રાણ ત્યજ્યો હતો.

લક્ષ્મીબાઇમાં તારામતિની સત્યપ્રિયતા હતી. દમયંતીની સહન-શીલતા હતી અને સીતાજીની પતિભક્તિ હતી. તેનામાં પદ્મિનીનું પાતિવ્રત્ય હતું, જોધબાઇનું સાહસ હતું, સોનારાણીની પ્રત્યુત્પન્ન મતિ હતી, માનિનિદેવીનું સ્વાભિમાન હતું અને કૃષ્ણાકુમારી તથા હાડારાણીનું સ્વાર્પણ હતું.

લક્ષ્મીબાઇ જો કે એક સ્ત્રી હતી, પરંતુ પુરૂષોને પણ શરમાવે એટલું તેનામાં શૌર્ય હતું. ભારતવર્ષના આ કટોકટીના પ્રસંગે, હિન્દુ-સ્થાનના ભાવિ નિર્ણયના આ સુયોગ્ય અવસરે, તેમજ પાશ્ચાત્ય પ્રજાને આર્યાવર્તમાંથી સદાને માટે હાંકી કાઢવાના આ સુવર્ણ પ્રસંગે, તેમજ સૈકાંઓ થયાં ચાલતી આવેલી હિન્દુ અને મુસલમાનની પરાધીનતાનો અંત આણવાના આ માંગલિક અવસરે રાણી લક્ષ્મીબાઇએ જે અદ્વિતીય શૌર્ય, અલૌકિક સાહસ, અસાધારણ રણકૌશલ્ય તેમજ અતુલ ધૈર્ય દાખવ્યું છે, એટલું જ નહિ પણ જે આદર્શભુત દ્રષ્ટાંત હિંદીઓ સમક્ષ રજુ કર્યું છે તે સદાને માટે હિંદના જ્વલંત ઇતિહાસમાં સુવર્ણના અક્ષરે કોતરાઇ રહેલું છે.

હિંદની આજની ધીર ગંભીર પુત્રીઓ મહારાણી લક્ષ્મીબાઇના જન્મ મરણમાં ગર્વ લેશે, અને પોતે પણ મહારાણી લક્ષ્મીબાઇના જીવનપ્રસંગમાંથી કૈંક કૈંક કરી બતાવી પોતાની પરાધીનતાનો અંત આણી દેશની આઝાદી મેળવવા પ્રયત્નો કરશે. આપણે ઇચ્છીએ છીએ કે ભારતમાતાની ગૃહકુંજોમાં લક્ષાવધિ લક્ષ્મીબાઇઓ ઉત્પન્ન થાય અને આ દરિદ્રાવસ્થામાં સબડતો, પરતંત્રતા અને ગુલામીની લોહ-શૃંખલામાં જકડાયેલો, માન, મરતબો અને પ્રતિષ્ઠા ગુમાવી બેઠેલો દેવોને પણ પ્રિય એવો આપણો આર્યાવર્ત પુનઃ નંદનવનરૂપ થઇ રહે અને દેશમાં સ્વતંત્રતા, સંપત્તિ અને સુખ પ્રાપ્ત થાય!

# માનિનીદેવી

## (૧)

ભારતવર્ષની પ્રસિદ્ધ રાજપૂત જાતિઓ આજે સદીઓ થયાં રાજપૂતાનામાં વસે છે. આ ઉત્તમોત્તમ કુળમાં જેઓની ઉત્પત્તિ હતી તેઓની સ્થિતિ પૂર્વે એટલી બધી દેદીપ્યમાન અને જ્વલંત હતી કે તેઓનાં ગુણગાન દિગન્તમાં ગવાતાં. પણ આજે તે જ ગુણ-વૈભવસંપન્ન, ધીરવીર, સાહસિક, ઉદાર અને કર્મયોગી રાજપૂતોની સ્થિતિ દુઃખી તેમજ દયાજનક થઈ ગઈ છે, અને આનું મુખ્ય ભયંકર કારણ કુળદ્વેષ, મિથ્યાભિમાન, પરસ્પર ઈર્ષ્યા અને અસૂયા છે. આ જ કારણથી ભારતવર્ષમાં આ જ સૈકાંઓ થયાં સાચું સુખ, સાચી શાન્તિ તેમજ સાચો આનંદ રહ્યો નથી. આથી જ આ જ્વલંત, કીર્તિવંત તેમજ દેદીપ્યમાન ભારતવર્ષ આજ અનેક સૈકાંઓ થયાં ગુલામીમાં જકડાયેલ પડયો છે.

જ્યાં એક વંશ, એક કુળ અને એક જ પ્રદેશનાં માણસોની આવી સ્થિતિ હોય ત્યાં ભિન્ન કુળ, ભિન્ન જાતિ, ભિન્ન ધર્મ અને ભિન્ન પ્રદેશના માણસોમાં પ્રેમભાવ અને સ્નેહસંગઠનની આશા કેમ રાખી શકાય ?

તે સમયના રાજપૂતોમાં સ્વાભિમાન તેમજ જાતિ અભિમાનની ખોટી માત્રા એટલી બધી હતી કે તેમાં દેશાભિમાનને રજ માત્ર અવકાશ ન હતો. વળી, તેઓમાં ઐકયનું તો નામનિશાન પણ નહોતું. તેઓ માંહોમાંહે લઢી નબળા પડી ગયા હતા. તેઓ પોતપોતાના રાજ્યની સરહદ વધારવા નહિં પણ માત્ર એક બીજાથી શ્રેષ્ઠ કહેવડાવવા-

અલબત્ત,—સર્વોપરીપણું કહો કે ચક્રવર્તિપદ ધારણ કરવા—માંહોમાંહે લઢતા હતા.

તેઓએ આપસ આપસમાં કુસંપનાં બીજ વાવ્યાં હતાં. જ્ઞાતિ-બંધારણમાં વધારે સખ્તાઇ દાખલ થઈ હતી. આમ આંતરિક કલહોથી તેમજ હિન્દુસ્થાનના રાજાઓમાં પ્રજાકીય ભાવનાને અભાવે આ દેવોને પણ પ્રિય એવો હિંદ દેશ યવનોની ઝુસરી નીચે આવ્યો.

રાઠોડ વીર જયચંદ્ર અને વિજયસિંહે જો માંહોમાંહેનાં વેર-ઝેર ભૂલી જઇ મહમદ ઘોરીને મદદ કરી ન હોત, અને સમરવિજયી સમ્રાટે પૃથુરાજને અણીને સમયે દગો ન દીધો હોત, તો હિન્દની સ્વતંત્રતાનો ઇતિહાસ કાંઇક જુદો જ લખાયો હોત.

બયાના યુદ્ધમાં રાણા સંગ્રામસિંહનો કૃતઘ્ન સરદાર જો બાબરને ન મળ્યો હોત તો મોગલોનો હિંદમાં પગપેસારો પણ થાત કે કેમ તે એક પ્રશ્ન છે.

રાજા માનસિંહ અને રાણા શકતસિંહે જો પ્રતાપને કટોકટીને સમયે મદદ કરી હોત અને અકબરનો આશ્રય છોડયો હોત તો મોગલો હિંદમાં સ્થાયી થતા અટકત, અને પુનઃ એક વાર હિન્દુ સામ્રાજ્યનો પુનરૂદ્ધાર થાત !

પાણિપતના ત્રીજા યુદ્ધમાં જો હિંદમાં હિંદુ રાજાઓ સંપ તેમજ સલાહથી વર્ત્યા હોત તો અફગાનોનો સદાને માટે હિંદમાંથી પગ ટળત અને ફરીથી એકવાર હિંદુ પાદશાહીનાં શુભ મંડાણ મંડાત.

વળી હિન્દના હિન્દુઓમાં તેમજ હિંદનાં અન્ય રાજાઓમાં જો સંપૂર્ણ સંપ, શાન્તિ તેમજ ઐક્ય હોત તો ઇ. સ. ૧૮૫૭ ની પ્રચંડ અને ભયંકર રાજ્યક્રાન્તિમાં બ્રીટીશોનું હિંદમાં નામ-નિશાન પણ ના રહેત; કારણ કે આ સમયે અંગ્રેજોને હિંદમાં આવ્યાંને પુરાં સો વર્ષો પણ થયાં ન હતાં.

વસ્તુસ્થિતિ આમ હિંદીઓને અનુકૂળ હતી–આવી અનેક સોનેરી તકો આવી હતી; પણ કુસંપ, મિથ્યાભિમાન તેમજ ઐક્યના અભાવે આવી અનેકાનેક તકો જતી રહી અને ભારતવર્ષની પરાધીનતાના થર પર થર ચઢવા લાગ્યા.

આ સર્વે ઐતિહાસિક હકીકતો અને સત્યોને સિદ્ધ કરે એવી આ એક રોમાંચક કથા છે. આ ઘટના બન્યાને લગભગ ચારસેંથી પાંચસો વર્ષો વીતી ગયાં છે.

( ૨ )

તે સમયે રામપુર નામનું એક ન્હાનું પણ મહત્વનું ગામ હતું. આ ગામમાં બે જાગીરદારો રહેતા હતા. એક હાડા વંશનો અને બીજો રાઠોડ વંશનો હતો. બંને વચ્ચે વંશપરંપરાથી અત્યંત વૈરભાવ ચાલી રહ્યો હતો. તેઓ વચ્ચે ઘણાં રક્તશોષક યુદ્ધો થયાં હતાં, પણ તેમનો વૈરાગ્નિ કોઇ પણ પ્રકારે શાન્ત થયો ન્હોતો.

ઠાકુર બલભદ્રસિંહ હાડા વંશના એક પ્રતિષ્ઠિત તેમજ મહા પ્રતાપી પુરુષ હતા. તેનામાં અભિમાનની ભાવના ઓતપ્રોત થઇ રહી હતી.

ઠાકુર બલભદ્રસિંહને સંતતિમાં ફક્ત એકજ કુંવરી હતી. પણ તે કુંવરી એટલી બળવાન તેમજ આનંદી હતી કે તે પુત્રની ગરજ સારતી. તે વયે ન્હાની હતી છતાં પણ તેની સાહસિકતા અદ્દભુત હતી.

બચપણથી જ તે પિતાની સાથે પુરૂષ વેશ સજી શિકાર ખેલવા જતી, એથી શિકાર ખેલવામાં તે ઘણી નિપુણ થઈ હતી. જ્યારે એ પુરૂષ વેશમાં સજ્જ થતી ત્યારે કોઈ પણ જોનાર તેને સ્ત્રી ધારી શકતું નહિં. તેનામાં અદ્દભુત લાવણ્ય હતું, તેમજ શૌર્ય પણ હતું. તેની દેહકાન્તિ ધવલ હતી. લાવણ્ય તેના અંગેઅંગમાંથી નીતરતું, અને દયા તેમજ કોમળતા તેના હૃદયમાં ઓતપ્રોત થઈ રહ્યાં હતાં.

રામપુરનાં લોકોની તે ઇષ્ટ મહાદેવી સમાન હતી. જ્યારે જ્યારે તે

શિકાર ખેલવા જતી ત્યારે ગામનાં લોકો તેને જોવા ટોળે મળતાં, અને ઘોડા પર સ્વાર થવાની તેની છટા જોઈ દિગ્મુઢ થતાં.

દેવાંગનાને પણ ઝાંખી પાડે એવું તેનું અદ્દ્ભુત સૌન્દર્ય હતું. તેનો સ્વભાવ શીળો, શાન્ત અને વિનયશીલ હતો. તેના મુખમંડળ પર હમેશાં આનંદ તેમજ હર્ષની છાયા છવાઇ રહેતી. તેના આનંદી સ્વભાવથી તેમજ હસમુખા ચહેરાથી તે તેના પિતાને પ્રેરણારૂપ હતી. પુત્રીનું મુખ જોતાં ઠાકોર બલભદ્રસિંહ પોતાનાં અનેક દુઃખો ભૂલી જતા.

માનિની રામપુરાના લોકોને નયનની કીકી સમાન થઇ પડી હતી. રામપુરાનાં લોકો તેને પોતાની અધિષ્ઠાત્રિ દેવી કહેતાં અને તેના સૌન્દર્ય અને શૌર્ય પર વારી જતાં. જેવું તેનું નામ હતું તેવું જ તેનું સ્વાભિમાન પણ હતું.

આ સમયે તે યૌવનને આરે ઉભી હતી છતાં પણ તેણે મનોનિગ્રહ કર્યો હતો. શિકારમાં અને મર્દાનગીના ખેલમાં તે એટલીબધી રચીપચી રહેતી કે અન્ય બાબતમાં ધ્યાન આપવાનો તેને અવકાશ જ મળતો નહોતો.

કુમાર ભારતસિંહ રાઠોડ વંશનો એક સાધારણ જાગીરનો માલીક હતો. તે હાડાઓનો વંશપરંપરાનો કટ્ટો દુશ્મન હતો છતાં પણ તે સ્વાભિમાની અને ન્યાયી હતો. સ્વતંત્રતા તેને ઘણી પ્રિય હતી. તેની નસેનસમાં શૌર્ય, સાહસ, ધૈર્ય ને નારિપ્રતિષ્ઠાના મંત્રો ભરેલા હતા. તેણે ઘણાંયે સાહસિક કાર્યો કર્યાં હતાં. શિકાર ખેલવામાં તે એકકો હતો. એક સેનાની તરીકે તે અજોડ હતો. તેની સાહસિક્તા અદ્દ્ભુત હતી. તેનું વીરત્વ ભલભલાને પાણી મૂકાવે એવું હતું, પણ તેની પાસે સૈન્ય જોઇતા પ્રમાણમાં ન હતું. આથી ઠાકુર બલભદ્રસિંહ ઉપર વૈર લેવાની અનેક તકો તેણે જતી કરી હતી, અને એક સારી તકની તે રાહ જોઇ રહ્યો હતો.

માનિની હરહમેશ તેના પિતા સાથે જંગલોમાં અને પહાડોમાં શિકાર ખેલવા જતી, અને શિકાર ખેલવાની પોતાની કુશળતાથી તેના પિતાને હેરત પમાડતી. તેની આ અદ્‌ભુત કળા તેના પિતા ઘણી-વાર જોઇ રહેતા અને હર્ષનાં અશ્રુ પાડતા. પરમાત્માએ તેને પુત્ર દીધો નહોતો પણ પુત્ર કરતાં પણ અધિક થાય એવી પુત્રી આપી તે માટે તે આનંદ માનતા.

એક દિવસ સાયંકાળે શિકાર ખેલી માન પોતાના પિતા સાથે રામપુરા તરફ વળતી હતી. તેનો પિતા પણ તેની પાછળ પાછળ આવતો હતો. જંગલ ઘણું બિહામણું હતું. ઝાડોની ઘટા ઘણી ગીચ હતી. સામે આવતું માણસ પણ ન સુઝે એવું ઘોર અંધારૂં થઈ રહ્યું હતું. જેવી માન આગળ ધસે છે કે તરત જ એક સિંહે તેના પર હલ્લો કર્યો.

સિંહ વિકરાળ તેમજ ભયંકર હતો. તેનો હલ્લો પણ તેવો જ ઘાતકી હતો. દયાનો અંશ તેના હૃદયમાં નહતો. પોતાનો ભક્ષ લેવા તેણે પોતાના બળનો ઉપયોગ કર્યો હતો. માનની ચકોર ઘોડીને તેણે પ્રથમ પોતાના પંઝાનો પ્રહાર કર્યો. ઘોડી ધ્રુજવા તેમજ થરથરવા લાગી. તેના મ્હોમાંથી ફીણ નીકળવા લાગ્યા.

સિંહ આવીને પોતાની ઘોડીને વળગ્યો છે છતાં પણ આ અદ્‌-ભુત વીરાઙ્ગનાના મુખમંડળપર નહોતી શોકની છાયા કે નહોતી ગભરાટ અને ઉત્પાતની છાયા. તેની સહનશીલતા મક્કમ રહી હતી. તે જરા પણ હિંમત હારી નહિં.

એક શુરવીર સૈનિકની પેઠે તેણે પોતાની તલવાર મ્યાનમાંથી કાઢી, અને પોતાના સઘળા બળથી તલવાર સિંહના પેટમાં ખોસી દીધી. પણ તલવારના એક પ્રહારથી જ સિંહ મરે તેમ નહોતો. આથી તો સિંહનો પિત્તો ઉછળ્યો.

તલવારના સખત પ્રહારથી સિંહે ફરીથી ભયંકર ગર્જના કરી. તેણે માન પર છલાંગ મારી.

માન પણ પગપાળી થઇ હતી. તલવાર ફેરવવાના દાવમાં તે નિપુણ હતી; પણ આવા વિકરાળ સિંહ આગળ એક ન્હાની શી અબળા અને તલવારનું શું ગજું? તેનું જીવન ઝોલા ખાતું હતું. તે ઘણી ભયભીત થઈ. તેનાથી આગળ પાછળ પણ ન જોવાયું. તેની તલવાર તેના હાથમાં રહી ગઇ. તેના પિતા તેનાથી થોડે દૂર હતા.

સિંહે બે ત્રણ છલાંગો મારી પણ માને તેને આગળ વધતો અટકાવ્યો. જેમ જેમ માન તેને અટકાવતી જાય તેમ તેમ આ પ્રચંડ તેમજ વિકરાળ પ્રાણીનો ક્રોધ વધતો ગયો. તેનો ભક્ષ્ય હાથમાં આવ્યો છતાં તેને આટલી બધી મહેનત કરવી પડે તે આ વિકરાળ તેમજ અહંકારી સિંહને રૂચ્યું નહિ. તેણે નિરૂપાય થઇને આખરે એક છલાંગ મારી અને જોતજોતામાં તે માનને મૃતઃપ્રાય કરત. પણ તે જ અરસામાં એક રાજપૂત યુવાન ઝાડીની ઘટામાંથી સિંહની ગર્જના સાંભળી તરત જ નીકળી આવ્યો, અને જેવો સિંહ માનના શરીર ઉપર પગ મુકવા જાય છે એટલામાંજ તલવારના એક સખત પ્રહારથી તેણે તેનો અંત આણ્યો, અને માનને મૃત્યુના પંઝામાંથી જીવતદાન આપ્યું.

પોતાને જીવતદાન આપનાર માણસ તે બીજો કોઇ નહિ પણ કુમાર ભારતસિંહ. બસ તે જ દિવસથી અને તે જ ક્ષણથી માનના હૃદયમાં પ્રેમનો અંકુર ફુટયો. તે જ ક્ષણથી તે પોતાને નવો અવતાર આપનાર, પોતાને સિંહના પંઝામાંથી ઉગારનાર આ મહાપ્રતાપી પુરૂષને વરી ચુકી, અને કુમાર ભારતસિંહને અનન્ય ચિત્તથી ચ્હાવા લાગી.

માનને બચાવ્યા બાદ કુમાર ભારતસિંહે તરત જ પોતાનો ઘોડો દોડાવી મુકયો. તેને બળભદ્રસિંહ સાથે વેર હતું, અને તેનો વિચાર આ સમયે તેની સાથે યુદ્ધ કરવાનો નહોતો.

જ્યારે માને પોતાના રક્ષણની વાત બળભદ્રસિંહને કહી સંભળાવી અને જણાવ્યું કે તેનો રક્ષણહાર કુમાર ભારતસિંહ છે ત્યારે તેના અભિમાની હૃદયમાં વધારે ક્ષોભ થયો.

પોતાના હડહડતા શત્રુના ઉપકાર તળે દબાવા કરતાં બહેતર હતું કે પોતાની માન સિંહનો ભોગ થઇ પડી હોત ! માનના આ રીતના રક્ષણથી તેને જરા પણ આનંદ ન થયો. તેના અહંકારપર એક સખત ફટકો પડયો હતો. તેના વંશપરંપરાના વૈરભાવે તેને ઘણો સખત બનાવ્યો હતો; પણ આ હાથતાળીથી તેમજ ઉપકારથી તો તે ઘણો ક્રોધી થયો.

માનની વાતને તેણે હસી કાઢી. કુમાર ભારતસિંહના શૌર્યની વાત તેણે ઠોકરે મારી અને માનને ચૂપ રહેવા કહ્યું. તેના પ્રતિસ્પર્ધીના ગુણ સાંભળવા જેટલી પણ તેના હૃદયમાં ઉદારતા નહોતી. તેની મુખાકૃતિ વિકરાળ થઇ. તે માનભંગ થયો. તેની આંખમાં તિરસ્કાર હતો, ક્રોધ હતો, ક્ષોભ હતો. તેના હૃદયમાં ગડમથલ થવા લાગી. તેને શું કરવું તે સુઝયું નહિ.

તેણે તે દિવસે તો પોતાનો ક્રોધ શમાવ્યો અને માનને પોતાના ઘોડાપર બેસાડી રાત્રે સુખરૂપ રામપુરા આવ્યો. આખા દિવસના થાકથી માન તો ઘસઘસાટ ઉંઘી ગઇ, પણ આ અભિમાની હાડાએ તો અનેક વખત પાસાં બદલ્યાં છતાં પાંપણ સરખી મળી નહિ.

દિવસોપર દિવસો વીતતા ગયા. માન પોતાના રક્ષણહારને ન ભૂલી શકી. તેની ઘોડાપર બેસવાની છટા, તેની તલવાર ફેરવવાની કળા, તેનો સિંહપરનો પ્રહાર, તેની ફુટતી મુછ, તેનો ગૌરવભર્યો ઉઠાવ, અને માન ઉત્પન્ન કરે એવી તેની પ્રતિભા એ માનને હમેશાં મુંઝવતાં. તેણે ભારતસિંહને પોતાનું જીવન આપી દીધું હતું. ભારતને તે મનથી જ વરી ચૂકી હતી. તેને મળી દીલની બેચાર વાતો કરવાના તેણે પ્રયાસ કર્યા, પણ તેના બધાયે પ્રયાસો નિષ્ફળ નીવડયા હતા.

અંતે હતાશ થઇ આ વીરાઙ્ગના માને ભારતસિંહને મળવાનો એક દિવસ દૃઢ નિશ્ચય કર્યો. તેણે તેના પ્રત્યેના પોતાના પ્રેમના સમાચાર પિતાને જણાવ્યા. આ સમાચાર સાંભળતાં તો ઠાકુર બળભદ્રસિંહની

આંખમાં લોહી તરી આવ્યું. સઘળી બાજી ધૂળમાં મળી એ ભેદ સમજી તેણે પોતાની પુત્રીને ધમકાવતાં કહ્યું :

" બેટા ! તને જો ત્હારા પ્રાણ વ્હાલા હોય તો એ ચાંડાલને સદાને માટે ભૂલી જા ! "

પણ માનિની જેવી મક્કમ સ્ત્રી પોતાનો દિવ્ય પ્રેમ કેવી રીતે ભૂલી શકે ! તેને તો ભારતસિંહની જ ધૂન લાગી હતી. જ્યાં હૃદયનો હૃદય સાથે-આત્માનો આત્મા સાથે-સંબંધ થયો છે, તેમજ જેની પ્રેમમયીમૂર્તિ આંખો આગળ હરહંમેશ દીનરાત તરવરતી હોય તેવી દિવ્ય મૂર્તિને માનિનીદેવી કેમ વીસરી શકે ? ભારત માનના હૃદયમાં અગ્રણ્ય થયો.

મૃગયા ખેલવામાં જીવનસાફલ્ય માનનાર માન શિથિલ થઈ. તેના જીવને એક નવો જ પલટો લીધો. તેના હૃદયમાં મદનનો પ્રવેશ થયો. હંમેશની હસમુખી, આનંદી અને પ્રફુલ્લ માન હવે ગંભીર દેખાવા લાગી.

ખાતાંપીતાં તેમજ સૂતાં ઉઠતાં પણ તેને ભારતસિંહનાં દર્શન

પોતાના હડહડતા શત્રુના ઉપકાર તળે દબાવા કરતાં બહેતર હતું કે પોતાની માન સિંહનો ભોગ થઇ પડી હોત ! માનના આ રીતના રક્ષણથી તેને જરા પણ આનંદ ન થયો. તેના અહંકારપર એક સખત ફટકો પડયો હતો. તેના વંશપરંપરાના વૈરભાવે તેને ઘણો સખત બનાવ્યો હતો; પણ આ હાથતાળીથી તેમજ ઉપકારથી તો તે ઘણો ક્રોધી થયો.

માનની વાતને તેણે હસી કાઢી. કુમાર ભારતસિંહના શૌર્યની વાત તેણે ઠોકરે મારી અને માનને ચૂપ રહેવા કહ્યું. તેના પ્રતિસ્પર્ધીના ગુણ સાંભળવા જેટલી પણ તેના હૃદયમાં ઉદારતા નહોતી. તેની મુખાકૃતિ વિકરાળ થઇ. તે માનભંગ થયો. તેની આંખમાં તિરસ્કાર હતો, ક્રોધ હતો, ક્ષોભ હતો. તેના હૃદયમાં ગડમથલ થવા લાગી. તેને શું કરવું તે સુઝયું નહિ.

તેણે તે દિવસે તો પોતાનો ક્રોધ શમાવ્યો અને માનને પોતાના ઘોડાપર બેસાડી રાત્રે સુખરૂપ રામપુરા આવ્યો. આખા દિવસના થાકથી માન તો ઘસઘસાટ ઉંઘી ગઇ, પણ આ અભિમાની હાડાએ તો અનેક વખત પાસાં બદલ્યાં છતાં પાંપણુ સરખી મળી નહિ.

દિવસોપર દિવસો વીતતા ગયા. માન પોતાના રક્ષણહારને ન ભૂલી શકી. તેની ઘોડાપર બેસવાની છટા, તેની તલવાર ફેરવવાની કળા, તેનો સિંહપરનો પ્રહાર, તેની ફુટતી મુછ, તેનો ગૌરવભર્યો ઉઠાવ, અને માન ઉત્પન્ન કરે એવી તેની પ્રતિભા એ માનને હમેશાં મુંઝવતાં. તેણે ભારતસિંહને પોતાનું જીવન આપી દીધું હતું. ભારતને તે મનથી જ વરી ચૂકી હતી. તેને મળી દીલની બેચાર વાતો કરવાના તેણે પ્રયાસ કર્યા, પણ તેના બધાયે પ્રયાસો નિષ્ફળ નીવડયા હતા.

અંતે હતાશ થઇ આ વીરાઙ્ગના માને ભારતસિંહને મળવાનો એક દિવસ દૃઢ નિશ્ચય કર્યો. તેણે તેના પ્રત્યેના પોતાના પ્રેમના સમાચાર પિતાને જણાવ્યા. આ સમાચાર સાંભળતાં તો ઠાકુર બળભદ્રસિંહની

તે યુવાન રાજપૂતને મૂછનો દોરો હજુ ફુટતો હતો, પણ તેના સ્નાયુઓ સુગઠિત હતા, એથી જોનારને તે ઘણો બળવાન લાગતો. તેની ઉંચાઈ પ્રમાણમાં ઘણી હતી. લુટારાઓએ તેને ચોમેર-થી ઘેરી લીધો હતો, પણ આ શૂરવીર રાજપૂત તેની તલવાર ખેલવાની કળાથી તે સર્વેને હંફાવી રહ્યો હતો. આથી લુટારાઓનો ક્રોધ વધી ગયો હતો. લુટારાઓની સંખ્યા બારથી પણ વધારે હતી. પણ આ યુવાન રાપૂજત સર્વેને પહોંચી વળે તેટલો શૂરવીર હતો.

આ દૃશ્ય માનિની એક ક્ષણ પણ ન જોઈ શકી. તેને લુંટારા-નો જરાપણ વિચાર કર્યા વિના તે દિશામાં પોતાનો ઘોડો દોડાવી મુકયો. લુટારાઓએ પેલા રાજપૂતને જર્જરીત કર્યો હતો. ગમે તેટલો બળવાન હોવા છતાં પણ ઘણા લુટારા પાસે તેનું શું ગજું!

માને આ સમયે એક યુક્તિ વાપરી. તે લુટારાઓની પાસે ન જતાં થોડે દૂર ઉભી રહી અને એક ઝાડની ઓથે સંતાઇને તેણે એક તીર છોડયું. પહેલું તીર સરરર કરતું ગયું અને તેનાથી લુટારાઓનો નાયક ઘવાયો. તે તરતજ ભૂમિપર તરફડી પડયો અને જોતજોતામાં મરણ પામ્યો.

માને ત્યારબાદ બીજાં તીર છોડયાં. દરેક તીરે એક એક લુટારાનો ભોગ લીધો. આ અચાનક હલ્લાથી બાકી રહેલા લુટારાઓ ભયભીત થયા અને તે રાજપૂતને ત્યાં જ છોડી પલાયન કરી ગયા. એક વીર બાળાના અદ્‌ભુત સાહસ અને શૌર્યના પરિણામે તે રાજપૂત યુવાન બચવા પામ્યો. મૃત્યુના મુખમાં સપડાઇ પડેલો હોવા છતાં પણ તે જીવતો રહ્યો.

લુટારાઓ ન્હાસી ગયા એટલે તરત જ માન ઉતાવળે પગલે તે રાજપૂત પાસે ગઇ. તેણે તેના માથે બબ્બે વાર હાથ ફેરવ્યો અને મસ્તકની લટ ધીમે હાથે સમારી. તે લોહીલુહાણ અવસ્થામાં ત્યાં પડયો હતો. તેના માથામાં બે કારી ઘા થયા હતા તેમાંથી લોહી દડદડ

ભય હતો. એક તરફ ભારતને મળવા તેનું હૈયું થનથનાટ કરી રહ્યું હતું, બીજી તરફ ઘણા અવરોધો ઓળંગવાના હતા. તેનો ઉત્સાહ વધતો જતો હતો, પણ ભારતસિંહનાં દર્શન ન થવાથી તેની નિષ્ફળતા અને નિરાશાવાદમાં પણ સાથે સાથે વધારો થતો જતો હતો. ગમે તેમ હો પણ માનને ભારત વિના જગત્ હવે શૂન્ય લાગતું. માનને ભારત વિના ચંદ્ર સૂરજ તેમજ સાગર અને તારાનાં દર્શન પણ પ્રેરણાહીન લાગતાં. ચાંદનીમાંથી પણ તેને પ્રેરણા ન મળતી. કવિઓની કલ્પના પણ તેને ઉત્સાહ આપી શકતી નહિં. ભારત વિનાનું જીવન તેને દોહ્યલું લાગતું. છતાં પણ ભારતને પોતાના હૃદયમાં કાયમ રાખી અનેકાનેક કલ્પનાઓ તેમજ મહત્વાકાંક્ષાઓ સેવતી જીવન જીવી રહી હતી.

(૩)

સૂર્ય મધ્યાહ્ને આવ્યો હતો. સિંહો અને વાઘોની ભયંકર ગર્જનાઓ જંગલને ધ્રુજાવી રહી હતી. આ ભયંકર ગર્જનાના પ્રતિધ્વનિ પણ તેટલા જ ભયંકર લાગતા. જંગલ બિહામણું હતું. વિકરાળ પ્રાણીઓનો જ ત્યાં એકલો ડર ન્હોતો પણ લુટારાઓનો પણ અત્યંત ત્રાસ વર્તતો હતો. એકલા માણુસને માટે જંગલમાં ફરવું એમાં જીવનું જોખમ હતું.

માન અને તેનો પિતા આજે પણ આ જંગલમાં શિકાર ખેલવાને આવ્યાં હતાં. તેનો પિતા શ્રમિત થયેલો હોવાથી એક ઝાડ નીચે ઉતરી વિસામો લેતો હતો. જ્યારે માનિની શિકારની શોધમાં આગળ ઉંડા જંગલમાં ગઈ હતી. જેવી તે જંગલની ગીચ ઝાડીમાં દાખલ થઇ કે તરત જ એક પ્રચંડ વાઘણે તેના ઘોડા પર હલ્લો કર્યો. પણ આ શુરવીર બાળાએ તલવારના એકજ પ્રહારે એ વાઘણનો અંત આણ્યો અને તરત જ ઘોડાને દોડાવી મૂકયો. આગળ જતાં તેણે એક યુવાન રાજપૂતને લુટારાઓથી ઘેરાયેલો જોયો.

તે યુવાન રાજપૂતને મૂર્છાનો દોરો હજુ ફુટતો હતો, પણ તેના સ્નાયુઓ સુગઠિત હતા, એથી જોનારને તે ઘણો બળવાન લાગતો. તેની ઉંચાઈ પ્રમાણમાં ઘણી હતી. લુટારાઓએ તેને ચોમેરથી ઘેરી લીધો હતો, પણ આ શૂરવીર રાજપૂત તેની તલવાર ખેલવાની કળાથી તે સર્વેને હંફાવી રહ્યો હતો. આથી લુટારાઓનો ક્રોધ વધી ગયો હતો. લુટારાઓની સંખ્યા બારથી પણ વધારે હતી. પણ આ યુવાન રાપૂજત સર્વેને પહોંચી વળે તેટલો શૂરવીર હતો.

આ દૃશ્ય માનિની એક ક્ષણ પણ ન જોઈ શકી. તેને લુંટારાનો જરાપણ વિચાર કર્યા વિના તે દિશામાં પોતાનો ઘોડો દોડાવી મુક્યો. લુટારાઓએ પેલા રાજપૂતને જર્જરીત કર્યો હતો. ગમે તેટલો બળવાન હોવા છતાં પણ ઘણા લુટારા પાસે તેનું શું ગજું!

માને આ સમયે એક યુક્તિ વાપરી. તે લુટારાઓની પાસે ન જતાં થોડે દૂર ઉભી રહી અને એક ઝાડની ઓથે સંતાઇને તેણે એક તીર છોડયું. પહેલું તીર સરરર કરતું ગયું અને તેનાથી લુટારાઓનો નાયક ઘવાયો. તે તરતજ ભૂમિપર તરફડી પડયો અને જોતજોતામાં મરણ પામ્યો.

માને ત્યારબાદ બીજાં તીર છોડયાં. દરેક તીરે એક એક લુટારાનો ભોગ લીધો. આ અચાનક હલ્લાથી બાકી રહેલા લુટારાઓ ભયભીત થયા અને તે રાજપૂતને ત્યાં જ છોડી પલાયન કરી ગયા. એક વીર બાળાના અદ્ભુત સાહસ અને શૌર્યના પરિણામે તે રાજપૂત યુવાન બચવા પામ્યો. મૃત્યુના મુખમાં સપડાઇ પડેલો હોવા છતાં પણ તે જીવતો રહ્યો.

લુટારાઓ ન્હાસી ગયા એટલે તરત જ માન ઉતાવળે પગલે તે રાજપૂત પાસે ગઇ. તેણે તેના માથે બબ્બે વાર હાથ ફેરવ્યો અને મસ્તકની લટ ધીમે હાથે સમારી. તે લોહીલુહાણ અવસ્થામાં ત્યાં પડયો હતો. તેના માથામાં બે કારી ઘા થયા હતા તેમાંથી લોહી

વહી જતું હતું. તેથી આંખે અંધારાં આવતાં હતાં. લુટારા સાથેની જીવલેણ ઝપાઝપીથી તે શ્રમિત થયો હતો. તેને જરાપણ ભાન હતું નહિં.

માને ઘણી સાવચેતીથી તેની સેવાસુશ્રુષા કરી. પ્રથમ તેણે ધીમેથી તેને ઉંચકીને બાજુએ સુવાડયો અને પોતાનું વસ્ત્ર ફાડી તેને મસ્તકે પાટો બાંધ્યો પછી ધીમેથી તેના મસ્તકપર પાણી છાંટયું અને ધીમે ધીમે પવન ઢોળવા લાગી.

માને સિંચેલા પાણીથી તેમજ ધીમા પવનથી સ્ફુર્તિ આવી ને રાજપૂતની સ્થિતિમાં સુધારો થયો. તે આળસ મરડીને ઉભા થવાની કોશીશ કરવા લાગ્યો. પણ માને તેને ઉભો થવા ન દીધો. તેણે આંખો ઉઘાડી. તે લુંટારાઓને જ જોઈ રહ્યો હતો, પણ તેને બદલે તેણે એક દિવ્ય વીરાંગનાને તેના મસ્તકપર હાથ ફેરવતી જોઇ. માનને જોતાં આ વીર રાજપૂતના ઘવાયેલા શરીરમાં અદ્દ્ભુત જોમ આવ્યું. તેનો આનંદ વધી ગયો. તે ધીમેથી બેઠો થઈ તેની સેવા કરી રહેલી દેવી તરફ એકીટસે મીટ માંડી જોવા લાગ્યો.

આ વીર રાજપૂત તે બીજો કોઈ નહિં પણ માનિનીના હૃદયને વિહ્વળ તેમજ આકુળ વ્યાકુળ બનાવનાર કુમાર ભારતસિંહ જ હતો. એક પ્રસંગ એવો હતો કે જ્યારે ભારતે માનને મૃત્યુના મુખમાં-થી બચાવી હતી અને આજનો પ્રસંગ વળી તેના કરતાં પણ અદ્દ્ભુત હતો. આજે માને મૃત્યુના મુખમાંથી ભારતને બચાવ્યો હતો. માનને જોતાં ભારતના કપોલપર શરમના શેરડા પડયા. તે જરા ઝંખવાયો છતાં પણ આ દૃશ્યથી તેના ઉત્સાહમાં વધારો થયો.

માન ભારતને જોઇ રહી, ભારત માનને જોઇ રહ્યો. અને ભારતે માનનો નયનથી જ આભાર માન્યો અને પુનઃ માનના ખોળામાં પોતાનું જખમી શિર નાંખી સુઈ ગયો. માન ફરીથી તેને વાયુ ઢોળવા લાગી. આનાથી ભારતને નિદ્રા આવી ગઇ.

આ જ અરસામાં બલભદ્રસિંહ પણ ત્યાં આવી પ્હોંચ્યો અને

આ દશ્ય જોઇ વિસ્મય થયો. તે આ દશ્ય જોઇ ગુસ્સે થયો અને તરતજ માનના તરફ ધસી ગયો. માને વિનંતી કરી તેના પિતાને તલવાર ઉગામતાં અટકાવ્યો અને પછી સઘળી વાત કહી સંભળાવી:

પોતાની પુત્રીનું પરાક્રમ સાંભળી બળભદ્રસિંહે મુછ પર હાથ નાંખ્યો. પણ ભારતસિંહને જોતાં તેનો ક્રોધ પ્રજ્વળી ઉઠયો. છતાં પણ એક શુદ્ધ રાજપૂત તરીકે તે આ ક્ષણે મૌન રહ્યો. તેણે અતિથિ ધર્મમાં મક્કમ રહેવાનો નિશ્ચય કર્યો. ગમે તેવો દુશ્મન હોય છતાં પણ શરણાગતને આશ્રય આપવો એ રાજપૂતોનો કુળધર્મ છે. આથી તેણે તેની સેવાસુશ્રુષા કરવાનો નિશ્ચય કર્યો. અને પોતાના નગરમાંથી એક પાલખી મગાવી તે પાલખીમાં બેસાડી તેને માનની સાથે પોતાને ત્યાં લઈ ગયો.

રામપુરાના એક મહેલમાં ભારત પોતાના દિવસો શાન્તિ તેમજ આનંદથી વીતાડી રહ્યો હતો. તેના ધા રૂઝાવા આવ્યા હતા. માનની સેવાસુશ્રુષાથી, સ્નેહભીના વર્તનથી, મિઠા મિઠા બોલથી અને શુદ્ધ વાત્સલ્યથી તેના હૃદયને ઘણો આનંદ થતો. માનના સંસર્ગમાં તેને જીવનમાં ઑર મઝા જણાતી.

બલભદ્રસિંહ તેનો હડહડતો શત્રુ હતો, પણ અતિથિ તરીકે તેણે ભારતનો વાળ સરખો પણ વાંકો કર્યો નહિં. તેણે પોતાની રત્ન સમી દુહિતાને તેની સારવાર માટે રાખી હતી. ભારતના ઉપર દેખરેખ રાખવાનું સઘળું કામ માનના હસ્તક હતું. તેને કોઇપણ જાતની ન્યૂનતા ન આવે તે વિષે આ પ્રેમાળ પિતાપુત્રી હમેશ કાળજી રાખતાં.

ભારતસિંહ બેઠતો ઉઠતો થયો, એટલે તેને પોતાને સ્થાને જવાનો વિચાર થયો.

માનને જોતાં તેનું સ્નેહાળ હૃદય વીંધાતું. તેને જોતાં તેના હૃદયમાં કંઈ કંઈ દિવ્ય ઉર્મિઓ થઈ આવતી. તેને જોતાં તેનું આતુર

હૈયું થનથનાટ કરતું. તેને ભેટવા તેનું શરીર તલપતું. તેને ચુમી કરવા તેના હોઠો તલપી રહેતા, આંખો તલસી રહેતી, આલિંગન આપવા હાથ ધ્રુજી ઉઠતા. માનના નામમાત્રથી જ તેને હર્ષનો ઉમળકો આવતો.

માન જ્યારે નીચી વળી તેને પાટો બાંધતી, તેમજ પોતાના ખોળામાં તેનું મસ્તક રાખી ચાંપતી ત્યારે ભારતનું હૃદય માન પ્રત્યેના દિવ્ય પ્રેમથી છલકાતું. તેનું હૈયું તેના હાથમાં રહેતું નહિં. માનના આ ઉપકારનો બદલો વાળવા તે પ્રયત્ન કરતો, પણ તેના ભીરૂ હૃદયથી જરાપણ બોલાતું નહિં. આથી ઉપકારનો બદલો તે સંજ્ઞાથી વાળતો. માન સમક્ષ સ્પષ્ટ ભાષામાં પોતાના વિચાર વ્યક્ત કરવા તે બ્હીતો.

માન જ્યારે પાટો છોડવા પોતાનું નાજુક શરીર નીચું વાળતી ત્યારે તેના પોપટીયા રંગના બારીક સાળુમાં ઢંકાએલું તેનું ગૌર અને હૃષ્ટપુષ્ટ બદન તે ઘડીભર નીરખી રહેતો અને વિહ્વળ થતો. તેની ખીલતી છાતી, મરોડદાર હાથ અને ધવલ મુખકાન્તિ જોઈ તેને મનમાંજ કાંઈ કાંઈ થતું. તેને એક મિઠી ચુમી ભરી લેવા તે દરરોજ નિશ્ચય કરતો, પણ માનને નિરખતાં જ તેનો કાતર સ્વભાવ આગળ આવતો, અને એથી તે હતાશ થતો.

એક દિવસ માન તેના પલંગ પર બેસી તેના માથાની લટો સમારી રહી હતી, અને સાથે સાથે તેનું ભવ્ય, મરોડદાર તેમજ સુદૃઢ અને સંગઠિત શરીર જોવામાં તલ્લીન બની રહી હતી. ભારતમાં તેને કૈં કૈં દિવ્ય લાગતું. આજ સુધી કોઈ મનુષ્યથી તે આકર્ષાઈ નહોતી, પણ ભારતને જોતાંવેંત જ નીચી નમી જતી. ભારતને જોતાં જ તેના ગુલાબી ગાલ પર શરમના શેરડા પડતા. તેને જોતાં જ તે પોતાની પરાધીનતા કબુલ કરતી. હરકોઈ પુરૂષને હંફાવનારી, મર્દાનગીના ખેલમાં પાવરધી, માનિની ભારતની આગળ એક ગરીબ ગાય જેવી થઈ જતી. ભારતનું સર્વોપરિપણું તેણે અંતરથી પોતાની મેળે જ સ્વીકાર્યું હતું. ભારત તેના હૃદયમાં અચળ થયો હતો.

માનની પ્રીતિ ભારત પ્રત્યે અસાધારણ હતી, પણ ભારતને તેની ખબર નહોતી. તેની સ્થિતિ પણ માનના જેવીજ વિચિત્ર હતી. તેની અધીરાઇનો પાર નહોતો. માનને તે દરરોજ જોતો, દરરોજ તેને તેના અંગનો સ્પર્શ થતો, પણ આ જોવા અને અડવામાં પણ ફેર હતો.

માન તેને પાટા બાંધતી, ન્હવરાવતી, ખવરાવતી, વાળ હોળતી, મસ્તક ચાંપતી, સુવાડતી અને મિઠા મિઠા બોલથી રીઝવતી. ભારત આ બધું મુંગે મ્હોંએ જોઇ રહેતો. તે ઉપકારનો બદલો માત્ર સ્નેહભરી આંખોથી વાળતો !

પણ આજ તેનું હૈયું તેના કબજે રહ્યું નહિં. માન કોમળ હાથ તેના મસ્તક પર ફેરવી રહી હતી તેવામાં ભારતે ધ્રષ્ટતાથી તેનું મસ્તક ધરી જોરથી નીચી નમાવી તેના ગાલપર એક મીઠી ચુમી ભરી દીધી. લજામણીની વેલ સમી માન આ હાથતાળી સહી ન શકી. તેણે ભારતના હાથને તરછોડી કાઢયા, તેનું માથું પલંગમાં પડતું મુકયું અને ઝટ તે ઉભી થઇ ગઇ.

ઉઠતાંની સાથે જ તે ભારત તરફ જોઇ ખડખડાટ હસી પડી. તે હસાય તેટલું હસી. આ હાસ્યધારાએ ભારતને શરમિંદો બનાવ્યો. તે આંખ પર હાથ રાખી સુઈ રહ્યો. તેણે પોતાની આંખો ન ઉઘાડી.

માનની સ્થિતિ પણ વિચિત્ર થઈ ગઇ. તે ન બોલી શકી કે ન ખંડમાંથી બહાર જઇ શકી. ભારતને પાટા બાંધવાનું તેમજ મસ્તક ચાંપવાનું કાર્ય હજુ અધુરૂં હતું, આથી નિરૂપાયે તે પાછી પલંગ પર બેઠી અને માથું ચાંપવાનું ફરીથી શરૂ કર્યું.

પ્રેમી માણસો લજ્જા જેવી ચીજને જાણતા જ નથી. પોતાનો ખોરાક પાસે આવ્યો કે તેઓ તેનો ભક્ષ્ય કરવાને તલાપ મારે છે. એમાં તેઓ કોઇનો પણ ડર રાખતા નથી, ભારતસિંહ પ્રેમી હતો,

કામી નહિ. માન માટે તેનો સ્નેહ વિકારી નહિ, દિવ્ય હતો, સાત્વિક હતો. માન સાથેના પરિણીત જીવનના તેણે અનેક હવાઈ કિલ્લાઓ બાંધ્યા હતા. માન સાથેના આદર્શ જીવનની તેણે કૈંક કૈંક કલ્પનાઓ બાંધી હતી. તેનામાં જે ન્યૂનતા હતી તે માનમાં ન હતી, અને માનમાં જે ન્યૂનતા હતી તે તેનામાં ન હતી. આથી અન્યોન્યના ગુણો એકમેકને આકર્ષતા હતા.

માને આજે તેના તનમાં તાલાવેલી લગાડી હતી. આજે તેનો પ્રેમ ઝળકી ઉઠયો હતો. માન ફરીથી પલંગપર બેઠી. તેણે તેનું માથું ચાંપવાનું શરુ કર્યું. ભારત બેએક ક્ષણ તો ગુપચુપ પડી રહ્યો, પણ તેનું અધીરૂં હૈયું વધુ ધીરજ રાખી શકયું નહિં. તેણે ફરીથી પોતાની આંખો ઉઘાડી અને માનને વધારે જોરથી ચુમી દીધી. ફરીથી માન ખડખડાટ હસી પડી, અને ભારતને ધમકાવતી હોય એમ કહેવા લાગી :

“ આવા નિર્લજ્જ ! આ શું કરો છો ?”

પણ ભારતસિંહે આનો ઉત્તર ન વાળ્યો. તે ફરીથી સુઈ ગયો. ફરીથી માને તેનું માથું ખોળામાં લીધું. ફરીથી ભારતે પોતાની હઠ ચાલુ જ રાખી. ત્રીજી વખત પણ તેણે માનને ચુમી ભરી, અને તેના મુખને પોતાના મુખ ઉપર ઘડીભર અડાડી રાખ્યું. માને છૂટવાને ઘણાએ પ્રયત્નો કર્યા પણ ભારતે તેના મુખને ઉંચકવા ન જ દીધું.

આખરે ભારતે માનને છોડી. આથી માન ગભરાઈ. પણ તેનો ગભરાટ જુદી જાતનો હતો. તે પલંગમાંથી બેઠી થઈ ગઈ અને જવાનો પ્રયત્ન કરવા લાગી. તે જેવી ખંડ છોડી જાય છે તેવા- માંજ ભારત પલંગમાંથી ઉઠયો. તેનો પાટો છૂટી ગયો હતો. તેને તેના શરીરનું કે વસ્ત્રનું ભાન ન હતું. તેણે માનનો પાલવ ઝાલ્યો અને માનને પોતાના ખોળામાં લીધી. માન નીચું જોઇ રહી. તેણે પોતાના હાથે છાતી પરનું વસ્ત્ર સંકોરવા પ્રયત્ન કર્યો પણ ભારતે તેને તેમ

કરવા ન દીધું. આમ વણબોલી તે કેટલીયે ક્ષણ તેના ખોળામાં બેસી રહી. થોડે સમયે માનિની ભારતના બાહુમાંથી છટકી અને નીચું જોતી તેમજ હસતી હસતી ખંડ છોડી ગઇ. તેનો અહંકારી આત્મા જો કે ઘવાયો, પણ આ ઘાથી તેને ઉલટો આનંદ થયો. તેના પવિત્ર હૃદયને આ કુાથતાળી જો કે ન રૂચી પણ વિચાર કરતાં તેને આમાં કાંઈ અયોગ્ય ન લાગ્યું.. ઘણા દિવસથી ઝુરતું હૃદય, ઉપકારનો બદલો ઉપકારથી વાળવાની ઈચ્છાવાળું હૃદય આજે શાન્ત થયું. માને આજે જીવનમાં કંઇક દિવ્ય આનંદ અનુભવ્યો. મર્દાનગીના ખેલમાં તેમજ સિંહ અને વાઘના શિકારમાં મળ્યો નહોતો તેવો દિવ્ય ને અલૌકિક આનંદ તેણે આજે ભારતના આલિંગન અને આશ્લેષણમાં અનુભવ્યો.

પોતાની ઇચ્છા પરિપૂર્ણ થઈ હતી, પણ હવે ભારતની સાથે કેવી રીતે જવું તે વિચારે તેને ચિન્તાતુર બનાવી. કાલે સવારે ભારત તેનો મહેલ છોડી જવાનો હતો. તેના પિતા તેને કદાપિ પણ ભવિષ્યમાં ભારતને મળવા દે એમ નહોતું. બલભદ્રસિંહ અતિથિવત્સલ હતો, પણ પોતાની પુત્રીને દુશ્મનના હાથમાં આપે એવો નહોતો. જાન દે પણ કન્યા ન દે એવી તેની માનસિક મોટાઈ હતી. આથી માન ઘણી દુઃખી થતી. ભારતે પોતાનો પ્રેમ વ્યક્ત કર્યો હતો, ને માન ભારતની થઇ ચૂકી હતી. જે યુવતિનું તન અને મન એક પુરૂષને અપાઈ ગયું તેને અન્ય પુરૂષ શા ખપનો ? પણ આ ઘટનાથી બલભદ્રસિંહ અજ્ઞાત હતા. તેને પોતાની પુત્રીની વફાદારી અને પવિત્રતામાં સંપૂર્ણ વિશ્વાસ હતો. પણ તેને ક્યાં ખબર હતી કે દિવ્ય પ્રેમ આગળ પુત્રીઓ માતા પિતાને પણ ગણકારતી નથી? એવા પ્રેમ માટે તેઓ ગરીબાઇ સ્વીકારે છે તેમજ ધન સંપત્તિને ઠોકર મારે છે।

અંતરના પ્રેમની ખાતર સ્ત્રીઓ બધું સ્વાહા કરે છે. તેની ખાતર તેઓ ભિખારણ થવાનું પસંદ કરે છે. તેની ખાતર તેઓ વેચાવા પણ તૈયાર થાય છે. પ્રેમની આગળ તેઓ મૃત્યુની પણ દરકાર કરતી નથી. માને

પણ તેમજ કર્યું. માને તેના પિતાના વિશ્વાસને હસી કાઢયો હતો. તેણે પોતાની ઇચ્છાથી સઘળું કાર્ય કર્યું હતું. તેને આજે એક જ પ્રશ્ન મુંઝવતો હતો અને તે એ કે કેવી રીતે ભારતની સાથે રામપુરાથી ન્હાસી જવું અને તેની સાથે લગ્ન કરી સુખી થવું.

* * * *

રામપુરાની પાસે એક ન્હાનું ગામ હતું. ત્યાંના બે ભાઇઓ જે જાગીરદારો હતા તે મૃત્યુ પામ્યા હતા. તેમના વારસા સબંધી હક્ક વિષે તેમની વિધવા સ્ત્રીઓ લડી રહી હતી. બલભદ્રસિંહ રામપુરાના એક પ્રતિષ્ઠિત તેમજ વજનદાર પુરુષ હતા. આથી આ કજીઆનો અંત આણવા તેમને આજે ખાસ ત્યાં બોલાવવામાં આવ્યા હતા. આજ સવારથી તેઓ ત્યાં ગયા હતા, એટલે તેમના મહેલમાં ભારતસિંહ, માનિની અને દાસદાસીઓ સિવાય અન્ય કોઇ નહોતું.

માનમાં બલભદ્રસિંહને સંપૂર્ણ વિશ્વાસ તેમજ શ્રદ્ધા હતી, એટલે તેને શંકાશીલ થવાનું કાંઇ પણ કારણ નહોતું.

આજે ભારતની છેલ્લી રાત્રિ બલભદ્રસિંહના મહેલમાં હતી. તે પલંગ પર સુઇ પાસાં બદલી રહ્યો હતો. નિદ્રા તેની વેરણ થઈ હતી. તેનો ઘા રુઝી ગયો હતો, પણ તેને તનની કે મનની જરા પણ શાન્તિ નહોતી. માને તેના ચિત્તને ચકડોળે ચઢાવ્યું હતું. તેની ચિન્તા બે પ્રકારની હતીઃ એક તો માનનો વિયોગ અને બીજી માનને મેળવવાની નિષ્ફળતા.

જગતમાં પ્રેમ સુસાધ્ય નથી અને આથી જ તેનું આટલું બધું મહત્વ છે, આકર્ષણ છે. જો ઇચ્છા તેમજ કલ્પના માત્રથી જ પ્રેમ સુસાધ્ય હોત તો અનેક કવિઓએ જે કલ્પનાશક્તિ દોડાવી છે તે કલ્પના દોડી નહોત ! તે વિચારસમૃદ્ધિ નહોત ! !

પ્રેમ મેળવવા મનુષ્યોને ઘણા અવરોધોને ઓળંગવા પડે છે. તેમને મનુષ્યજીવનની ભારેમાં ભારે કસોટીમાંથી પસાર થવું પડે છે.

સીતાજીનો પ્રેમ મેળવવા માટે રામચંદ્રજીના પ્રયત્નો, દ્રૌપદી મેળવવા માટે અર્જુનના પ્રયત્નો, રૂક્મિણી મેળવવા માટે શ્રી કૃષ્ણચંદ્રના પ્રયત્નો, ઉર્વશી મેળવવા માટે પુરૂરવાના પ્રયત્નો, દમયંતી મેળવવા માટે નળના પ્રયત્નો, શકુન્તલા માટે દુષ્યન્તના પ્રયત્નો, સંયોગિતા મેળવવા માટે પૃથુરાજના પ્રયત્નો આવા જ અવરોધોથી ભરપુર હતા. પોતાના પ્રેમપાત્રને મેળવવા માટે આ દરેક મહારથીને પ્રેમની બારીક કસોટીમાંથી પસાર થવું પડયું હતું.

કુમાર ભારતસિંહને પણ પોતાની માન મેળવવા માટે કૈંક આવી જ કઠોર તેમજ ઉગ્ર કસોટીમાંથી પસાર થવાનું હતું. માન મેળવવી એ આપણે ધારીએ તેટલું સહેલું નહોતું. તે માનને માટે મરી ફિટતો, પણ માનને મેળવવી અને મૃત્યુના મુખમાં જવું એ બરોબર હતું.

આ સમયે માન વ્યગ્રચિત્તે તેમજ ઉતાવળે પગલે ભારતસિંહના ખંડમાં દાખલ થઈ, અને તેના પર્યંકપર જઈ બેઠી. તેના આવતાં જ ભારત પલંગમાં જ બેઠો થયો અને નયને નયનથી આવકાર આપ્યો. માનને જોતાં ભારતની આંખમાં સ્નેહનાં અશ્રુ સર્યાં. બન્નેએ પોતપોતાનો પ્રેમ અશ્રુથી દર્શાવ્યો. બન્નેએ એકમેકને આલિંગન દીધાં; તેઓ એકમેકને ભેટી સુઇ રહ્યાં.

જ્યારે આ આલિંગનથી તેમને શાન્તિ થઇ ત્યારે જ ભારતે તેને બાહુમાંથી મુક્ત કરી. ભારતે પોતાના મસ્તકની લટો સમારી; માને પોતાનું અસ્તવ્યસ્ત થયેલું વસ્ત્ર સમાર્યું. તેણે પોતાના વાળ સમા કર્યા અને ધીમેથી પોતાના કોમળ હાથવતી ભારતનો પાટો જોયો. તેનો ઘા તદ્દન રૂઝાઈ ગયેલો જાણી તેને અત્યન્ત આનંદ થયો.

આજે માનનું યૌવન ઉછાળા મારતું હતું. તેના અંગે અંગમાં મદનની મસ્તી હતી. તેની આંખમાં ઘેન હતું. તેને યૌવનનો નિશો ચઢયો હતો. તેના જોવામાં અને બોલવામાં ઇશ્કની બીમારી હતી.

તેનું સૌન્દર્ય ભલભલાને ભાન ભૂલાવે એવું હતું. તેનું મુખ ચંદ્રમા જેવું નિર્મળ હતું અને તેમાંથી કોક કોક વાર મિઠું હાસ્ય નીતરતું. આ હાસ્યસુધાથી ભારતને અદ્‌ભુત પ્રેરણા મળતી.

તેને એક જ દુઃખ હતું અને તે ભારતનો વિયોગ. તેની દેહકાન્તિ હર્ષ ને શોકની દ્વિધા છાયાથી ઘણી આકર્ષક લાગતી. તેનું શરીર અંગકસરતથી મજબુત થયું હતું; એથી જ તેનું યૌવન જોનારના ચિત્તને ચકડોળે ચઢાવે એવું હતું. માનની દેહકાન્તિ, તેની વિશાળ જંઘા, કોમળ કટિમેખલા, ખીલતી છાતી, નાકની દિવ્ય દાંડી, તેનો કાળો કેશકલાપ, જોતાં યોગીઓ યોગભ્રષ્ટ થતા, ગૃહસ્થો વગેરે ગૃહસ્થાશ્રમધર્મથી ચલિત થતા, કવિઓ કામનાં ઉડ્ડયનોમાં વિહાર કરતા, નાટયકારો અદ્‌ભુત પ્રેરણા મેળવતા અને કલાકારો તેમાં જ પોતાનું જીવનસાફલ્ય માનતા.

માનિની માત્ર સૌન્દર્યવતી જ નહોતી. તેની વાત કરવાની કળા પણ અદ્‌ભુત હતી, તેની પ્રેમ વ્યક્ત કરવાની કળા પણ આકર્ષક હતી. એથી દરેકને તે ઘેલી કરી મુકતી. માનનું સૌન્દર્ય ભારતને માટે વધુ પડતું હતું. તેના સૌન્દર્યે, શૌર્યે, લાવણ્યે અને તેની વાત કરવાની કળાએ તેને અદ્‌ભુત બનાવી હતી અને આ અદ્‌ભુતતાથી જ તે અજય્ય તેમજ અપ્રાપ્ય હતી.

તેને જોઇ ભારત ત્રણ ત્રણ વાર પોતાનું ભાન ભૂલ્યો હતો. આજે માન પ્રથમથી જ દૂર બેઠી. તે પલંગપર ન બેસતાં પાસેના ઢોલીયા પર બેઠી અને શરમની મારી નીચું જોઇ રહી.

ભારતે તેને પોતાની કરી લીધી હતી. માનની પાસે જે દિવ્ય અને અમૂલ્ય હતું તે સર્વેનો ભારત માલીક થઈ બેઠો હતો. અહંકારી માન આજે પ્રેમસાગરમાં ડુબકી મારી સુગ્ધા થઈ હતી.

કોઇ પણ જાતના ધાર્મિક સંસ્કાર તેમજ વ્યવહાર વિધિ વિના ભારતે તેની સાથે જો કે અણઘટતી છુટ લીધી હતી, પણ માનને

તેની દરકાર નહોતી. પોતાના દિવ્ય પ્રેમ આગળ તેને ન્હોતો જોઇતો સંસ્કાર કે ન્હોતો જોઇતો વ્યવહાર. તે વ્યક્ત કરવામાં તેને ન્હોતી નડી લોકલજ્જા કે ન્હોતી નડી દાસદાસીઓની મર્મભાષી ટીકા. તેને ન્હોતી જોઇતી તેના પિતાની આજ્ઞા કે ન્હોતી જોઇતી સમવયસ્ક સાહેલડીઓની સંમતિ !

ભારતને તેણે પોતાના જીવનનો આદર્શ માન્યો હતો. તે આદર્શ પાછળ ગાંડીઘેલી થઇ હતી. તે આદર્શે તેને મુગ્ધ બનાવી હતી. તે આદર્શ સાધવ માટે તે પોતાનું સર્વસ્વ સ્વાહા કરવા તૈયાર હતી. આથી જ તેણે ભારતને મનમાનતી છુટ લેવા દીધી હતી.

આજે તેને અને ભારતને એક જ પ્રશ્ન મુંઝવતો હતો, અને એ પ્રશ્ન તેમને માટે ઘણો ગંભીર તેમજ જવાબદારીભર્યો હતો. એ પ્રશ્નના સંપૂર્ણ ઉકેલપરજ તેમની જીવનદોરી આધાર રાખી રહી હતી. આજે તેઓને આમ નિર્દોષ રસ લુંટયે ઝાઝો સમય પાલવે તેમ નહોતું. કાલે તેઓ છૂટાં પડવાનાં હતાં. કાલે તેમના દિવ્ય પ્રેમી જીવનનો વિયોગ થવાનો હતો. આથી તેઓની ચિન્તા વધતી જતી હતી. તેમના હૃદયમાં ભારે ગડમથલ જામી હતી. હવે આ પ્રશ્નનો કેમ નિર્ણય લાવવો તે જ વિચાર તેમને મુંઝવી રહ્યો હતો.

બન્ને અનેક વિચારતરંગમાં ઝોલાં ખાવા લાગ્યાં. બન્ને ઘડીભર શાન્ત રહ્યાં. બન્નેની દ્રષ્ટોદ્રષ્ટ મળી પણ કોઇ બોલી શક્યું નહિ. આખરે માનનું અધીરૂં હૈયું વધુ વખત સહનશીલતા રાખી શક્યું નહિ. તેની ધીરજ ખૂટી. તે ભારતના પલંગપર જઇ બેઠી અને તેને ગળે હાથ નાખી કહેવા લાગી :

"હું તો ઝુરૂં તમ્હારે કાજ, હસીને બોલાવોને રાજ !"

આ સાંભળી ભારત હસ્યો, હસાય તેટલું હસ્યો. તેના હાસ્યથી માનને ઉમળકો આવ્યો. તે નીચું જોઇ રહી. ભારતે ફરીથી મીટ માંડી. ટટાર થયો. તેણે માનનો હાથ પોતાના હાથમાં લીધો અને માને બીજો હાથ તેના ગળામાં નાંખ્યો.

"માન!"

"દેવ!"

"તમ્હો આટલાંબધાં અદ્‌ભુત છો એ તો મ્હેં આજેજ જાણ્યું!"

"હા, પણ એ જાણવાને તમ્હોને આજ સુધી અવકાશ જ ક્યાં હતો?"

"માન! ત્હારા વિના મ્હને કેમ ગમશે?"

"પણ દેવ! હું તો તમ્હારા વિના મરી જઇશ!"

"માન! કાલે તો હું ત્હારો મહેલ છોડીને જઇશ."

"તો મ્હારી શી વલે થશે?"

"તમ્હો ચિંતા કરશો નહિ. ઇશ્વર સૌ સારાં વાનાં કરશે."

"દેવ! તમ્હારા વિના મ્હને અહિંઆ એક ક્ષણ પણ હવે ચેન પડશે નહિ. આ રામપુરાનું નાનું ગામ મ્હને તમ્હારા સંસર્ગમાં ઇન્દ્રપ્રસ્થ કરતાં પણ સુખદાયી લાગે છે. આ કોકિલાનો મિઠ્ઠો ટહુકાર મ્હને તમ્હારી સોબતમાં કર્ણપ્રિય લાગે છે. આ ચાંદનીનો પ્રકાશ મ્હને અજબ આહ્‌લાદ આપે છે. આ નદીનો ઘુઘવાટ મ્હારા હૃદયને શાંતિ આપે છે. આ નીલઘેરૂ આકાશ, આ સુરજ, આ ચંદ્રમા અને આ તારાવૃન્દ મ્હને અજબ પ્રેરણા આપે છે. આ વિશાળ ખંડ, આ માયાળુ દાસીવૃંદ, આ હરણનાં ન્હાનાં બચ્ચાંઓ, આ લાડકવાયો પોપટ, આ પાળેલો મોર, આ નિર્દોષ બિલાડી, આ મ્હોંએ ચઢાવેલું સારસ જોડલું: એ બધાં મ્હને તમ્હારા સંસર્ગમાં અજબ પ્રેરણા આપે છે. મ્હને ગાંડીઘેલી કરી મુકે છે. પણ દેવ! તમ્હારા જતાં આ સર્વે મ્હને......નિરાશ...... નિરુત્સાહી......કરશે! અરે મ્હારૂં જીવન નિરસ, શુષ્ક થઈ જશે! હું રીબાઇ રીબાઇને, ઝુરી ઝુરીને મરીશ. કોણ જાણે મ્હારૂં શું યે થશે. તમ્હારા જવા પછીથી મ્હારા ભવિષ્યની કલ્પના પણ થઇ શકતી નથી. દેવ! તમ્હો સખ્ત ન થાઓ. દયા કરો, આ નિર્દોષ માન

પર દયા કરો. તમ્હારો જવાનો વિચાર માંડી વાળો. તમ્હારો વિયોગ મ્હારો અંત આણશે."

"માન! હું કહું છું કે ગભરાશો નહિ. ઈશ્વર સૌ સારાં વાનાં કરશે!"

"દેવ! હું ઈશ્વરમાં માનતી નથી. મ્હારો ભારત જ મ્હારો ઈશ્વર-મ્હારો દેવ. કહો, કહો, તમો મને કયારે આ આપત્તિમાંથી મુક્ત કરશો? મ્હારા પિતાના ત્રાસથી ડરીને એમની આગળ આપણા પ્રેમ સંબંધે એક શબ્દ પણ મ્હારાથી ઉચ્ચારી શકાય એમ નથી, તો એમની આજ્ઞા મેળવવાની તો વાત જ શી કરવી? અને જો તે ઉચ્ચારૂં તો મરણના જોખમે. તો કહો, આપણે કયાં અને કયારે મળીશું?"

"ત્હારે વધુ દિવસ હવે ઝુરવું નહિ પડે!"

"પણ તેની ખાત્રી શી?"

"ભારતસિંહનો બોલ!"

"પણ આ અધીરૂં થયેલું હૃદય એવા બોલમાં વિશ્વાસ મૂકતાં અચકાય છે."

"રાજપૂતોને કદી વિશ્વાસઘાત કરતા સાંભળ્યા છે?"

"હા! એ બધું ખરૂં છે, પણ મ્હારૂં અધીરૂં હૃદય ચિન્તાતુર થાય છે. તમ્હારામાં મ્હને વિશ્વાસ છે, પણ એ વિશ્વાસ સફળ થાય ત્યારે ખરો!"

"માન! ત્હારી બાબતમાં તું મ્હારા તરફની વિશ્વાસઘાતની કલ્પના કરે છે? ત્હારૂં જીવન મ્હારા કરતાં મ્હને વધારે પ્રિય છે! મ્હારૂં જીવન ત્હારા જીવનપર ટકી રહ્યું છે. ત્હને સુખી કરવામાં જ મ્હારૂં સુખ સમાયેલું છે. ત્હને દુઃખમાં રાખી હવે હું સુખમાં રહી શકું નહિ. ત્હારા માટે મ્હારૂં હૃદય વિશેષ અધીરૂં બન્યું છે, પણ આજની સ્થિતિ ધ્યાનમાં રાખ. હું ફરીથી કહું છું કે દેવી! ધીરજ ધરો! મ્હારા શબ્દોમાં વિશ્વાસ રાખો. હું તમ્હોને નિરાશ કદી નહિ કરૂં!"

" હું વિશ્વાસ નથી રાખી શકતી. દેવ ! હું એક ઉપાય સૂચવું છું. મ્હારા પિતા આજે બહાર ગયા છે. આ મહેલમાં આજે આપણને રોકે એવું કોઇ નથી. મ્હારા પિતાજી પાછા આવે તે પહેલાં આપણે રામપુરા છોડી ચાલ્યાં જઈએ. ઘોડીઓ ઘોડારમાં તૈયાર છે. હું કહું છું કે મ્હને તમ્હો સાથે લઈ લ્યો. પછી કોઇની તાકાત નથી કે તે આપણો વાળ સરખો વાંકો કરી શકે. આ મુશ્કેલીમાંથી ઉગરવાનો આ એકજ ઉપાય છે. આવી સોનેરી તક ફરી ફરીને મળવી મુશ્કેલ છે, તો મ્હારૂં કહ્યું માનો ! "

" માન ! માન ! તું હજુ નાદાન છે, અવિચારી છે. ત્હારા બોલવામાં પ્રમાદ થાય છે. ત્હારૂં અધીરૂં તેમજ પ્રેમભીનું હૃદય ત્હારી પાસે આમ બોલાવે છે એ સ્વાભાવિક છે. પણ દેવી ! ત્હારી આ સૂચનાનો અમલ મ્હારાથી આજે થાય એમ નથી. દેવી ! જ્યારે હું લોહીલુહાણ સ્થિતિમાં જંગલમાં પડયો હતો અને તમ્હો મ્હારા મસ્તકે હાથ ફેરવી રહ્યાં હતાં ત્યારે તમ્હારા પિતાજીએ આવી મ્હને આશ્વાસન આપ્યું. હું તેમનો શત્રુ હોવા છતાં પણ તેમણે એ વાત ગણકારી નહિ ને મ્હને પાલખીમાં સુવાડી અહિં લઇ આવ્યા. એક પુત્ર તરીકે મ્હને રાખ્યો, પોતાની દેવ સમી દુહીતાને મ્હારી સારવારમાં રોકી, પોતે દરેક બાબતની મ્હારી સંભાળ રાખી, તેમજ મ્હને જરા પણ દુઃખ ન પડવા દીધું. મ્હારા ઘા રૂઝાયા જાણી તેમને અત્યંત આનંદ થયો, અને મ્હારી સ્થિતિ આજે સારી હોવાથી જ તેઓ બીજે કામે ગયા છે એ તું જાણે છે, તો દેવી ! ત્હારા પિતાએ મ્હારાપર જે ઉપકાર દર્શાવ્યો તેનો બદલો હું આમ અપકારથી વાળું ? ત્હારા પિતાનું લૂણ ખાઈ હું તેનો નિમકહરામ થાઉં ? ત્હારા પિતાના વિશ્વાસ અને શ્રદ્ધાનો હું દુરૂપયોગ કરૂં ? હું શુદ્ધ રાજપૂત છું. જોકે ત્હારે માટે હું અધીરો બન્યો છું, પણ આજે એ કૃતઘ્નતા મ્હારાથી ન દર્શાવાય. પ્રસંગ આવ્યે જોઈ લેશું. ત્હને જો મ્હારે ઉપાડી જવી હશે તો ત્હારા

પિતાના દેખતાં ત્હને ઉપાડી જઇશ. આ ભારતમાં તેટલું શૌર્ય છે. પણ ત્હારા પિતાની ગેરહાજરીનો લાભ લઇ ત્હને આ અંધારી રાત્રિએ લઈ જવામાં હું ન્હાનમ માનું છું. ત્હારી અધીરાઇ હું સમજું છું; પણ એ અધીરાઇને દૂર કરવામાં જ આજે આપણું ગૌરવ છે. તમ્હો પધારો ! દેવી ! રાત્રિ ઘણી વીતી ગઇ છે. તમ્હો મ્હારા શબ્દોમાં વિશ્વાસ રાખો. મ્હને કાલે સુખેથી વિદાય દેજો. ભારતનાં વાકયોમાં વિશ્વાસ રાખો !"

"પ્રભુ ! જો તમ્હો મ્હને તરછોડશો તો આ માનભંગ માનિની-ને માટે જીવનમાં મરણ વિના એકે આરો નથી. તમ્હોને આપેલું હૃદય બીજાને માટે નિરૂપયોગી છે. તમ્હારો બોલ પાળજો અને આ નિરા-ધાર તેમજ કમનસીબ રાજપૂતાણીની ઇજ્જત રાખજો. મ્હારી સ્થિતિ અને સંજોગો ધ્યાનમાં રાખીને વર્તજો. તમ્હો સમજુ છો એટલે વધુ શું કહું ! આજે મ્હારૂં હૈયું મ્હારા હાથમાં નથી. નાથ ! હવે એકજ ચુંબન ! પછી આપણે થોડા દિવસો માટે છુટાં !"

"દેવી ! તમ્હારો પ્રેમ મને ગાંડોઘેલો કરે છે. આવો, આવો ! એક ચુંબનથી જો ત્હમને મ્હારામાં વિશ્વાસ ઉત્પન્ન થતો હોય તો એક શું પણ હજાર ચુંબનો આપવાને આ ભારત તૈયાર છે. દેવી ! ત્હને આલિંગન સાથે ચુંબન આપતાં મ્હને સ્વર્ગીય આનંદ થાય છે."

"દેવ ! તમારા ચુંબન અને આલિંગનથી મને વિશ્વાસ ઉત્પન્ન થયો છે. મારો પ્રભુ મને તરછોડશે નહિં એવી મને ખાત્રી થઈ છે. દેવ ! બોલ્યા તેવું પાળજો, અને આ આપની થયેલી દુઃખી માનને કોઇ દિવસે સુખનો સૂરજ દેખાડજો !"

"માન ! કોઇક આવ્યાનો અવાજ સંભળાય છે."

"કોણ ! કોણ ! દેવ !"

"કોઈ બારણું ઠોકે છે."

"ખબરદાર કોણ છે ?" માને કહ્યું.

" કોણ હઠ કરે છે ? હઠીલી છોકરી, બારણું ખોલ ! " બલભદ્રસિંહે વિકરાળ અવાજે બહારથી પડકાર કર્યો.

બલભદ્રસિંહનો અવાજ સાંભળી ભારતે માનને મુક્ત કરી. માન વસ્ત્ર સંકોરતી પલંગમાંથી નીચે ઉતરી. તેના વાળ અસ્તવ્યસ્ત થયા હતા તે તેણે પ્રથમ સમા કર્યા. તેણે તેના વસ્ત્રનો છેડો જે છાતી પરથી ખસી ગયો હતો તે સરખો કર્યો, અને જાણે કાંઈ બન્યું જ ન હોય તેમ દેખાવ કરતી બારણું ખોલવા ચાલી. ભારત જાણે સુતો હોય તેવો દંભ કરી પાસું ફેરવી સુઈ રહ્યો.

" પધારો પિતાજી ! આજે આટલુંબધું મોડું કેમ થયું ? " માને પ્રશ્ન કર્યો.

" બેટા, આટલી મોડી રાત સુધી જાગવાનું કાંઈ કારણ ? " બલભદ્રસિંહે સામો પ્રશ્ન કર્યો.

" પિતાજી, કુમાર ભારતસિંહનો ઘા હવે તદ્દન રૂઝાઈ ગયો છે. એ કાલે સવારે આપણો મહેલ છોડી જનાર છે ! "

" આપણે આપણો અતિથિધર્મ બજાવ્યો છે, બેટા ! "

" હા, પિતાજી ! રાજપૂતોને એના કરતાં વિશેષ પ્રિય શું હોય ? આપણા માટે આ ગર્વનો વિષય છે. "

" બેટા, મોડીરાત થઇ છે તો હવે નિરાંતે નિદ્રા લ્યો. " માન પ્રફુલ્લ ચિત્તે ખંડ છોડી ગઈ.

" બેટા ભારતસિંહ, તને આરામ થયો જાણી હું સંતોષ પામ્યો છું ! " બલભદ્રસિંહે ભારતસિંહના શરીર પર હાથ ફેરવતાં કહ્યું.

" હા, તમારી પુત્રીની સેવાસુશ્રુષાથી, આગતાસ્વાગતાથી અને વ્હાલભર્યા વર્તનથી હું હવે સાજો થયો છું. તમોએ મને જીવતદાન આપ્યું છે, તે માટે તમારો મોટો ઉપકાર માનું છું. " ભારતે ગદગદ કંઠે જવાબ આપ્યો.

" હવે સુખેથી નિદ્રા લ્યો." કહી બલભદ્રસિંહ ખંડ છોડી ગયા.

આખા દિવસના શ્રમથી ઠાકુર બલભદ્રસિંહ તો તરત જ ધસધસાટ ઉંઘી ગયા, પણ તે અંતિમ રાત્રિએ ન આવી ઉંઘ માનને કે ન આવી ઉંઘ ભારતને. બન્નેએ અનેક પ્રકારના કલ્પનાનાં ઉડયનોમાં વિહાર કરતાં પાસાં ફેરવી રાત્રી પસાર કરી.

સવાર પડતાં ઠાકુર બલભદ્રસિંહે ઘણા માન સહિત ભારતસિંહને વિદાય કર્યો. ભારત પિતાપુત્રીનો ઉપકાર માની રામપુરાનો મહેલ છોડી પોતાને ત્યાં ગયો.

( ૫ )

આ ઘટના થયાને ત્રણ માસ વીતી ગયા હતા. માનની પ્રકૃતિ ઉત્તરોત્તર અસ્વસ્થ થતી જતી હતી. તેની આગાહી ખરી પડતી હતી. તેનું જીવન નિરાશ થઇ ગયું હતું. તે પરાણે જીવન જીવી રહી હતી.

આ જ અરસામાં ભારતસિંહે પોતાના પુરોહિત દ્વારા માનના હાથની માગણી કરી. આ માગણીથી ઠાકુર બલભદ્રસિંહના અભિમાની આત્માને સખત ઘા થયો. તેનું માથું ક્રોધ, તિરસ્કાર અને ધિક્કારથી ફરી ગયું. તેની આંખો લાલચોળ થઈ ગઇ. તેને શરીરે રોમાંચ થયો. તેના કપાળે કરચલીઓ વળી. આખે દીલે પરસેવાની રેબઝેબ થઇ. તેનો જમણો હાથ ફરકવા લાગ્યો. પુરોહિતનું તેણે હડહડતું અપમાન કર્યું ને તેને ધિક્કારથી તેણે રવાના કર્યો. તે જે કાગળ લાવ્યો હતો તે પણ તેણે તેની દેખતાં જ ફાડી નાંખ્યો. તેણે ભારતની માંગણીને તુચ્છકારી કાઢી. તેના ગૌરવને આથી હાની થઇ છે એમ તેને લાગ્યું. તેના સ્વાભિમાન પર આથી ભારે ફટકો પડયો હોય એમ તેને જણાયું. આ અપમાન તે ક્ષણ પણ સહી શક્યો નહિ. તે મનમાં જ વિચારવા લાગ્યો :

" લોહીલુહાણ અવસ્થામાં પડેલા એ છોકરાને મેં ઉદાર દીલથી મારા મહેલમાં રાખ્યો, એની જીવ સાટે સેવા કરી, એને સાજોતાજો

કર્યો. એ દુશ્મન છે એનો ક્ષણ માત્ર પણ વિચાર ન કરતાં એનું પુત્રની પેઠે લાલનપાલન કર્યું. ત્યારે શું આ બધા ઉપકારનો બદલો એ આમ અપકારમાં વાળે છે? મારા પ્રાણથી પણ વ્હાલી દીકરીના હાથની માગણી કરી મારૂં અપમાન કરે છે? મારી ગેરહાજરીનો લાભ લઇ મારી પુત્રીને ફોસલાવી તેણે તેનું હૃદય હરી લીધું. શું તેથીયે સંતોષ ન પામતાં મારા અભિમાનનો અંત આણવા તેમજ મારી જાતિને લાંછન લગાડવા આવું અપમાન કરે છે? એની નીચતા, કૃતઘ્નતા તેમજ નીમકહરામીની પણ હદ આવી છે. હું જોઉં છું કે એ હવે પોતાની ઇચ્છા કેવી રીતે સફળ કરે છે!"

બલભદ્રસિંહને આ વિચારે ઘણો મુંઝવ્યો. તે દાંત પીસવા લાગ્યો. તેને શાન્તિ ન વળતાં તે પોતાના વાળ ખેંચવા લાગ્યો. તે વિચાર કરતો કરતો આખરે પોતાની પુત્રી માનના ખંડમાં ગયો.

માન પોતાના ખંડમાં એકલી અસ્વસ્થ ચિત્તે સુતી હતી. તેના હૃદયને જરા પણ શાન્તિ ન હતી. તેના પિતાની મુખાકૃતિ પરથી જ તે પિતાની મનોભાવના સમજી ગઈ. તે તરત જ પલંગમાંથી બેઠી થઇ. બલભદ્રસિંહ માનની પાસે ગયો. તેણે કહ્યું:

"બેટા! તારા પિતાના સ્વાભિમાનની ખાતર, તારા હાડા વંશના ગૌરવ અને ઇજ્જતની ખાતર એ કૃતઘ્ન કુલાંગારને તું ભુલી જા!"

"પિતાજી! હું બધું ભૂલી જાઉં. તમ્હે કહો તો હું મ્હને પોતાને પણ ભૂલી જાઉં, પણ ભારતસિંહને હું કદાપિ પણ ભૂલી નહિં શકું. એણે મ્હને જીવતદાન દીધું છે. એણે મ્હારા નિરસ જીવનમાં અદ્‌ભુત પ્રેમ રસ રેડયો છે, મ્હારા નિરાશાવાદી જીવનને એણે આશાવાદી બનાવ્યું છે. હું જીવનની દિશા ભૂલી હતી પણ એણે મ્હને સન્માર્ગે વાળી છે. મર્દાનગીના અને શીકારના ખેલો સ્ત્રીઓ માટે નથી પણ સ્ત્રીઓ માટે તો સ્નેહના ખેલો ખેલવાના છે. સ્ત્રીઓને સ્નેહસમરાંગણમાં જંપલાવવાનું છે, એ પ્રથમ શીખવનાર મ્હને એ જ છે. પિતાજી!

એ રાજપૂતે મ્હને જીવતદાન આપ્યું છે. મ્હારા જીવનમાં નૂતન પ્રેરણા રેડી છે. એના વડે જ હું જીવી રહી છું, તો હવે એ અલૌકિક વ્યક્તિને હું કેમ ભૂલી શકું? પિતાજી! કહો, કહો, એણે તમ્હારૂં શું બગાડયું છે?"

"શું કહે છે બેટા? એણે મ્હારૂં કાંઈ બગાડયું નથી? એણે તો મ્હને પાયમાલ કર્યો છે. એણે મ્હારી ઇજ્જતના કાંકરા કર્યા છે. મ્હારી એકોતેર પેઢીને લજાવી છે. મ્હારા જાતિ-ભાઇઓ આગળ મ્હારી ઠેકડી કરી છે. આ હડહડતા શત્રુ અને કૃતઘ્ન રાજપૂતને હું શું હું મ્હારા જામાતૃ તરીકે સ્વીકારૂં? બેટા! તું હજી નાદાન છે. ત્હને સ્વાભિમાન તેમજ પ્રતિષ્ઠાનું ભાન નથી, તેમાં જ તું આમ આંકુઘેલું બોલે છે. બેટા! એની આ અધમ માગણીનો વિચાર જ મ્હને મરણ સમાન લાગે છે. મ્હારા શરીરના કટકા કરે છે. આ સાંભળતાં જ હું કેમ મરી ન ગયો? મ્હારા મૃત્યુ પછી મ્હારૂં તેમજ મ્હારી પુત્રીનું ગમે તે થાત તો ત્હેની મ્હને પરવા નહોતી. પણ મ્હારા જીવતાં આ અપમાન, આ લાંછન હું કદાપિ સહન કરી નહિ શકીશ. બેટા! ત્હારા પિતાને જો ત્હારે જીવતો જોવો હોય, ત્હારા પિતાને જો ત્હારે સુખી કરવો હોય, તેમજ ત્હારા પિતાને જો તું શુદ્ધ ચિત્તથી ચ્હાતી હોય તો એ કૃતઘ્ન, કુલાંગાર રાજપૂતને તું ભૂલી જા!"

"પિતાજી! એ રાજપૂતે મ્હને ત્રણ ત્રણ વાર બચાવી છે. એક વખત સિંહના મુખમાંથી, બીજી વખત ગુંચવણભર્યા તેમજ નિરાશાવાદી જીવનમાંથી અને ત્રીજી વખત હું જીવનની દીશા ભૂલેલી હતી તેમાંથી. એણે મ્હારૂં જ્યાં ત્યાં ભલું જ વાંચ્છયું છે. તો જીવનભરના એ ઉપકારીને હું કેમ ભૂલું? આવા ઉપકારનો યોગ્ય બદલો ઉપકારથી વાળવો એ રાજપૂત રમણીઓનો કુળધર્મ છે. પિતાજી! મ્હારી પાસે એ ઉપકાર વાળવાનાં બીજા કાંઇ સાધનો નથી એટલે એ ઉપકારનો બદલો મ્હેં હૃદયના દાનથી વાળ્યો છે. હું એની થઇ ચુકી છું. મ્હારા પવિત્ર હૃદયમાં એ અચળ થયા છે!!"

" બેટા ! ત્હને એણે સિંહના મુખમાંથી બચાવી છે તો ત્હેં એને લુંટારાઓના ત્રાસમાંથી બચાવ્યો છે. એ રીતે ઉપકારનો બદલો ત્હેં ઉપકારથી વાળી દીધો છે. ત્હારી ફરજ ત્હેં બજાવી છે, તો હજુ પણ તું એને ભૂલી જા ! "

" ઉપકારનો બદલો ઉપકારથી વાળવો એમાં કાંઇ મ્હોટપ કે વિશેષતા નથી; એ તો જગતમાં સૌ કોઇ કરે છે. પણ મ્હારા મનથી તો એ અલૌકિક છે, એટલે એમનો ઉપકાર મ્હારાથી હૃદયદાન સિવાય વાળી શકાય તેમ નથી. આથી જ હું મ્હારૂં દીલ અને દેહ એમને આપી ચુકી છું. મ્હારૂં શરીર તમારી સ્હામે ઉભું છે, પણ હૃદય એ રાજપૂત પાસે છે. મ્હારો આત્મા તેના આત્મા સાથે મળી ગયો છે. હૃદય તેના હૃદય સાથે જોડાઇ ગયું છે, તો હવે એને ભૂલવાની વાત શી રીતે કરાય ? પિતાજી ! ખરૂં કહું તો,

देह भावेन दासोऽस्मि । जीवभावे त्वदंशकः ॥
आत्मभावे त्वमेवाऽहम् । अद्वैतभावयोस्तथा ॥ १

એ મ્હારા વ્હાલાની સાથે તન્મય થઇ જવા સારૂ, એકતા અનુભવવા સારૂ, પ્રેમસમુદ્રમાં ન્હાઈ પવિત્ર થવા સારૂ, સંસારમાં સ્વર્ગ ભોગવવા સારૂ, જીન્દગીની સાર્થકતા કરવા સારૂ હું એ રાજપૂતની દાસી થઈ ચૂકી છું. જીવરૂપે તેનો અંશ છું અને આત્મારૂપે અમે બન્ને એકજ છીએ. "

" બેટા ! ત્હારી ફિલ્સુફી મ્હારે નથી સાંભળવી. હું કહું છું કે ત્હારા પિતાના એ હડહડતા શત્રુને તું ભૂલી જા ! "

" પિતાજી ! એ વૃક્ષ છે, હું વેલી છું. એ વૃક્ષને વીંટાયે જ આ વેલી ફળશે. જો વૃક્ષને ઉછેદવામાં આવશે અગર વેલીને વૃક્ષનો આધાર નહિં મળે તો એ વૃક્ષ તો કદાચ ટકી રહેશે, પણ આ પરાવલંબિની વેલી વણમોતે કરમાઇ જશે. પિતાજી ! એ રાજ-

પૂતનામાં શું નથી ? એનામાં શૌર્ય છે, સાહસ છે, શક્તિ છે, પ્રેમ છે, સ્વાભિમાન છે, તેમજ નારિપ્રતિષ્ઠાની ઉચ્ચ ભાવના છે. એ ઉદાર છે, આનંદી છે, મિત્ર તરીકે એ પૂજ્ય છે, અને શત્રુ તરીકે ભયંકર છે. સિંહની આગળ એ ભયંકર બને છે, પણ મ્હારી જેવી યુવતિઓ-આગળ એ ગરીબ ગાય જેવો થઈ જાય છે. તો તમ્હે શા માટે મ્હને એને ભૂલી જવાનું કહો છો ? હું તમ્હારો આશય જ સમજી શકતી નથી."

"બેટા ! એનામાં કદાચ બધું હશે, પણ એ મ્હારો વંશપરંપરાનો દુશ્મન છે. રાઠોડો અને હાડાઓ વચ્ચે આજ પાંચ પાંચ પેઢીઓ થયાં વૈરભાવ ચાલતો આવ્યો છે, તો મ્હારી ફરજ છે કે મ્હારે એ વૈરભાવને ચાલુ રાખવો. બેટા ! તું ત્હારી ખોટી જીદ ત્યજી દઈ ત્હારા પિતાની આજ્ઞા માન અને એ રાજપૂતનું વિસ્મરણ કર !"

"પિતાજી ! એ તમ્હારો વૈરી હશે તેથી મ્હને શું ? તમે પણ દિશા ભૂલો છો. તમ્હારા વંશજોના વૈરભાવને તમ્હારે પણ ચાલુ રાખવો એ તમ્હારા જેવા રાજપૂતને શોભારૂપ નથી. ભારતસિંહે તમ્હારૂં કાંઇ પણ બગાડયું નથી. ઉલટું એણે તમ્હારી આ પુત્રીને મોતમાંથી બચાવી છે, તો હજુ પણ વિચાર કરો !"

"હઠીલી છોકરી ! તું ત્હારો છોકરવાદ હજુ પણ છોડતી નથી ? તું મ્હારી આગળ મ્હારા દુશ્મનનાં વખાણ કરતાં શરમાતી નથી ? હું ત્હને જેમ જેમ સીધી રીતે સમજાવીને કહું છું તેમ તેમ તું વધારે બોલતી જાય છે. જેને હું કૃતઘ્ન કહું છું તેને તું ઉપકારી કહે છે. જેને હું કાયર કહું છું તેને તું સાહસિક કહે છે. જેણે મ્હારી પ્રતિષ્ઠાની ખરાબી કરી છે તેની સાથે સ્નેહભાવથી વર્તવા તું મ્હને કહે છે ! નાદાન છોકરી, મ્હને આજ સુધી આશા હતી કે તું ત્હારા વૃદ્ધ પિતાને વૃદ્ધાવસ્થામાં આશ્વાસન આપશે. પણ ત્હારી નીતિથી હું આજે હતાશ થયો છું. આમાં જેટલો વાંક એ રાજપૂતનો નથી તેટલો ત્હારો છે.

જો હજી પણ તું એ કુલાંગારને ભૂલશે નહિં તો નિશ્ચે માનજે કે આ તલવારથી ત્હારા શરીરના હું ટુકડે ટુકડા કરી નાખીશ. ત્હારા મૃતદેહને હું કુતરાં તેમજ ગીધોને ખોરાક તરીકે આપીશ. ત્હારા હાલહવાલ કરીશ. મ્હારે ત્હને ફરી ફરીને કહેવું ન જોઇએ, પણ એટલું ધ્યાનમાં રાખજે કે હાડાવંશના રાજપૂતોને પુત્રી કરતાં પ્રતિષ્ઠા વધારે વ્હાલી છે!"

"ભલે તમ્હો તેમ કરી શકો છો. એ રાજપૂતને હું હૃદયદાન આપી ચૂકી છું. ક્ષત્રિય કન્યાઓ જીવનમાં એકજ વાર હૃદયનાં દાન દે છે, તો ભલે પ્રાણ જાય તો ત્હેની પણ મ્હને હવે પરવા નથી. મ્હારા હાલહવાલ કરો કે મ્હારા શરીરના ટુકડે ટુકડા કરો ત્હોની આ રાજપૂત-કન્યાને જરા પણ પરવા નથી. તમ્હારી દલીલો મ્હારા હૃદયને જરાપણ સંતોશ આપી શકતી નથી. તમ્હો પિતા છો તેટલા અંશે પૂજ્ય છો. પણ ખોટે માર્ગે જનાર પિતાને સત્યદિશા દર્શાવવી એ પુત્રીનો ધર્મ છે. હું સત્ય કહું છું કે આ માન ભારતસિંહને કદાપિ પણ ભૂલશે નહિં!"

માનનો આ નિશ્ચય સાંભળી બગભદ્રસિંહના અભિમાન અને અહંકારમાં વધારો થયો. તેને પોતાની પુત્રી પર તિરસ્કાર આવ્યો. કોઇ પણ પ્રકારે તે ભારતને મળી ન શકે તે માટે તેણે ચાંપતી દેખરેખ રાખવાનો નિશ્ચય કર્યો અને ભારતસિંહ પર વૈર લેવા માટે યોગ્ય તકની રાહ જોતો બેઠો.

(૬)

ઉપલી ઘટના બન્યાને થોડા દિવસો વીતી ગયા. માને ભારતને મળવાનો નિશ્ચય કર્યો હતો, પણ તેનો પિતા તેને જરા પણ છૂટ કે સ્વતંત્રતા આપતો નહિં. બન્નેના જીવનમાં નિરાશાવાદ હતો. એકને અપમાનનું દુઃખ હતું, બીજીને વિયોગનું દુઃખ હતું.

ઘણા દિવસે તેઓ પોતાનું દુઃખ ભૂલવા આજે શિકારે નીકળ્યાં. માને પુરૂષનો વેશ સજ્યો હતો. પુત્રી આગળ અને પિતા પાછળ ચાલતો હતો. જોતજોતામાં તેઓ એક ઘીચ જંગલમાં જઈ પહોંચ્યાં.

મધ્યાહ્નનો સમય થયો હતો. સૂરજ માથે આવ્યો હતો. કોક કોક વાર સિંહ તેમજ વાઘની પ્રચંડ ગર્જના કાને અથડાતી, પણ તેથી તો આ પિતા–પુત્રીને શૂર ચઢતું હતું. તાપ સખત હોવાથી બલભદ્રસિંહ ઘોડા પરથી ઉતરી એક ઝાડ તળે વિસામો લેવા બેઠા. માન શિકારના શોધમાં આગળ ને આગળ ચાલી. જેવી તે એક જંગલમાંથી બીજા જંગલમાં દાખલ થઇ કે તરત જ એક વિકાળ સિંહણ ગર્જના કરતી તેની સ્હામે ધસી આવી. માન જરા પણ હિંમત હારી નહિં. તેણે પોતાની તલવાર હાથમાં લીધી. સિંહણે ઘણું પરાક્રમ કર્યું, પણ માને તેને જમીનદોસ્ત કરી. પણ આ સિંહણના વિકરાળ પંઝાથી તેની ઘોડી લોહીલુહાણ થઇ અને મૃત્યુ પામી. માન પગપાળી થઇ ગઇ. તે તેના પિતાની રાહ જોતી ઉભી.

તે ઘોડીપર હાથ ફેરવે છે એટલામાં એક યુવાન રાજપૂત મૂછ પર હાથ નાંખતો તેમજ ઘોડો દોડાવતો ત્યાં આવી પહોંચ્યો. તેણે માનને જોરથી પકડી ઘોડાપર બેસાડી લીધી અને ઘોડાને દોડાવી મુકયો. માન તો આ જોઇ આનંદના આવેશમાં આવી ગઈ. કુમાર ભારતસિંહ જ આ યુવાન રાજપૂત હતો. તે ઘણા દિવસથી માનને મેળવવાના પ્રયત્નો કરી રહ્યો હતો, અને આજની સોનેરી તકનો તેણે યોગ્ય લાભ લીધો હતો.

તે ઘોડીપર આગળ બેઠો, અને માન તેને વળગીને તેની પાછળ છટાથી બેઠી. કુમાર ભારતસિંહે ઘોડી પુરપાટે દોડાવી મુકી. ઘોડીનો અવાજ ઠાકુર બળભદ્રસિહે સાંભળ્યો કે તે તરત જ બેઠો થયો અને તેની પુત્રીનું હરણ થયું છે જાણી તે મ્હોટેથી બૂમ મારવા લાગ્યો.

પણ વિચાર કરતાં તેને જણાયું કે પુત્રી પોતાની ઇચ્છાથી જ પોતાના દુશ્મન સાથે ન્હાસી ગઇ છે. તે તરત જ ઘોડાપર સ્વાર થયો, અને ઘોડાને રામપુરાની દિશા તરફ દોડાવી મુકયો. તેણે ધાડાઓને ભેગા કરી આનો બદલો લેવાનો નિશ્ચય કર્યો.

જોત જોતામાં ભારત અને માન રામપુરા આવી પહોંચ્યાં. ભારતે માનની સાથે વિધિથી વિવાહ કર્યો. રામપુરામાં આનંદની છોળો ઉછળી રહી. મદઘેલી રાજપૂતાણીએ મંગળ ગીતો ગાઈ રહી. માનના આનંદનો પાર રહ્યો નહિ. આ બધું તેને એક સ્વપ્ન સમું લાગ્યું. જેની કલ્પના સ્વપ્નામાં પણ અસંભવિત લાગતી હતી તે તેની નજર આગળ થયું જાણી તેના હર્ષ અને સુખનો પાર રહ્યો નહિ.

ભારતના શૌર્યે તે મુગ્ધ થઈ. તેના જીવનની મહત્વાકાંક્ષા આજે ફળીભૂત થઇ. ભારતના બોલમાં તેને પૂરો વિશ્વાસ બેઠો. બન્ને પ્રેમીઓ આનંદના આવેશમાં આવી એકમેકની રહામે મીટ માંડી જોઈ રહ્યાં.

પણ આ આનન્દ, આ હર્ષ તેમજ આ સુખ ક્ષણજીવી હતું. આ પ્રેમી યુગલને માટે સનાતન સુખ નિર્માયેલું જ ન્હોતું. તેમના સુખી દાંપત્ય જીવનની આ અંતિમ ઘડી હતી. તેમનું જીવન ભરદરિયે ઝોલાં ખાતું હતું.

ઠાકુર બલભદ્રસિંહ જંગલમાંથી સીધો પોતાને ત્યાં ગયો. તેણે ત્રણસો વીર હાડાઓને ભેગા કરી રામપુરામાં આવેલા ભારતસિંહના મહેલને ઘેરો ઘાલવાનો નિશ્ચય કર્યો. તેણે રણશીંગડું વગડાવ્યું, અને તે સાંભળતાં જ ત્રણસો હાડા વીરો જાન કુરબાન કરવા કેસરીયાં વસ્ત્રો ધારી રણે ચડયા. તેઓ આગળ ને આગળ ધસ્યા. સાગરના પુરની માફક બળભદ્રસિંહ વૈરનો બદલો લેવા વિકરાળ નેત્રે ઘોડો દોડાવતો સૌની આગળ ચાલ્યો. તેના ત્રણસો હાડાઓ તેની પાછળ ચાલવા લાગ્યા. જોતજોતામાં તેઓ રામપુરાના સીમાપ્રદેશમાં આવી પહોંચ્યા.

જ્યારે આ સમાચાર ભારતસિંહને મળ્યા ત્યારે તેને પણ શૂર ચઢયું. તેણે પોતાના દોઢસો રાઠોડો ભેગા કર્યા. સઘળી તૈયારીઓ કર્યા બાદ ભારતસિંહ તેની નવવધુ માનના આશિર્વાદ લેવા રણવાસમાં ગયો.

લગ્નની વિધિ થયાને હજુ પાંચ કલાક પણ પૂરા થયા નહોતા. માનના ધવલ દેહપર ચોળેલી હળધર પણ હજુ જેવી ને તેવી તાજી જ હતી. તેનાં લગનકંકણ ઉતર્યાં ન હતાં, તેનું મીંઢળ પણ હજુ છુટયું નહોતું, એટલામાં તો તેનો પિતા ત્રણસેં હાડાઓને લઈ તેના પતિપર વૈર લેવા ધસી આવ્યો. માનને આ જણાવવામાં આવ્યું પણ તે હતાશ થઈ નહિ. તેની મુખમુદ્રાપર પ્રસન્નતા અને સુન્દરતા છવાઇ રહી.

બલભદ્રસિંહે રાઠોડોનો કચ્ચરઘાણ કાઢી ભારતસિંહને જીવતો પકડવાનો નિશ્ચય કર્યો હતો. તેની વિકરાળ અને લાલ આંખોમાંથી અગ્નિ ઝરતો હતો. તેનો ક્રોધ ઉછાળા મારતો હતો. તેનો વૈરભાવ ભડકી રહ્યો હતો.

ભારતસિંહ માનના ખંડમાં દાખલ થયો. માન તેને આવકાર આપવા તૈયાર જ હતી. માન માટે આજનો દિવસ અદ્‌ભુત હતો. આજનો દિવસ તેમને માટે ગર્વ અને ગૌરવનો હતો. માનને ન્હોતા જોઇતા સંસારના નિર્જીવ મોજશોખો કે ન્હોતા જોઇતા ક્ષુલ્લક વિલાસો. તેને એકજ વસ્તુ જીવનમાં જોઇતી હતી અને તે તેનું પોતાનું અને પતિનું ગૌરવ અને પ્રતિષ્ઠા. આજે એ ગૌરવ અને પ્રતિષ્ઠાની પરીક્ષા થવાની હતી અને તેમાંથી કેમ પાર થવું એ જ વિચાર તેને મુંઝવી રહયો હતો.

ભારત માન પાસે ગયો. માને તેને સહર્ષ આવકાર આપ્યો. તેણે તેના પતિને પાનો ચઢાવ્યો. તેના ભવ્ય ભાલ પર કુમકુમનું તિલક કર્યું. તેને કેસરીયાં વસ્ત્રો પહેરાવ્યાં. તેની કમ્મરે તાતી-તલ્વાર લટકાવી. તેના એકહાથમાં ભાલો આપ્યો અને બીજા હાથમાં ઢાલ આપી. તેને માથે રંગીન ફેંટો બાંધ્યો અને આશીર્વાદ આપ્યા. તેણે પતિને એક મીઠું ચુંબન કર્યું. આ રીતે ભારતના ઉત્સાહમાં વધારો થયો. માનના ઉત્સાહથી તેનો પતિ ઉત્સાહી થયો. પત્નીનો વિયોગ તેને જરાપણ સાલ્યો નહિ. તે પતિના ગળામાં પોતાના બે હાથ નાખી સ્નેહભીની આંખે તેમજ મધુર સ્વરે પતિને ઉત્તેજન આપે એવું રણગીત ગાવા લાગી:

"નાથ મ્હડો રણઘોડલે રે,
હું ઘેર રહી ગૂંથીશ!
બખ્તર વ્રજની સાંકળી હો,
ભરરણમાં પાઠવીશ!
મ્હારા કેસરભીના કંથ હો!"

પણ યુદ્ધપ્રિય માનને આટલાથી સંતોષ ન થયો. તે રણરસિયેણ હતી, અદ્ભુત વીરાંગના હતી. તેને પણ રણક્ષેત્રમાં જઇ નામના કાઢવાની ઉમેદ હતી. તેણે પતિને પોતાને સાથે લેવાનું કહ્યું:

"સંગ લેશો તો સાજ સજું હો!
માથે ધરૂં રણમ્હોડ:
ખડગને માંડવ ખેલવા,
મ્હારે રણલીલાના કોડ!
મ્હારા કેસરભીના કંથ હો!"

"દેવી! તમ્હો યુદ્ધમાં આવી શું કરશો?" ભારતે પ્રશ્ન કર્યો. માને ઉતર વાળ્યો: "દેવ!

"આવતા ઝાલીશ બાણને હો!
ઢાલે વાળીશ ઘાવ:
ઢાલ ફુટયે મારા ઉરમાં રાજ!
ઝીલીશ દુશ્મન દાવ!
મારા કેસરભીના કંથ હો!"

"અને પ્રભુ! તમો જો મને સાથે નહિ લઇ જાઓ તો પછી આપણે માટે નિરનિરાળા રસ્તા છે. સત્ય જ કહેવાયું છે કે,

"એક વાટ રણવાસની રે!
બીજી સિંહાસન વાટ:

ત્રીજી વાટ શોણિતની સરિતે,
હો શૂરનાં સ્નાનનો ઘાટ :
મારા કેસરભીના કંથ હો !"

"મારો આશીર્વાદ છે નાથ કે તમો વિજયી થશો. આ રાજપૂતાણી-ની ઇચ્છા સફળ થશે. પ્રભુ !

"જય કલગીએ વળજો પ્રિતમ !
ભીંજવશું ફાગે ચીર :
નહિ તો વીરને આશ્રમ મળશું,
હો ! સુરગંગાને તીર !
મ્હારા કેસરભીના કંથ હો !"

"ત્યારે પ્રભુ ! હવે શું જોઈ રહ્યા છો ?...તૈયાર થાઓ...તમ્હારી સમશેરને શોભાવો...અરીનું મર્દન કરો—રણે પધારો.

"રાજમુગટ રણ રાજવી હો !
રણઘેલા ! રણધીર !
અધીરો ઘોડો થનગને નાથ,
વાધો રણે મહાવીર !
મ્હારા કેસરભીના કંથ હો !
મ્હારા કેસરભીના........ !
સીધાવોને રણવાટ !
આભ ધ્રૂજે ધરણી ધમધમે :રાજ !
ઘેરા ઘોરે શંખનાદ !
મ્હારા...............હો !"

માને આ રણગીતથી ભારતના રણઘેલા હૃદયમાં અજબ ઉત્સાહ રેડયો. તેણે ભારતને એક ગાઢું આલિંગન અને ચુંબન આપ્યું. ભારતે પણ તેવી જ લાગણીભરી એક મિઠી ચુમી લીધી.

ભારતે માનની વિદાય લીધી. માને વિદાય આપતાં આપતાં પણ તેને તેનો ક્ષાત્રધર્મ સમજાવતાં કહ્યું :

"દેવ ! રણમાં તમ્હારાં કેસરિયાં વસ્ત્રો લજાવશો નહિં. સ્હામી છાતીએ લડજો, પણ પુંઠ બતાવશો નહિં. તમારી માનનો જરા પણ વિચાર ન કરશો. માન તમ્હારી છે ને તે જીવનના અંત સુધી તમારીજ રહેવાની છે, તે નિશ્ચે માનજો. પત્નીના સુખ ખાતર તમ્હારા પૂર્વજોની ઈજ્જત ગુમાવશો નહિં. તમ્હો જ્યાં જશો ત્યાં માન તમોને તુરતજ આવી મળશે. તમ્હો વીરોને યોગ્ય એવી ગતિ પામશો તો સ્વર્ગગંગાને તીરે હું તમ્હોને આમંત્રણ કરીશ. તો પધારો પ્રભુ ! રણાંગણમાં શત્રુઓનું મર્દન કરજો, નહિં તો શત્રુઓને રોળતાં તમ્હો પોતે રોળાજો; પણ આ માનને નીચું જોવડાવે તેવું કદાપિ પણ ન કરશો. હવે છેલ્લી વિદાય પ્રભુ !"

માનના રણગીતથી, આશ્વાસનથી, તેમજ આ ઉત્તેજનથી ભારત ઉત્સાહી તેમજ આશાવાદી થયો. બન્નેએ ફરીથી એકમેકને ચુંબન કર્યાં, અને ભારત હર્ષભર્યે ન્હેરે પોતાનો મહેલ છોડી રણે ગયો. તેની પાછળ તેના દોઢસો રાઠોડો ચાલ્યા. માન પોતાના મહેલની અટારી-માંથી આ ભવ્ય કુચ જોઇ રહી. જ્યારે તે દેખાતા બંધ થયા ત્યારે જ માન ત્યાંથી પાછી ફરી.

* * *

રામપુરાના પાદરે હાડા અને રાઠોડો ભેટયા. તાતી તલવારો ઉછળવા લાગી. ભાલાના ચમકારો થવા લાગ્યા. કેટલાકનાં માથાં પડવા લાગ્યાં. વીરોની રણગર્જના મ્હોટે સાદે થવા લાગી. સૂર્યના તાપમાં તલ-વારો ચમકવા લાગી. તુમુલ યુદ્ધ મચી રહ્યું. હાડાઓ અને રાઠોડો ભયંકર સ્વરૂપ ધારણ કરી એક બીજાનો કચ્ચરઘાણ કાઢી રહ્યા.

રાઠોડોની સંખ્યા હાડાની સંખ્યાના પ્રમાણમાં ઘણી થોડી રહી.

હાડાઓના માણસોમાં પણ ઘટાડો થયો છતાં, પણ તેઓની સંખ્યા પ્રથમથી જ વધારે હતી.

ઠાકુર બલભદ્રસિંહનો ઘોડો રણમાં રોળાયો. ભારતસિંહની ઘોડી પણ તલવારના ઘાથી જમીનદોસ્ત થઇ. સસરો જમાઇ પગપાળા થયા અને સામસામે આવી દ્વન્દ્વ યુદ્ધ કરવા લાગ્યા.

બન્ને શુરવીર હતા, રણપ્રિય હતા, સાહસિક હતા, બન્નેના શરીરો મજબૂત હતાં. પણ એક વૃદ્ધ હતો, બીજો યુવાન હતો. એક-નામાં વૃદ્ધાવસ્થાનું પાણી હતું, બીજામાં યૌવનનો તોર હતો.

બન્નેએ પોતાની તલવાર અને ઢાલ હાથમાં ધરી અને એક બીજા પર હલ્લો કર્યો. તે જોતાં જાણે સોરાબ રૂસ્તમની સાથે લઢી રહ્યા હોય, જાણે રામ પરશુરામ સાથે લઢી રહ્યા હોય, કૃષ્ણ કંસ સાથે યુદ્ધ કરી રહ્યા હોય, અભિમન્યુ કર્ણ સાથે લડી રહ્યો હોય એમ જોનારને લાગતું! બન્ને યુદ્ધ કરવાની કળામાં સરખા નિપુણ હતા. કોણ કોનાથી ચઢિયાતો છે એ કહેવું મુશ્કેલ હતું. આથી યુદ્ધનું પરિણામ અનિશ્ચિત હતું.

કેટલીક ક્ષણ સુધી આ યુદ્ધ ચાલ્યું, પણ કોઇના ઉપર પરાભવનાં ચિહ્નો જણાયાં નહિં. પણ આ જ અરસામાં ભારતની તલવારનો ફટકો બલભદ્રસિંહની છાતી પર પડયો. ઘા જો કે ઉંડો ન હોતો, છતાં પણ તેમાંથી લોહી દડદડ વહી જવા માંડયું, અને બલભદ્રસિંહને તમર આવતાં મૂર્છા ખાઇ ભૂમિ પર પડયા.

ભારત રજપૂત હતો. તેણે ભૂમિ પર પડેલા પોતાના શત્રુનો વાળ સરખો પણ વાંકો કર્યો નહિં. છતાં પણ તેના વરભાવે તેને તેનો અંત આણવાને પ્રેર્યો. તે જેવો તેના પર પ્રહાર કરવા જાય છે એવામાં તેને માન સાંભરી. તેણે વિચાર કર્યો કે તે વૃદ્ધ રાજપૂત તેનો શત્રુ છે એ વાત ખરી, પણ જેટલો તે શત્રુ છે તેટલો જ તે તેની પ્રાણથીપણ વ્હાલી પત્નીનો પિતા છે. આથી તેણે તે નિરાધરા

રાજપૂત પર બીજો પ્રહાર ન કર્યો. તેને ત્યાં જ પડતો રહેવા દઇ ભારત આગળ ધસ્યો.

આખી રાઠોડ સેનામાંથી તે એકલો જ બચવા પામ્યો હતો. તેના પરાજયના સમાચાર તેની પત્નીને પહોંચાડનાર પણ કોઈ રાઠોડ બચ્યો જીવ્યો નહિં. યુદ્ધ સમાપ્ત થયું.

બલભદ્રસિંહને જીવતદાન મળ્યું ખરૂં, પણ આ જીવન તેને મૃત્યુ કરતાં પણ વસમું અને ભયંકર લાગ્યું. આવું જીવન જીવવા કરતાં તે મૃત્યુ પામ્યો હોત તો વધારે સારૂં થાત એમ તેના સ્વાભિમાની હૃદયને થયું. રાત્રિ પડી એટલે તેણે માણસોને બોલાવ્યા. તેણે રાત્રિ રણક્ષેત્રમાં જ ગાળવાનો અને બીજે દિવસે ફરીથી યુદ્ધ કરવાનો નિશ્ચય કર્યો.

રાત્રિ પડી. ચારે દિશા અંધકારથી છવાઇ ગઇ. હતાશ થઇ ભારતસિંહ રણક્ષેત્રમાંથી પાછો ફર્યો. તેની સાથે કોઇ નહોતું. તેની પાણીદાર ઘોડી કપાઇ ગઇ હતી. તેની તેજસ્વી તલવાર પણ ભાંગી ગઇ હતી. તે અંધારામાં છુપાતો રણભૂમિ છોડી ગયો. તે એક જંગલમાંથી લપાતો લપાતો બીજા જંગલમાં દાખલ થયો.

તેનાથી આ પરાજય સહન ન થયો. તેણે એક દીર્ઘ નિઃશ્વાસ મુકયો. તેને માન સાંભરી. એક વખત માનનું મુખ જોવા તેણે નિશ્ચય કર્યો. આથી તે પોતાના મહેલની દિશા તરફ વળ્યો. ભગ્ન હૃદયે તેમજ ઘવાયેલા આત્માએ તે રામપુરની સીમમાં આવી પહોંચ્યો. તેનો મહેલ તેને દૂરથી દેખાયો.

( ૭ )

ભારત પોતાના મહેલની પાસે આવ્યો. મહેલનાં બારી બારણાં બંધ હતાં. રક્ષકો સુઇ ગયા હતા, પણ મહેલમાં ઝાંખા દીવા બળતા હતા. ભય અને શોકથી તેનું હૈયું ભારે થયું હતું, છતાં પણ તે

આશાવાદી હતો. તેની નવવધૂ તેને જોતાં જ તેને ભેટી પડશે, વધાવી લેશે, તેમજ હર્ષભેર આવકાર આપશે એવી તે કલ્પના કરતો હતો. તે મહેલના દરવાજા પાસે પહોંચ્યો. આ સમયે તેને દોઢસો રાઠોડો સાંભર્યા. છતાં પણ તે નિરુત્સાહી થયો નહિં. તેનો વિચાર પોતાની પત્નીને મળવાનો તેમજ તેની પાસેથી નવીન પ્રેરણા મેળવવાનો હતો. તે મૃત્યુથી ડરતો નહોતો, પણ તેને તેની પત્નીનો મુખચંદ્રમા એક વાર જોવો હતો.

તે હિંમત કરી દરવાજા પાસે આવ્યો. દરવાજો બંધ હતો. તેણે તે જોરથી ખખડાવ્યો પણ કાંઇ ઉત્તર મળ્યો નહિં. તેણે બીજી વાર દરવાજો જોરથી ખખડાવ્યો અને શાન્ત થઈને ઉભો.

" કોણ છે ? " એવો સ્પષ્ટ અવાજ તેને કાને અથડાયો.

" દેવી ! "

" આ અર્ધરાત્રિએ દરવાજો કોણ ઠોકે છે ? "

" દેવી ! ત્હારો ભારત ! "

" હું નથી માનતી. આ અર્ધરાત્રિએ મ્હારા મહેલના આંગણામાં ચોરની માફક કોણ લપાઇ રહ્યું છે ? "

" દેવી ! બીજું કોઇ નહિં પણ ત્હારો ભારત છે ! ત્હારા જીવનનો આધાર ! આ કડકડતી ઠંડીમાં ત્હારી રાહ જોઇ ઉભો છે. તું એનું સ્વાગત કર ! "

" યુદ્ધનું પરિણામ શું છે? "

" દેવી ! ત્હારો પિતા ઘાયલ થઇ ભૂમિ પર પડયો, પણ ત્હારી ખાતર મ્હેં તેને જતો કીધો. "

" પછી શું થયું ? "

" આપણા દોઢસો રાઠોડો રણમાં રોળાયા ! "

" પછી ? "

" પચાસ હાડાઓ બચવા પામ્યા ! "

" પછી ? "

" રાઠોડોમાંથી હું એકલો રહ્યો. "

" પછી ? "

" એટલે નિરૂપાયે રણ છોડી ત્હને મળવા આવ્યો. "

" તું કોણ છે ? "

" ત્હારો ભારત, બીજું કોઇ નહિં ! "

" મ્હારો ભારત ! આ અંધારી રાત્રે, અને તે પણ આમ ચોરની માફક લપાતો ! બને જ નહિં ! "

" દેવી ! પ્રમાદ થાય છે. મારો પ્રાણ ત્હમારા મહેલના દ્વારમાં ઉભો છે ! તમ્હો નહિં માનો ? "

" હું નથી માની શકતી. "

" દેવી ! શી ખાત્રી આપું ? "

" રાજપૂતાણીને ખાત્રીની પરવા નથી. "

" તો શીદ વિલંબ કરો છો ? "

" મ્હારો ભારત હોઇ શકે જ નહિં ! "

" માન ! ત્હારા સુખને ખાતર. ત્હારા મહત્વાકાંક્ષી જીવનની અભિલાષાઓ પરિપૂર્ણ કરવા ખાતર, હું આજે રણ છોડી અહીં આવ્યો છું......દેવી ! મ્હને મૃત્યુનો ડર નથી. મૃત્યુ તો રાજપૂતો હાથમાં લઇને ફરે છે, પણ ત્હારી જ ચિન્તાએ હું પાછો ફર્યો છું. દેવી ! આપણાં લગ્ન થયાંને હજુ પુરા બાર કલાક પણ વીત્યા નથી. હજુ ત્હારૂં મીંઢળ પણ છુટ્યું નથી. હજુ તેં પરિણીત જીવનનો લ્હાવો પણ લીધો નથી. એટલામાં ત્હને વૈધવ્યના દુઃખ સાગરમાં ડુબાડવી એ વિચાર આ ભારતથી ન સહાયો ! અને તેથી જ રણ છોડી આમ અર્ધરાત્રિએ હું ત્હારી પાસે આવ્યો છું ! "

માન આ લજ્જા, આ અપમાન, આ કલંક તેમજ લાંછન ક્ષણ પણ સહી ન શકી. તેનો પતિ પ્રાણ બચાવી કાયરની માફક

દુશ્મનોને પીઠ બતાવી રણમાંથી ન્હાસી છૂટે અને પોતાની ઇજ્જત તેમજ પ્રતિષ્ઠાનો વિચાર ન કરતાં તેની પત્નીના સુખને બહાને વીલે મ્હોંએ અર્ધિ રાત્રીએ પાગલ થઇ ઘર આગળ સંતાતો આવે એ વિચારે માન માનભંગ થઈ. તેના અભિમાની આત્માને આથી સખત ફટકો લાગ્યો. તેના હૃદયના ચૂરેચૂરા થયા. તેનો પતિ આ રીતે રણમાંથી પાછો ફરશે એવો તેને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. છતાં પણ તે પાછો ફર્યો જાણી તેને તેના હિચકારાપણા માટે ધિક્કાર છૂટયો. તેની મુખમુદ્રા ગંભીર થઇ. તેણે થોડા સમય સુધી કાંઇ જવાબ જ ન વાળ્યો.

"દેવી! ત્હમારો પ્રભુ ત્હારે બારણે ઉભો છે. ત્હમને રામપુરામાંની ત્હમારા પિતાના મહેલમાંની તે અંતિમ રાત્રિ સાંભરે છે કે? દેવી! સાંભરતી હોય તો આમ વિલંબ કદાપિ ન કરો! દેવી! શું જોઇ રહ્યાં છો?"

"મ્હારો ભારત! હું માનતી જ નથી. હૃદય માનવાની ના પાડે છે. મ્હારો પ્રભુ જો ઘર આગળ આવ્યો હોત તો તે ઘરશીફ્રઝાવતો તેમજ વિજયશ્રીને વરીને આવ્યો હોત. તે કદાપિ પણ આમ અર્ધિરાત્રિએ ચોરની માફક સંતાતો આવ્યો ન હોત! અને તે સમયે આ મહેલના દરવાજા આપોઆપ ખુલ્લા થાત. પણ તું ભારત નથી, રાજપૂત નથી, વીર નથી, સૈનિક નથી, તું તો કોઇ ભૂલો પડેલો વટેમાર્ગુ લાગે છે. મ્હારો સ્વામિ કદાપિ પણ દેઢસો રાઠોડોને રણમાં મુકી પલાયન ન કરે! મ્હારા પ્રભુ કદાપિ પણ ઇજ્જત, ગૌરવ અને પ્રતિષ્ઠા, આગળ પત્નીના સુખનો વિચાર ન કરે! તે કદાપિ પણ તેની ઇજ્જત ન વેચે, કદાપિ પણ તેના પૂર્વજોએ કરેલાં કાર્યો પર પાણી ન ફેરવે! તે કદાપિ પણ આમ પાગલ ન થાય! મ્હારો સ્વામિ કાં તો શત્રુઓને સંહારી વિજયી થઇ આવે અગર શત્રુને સાથે રણમાં રોળાય; પણ ત્હારી માફક કલંકિત મ્હોંએ કદાપિ પણ

પાછો ન ફરે ! જા, વટેમાર્ગુ આગંતુક ! આ વીરાંગના રાજપૂત વિધવાના મહેલમાં ત્હારે માટે સ્થાન નથી ! ત્હારૂં કલંકિત મ્હોં કોઇને બતાવીશ નહિં. મ્હારા પતિ તો કયારનાયે મૃત્યુની મીઠી ગોદમાં સુતા છે ! તેની આ વીરાંગના વિધવાને વીર ધર્મનું પાલન કરતાં આવડે છે. આથી જ ત્હારા જેવા કાયર પુરૂષ સાથે વાતચિત કરતાં પણ મ્હને લજ્જા આવે છે ! જા, વટેમાર્ગુ આગળ જા !"

"વ્હાલી માન ! મ્હારી સ્નેહરાશિ ! હું ત્હને કેવા શબ્દોમાં ખાત્રી આપું કે હું પોતે ત્હારો ભારત છું ? પ્રિય માન ! ત્હારા બોલની છટા મ્હને સાંભરે છે. ત્હારાં પેલાં સુંદર, ગંભીર અને તેજસ્વી નયનો હું જોઇ રહ્યો છું. ત્હારૂં શરીરસામર્થ્ય અને તેની સાથે વહી રહેલો ત્હારો દિવ્ય સૌંદર્યનો પ્રવાહ પણ મ્હારી નજર આગળ તરી રહ્યો છે. ત્હારૂં ભેદભર્યું માન, ત્હારૂં સ્પષ્ટ વ્યક્તિત્વ, ત્હારી હૈયાની હૂંફ મ્હને સાંભરે છે. માનિની ! હું ત્હને વિનવું છું કે તું મ્હને નહિં તિરસ્કાર ! ત્હારૂં અભિમાન ઓછું કર. ત્હારા ક્રોધને શમાવ. હું ત્હને જ જોઇ રહ્યો છું....ત્હને મળવા તલસી રહ્યો છું....ત્હારો પ્રભુ...ત્હારો દેવ...ત્હારો નાથ...અહિં ઉભો છે તો બારણું ખોલીદે !"

"ઓ કુલાંગાર ! ત્હારૂં અપમાન હું સહન કરી શકતી નથી. ત્હારો જુલમ પણ અસહ્ય છે. હિમાચળ ચળે તો ભલે ચળે પણ આ માન એના નિશ્ચયમાંથી કદાપિ ચળશે નહિ ! તું ભારતસિંહ છે એ વાત જ હું સ્વીકારી શકતી નથી, માટે આવ્યો તેવો ચાલ્યો જા !"

"અરે અભિમાની માનિની ! સત્ય હકીકત સાંભળવાથી તને શું દુઃખ થનાર છે ? મારો શાક્ષી ધર્મ છે, આ તારા પણ સાક્ષી છે. હું છેતરપીંડી કરતો નથી, હું કોઇ ભૂલો પડેલો વટેમાર્ગુ નથી. હું ત્હારો પતિ જ છું. દેવી ! ત્હેં જેને મનથી તન મન અર્પ્યાં છે તે પોતે હું છું. મ્હારૂં સુખ ત્હારા સુખે છે. મ્હારૂં જીવન ત્હારા જીવનને આધીન છે. આ કકડતી ઠંડીમાં —આ ઘોર અંધકારમાં—આ દાઝેલા અંતઃકરણમાં—આ નિરાશ

જીવનમાં—આ પરાજયમાં—આ જીવનની અંતિમ ઘડીમાં મ્હને પ્રેરણારૂપ માત્ર, તું એક જ છે ! મ્હારૂં સુખ વિચારી હું અહીં નથી આવ્યો, પણ ત્હારા સુખની ખાતર હું આવ્યો છું, તો ત્હારી દૃષ્ટિએ એ અપરાધ હોય તો ક્ષમા કર. મ્હને એક તક આપ !"

"ક્ષમા ? ત્હારા જેવા કાયરને માટે ક્ષમા ન હોય ! ક્ષમા તો વીરોને શોભે. રે મુસાફર, તું ચાલ્યો જા ! ત્હેં ત્હારા જીવનને કલંક લગાડયું છે, અને સાથે મ્હારૂં પણ જીવન ધૂળધાણી કર્યું છે. ત્હેં ત્હારી પ્રતિષ્ઠા વેચી છે, અને મ્હારૂં ગૌરવ હણ્યું છે. આજે આ મહેલમાં હું એકલી બેસી રહીશ. શિર નીચું ઘાલી, નિઃસંગ, એકલી, લક્ષ્યહીણી, તેમજ પરાજય અને અપમાનના ડંખે ડંખાયેલી હું પડી રહીશ. જ્યાં જ્યાં આંખ ફેરવીશ ત્યાં ત્યાં લજ્જા મ્હને વીંધશે. ક્રુર લજ્જા છાતી નીચે છુપાઇ રહીને મ્હને પળે પળે ડંખ દેશે. ધિક ! ધિક ! અલ્યા નિર્દય પથિક ! તું અહિંઆ કયાંથી ભૂલો પડયો ? તું આ નિરાધાર વિધવાને ત્રાસ આપવા આમ અર્ધિ રાત્રિએ શામાટે અહીં આવ્યો ? મ્હારે માટે હવે સુખ નથી, આનંદ નથી, જીવન નથી, આદર્શ નથી. હવે તો મ્હારે માટે સ્વર્ગધામ જ છે. ત્યાં મ્હારા સાચા પતિ મ્હારી વાટ જોઇ રહ્યા હશે."

"દેવી ! પ્રમાદ થાય છે, અવિવેક થાય છે, ન્હાને મ્હોએ મ્હોટી વાતો થાય છે. પતિવ્રત અને પ્રતિષ્ઠાને ખ્હાને હદ ઓળંગાય છે. સ્વાભિમાન અને ગૌરવને જરૂર કરતાં વધુ વજન અપાય છે. કલ્પના અને ભાવનાને સત્ય હકીકત કરતાં વધુ મહત્વ અપાય છે. હું સમજું છું. મ્હેં બધો વિચાર કર્યો છે અને તેમ કર્યા પછી જ હું પાછો ફર્યો છું. એકલે હાથે, તલવાર વિના, ઘોડી વિના રણક્ષેત્રમાં નિરર્થક ઘૂમવા કરતાં કાલે વધુ રાઠોડો ભેગા કરી રણમાં જઇશ. હું નવેસરથી યુદ્ધ આદરીશ. પણ મ્હારી એક જ અભિલાષા છે. મ્હારે ત્હને એકવાર મળવું છે. ત્હારી પાસેથી નવી પ્રેરણા મેળવવી છે. શું એટલીયે ઉદારતા તું નહિ દર્શાવી શકે ?"

“ અરે કુલાંગાર ! ત્હારો એક એક શબ્દ મ્હને તીરની માફક વીંધે છે. ત્હારાં એક એક વાક્યે મ્હારા હૃદયમાં લાહ્ય લાગે છે. મ્હારા આખા શરીરમાં વહ્નિની જ્વાળા પ્રકટી છે. મ્હારા હૃદયના કટકા થાય છે, મ્હને મૂર્ચ્છા આવે છે. આંખે અંધારાં આવે છે. હું હવે વધુ બોલી શકતી નથી, દુઃખ, શોક, સંતાપ, અભિમાન, તિરસ્કાર આદિના વિચારો અને વિકારોએ મ્હારા હૃદયમાં દ્વંદ્વયુદ્ધ મચાવ્યું છે. જા, મુસાફર, જા. ત્હારી સાથે વધુ વાતચીત કરવાની મ્હને ઇચ્છા નથી ! ત્હારૂં કલંકિત મ્હોં દૂર કર ! ”

માનિનીના આ હૃદયવેધક શબ્દોથી તે રાઠોડ મ્હાત થયો. તે એક પણ શબ્દ બોલી શક્યો નહિં. તે ધ્રુજી ઉઠયો. જે આશાથી તે આવ્યો હતો તે આશા નષ્ટ થઇ. તેના હવાઈ કિલ્લાઓ તુટી પડયા. હિમાચળ ચળે પણ તેની વીરાઙ્ગના પત્ની તેના મેવાડી ધર્મમાંથી કદાપી નહિં ચળે એવી તેને ખાત્રી થઇ.

તેની પત્નીની સ્વાભિમાન અને પ્રતિષ્ઠાની ભાવનાથી તે સતેજ થયો. શુદ્ધ રાજપૂતાણીનું ધાવણ તે ધાવી હતી. બચપણથી જ પુરૂષોના સંસર્ગમાં રહેવાથી તે સખત થતાં શીખી હતી. તે જેટલી દયાળુ હતી તેટલી જ સખત હતી. તે જેટલી માયાળુ થઇ શકતી તેટલી જ પ્રસંગ આવ્યે નિર્દય થતી. તે શુદ્ધ ક્ષત્રાણી હતી. રાજપૂતાણીના જૌહર ધર્મથી તે પરિચીત હતી. ગૌરવસિદ્ધિ આગળ તેને ન્હોતો મૃત્યુનો ડર કે ન્હોતો અગ્નિનો ડર. પોતાની પ્રતિષ્ઠાના રક્ષણ માટે તેને ન્હોતી દરકાર પિતાની કે ન્હોતી દરકાર પતિની. તેના રક્ષણ માટે તે ગમે તે કરવાને પણ તૈયાર હતી.

પ્રતિષ્ઠા, ગૌરવ અને કીર્તિને માટે તે જન્મી હતી અને તેના રક્ષણ માટે જ તે જીવી હતી. તેણે તેના રક્ષણ માટે વૃદ્ધાવસ્થામાં આવેલા પોતાના પિતાને તરછોડયો હતો; તેને દુઃખી કીધો હતો અને

તેનો અહંકાર ઓગળાવ્યો હતો. એટલું જ નહિ પણ તેની ઇચ્છા-વિરૂદ્ધ રાઠોડ સાથે લગ્ન કરી તેણે હાડા વંશને નીચું જોવા જેવું કર્યું હતું. જેમ તેણે તેના પિતાને આ ગૌરવરક્ષાએ તરછોડયો હતો તેમ આજે પણ આ રાજપૂતાણી તે જ ગૌરવ, તે જ પ્રતિષ્ઠા, તે જ માન અને નાક માટે પોતાના વહાલા પતિનો તિરસ્કાર કરવા તૈયાર થઇ.

તેના શબ્દોમાં અદ્ભુત નિશ્ચયતા હતી, સક્ક્ષમતા હતી, શબ્દો પાળવાનું સામર્થ્ય હતું. તેને તેનાં વાક્યોમાં તેમજ શૌર્યમાં વિશ્વાસ હતો. આથી તેણે બારણું નહિ ઉઘાડવાનો નિશ્ચય કર્યો હતો. તે હતાશ થઇ. ભગ્નહૃદયે તે મહેલમાં ચાલી ગઇ.

ત્યારબાદ ભારતે ઘણી બુમો પાડી પણ તેને કોઇએ દાદ આપી નહિ. તેણે ફરીથી એક વાર બારણામાં જોરથી લાત મારી. આ લાતથી બારણું તુટી પડયું. ભારતસિંહ તરત જ મહેલમાં દાખલ થયો. પણ મહેલમાં જઇને જુએ છે તો માનિની મળે નહિ. તે એક ખંડમાંથી બીજા ખંડમાં ગયો. એમ કરતાં એ આખા મહેલમાં ફરી વળ્યો, પણ ક્યાંય તેની માન તેને દેખાઇ નહિ.

તે માનને મળવા આવ્યો હતો. માનની સાથે જીંદગીભર રહેવા નહિ પણ તેની પાસેથી પ્રેરણા મેળવવા. આવ્યો હતો. તેને તેની સાથે બેિઠી બે ચાર વાતો જ કરવી હતી, પણ માનનાં દર્શન ન થતાં આ રાજપૂત વીર ધ્રૂજવા લાગ્યો. માનને મળવા માટે તે અધીરો થયો. તે ગાંડા જેવો થઈ ગયો અને મ્હોટેથી બૂમો પાડવા લાગ્યો.

આખરે થાકીને તેમજ કંટાળીને તે મહેલના પાછલા ભાગમાં ગયો. ત્યાં જઇ જુએ છે તો એક સ્થળે દાસીવૃંદ ટોળે મળી રડી રહ્યું હતું. તેઓને આમ રોતાં કકળતાં જોઈ ભારત તરત જ ત્યાં ગયો અને માન વિષે પ્રશ્ન કર્યો. દાસીઓએ તેને સંકેતથી મહેલનો પાછળનો ભાગ દર્શાવ્યો.

આ સૂચનાથી ભારત ઉતાવળે પગે ત્યાં ગયો. ત્યાં જઈ જુએ છે તો અગ્નિની જ્વાળાઓ નીકળી રહી છે. ચંદનની ચિતાનો સુગંધ ચારે દિશાએ મ્હેકી રહ્યો છે. બ્રાહ્મણો ધર્મમંત્રો ઉચ્ચારી રહ્યા છે. અગ્નિના પ્રકાશથી આખો પ્રદેશ ઝળહળી ઉઠયો છે.

ત્યાં કેસરી વસ્ત્રમાં સજ્જ થયેલી, કેશકલાપ છુટા રાખી કુલીનતા, સુંદરતા, તેજસ્વિતા અને પવિત્રતાની નરી પ્રતિમાસમી માનિની ગૌરવ તેમજ હર્ષભર્યે ચ્હેરે અગ્નિમાં પ્રવેશવા તૈયાર થઈ ઉભી હતી. તેના શરીર પર એક પણ અલંકાર ન્હોતો, તેના ભવ્ય ભાલે સૌભાગ્યનું તિલક ન્હોતું. તેના મુખારવિંદ પર પ્રસન્નતા છવાઈ રહી હતી, પણ તેની સાથે તેમાં ગંભીરતા અને નિશ્ચયતાનાં નૂર ચમકતાં હતાં. તેનો આત્મા ઘવાયો હતો. તેનું અભિમાન ઓગળી ગયું હતું. તેનું હૃદય વીંધાયું હતું. તે લજ્જા અને અપમાનથી નીચી નમી ગઈ હતી. આ ઘા, આ ડંખ, આ અપમાનની છાયા તેના મુખમંડળ પર સ્પષ્ટ તરી આવતી હતી.

તેની આકૃતિ ભવ્ય લાગતી હતી. જાણે કોઈ દેવી અગ્નિમાં પડવા ઉભી હોય એવું લાગતું હતું. તેની તેજસ્વિતા ચારે દિશાએ પ્રસરી રહી હતી. તેનો આદિવ્ય દેખાવ ચંદ્ર, તારા અને જ્યોત્સ્ના જોઈ રહ્યાં હતાં. નદી ઘુઘવાટ કરતી બંધ પડી હતી. સાગર પણ શાન્ત થયો હતો. સર્વેની આંખમાંથી આંસુ પડતાં હતાં. ફક્ત બે જ જણ શાન્ત હતા : એક માન અને બીજો ભારતસિંહ.

માનની તેજસ્વી આકૃતિ જોઈ ભારત તેને ભેટવા દોડયો, પણ માનિનીએ તેના તરફ એક તીરછી દૃષ્ટિ કરી તેને આંગળીના ઈશારાથી આગળ વધતો અટકાવ્યો. તેણે તેની ચિતાને નહિ અડવાની આજ્ઞા કરી.

ભારતે તેની આજ્ઞા શિરસાવંદ્ય કરી. તે તેની પત્નીની તેજસ્વિતા તેમજ દિવ્યતા અને અદ્‌ભુતતા જોતો ઘડીભર થંભી જ રહ્યો.

ચિતા ભડભડ બળવા લાગી, અને આ તેજઃપુંજ તેમજ ગૌરવપુંજ ત્યાગમૂર્તિમાન ચિતામાં પડી.જોતજોતામાં ભસ્મીભૂત થઇ. જ્યાં થોડા સમય પહેલાં એક તેજસ્વી મૂર્તિ ઉભી હતી ત્યાં રાખનો ઢગલો થયો. ભારતે તેની રજ હાથમાં લઇ માથે ચઢાવી.

ગૌરવમાં તે જન્મી હતી અને ગૌરવમાં તે વિલીન થઈ. જન્મ સમયે તે જેટલી દિવ્ય, તેજસ્વી અને અભિમાની હતી, લગ્ન સમયે તે જેટલી આશાવાદી, ઉત્સાહી અને મહત્વાકાંક્ષી હતી, તેટલી જ મૃત્યુ સમયે તે ગૌરવવન્તી, તેજસ્વી અને સ્વાભિમાની રહી. મૃત્યુ સમયે પણ તેની મુખમુદ્રા મોહક, આકર્ષક, સુંદર, ભવ્ય અને પ્રેરણાભરી હતી.

પત્નીના ત્યાગે ભારત સતેજ થયો. તેના નિરાશાવાદી જીવનમાં ઉત્સાહ રેડાયો. તેણે જીવનનો મોહ છોડયો. તેણે પોતાના મહેલમાંથી એક નવી તલવાર લીધી, ઘોડારમાંથી એક ઘોડી લીધી અને બળભદ્રસિંહ પર વૈર લેવાનો નિશ્ચય કર્યો.

પ્રાતઃકાળ થતાં તેણે રણક્ષેત્રનો રસ્તો લીધો. ત્યાં જઇ તે શત્રુઓનો સંહાર કરવા લાગ્યો. પણ આમ કરતાં તે એક હાડા સૈનિકના પ્રહારથી ઘાયલ થયો અને ભૂમિ પર પડયો. જોતજોતામાં તે બેશુદ્ધ થયો અને પોતાની પ્રિયતમાનું ચિતાપ્રવેશ સમયનું તેજસ્વી અને ભવ્ય મુખનું સ્મરણ કરતો સ્વર્ગે સીધાવ્યો.






